धन्य धन्य हैं पुरुष-रत्न वे जो रत्नत्रय पाते
विषयों को विष जान दृष्टि उस ओर नहीं ले जाते।
उत्तमबोधि प्राप्त कर अपना जीवन सफल बनाते
वे अक्षय सुखधाम मुक्ति पा नहीं लौट कर आते ॥

મુદ્રક :
શેઠ ગુલાબચંદ દેવચંદ
આનંદ પ્રેસ ભાવનગર.

# પ્રસ્તાવના

વૈજ્ઞાનિકો પ્રકૃતિના અતિગૂઢ રહસ્યોનું ઉદ્ઘાટન કરે છે, તેના અંગોપાંગનું વિશ્લેષણ કરે છે અને વિભિન્ન રાસાયનિક દ્રવ્યોનું સંમિશ્રણ કરી અનેક પ્રકારના અદ્ભુત અને વિસ્મયજનક આવિષ્કારો જગત સમક્ષ રજૂ કરે છે. આ પ્રમાણે વૈજ્ઞાનિકોએ પોતાની અપૂર્વ ક્ષમતા તેમજ તીક્ષ્ણ બુદ્ધિથી પ્રકૃતિને સ્વાધીન કરવાની પૂરેપૂરી કોશીશ કરેલ છે. આજે વૈજ્ઞાનિકોની ચમત્કૃત બુદ્ધિથી મનુષ્યો પક્ષીઓની માફક આકાશમાં અપ્રતિહતરૂપે વિહાર કરી શકે છે, અસીમ-અથાગ સાગરમાં મગરમચ્છની માફક ફરી-ફરી શકે છે અને સ્થલ ઉપર વાયુવેગથી દોટ મૂકી શકે છે. વિજ્ઞાનના પ્રભાવથી અત્યંત કષ્ટસાધ્ય કાર્યો આજે અનાયાસ જ સિદ્ધ થઇ જાય છે. હજારો મનુષ્યો જે કાર્યને બરાબર સિદ્ધ કરવામાં અસમર્થ નીવડ્યા હતા તે જ કાર્ય આજે એક નાનકડું મશીન સરલતાપૂર્વક સિદ્ધ કરી દે છે. વિજ્ઞાનનાં આ બધાં તથા આવાં જ બીજાં ચમત્કારો નિસંદેહ સાધારણ ઘટના નથી. આ બધાં મનુષ્યની અલૌકિક સામર્થ્યશક્તિનાં સાક્ષાત્ પ્રમાણો છે.

જ્યારે આપણે માનવીય કૌશલની આ ચમત્કારિક ઘટનાઓ

વિશે વિચાર કરતાં વિશ્વના સાગરમાં ડૂબી જઈએ છીએ ત્યારે
એક પ્રશ્ન મૌનભાવે આપણા મસ્તિષ્કમાં ઉપજે છે અને જગ
બળાટ મચાવી મૂકે છે અન્તરાત્મા પૂછે છે–'અરે ચમત્કારિક
ઘટનાઓના સર્જક અરે બુદ્ધિ-નિધિ અક્ષય ભંડાર માનવ !
તું શું ચાહે છે ? તારું સાધ્ય શું છે ? તું કયા ઉદ્દેશની પૂર્તિ
માટે આકાશ-પાતાળ એક કરી રહ્યો છે ? તું તારું લક્ષ્ય સ્થિર
કરીને અનુકૂળ દિશામાં આગેસર થઈ રહ્યો છે કે વિક્ષિપ્ત ચિત્ત
ભ્રમ મનુષ્યની માફક હૃદયના તરંગો ઉપર જ નાચી રહ્યો છે ?'

આ પ્રશ્નો અસંગત નથી તેમજ વિસંગત પણ નથી વિજ્ઞાન
ના આવિષ્કારો મૂળ સ્વરૂપમાં ભલે ગમે તેટલાં પ્રશસ્ત કેમ ન
હોય પરન્તુ તેનાથી માનવ-સમાજનું મંગલ-સાધન થયું નથી
આ આવિષ્કારોથી મનુષ્યની મનુષ્યતાનો થોડો પણ વિકાસ સધાયો
નથી, ઊલટું મનુષ્યતાનો હ્રાસ થયો છે અને પશુતાની અભિવૃદ્ધિ થઈ
છે વિજ્ઞાનના રૂપમાં મનુષ્યને જે હીરો મળ્યો હતો તેને આજે માનવ
સમાજે પોતાના મોતનું સાધન બનાવી લીધું છે વિધ્વંસ, પ્રલય,
હાહાકાર, મારપીટ આદિ વિષાક્ત ફળો જેમાં લાગેલાં છે તે વિજ્ઞાનને
મનુષ્યના બુદ્ધિ-કૌશલે જન્મ આપ્યો છે કેવી આ પ્રશસ્ત છતાં
પ્રલયંકર રચના છે ! મનુષ્યના બુદ્ધિ-વૈભવનું જેટલું મૂલ્યાંકન
કરવામાં આવે તેટલું થોડું છે !

જો કોઈ મને પૂછે તો હું નિસંકોચ કહી શકું કે-
દુનિયામાં દુઃખનાં જેટલાં સાધનો છે તે બધામાં આજનું વિજ્ઞાન
સૌથી વધારે અને ભયંકર સાધન છે જેણે દુનિયાને પશુ બનાવી
દીધી છે, જેણે મનુષ્યની મનુષ્યતાને છીનવી લઈ તેને પશુ બનાવી

દીધો છે અને જેણે યંત્ર-સાધનોને મનુષ્યની અપેક્ષાથી ઘણું જ વધારે મહત્ત્વ આપી દીધું છે.

વિજ્ઞાનમાં આ સંહારક શક્તિ ક્યાંથી આવી? શું વિજ્ઞાન સ્વભાવતઃ વિષ સમાન દુઃખદાયક છે? આ પ્રશ્નો પણ વિચારણીય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે સવણે, णाणे, विण्णाणे અનુભવી તેમજ જ્ઞાની મહાપુરુષો કઠોર સાધનામાં નિરન્તર નિમગ્ન થઇ જે અનુભવ પ્રાપ્ત કરે છે તેમને સત્યનો-જીવનનો-અમૃતનો-બ્રહ્મનો જે સાક્ષાત્કાર થાય છે તેને તેઓ કોઇ કોઇ વાર 'વાણી'ના દ્વારદ્વારા બહાર કાઢે છે. પુણ્યપાત્ર મનુષ્યો અનુભવની તે વાણીને પોતાના 'અંતર'માં સ્થાપિત કરે છે. સ્થાપનાની આ ક્રિયા 'શ્રવણ' કહેવાય છે. જ્યારે 'શ્રવણ' આત્મામાં ઓતપ્રોત થઇ જાય છે-આત્માની સાથે એકાકાર બની જાય છે અને તે બહારથી લાદેલી ચીજ નહિ પરંતુ પોતાની જ ચીજ બની જાય છે ત્યારે તેને 'જ્ઞાન' એવી સંજ્ઞા આપવામાં આવે છે. તત્પશ્ચાત્ જ્યારે જ્ઞાન ફલોન્મુખ બને છે ત્યારે તે 'વિજ્ઞાન' બની જાય છે.

'વિજ્ઞાન'ની ઉત્પત્તિનો આ શાસ્ત્રોક્ત ક્રમ છે. વિજ્ઞાનના આ વિકાસક્રમ વિષે વિચાર કરવાથી સ્પષ્ટ જણાય છે કે વિજ્ઞાનની ઉત્પત્તિ જ્ઞાનથી થાય છે. સાચું વિજ્ઞાન તે જ હોઇ શકે કે જે જ્ઞાનમાંથી નિષ્પન્ન થએલું હોય અને સાચું જ્ઞાન તે છે કે જે સાધકની સાધનાજન્ય અનુભૂતિમાંથી ઉદ્દ્ગત થએલું હોય.

આજનું વિજ્ઞાન સંહારાત્મક શા માટે છે તથા આજના વિજ્ઞાનથી માનવ-સમાજનું કલ્યાણ કેમ નથી થઇ રહ્યું? એ વાતનું

રહસ્ય હસ્તલિખિત વાત ઉપર વિચાર કરવાથી સરળતાપૂર્વક સમજી શકાય છે

વાસ્તવમાં આજનુ વિજ્ઞાન, જ્ઞાનથી નહિ પરતુ અજ્ઞાનથી નિષ્પન્ન થયેલુ છે અજ્ઞાનથી વિજ્ઞાનની ઉત્પત્તિ એટલા માટે કહેવામા આવે છે કે વૈજ્ઞાનિક પોતે પોતાના આત્મ-રૂપને જાણતો હોતો નથી વૈજ્ઞાનિક ‘સ્વ-રૂપ’ જાણવામા સ્વય અજ્ઞાન છે સ્વ-રૂપને-આત્માને જાણ્યા વિના કોઇપણ જ્ઞાન ફળદાયક સિદ્ધ થતુ નથી કદાચિત્ ફળદાયી નીવડે છે તો વિપરીત જ ફળ આપે છે એટલા જ માટે શ્રી આચારાંગ સૂત્રમા સ્પષ્ટ કહ્યુ છે કે-

जे एगं जाणइ से सव्वं जाणइ ।

અર્થાત્ જે એકને-આત્માને જાણે છે તે જ સર્વંકાંઇ જાણી શકે છે જે વ્યક્તિને આત્માનુ સમ્યગ્જ્ઞાન નથી તે વ્યક્તિને કોઇપણ વસ્તુનુ સમીચીન જ્ઞાન થઇ શકતુ નથી.

આપણે કોઇ એક યન્ત્ર-મશીન જોઇને આશ્ચર્યચકિત બની જઇએ છીએ. મશીન-યન્ત્રની કેવી અદ્ભુત રચના છે, તેમા કેટલી કળો છે, અસખ્ય કળોનો કેવો અદ્ભુત સુયોગ સાધવામા આવ્યો છે-આ બધી વાતો વિષે આપણે વિચાર કરીએ છીએ પરતુ તે મશીનને બનાવનાર તરફ આપણે દૃષ્ટિપાત કરતા નથી મશીન બનાવવામા અદ્ભુત કૌશલ્ય પ્રદર્શિત કરનાર કોણ છે? જો આ જડ શરીરની રચના નથી તો કોની છે? તેનુ શું સ્વરૂપ છે? તેનામા કેવી અને કેટલી શક્તિ છે? તે પ્રતિભાનો પુજ ક્યા રહે છે? આ બધા પ્રશ્નોનુ નિરાકરણ કરવા માટે આપણે આખ આડે કાન કર્યા છે

આત્મા સંબંધી આ અજ્ઞાને જ વિજ્ઞાનને વિષમય બનાવી દીધું છે. એટલા માટે જો વિજ્ઞાનમાંથી વિષ કાઢી નાંખી વિજ્ઞાનને અમૃતમય બનાવવું છે અને વિજ્ઞાનદ્વારા વિશ્વનું મંગલ-સાધન કરવું છે તો આત્મ-રૂપ ઓળખવું પડશે. આત્માને ઓળખ્યા વિના વિશ્વમાં સુખ-શાન્તિનો સંચાર થઇ શકશે નહિ. આત્માને ઓળખ્યા વિના સુખની જેટલી સામગ્રી સંચિત કરવામાં આવશે તે બધી દુઃખની જન્મદાત્રી બની જશે. આ સત્ય હવે એટલું બધું સ્પષ્ટ થઇ ગયું છે કે હવે તેનો ફરી વાર નવો પ્રયોગ કરવાની આવશ્યકતા રહી નથી. અત્યારે તો આર્ય ઋષિઓએ જે આત્મા વિષે ઉચ્ચ સ્વરે ઉદ્‌ઘોષણા કરી હતી તે આત્મ-ઘોષણાને પુનઃ ઘોષિત કરવાની આવશ્યકતા છે.

श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो रे अयमात्मा-

આ આત્મા શ્રવણ કરવા યોગ્ય છે, મનન કરવા યોગ્ય છે, નિદિધ્યાસન કરવા યોગ્ય છે. આ જ આત્મવાદને જૈનાચાર્યોએ કેવા સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કર્યો છે તે જોઇએ—

विद्धि विद्धि स्वतन्त्रम्।

अप्पा चेव दमेयव्वो, अप्पा खलु दुद्दमो।
अप्पा दंतो सुही होइ, अस्सिं लोए परत्थ य॥

उत्तराध्ययन १-१८

જે મનુષ્ય આત્મ-રૂપને જાણતો નથી, જાણવા ચાહતો પણ નથી તે જો અન્ય પદાર્થોને જાણવાનો ડોળ કરે છે તો તે તેનો કેટલો બધો દંભ છે, કેવી આત્મવંચના છે?

આજે સમસ્ત જગત્ ભૌતિકતાની ઉપાસનામાં તલ્લીન થઈ ગયુ છે જાણુતા-અજાણુતા નાસ્તિકતાનો પ્રભાવ અને પ્રચાર વાયુવેગે વધી રહ્યો છે આ નાસ્તિકતા-ભૂતોપાસના દુર્નિવાર ઘોર વિપત્તિના ભયાનક માર્ગે ધસડી લઇ જાય છે માનવ-સમાજ જાણે કોઇ મોહિની શક્તિના પ્રભાવથી પ્રભાવિત થઇ ચૂપચાપ ભૂતોપાસનાના માર્ગે આગળ ધપ્યે જાય છે વિપત્તિના લક્ષણો સ્પષ્ટ દૃષ્ટિગોચર થઇ રહ્યા છે છતાં મનુષ્ય સમાજ પોતાની વાસ્તવિક સ્થિતિનુ નિરીક્ષણ કરતો નથી એ કેવી દુઃખદ અને કરુણ અવસ્થા છે આજે ભણેલા-ગણેલા લોકોએ 'સભ્યતા' નામની જે ચીજ કલ્પી લીધેલી છે તેના નામે 'આત્મતત્ત્વ'ને તિલાંજલી આપી સ્વચ્છંદવૃત્તિને પોષી રહ્યા છે ! આ પણ એક પ્રકારની કલ્પિત સભ્યતા જ છે ને ! સ્વતંત્રતાના નામે સ્વચ્છંદતાનો કેવો આ ઉપહાસ છે ! આ જે 'સભ્યતા'ના વિશાળ નામ નીચે ભૂતોપાસના અને આધ્યાત્મિકતાનો સમન્વય કરવાનો કેવો વિફળ પ્રયત્ન કરવામા આવ્યો છે ? આવી 'સભ્યતા' પણ માનવસમાજને શ્રાપ સમાન સિદ્ધ થઇ ચૂકી છે

આ પ્રમાણે જ્યારે સકલ સંસાર આત્મિક અજ્ઞાનના ગાઢ અંધકારથી આચ્છાદિત થઇ ગએલ છે ત્યારે ભારત જ એવો એક દેશ છે કે જ્યાં આત્મજ્ઞાનની જ્યોતિ (તે ભલે વિરલ રૂપમા હોય) ઝગમગી રહી છે ભારત અત્યારે પણ પોતાની પ્રાચીનતાને કેટલાક અંશમા પોષી રહ્યો છે અહીં 'અધ્યાત્મ'ની ઉપાસના કરનાર કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓ ક્યાં-ક્યાં જોવામા આવે છે આ કેવળ ભારતવર્ષનું જ નહિ પરંતુ સમસ્ત સંસારનું સૌભાગ્ય સમજવુ જોઇએ

આધ્યાત્મિકતાનો અગ્નિ જો તદ્દન બુઝાઇ ગયો નથી તો કોઇ દિવસે વાયુનો પ્રબળ સપાટો આવતાં જ તે પુનઃ પોતાના સ્વાભાવિક તેજમાં પ્રજ્વલિત થઇ જશે એવી આશા રાખવી અસ્થાને નથી. સાચો આસ્તિક કોઇ દિવસ નિરાશ થતો નથી. આશા અને વિશ્વાસ એ તો આસ્તિકનાં પ્રાણ હોય છે, અને તેના બળ ઉપર તો તે જીવિત રહે છે. એટલા માટે એ આશા અવશ્ય રાખવી જોઇએ કે નાસ્તિકતાની ઘોર નિશાનો અન્ત થતાં જ એક મંગલ-પ્રભાત ઊગશે કે જ્યારે આધ્યાત્મિકતાનો સૂર્ય જગતને સોનેરી પ્રકાશ આપશે. જગત અધ્યાત્મ-સૂર્યથી આલોકિત થઇ જશે-જગતને પોતાનું ભાન ત્યારે થશે. તે વખતે સંસાર નવજીવનમાં પ્રવેશ કરશે.

એ મંગલ-પ્રભાતની પ્રતીક્ષામાં આપણે નિષ્ક્રિય થઇ-હાથ જોડી બેસી રહેવું ન જોઇએ. આપણે ત્યાં સુધી આધ્યાત્મિકતાની ચિનગારીઓને યથાશક્ય પ્રયત્ન કરી પ્રજ્વલિત રાખવી પડશે. આમ કરવાથી તે મંગલ-પ્રભાતનાં દર્શન જલ્દી થઇ શકશે.

આધ્યાત્મિકતાને પુનર્જીવિત કરવા માટે જે અનેક સાધનો ઉપલબ્ધ છે તે સાધનોમાં એક સુંદર સાધન એ છે કે-અધ્યાત્મનિષ્ઠ મહાત્માઓના જીવન-ચરિતને પ્રકાશમાં લાવવું અને તેમના ઉદાત્ત, પવિત્ર અને પરોપકારી જીવનનું અનુકરણ કરી જીવન-સુધાર કરવો.

અધ્યાત્મનો વિષય અત્યન્ત ગૂઢ અને રહસ્યમય છે. ‘ અધ્યાત્મ ’ કાંઇ કેવળ પુસ્તક ભણી લેવાથી કે કોઇ વક્તાના વાણી-વિલાસથી સમજમાં આવી શકતું નથી. અધ્યાત્મ-જીવનમાં પ્રવેશ કરવાની

વાત તો બહુ કષ્ટસાધ્ય છે, અધ્યાત્મની સાધના સજીવ મૂર્તિમાન આદર્શને સમક્ષ રાખવાથી થઇ શકે છે તે સજીવ મૂર્તિમાન આદર્શ 'ગુરુ' કહેવાય છે. આવા ગુરુની સેવામાં રહેનાર શિષ્યને 'અન્તેવાસી' કહેવામાં આવે છે. અન્તેવાસીનો અર્થ સમીપ રહેનાર એવો થાય છે

## 'गुरु बिन ज्ञान न होय'

આ પવાક્ય બહુ પ્રચલિત છે. ગુરુનો મહિમા અગમ્ય છે-અનિર્વચનીય છે. ગુરુનુ સ્થાન આ દષ્ટિએ ભગવાનથી પણ અધિકાતું છે. એક કવિએ આ વિષે સુંદર ભાવો પ્રગટ કરતા કહ્યું છે કે-

> गुरु गोविन्द दोनों खड़े, किसके लागूं पाय ।
> बलिहारी गुरुदेवकी, गोविन्द दियो बताय ॥

ગુરુ અને દેવ બન્ને આપણી સામે ઉપસ્થિત છે આ બન્નેમાં કોણ સર્વપ્રથમ આપણા આદરના પાત્ર છે ? આ પ્રશ્નનો ઉત્તર કવિએ ઘણા જ સુંદર ઢંગમા એવો આપ્યો છે કે-ગુરુમહારાજ ધન્ય છે કે જેમની કૃપાથી આપણને દેવનો-ભગવાનનો પત્તો લાગે છે.

તાત્પર્ય એ છે કે-ગુરુદેવ આપણા માટે પ્રથમ આદરના પાત્ર છે, કારણ કે તેમની કૃપાદ્વારા જ આપણને ભગવાનનું જ્ઞાન થાય છે અધિક અભિષ્ટ ઉપકારક હોવાથી ભગવાનની અપેક્ષ એ ગુરુદેવનુ સ્થાન અધિક સન્માનનીય છે.

સંસ્કૃતના એક કવિએ ગુરુની સ્તુતિ કરતાં ઠીક જ કહ્યું છે કે:-

अज्ञानतिमिरान्धानां, ज्ञानाञ्जनशलाकया ।
चक्षुरुन्मीलितं येन, तस्मै श्रीगुरवे नमः ॥

અર્થાત્ જે લોકો અજ્ઞાનના તિમિર-રોગથી અંધ બની રહ્યા છે તેમની જ્ઞાનરૂપી અંજન-શલાકાદ્વારા આંખ ખોલનાર ગુરુમહારાજને વંદન હો !

ગુરુદેવ પોતાના અન્તેવાસીના અજ્ઞાનને નષ્ટ કરે છે, ગુરુમહારાજના પરમ અનુગ્રહથી શિષ્યની આંખો ખુલે છે. તેઓ જ પ્રશસ્તપથ-મંગલ માર્ગ તરફ પ્રયાણ કરવાની પ્રકૃષ્ટ પ્રેરણા આપનાર હોય છે. તેમની જ કૃપાથી શિષ્ય-સમુદાય અધ્યાત્મની ગુંચવાએલી ગ્રંથીઓને ખુલ્લી કરવામાં સમર્થ બની શકે છે. આવા પરમ કૃપાળુ ગુરુદેવનો સંયોગ જેમને પ્રાપ્ત થયો છે તેઓ ધન્ય છે, કૃતપુણ્ય-કૃતકૃત્ય છે.

આવા ગુરુદેવ જ્યારે પોતાની ઐહિકયાત્રા સમાપ્ત કરી ચૂકયા હોય તો પણ તેમનું ઉદાત્ત ચરિત ભદ્ર પ્રાણીઓના કલ્યાણનું કારણ બની શકે છે.

આજનો સાહિત્યિક યુગ કથા-કહાનીઓનો યુગ કહેવાય છે. આ યુગમાં-સંસારના પ્રત્યેક દેશમાં પ્રત્યેક ભાષાના સાહિત્યમાં જેટલી કથાઓ રચવામાં આવી છે અને રચાઇ રહી છે તેટલી કથાઓ કદાચ જ બીજા કોઇ યુગમાં રચવામાં આવી હશે ! રાષ્ટ્રીય, સામાજિક, નૈતિક તથા ગાર્હસ્થ્ય-જીવન સંબંધી દરેક વાતો કથા-કહાનીઓદ્વારા કહેવાનું સાહિત્યકારો વિશેષ પસંદ કરે છે, એક દૃષ્ટિએ એ ઠીક પણ છે. કથા-કહાનીના રૂપમાં કહેવામાં આવતી વાત

સરલ, સુબોધ અને પ્રભાવોત્પાદક બની જાય છે. એહની વાત તો એ છે કે-આ કથા-કહાનીઓમા કેટલીક તો એવી અશ્લીલ હોય છે કે જેમને સભ્ય સમાજમાં વાચીને સંભળાવવી પણ મુશ્કેલ થઈ જાય છે કેટલાક લેખકોએ તો 'વાસ્તવિકતાવાદ'ના નામે સમાજમાં એવો વિસવાદ ઊભો કરી દીધો છે કે વાત જ ન પૂછો! વાસ્તવિકતાવાદના નામે નગ્ન ચરિત-ચિત્રણ કરવામા આવે છે અને લેખક પોતાના હૃદયની ગંદકી-મલિનતા ગ્રન્થોમાં ભરી દે છે. આ પ્રકારનુ કથાસાહિત્ય સમાજમા 'મીઠા વિષ'નું કામ કરી રહ્યું છે. નવયુવકોને આવા 'મીઠા વિષ'થી બચાવવાની અત્યાવશ્યકતા છે.

આ પ્રકારના કથા-સાહિત્યનું સ્થાન મહાપુરુષોના જીવન-ચરિતને મળે, એ અત્યત વાછનીય છે. મહાપુરુષોની જીવન-ચરિત-કથા આત્મિક ઉત્કર્ષની સજીવ કહાની છે. તેનો મન ઉપર જે પ્રભાવ પડે છે તે ચિરસ્થાયી રહે છે. મહાપુરુષોના જીવન-ચરિતમાં કાલ્પનિકતાની પૃષ્ઠભૂમિનો માનસિક પ્રભાવ જરા પણ પડતો નથી.

મહાપુરુષોની અનેક શ્રેણીઓ છે. કોઇ પોતાના દેશની રક્ષા તથા સ્વાધીનતા પ્રાપ્તિ માટે પ્રાણોત્સર્ગ કરી મહાપુરુષત્વને પામેલા હોય છે કોઇ લોક-સંગ્રહની અદ્ભુત ક્ષમતા પામીને મહાપુરુષ બન્યા હોય છે, અને કોઇ કોઇ એકાન્તભાવે આત્મ-સાધનામા પોતાનું સમસ્ત જીવન સંયમમય યાપન કરીને મહાપુરુષના પદને પ્રાપ્ત કરે છે. મારી દૃષ્ટિએ ઉક્ત પ્રકારના મહાપુરુષોમા આત્મસાધક મહાપુરુષોનું સ્થાન સર્વોચ્ચ છે. આ આત્મસાધક મહાત્માઓની સાધનાનો આરભ લગભગ ત્યાથી જ થાય છે કે જ્યાં બીજાઓની સાધના સમાપ્ત થતી હોય છે આમ છતા તે

સાધનાની સીમા ખૂબ વિસ્તૃત અને મહાન્ હોય છે. આત્મસાધના એ એવી જીવન્ત સાધના છે કે જેમાં દરેક પ્રકારની સાધનાઓ सर्वे पदा हस्तिपदे निमग्नाः ( સર્વ પગલાં હાથીના પગલામાં સમાઇ જાય છે. ) એ લોકોક્તિ અનુસાર સમાવિષ્ટ થઇ જાય છે. આત્માની સાધના દેશ અને કાલની સીમાઓમાં આબદ્ધ થએલી નથી. આત્મ-સાધના તો શાશ્વત છે, અસીમ છે, અનન્ત છે અને સર્વકાલવ્યાપી છે. એટલા માટે આત્મસાધક મહાપુરુષોનું જીવનવૃત્ત આપણી સમક્ષ અધિક સ્પૃહણીય હોવું જોઇએ.

તપ, ત્યાગ, સંયમ, દેહદમન આદિની સંસ્કૃતિ સાધારણ રીતે તો ભારતના પ્રત્યેક સંપ્રદાયોમાં ન્યૂનાધિક રૂપમાં વિદ્યમાન છે, પરંતુ જૈન ધર્મની સંસ્કૃતિ તો આ જ ભૂમિકા ઉપર સ્થિર થએલ છે. જૈન સાહિત્યમાં ધર્મ-સંસ્કૃતિનું લક્ષણ જ એ બતાવવામાં આવ્યું છે કે—

धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो ।

दश अ. १, गा. १

આ અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મ-સંસ્કૃતિનું પાલન-પોષણ-સંરક્ષણ-સંવર્દ્ધન કરનાર જૈન મહાત્માઓનું આ યુગમાં પણ સાક્ષાત્ દર્શન થઇ શકે છે. આ જૈન સંસ્કૃતિના સૂત્રધારો-મુનિ મહાત્માઓ ભારતીય આધ્યાત્મિકતાનું પ્રતિનિધિત્વ કરે છે અને તેઓ તે સંસ્કૃતિને જીવિત રાખી રહ્યા છે કે જે સંસ્કૃતિના આધારે ભવિષ્યમાં માનવ-સમાજનું પુનર્નિર્માણ થવાનું છે.

આવા મહાત્માઓનું ઉદાત્ત ચરિત જનસમાજના હિતાર્થે

સરળ, સુબોધ અને પ્રભાવોત્પાદક બની જાય છે એટલી વાત તો એ છે કે-આ કથા-કહાનીઓમાં કેટલીક તો એવી અશ્લીલ હોય છે કે જેમને સભ્ય સમાજમાં વાંચીને સંભળાવવી પણ મુશ્કેલ થઈ જાય છે કેટલાક લેખકોએ તો 'વાસ્તવિકતાવાદ'ના નામે સમાજમાં એવો વિસંવાદ ઊભો કરી દીધો છે કે વાત જ ન પૂછો! વાસ્તવિકતાવાદના નામે નગ્ન ચરિત-ચિત્રણ કરવામાં આવે છે અને લેખક પોતાના હૃદયની ગંદકી-મલિનતા શબ્દોમાં ભરી દે છે. આ પ્રકારનું કથાસાહિત્ય સમાજમાં 'મીઠા વિષ'નું કામ કરી રહ્યું છે. નવયુવકોને આવા 'મીઠા વિષ'થી બચાવવાની અત્યાવશ્યકતા છે.

આ પ્રકારના કથા-સાહિત્યનું સ્થાન મહાપુરુષોના જીવન-ચરિતને મળે, એ અત્યંત વાંછનીય છે. મહાપુરુષોની જીવન-ચરિત કથા આત્મિક ઉત્કર્ષની સર્જક કહાની છે. તેનો મન ઉપર જે પ્રભાવ પડે છે તે ચિરસ્થાયી રહે છે. મહાપુરુષોના જીવન-ચરિતમાં કાલ્પનિકતાની પૃષ્ઠભૂમિનો માનસિક પ્રભાવ જરા પણ પડતો નથી.

મહાપુરુષોની અનેક શ્રેણીઓ છે. કોઇ પોતાના દેશની રક્ષા તથા સ્વાધીનતા પ્રાપ્તિ માટે પ્રાણોત્સર્ગ કરી મહાપુરુષત્વને પામેલા હોય છે. કોઇ લોક-સંચયની અદ્ભુત ક્ષમતા પામીને મહાપુરુષ બન્યા હોય છે, અને કોઇ કોઇ એકાન્તભાવે આત્મ-સાધનામાં પોતાનું સમસ્ત જીવન મંગલમય યાપન કરીને મહાપુરુષના પદને પ્રાપ્ત કરે છે. મારી દૃષ્ટિએ ઉક્ત પ્રકારના મહાપુરુષોમાં આ આત્મસાધક મહાપુરુષોનું સ્થાન સર્વોચ્ચ છે. આ આત્મસાધક મહાત્માઓની સાધનાનો આરંભ લગભગ ત્યાંથી જ થાય છે કે જ્યાં બીજાઓની સાધના સમાપ્ત થતી હોય છે. આમ છતાં તે

કર્યો બાદ સકલ પ્રાણીજગત્ તેમનો પરિવાર બની ગયો અને સારે જ તેમને સર્વભૂતાત્મભૂતતાની અભિવ્યક્તિ થઇ.

આ પ્રમાણે ૨૩ વર્ષની અવસ્થાથી લઇ ૮૪ વર્ષ ઉપરાંતની અવસ્થા સુધીનો સુદીર્ઘકાળ તેમણે એક મહાન્ આત્મનિષ્ઠ, સંયમશીલ, તપસ્યામય જીવન–સાધનામાં વ્યતીત કર્યો. પોતાના સાધનામય જીવનના અંતિમ ૩૨ વર્ષ તેમણે આચાર્યપદની પ્રતિષ્ઠા અને સંઘવ્યવસ્થા જાળવવામાં વ્યતીત કર્યાં. જીવન–ચરિતમાં પ્રસ્તુત સામગ્રી ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામી એક અસાધારણ મહાત્મા હતા. તેઓ કર્મઠ હતા, શાસ્ત્રનિષ્ણાત હતા, ઉગ્ર તપસ્વી હતા, અખંડ બ્રહ્મચારી હતા, સંયમસાધનામાં પ્રતિક્ષણ જાગ્રત રહેનાર હતા, યશસ્વી હતા, તેજસ્વી હતા તેમજ ઓજસ્વી હતા. તેઓ કોઇ ભાષાના ભલે પ્રખર પંડિત ન હતા, છતાં મોટા–મોટા વિદ્વાનો પણ તેમના રહસ્ય–જ્ઞાનની સામે અનુભવ–ઉપલબ્ધ બોધને જોઇ નતમસ્તક બની જતા હતા. તેમની ઉપદેશ દેવાની શૈલી ઘણી જ રોચક અને પ્રભાવોત્પાદક હતી કારણ કે તેમના શબ્દો કેવળ પાંડિત્ય–પ્રદર્શક ન હતાં–કેવળ વાણી–વિલાસના સૂચક ન હતાં પરંતુ અન્તરાત્માથી ઉદ્ગત થનારા ઉદ્ગારો હતા. આત્માની વાણી સીધી આત્મા સુધી પહોંચે છે. તેમના સદુપદેશના પ્રભાવથી ન જાણે કેટલા પતિતાત્માઓનો ઉદ્ધાર થયો હશે? આ મહાપુરુષ ખરેખર યુગપ્રધાન સંતમહાત્મા હતા. તેમણે બહુસંખ્યક શ્રાવકો તથા શ્રાવિકાઓની મોહનિદ્રાનો ભંગ કરી અનેકોને વ્રતી બનાવ્યા, નિયમનિષ્ઠ બનાવ્યા, બ્રહ્મચર્યનિષ્ઠ બનાવ્યા અને અનેકોને સંયમ–સાધનાના

પ્રકાશમાં લાવવું બહુ જ લાભપ્રદ અને ઉપયોગી છે. મહાપુરુષોના ચરિત-ચિત્રણથી પાઠકોને જીવન-સુધારની પ્રેરણા મળે છે અને સાથે સાથે સાહિત્યના એક ઉત્કૃષ્ટ અંગની પૂર્તિ પણ થાય છે

પ્રસ્તુત પુસ્તકમાં જે મહાપુરુષનું ચરિત આલિખિત કરવામા આવ્યુ છે તે પણ તે યુગના એક સમર્થ સતશિરોમણિ હતા. વિક્રમ સવત ૧૭૯૨ માં તેમણે જન્મ ધારણ કર્યો અને કેવળ ૨૩ વર્ષની લઘુ વયમા જ્યારે દુનિયા અનુરાગના મનમોહક રગથી રગાએલી-સ્વપ્નસૃષ્ટિની માફક પ્રલોભન આપનારી જણાય છે ત્યારે આ કોમલ વયસ્ક મહાપુરુષને સસાર પ્રત્યે વિરક્તિ આવી આ વિરક્તિના કારણ વિષે વિચાર કરતા જણાય છે કે આ બધુ તેમના પૂર્વજન્મના ધાર્મિક-સસ્કારો નુ ફળ હતુ ૨૩ વર્ષની ઉમરમા ચરિતનાયકના મનમા એક અવ્યક્ત અન્તર્ધ્વનિ પ્રતિ ધ્વનિત થાય છે કે -

दारा परिभवकारा, बन्धुजनो बन्धन विष विषया ।
कोऽय जनस्य मोहो, ये रिपवस्तेषु सुहृदाशा ? ॥

અર્થાત્ સ્રી પરાભવ પેદા કરનારી છે, બન્ધુ-બાધવ બધન રૂપ છે અને ઇન્દ્રિયોના વિષયો વિષરૂપ છે આમ છતા મનુષ્યોનો મોહભાવ કેવો વિચિત્ર છે કે તે શત્રુઓને પણ મિત્રરૂપ માને છે

આ અવ્યક્ત ધ્વનિ-અન્તર્નાદને માન આપી શ્રી રુગરસિ હૈ મુનિત્વનો અગીકાર કરી લીધો અત્યાર સુધી તેમનો પરિવાર કેટલાક અથવા-અલ્પ્યા મનુષ્યો સુધી જ સીમિત હતો, તેમની આત્મીયતા ખડિત તેમ જ ક્ષુદ્ર હતી પરતુ સાધુત્વનો સ્વીકાર

જેમણે અતીતના અંધકારમાં છુપાએલા મહાત્માને પુનઃ આપણી સમક્ષ ઉપસ્થિત કરવાનું પુણ્યકાર્ય કરેલ છે.

સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત શ્રી પ્રાણલાલજી મહારાજ પ્રતિ પણ પાઠકોની તરફથી કૃતજ્ઞતા પ્રકટ કરી દેવી એ મારું કર્તવ્ય સમજું છું કે જેમણે પ્રસ્તુત જીવન-ચરિતને તૈયાર કરવામાં અતુલ પરિશ્રમ સેવ્યો છે અને જેમની પવિત્ર પ્રેરણાથી આ જીવન-ચરિત પુસ્તકાકારમાં પ્રસિદ્ધ થઇ શક્યું છે. શાન્તિલાલનો પણ આભારી છું કે જેમણે આવા પ્રતાપી મહાપુરુષના જીવન-ચરિત-ગ્રંથની પ્રસ્તાવના લખવાનો મને શુભાવસર આપ્યો છે.

બ્યાવર
તા. ૨૫-૬-૪૩

પં. શોભાચન્દ્રજી ભારિલ્લ, ન્યાયતીર્થ
આચાર્ય, શ્રી જૈન ગુરુકુલ-બ્યાવર

માગ ચડાવ્યા. શું જૈન કે શું અજૈન-બધાંયને માટે તેઓ સમાનરૂપે પૂજનીય, માનનીય તથા સ્તવનીય હતા. પૂજ્યશ્રી પોતાના સરલ સ્વભાવથી, ક્ષમાભાવથી અજાતશત્રુ બની શક્યા હતા અનેક ભવ્યજીવોએ તેમના ઉદાત્ત જીવનનો અપૂર્વ લાભ લીધો અને તેમણે દરેકને કલ્યાણનો પ્રશસ્ત માર્ગ પ્રદર્શિત કર્યો.

આચાર્યના પદે પ્રતિષ્ઠિત હોવા છતાં અને જ્ઞાની, ધ્યાની તથા ઘોર તપસ્વી હોવા છતાં તેમણે અભિમાન કે ક્રોધને પોતાની પાસે આવવા પણ દીધા ન હતા. આ તેમની મહત્તા હતી. તેમની સાધુતા, ભદ્રિકતા, સૌમ્યતા, સહૃદયતા, પ્રતિભા દર્શનાર્થીઓના હૃદયને હરી લેતી હતી. તે મહાત્મામાં આદર્શ વિનમ્રતા હતી અને કષાય અતિશય મંદ હતા. તેઓશ્રી જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની સાધનામાં સતત ઉદ્યોગશીલ અને જાગ્રત રહેતા હતા.

કહેવાનું તાત્પર્ય એ છે કે-એક મહાન આદર્શ સંયમી મહાત્માના જીવનની બધી વિશેષતાઓ તેમનામાં વિદ્યમાન હતી. સૌરાષ્ટ્રમાં આજે પણ તેમના સંયમની સુકીર્તિ અને યશરાશિ સર્વત્ર પ્રસરેલી જોવામાં આવે છે.

પં. શાન્તિલાલ વનમાલી શેઠ ન્યાયતીર્થ તથા ભાઈશ્રી શાન્તિલાલ બાવીશી આ બન્નુએ કઠિન પરિશ્રમ કરી, આ મહામહિમ મહાત્માનું જે શબ્દચિત્ર સર્વસાધારણની સમક્ષ ઉપસ્થિત કર્યું છે તેનો પાઠકો પૂર્ણ લાભ લે, એવો મારો અનુરોધ છે. આ શબ્દચિત્ર પાઠકોનું જીવન સાત્ત્વિક, સંયત અને સરલ બનાવવામાં સહાયક બનશે એની મને ખાત્રી છે. લેખક-દ્વય અભિનંદનને પાત્ર છે કે

સંપ્રદાયના આદ્યપુરુષ, સ્વર્ગસ્થ પૂજ્યશ્રી ડુંગરશીસ્વામીની સંવત્સરીનો (નિર્વાણનો) પુણ્યદિન હતો. તેથી મુનિમહારાજ શ્રી પ્રાણલાલજી મહારાજે કૃતકૃત્ય થવા તે દિવસનું આખું વ્યાખ્યાન એ ધર્માત્મા ગાદીપતિના ગુણોના તથા આદર્શ જીવનના સંસ્મરણો ઉપર જ આપ્યું. પૂજ્ય મુનિશ્રી પ્રાણલાલજી મહારાજના વદનકમળથી નીકળતી વિષય પરત્વેની વચનામૃતરૂપ અતૂટ વાગ્ધારામાં શ્રોતાવર્ગ અને ડેપ્યુટેશનના સભ્યો એવા તરબોળ થઇ ગયા કે બે કલાક જેટલો લાંબો સમય કેમ વ્યતીત થયો તેનો ખ્યાલ પણ રહ્યો નહિ.

એ જીવનચરિત્ર, સાધુવર્ગ, શ્રાવકવર્ગ અને સામાન્ય જનસમાજ માટે ઘણું બોધપ્રદ, રસિક અને ધાર્મિક રહસ્યપૂર્ણ હતું, જેથી અમોએ નક્કી કર્યું કે સ્વર્ગીય પૂજ્ય આચાર્યશ્રીનાં આવાં અમૂલ્ય જીવનસંસ્મરણોને પુસ્તકાકારે મૂર્ત સ્વરૂપ આપવું જ જોઇએ. જો તે એક પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવે તો વ્યાખ્યાનમાં આવતાં ૫૦૦–૭૦૦ માણસો ઉપરાંત આખી જૈન અને જૈનેતર જનતા પણ આ અનુપમ વસ્તુનો લાભ ઉઠાવી શકે. અમોએ આ સ્તુત્ય કાર્યનો લાભ રાજકોટ સંઘને જ મળે એવી નિશ્ચિત વિચારણા **પૂજ્ય મુનિશ્રી પ્રાણલાલજી મહારાજ** પાસે મૂકી, ત્યારે તેઓશ્રીએ સુસ્મિત વદને ઉત્તર આપ્યો કે: "એ શુભ કામનો પ્રારંભ થયો છે અને અવસરે સૌ સારું થઇ રહેશે."

સદ્‌ભાગ્યે અમારી ભાવનાયુક્ત વિનંતિ ધ્યાનમાં લઇ મુનિવર્યશ્રી પ્રાણલાલજી મહારાજશ્રીનું સંવત ૧૯૯૮ ની સાલનું ચાતુર્માસ રાજકોટમાં થયું. તે વખતે ઘણા વ      તલ.

# પ્રકાશકનું નિવેદન

શ્રી સ્થાનકવાસી જૈન તરીકેના ગોંડળ સંપ્રદાયના આચાર્ય-વર્ય—ગાદીપતિ–સંસ્થાપક–પૂજ્યશ્રી ડુંગરસિંહસ્વામીનું આ જીવનચરિત્ર જૈન જનતા સમક્ષ રજૂ કરી અમો કૃતાર્થ થઇએ છીએ.

આ પુસ્તક પ્રકાશન કરવાનો અવશ્ય લાભ અમને કેવી રીતે સુપ્રાપ્ય થયો તેનું સંક્ષિપ્ત બ્યાન આપવું એ અતિ આવશ્યક છે તેમજ સદ્‌ભાગ્ય સાથે આનંદજનક પણ છે.

પૂજ્ય મુનિમહાશય **શ્રી પ્રાણલાલજી મહારાજ** ઠાણા ચારને શ્રી રાજકોટમાં ચાતુર્માસ કરાવવાની વિનંતિ કરવા સંવત્ ૧૯૯૮ ની સાલના વૈશાખ શુદ ૧૪ ના રોજ શ્રી રાજકોટ સ્થાનકવાસી જૈન મોટા સંઘ તરફથી ૬ ભાઇઓનું (**૧ વીરાણી રામજીભાઈ શામજી, ૨ કોઠારી જેચંદ અજરામર, ૩ મહેતા કપુરચંદ રણછોડ, ૪ મહાણી કીરચંદ કચરા, ૫ માંડવીઆ ગુલાબચંદ પાનાચંદ અને ૬ શ્રી સ્થા. મોટા સંઘના માનદ મંત્રી પારેખ પ્રાણજીવન નારણજીનું**) ડેપ્યુટેશન, આ સંપ્રદાયની ગાદીનું ગામ ગોંડળ હોવાથી ત્યાં ગયું હતું. બીજે એટલે વૈશાખ શુદ ૧૫ નો દિવસ, ગુરુવર્ય, આ

સંપ્રદાયના આદ્યપુરુષ, સ્વર્ગસ્થ પૂજ્યશ્રી ડુંગરશીસ્વામીની સંવત્સરીનો (નિર્વાણનો) પુણ્યદિન હતો. તેથી મુનિમહારાજ શ્રી પ્રાણલાલજી મહારાજે કૃતકૃત્ય થવા તે દિવસનું આખું વ્યાખ્યાન એ ધર્માત્મા ગાદીપતિના ગુણોના તથા આદર્શ જીવનના સંસ્મરણો ઉપર જ આપ્યું. પૂજ્ય મુનિશ્રી પ્રાણલાલજી મહારાજના વદનકમળથી નીકળતી વિષય પરત્વેની વચનામૃતરૂપ અતૂટ વાગ્ધારામાં શ્રોતાવર્ગ અને ડેપ્યુટેશનના સભ્યો એવા તરબોળ થઇ ગયા કે બે કલાક જેટલો લાંબો સમય કેમ વ્યતીત થયો તેનો ખ્યાલ પણ રહ્યો નહિ.

એ જીવનચરિત્ર, સાધુવર્ગ, શ્રાવકવર્ગ અને સામાન્ય જનસમાજ માટે ઘણું બોધપ્રદ, રસિક અને ધાર્મિક રહસ્યપૂર્ણ હતું, જેથી અમોએ નક્કી કર્યું કે સ્વર્ગીય પૂજ્ય આચાર્યશ્રીનાં આવાં અમૂલ્ય જીવનસંસ્મરણોને પુસ્તકાકારે મૂર્ત સ્વરૂપ આપવું જ જોઇએ. જો તે એક પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવે તો વ્યાખ્યાનમાં આવતાં ૫૦૦-૭૦૦ માણસો ઉપરાંત આખી જૈન અને જૈનેતર જનતા પણ આ અનુપમ વસ્તુનો લાભ ઉઠાવી શકે. અમોએ આ સ્તુત્ય કાર્યનો લાભ રાજકોટ સંઘને જ મળે એવી નિશ્ચિત વિચારણા **પૂજ્ય મુનિશ્રી પ્રાણલાલજી મહારાજ** પાસે મૂકી, ત્યારે તેઓશ્રીએ સુસ્મિત વદને ઉત્તર આપ્યો કે: "એ શુભ કામનો પ્રારંભ થયો છે અને અવસરે સૌ સારું થઇ રહેશે."

સદ્ભાગ્યે અમારી ભાવનાયુક્ત વિનંતિ ધ્યાનમાં લઇ મુનિવર્યશ્રી પ્રાણલાલજી મહારાજશ્રીનું સંવત ૧૯૯૮ ની સાલનું ચાતુર્માસ રાજકોટમાં થયું. તે વખતે ઘણા વખતથી તલસતી

રાજકોટની ભાવભીની જૈન જનતા ઉપર મુનિશ્રીના શાસ્ત્રથી સસ્કૃત થયેલા બોધામૃતની અસ્ખલિત વૃષ્ટિ થઇ, જેને પરિણામે અનેક પ્રકારતનો પુણ્ય-પ્રસાદીરૂપ નીચે પ્રમાણેનો સુંદર ફાલ પણ લબ્ધ થયો.

( ૧ ) શ્રી દશાશ્રીમાળી વણિક માટેનું અનાજ રાહત ફંડ.

( ૨ ) પાંજરાપોળના અનાથ પશુ માટેનું ફંડ

( ૩ ) શ્રી સઘના નિભાવ માટેનું ફંડ

( ૪ ) શ્રાવક-શ્રાવિકાઓમા અનેકવિધ તપશ્ચર્યા તથા ધર્મકરણીઓ થઇ. વળી શ્રોતાવર્ગથી તો મજબૂર ભોજનશાળાના બને વિશાળ હોલ ઉભરાઇ જતા, તેમજ શાંત અને દત્તચિત્તે સૌ કોઇ તેઓશ્રીના વ્યાખ્યાનનો લાભ લેતા

( ૫ ) આકર્ષક લાભ તો એ થયો કે રાજકોટમા શ્રી સંઘનુ એક સાધારણ પુસ્તકાલય હતુ, જેમા જૈનધર્મના કેટલાંક પુસ્તકો અને છપાયેલાં તથા હસ્તલિખિત સૂત્રો હતા તેને વિકસાવી એક આદર્શ પુસ્તકાલય બનાવવુ તેમ જ તેનું નામ “ **પૂજ્યશ્રી ડુંગરસિંહસ્વામી પુસ્તકાલય** ” રાખવું. આ પ્રશંસનીય કાર્યને મુનિશ્રી પ્રાણલાલજી મહારાજે પોતાની નિર્દોષ, મધુર અને શ્રેયકારી વાણીમા એવુ તો સંસ્કાર્યું કે ત્યા જ તે પુસ્તકાલયનું તે જ નામ કાયમ રખાયું અને તરત જ રૂા ૩૫૦૦ જેટલી નાદર રકમનો ફાળો થઇ ગયો. રાજકોટના ચાતુર્માસની ધાર્મિક સફલતાનું આ ઉત્તમ કાર્ય ગણાય. જૈન જનતાની આગ્રહભરી વિનવણીથી તે પુસ્તકાલયની ઉદ્દ્ઘાટન ક્રિયા પણ સંવત ૧૯૯૯ના કારતક શુદ ૧૧

તારીખ ૧૮-૧૧-૪૨ના રોજ સુપ્રસિદ્ધ શહેરી અને શ્રી સંઘના અગ્રગણ્ય શેઠ શ્રી **શામજીભાઈ વીરાણીના** શુભ હસ્તે શુભ સમયે થઇ ગઇ અને અત્યારે તે પુસ્તકાલય ભરચુવાનીમાં મૂકાયું છે, જેનો લાભ જિજ્ઞાસુ જૈનો (ચારે તીર્થ) તેમજ સિદ્ધાંતશાળાના સર્વે વિદ્યાર્થી જનો લઇ પોતાનું જીવન સાર્થક કરે છે.

(૬) સૌથી સરસ અને ખાસ અનુકરણીય ફાલ અગર પ્રશસ્ત તેમજ લાભદાયી કાર્ય આ જીવનચરિત્રના પ્રકાશનનું છે. એ કાર્ય પણ પૂજ્ય મુનિ શ્રી પ્રાણલાલજી મહારાજશ્રીની જોશીલી અને કાર્યકારણની અસાધારણ સંકલના ભરેલી વાણીનું જ પરિણામ છે. એ સિવાય બીજા નાનાં મોટાં લાભદાયી કાર્યો તો એ મુનિરાજના ચાતુર્માસમાં ઘણાં થયાં છે, જેનું વિવેચન કરતાં એક નાનકડું પુસ્તક થાય.

આ કપરી મોંઘારતના વિષમ કાળમાં પુસ્તક-પ્રકાશનના ખર્ચને પહોંચી વળવા અને સર્વે ભાઇઓ તેમજ બ્હેનોને અલભ્ય લાભ આપવાના શુભ હેતુથી આ પુસ્તક માટે અમે નીચે પ્રમાણેની એક યોજના તૈયાર કરી.

(૧) આ જીવનચરિત્રવાળા પુસ્તકની ૨૦૦૦ નકલ બહાર પાડવી; જેનું ખર્ચ લગભગ રૂ. ૩૦૦૦ આવે. તે ખર્ચને પહોંચી વળવા ધર્મિષ્ટ તેમજ ધનિકભાઇ અને બ્હેનો તેમાંથી ૬૦૦ નકલ, દરેક રૂ. ૫ના ભાવે લે એવી ગ્રાહકોની નામાવલિ અગાઉથી તૈયાર કરવી. એ પ્રસ્તાવ પ્રગટ કરવામાં આવ્યો, જેના પરિણામે તરત જ આ સંઘમાંથી જ એવાં ૬૦૦

ગ્રાહકો મળી ગયા, એ બીના જણાવતા અમને અત્યંત હર્ષ થાય છે એ આશ્રયદાતા ગૃહસ્થોના શુભ નામો આ પુસ્તકની પ્રાતે પ્રગટ પણ કર્યા છે

( ૨ ) બાકીના ૧૪૦૦ પુસ્તકો રહ્યા, તે દરેકની કિમત માત્ર ચાર આના જ રાખવી જેથી તેનો લાભ બીજા ઘણા જિજ્ઞાસુ ભાઈ-બ્હેનો લઇ શકે

( ૩ ) એ ૧૪૦૦ નકલના ઉત્પન્નમાથી, આ જીવનચરિત્રની બીજી આવૃત્તિ છપાવવામા અગર તે રકમ " શ્રી કુ મરશી સ્વામી પુસ્તકાલય " ફડમા લઇ જવામા આવશે એમ પણ નિર્ણય કર્યો છે.

મુનિ મહારાજશ્રી પ્રાણલાલજી મહારાજજી આ પુસ્તકના લેખક નથી, પ્રકાશક તેમજ મુફ સુધારક પણ નથી છતા આ પુસ્તક સાથે તેમનુ નામ પ્રથમ દરજ્જે જોડાઇને અમર બને છે, કારણ કે આવુ અનુપમ કાર્ય એ એઓશ્રીની પ્રે ણા, દોરવણી, અનુ ભવપૂર્ણ વસ્તુજ્ઞાન અને યોગ્ય—સહૃદયતાની નિરવદ્ય સહાયતાના એકીકરણનુ જ ફળ છે ઘણા ભવ્ય જીવો, આ પુસ્તકના વાંચન અને મનનથી, પોતાના જીવનને સુદર અને ધર્મપરાયણ બનાવી શકશે એ વાત પણ નિર્વિવાદ છે.

પુસ્તકની યોગ્ય સકલના કરનાર, સુદર ભાષામા લખનાર, જૈન ધર્માનુયાયી બે ભાષાશાસ્ત્રી ભાઇઓ ભાઇ શાન્તિલાલ વન-માળી શેઠ ( ન્યાયતીર્થ ) અને ભાઇ શાન્તિલાલ કપૂરચદ બાવીશી જેમણે અહોરાત્રિ શ્રમ લઇ આ કાર્ય ત્વરાથી પૂર્ણ કર્યું તેથી

તેમનો પરમ આભાર થયો છે. વળી પુસ્તકના પ્રૂફ સુધારવામાં રાજકોટના સ્વધર્મી બંધુ જમનાદાસ રેવાશંકર દોશીએ ( નવયુગ પુસ્તક ભંડારના માલિકે ) નિઃસ્વાર્થભાવે જે શ્રમ લીધો છે તેનો પણ આભાર માનવામાં આવે છે.

લિ૦

| | |
|---|---|
| રાજકોટ. | શ્રી સ્થાનકવાસી જૈન મોટા સંઘ |
| તારીખ ૨૫ ઓગસ્ટ ૧૯૪૩ મંગળ | રાજકોટના ઓનરરી સેક્રેટરી |
| શ્રી કૃષ્ણ જન્માષ્ટમી સંવત ૧૯૯૯ | પ્રાણજીવન નારણજી પારેખ |

# આમુખ

અહિંસા, સંયમ અને તપ : એ ધર્મસંસ્કૃતિરૂપ ત્રિવેણીનો સંગમ એટલે શ્રમણ-સાધુ અને સાધુ એટલે પુણ્યતીર્થ-તરણ-તારણનું અત્યુત્તમ સાધન-સ્થાન.

જેમના આહાર-વિહારમાં, જેમના વાણી-વર્તનમાં, જેમની પ્રત્યેક ક્રિયામાં 'ઉદ્ધાર' નો, તરવાનો-તારવાનો જ એક માત્ર જીવનમન્ત્ર ગૂંજતો હોય તે સ્વ-પરસાધક ' સાધુ ' પુણ્યતીર્થસ્વરૂપ હોય એમાં શી શંકા ?

શ્રમણ સંસ્કૃતિનો ભેખ ધારણ કરનાર 'ભિક્ષુ', જૈનત્વનો ઝંડો ફરકાવનાર વિકારવિજયી વીરપુત્ર, અહિંસાનો અવધૂત, સંયમનો જીવનમંત્ર દિનરાત જપનાર તપસ્વી, યશસ્વી, જૈનશ્રમણ વિશ્વશાન્તિનો પ્રખર પ્રચારક અને પતિતોદ્ધારક જ હોય એમાં જ એની અને જૈનશાસનની પ્રતિષ્ઠા અને શોભા છે. એવા આત્મસાધક સંતપુરુષના જ્યાં જ્યાં પુનિત પગલા પડે ત્યાં ત્યાં 'પુણ્યતીર્થ' જ બની જાય. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચતુર્વિધ 'તીર્થ'નો અગ્રદૂત તે જ જૈન મહાશ્રમણ.

આવા એક પ્રતાપી જૈન શ્રમણ સાધુપુરુષની—પ્રભાવશાળી પૂજ્યશ્રીના સાધુ—જીવનની આ ચરિતકથા છે.

આજે જ્યારે સાધુતાની સરિતાઓ 'પાખંડ' ના પ્રતાપથી સુકાવા લાગી છે ત્યારે આ સાધુત્વનું ઝરણું જનસમાજની તૃષાને-પિપાસાને થોડીઘણી શાન્ત કરશે એ શુભાશા સાથે અમે આ ચરિતકથા જનસમાજ સમક્ષ પ્રસ્તુત કરીએ છીએ.

× × ×

આદર્શ ત્યાગ અને આદર્શ સાધુતા અનાદિકાળથી પુજાતા આવ્યા છે, આજે પણ પુજાય છે અને ભવિષ્યમાં પણ પુજાતા રહેશે. જ્યાં જ્યાં આદર્શ ત્યાગ કે સાધુતા હોય તે સર્વ પૂજનીય અને સન્માનનીય છે; પરંતુ આજે આથી કંઇક ઊલટું જ બની રહ્યું હોય એમ જોવામાં આવે છે. આપણે ત્યાં જ નહિ પણ વિશ્વના બધાંય ધર્મ—સંપ્રદાયોની એ જ સ્થિતિ છે. આદર્શ ત્યાગ કે આદર્શ સાધુતાને બદલે સાધુતા અને ત્યાગના બાહ્ય ચિન્હોની પૂજા થવા લાગી અને આને લીધે ધર્મસંસ્થાઓ પોતાના મૂળ ધ્યેયને ચૂકી, ધર્મની આડમાં અર્થની, બાહ્યાડંબરની પૂજા કરી અહંભાવ અને રાગદ્વેષને પોષ્યા અને આ ધર્મના વાડાઓ માનવજાતિના કલ્યાણને બદલે માત્ર થોડી વ્યક્તિઓના ક્ષુદ્રભાવને—અહંતાને અને કહેવાતી ધર્મભાવનાને પોષવાના અખાડા બની ગયા.

ધર્મસંસ્થાઓની આવી વિષમ પરિસ્થિતિમાં એ જૈન સાધુ-સંસ્થાએ ત્યાગ અને સાધુતાની પોતાની વિશિષ્ટતા જાળવી રાખી છે. આ સંસ્થા જગતના કોઇપણ સંપ્રદાયના સાધુ—સંતોથી વધારે ત્યાગી અને આજના સડાથી દૂર રહેવા પામી છે. એને

પૈસાનો કે બાહ્યાડંબરોનો મોહ હજી સ્પર્શ્યો નથી એનું કારણ ભગવાન મહાવીરની વ્યવસ્થિત સુંદર સંઘવ્યવસ્થા, જૈનધર્મની–સંયમવ્રતની કડક આરાધના તથા આચારવિચારોના નિયમોનું ઉગ્ર પાલન છે

× × ×

જૈનધર્મના–શ્રમણ–સંસ્કૃતિના અનુયાયીઓમાં 'સર્વ જીવ કરું શાસનરસી'ની ભાવના દૃઢપણે હૃદયમાં ઘર કરી જાય–ખરેખર એ બોલવા પૂરતી જ નહિ પણ કર્તવ્યમાં ઊતરે તો–(જૈનધર્મ વિશ્વધર્મ બનવાની યોગ્યતા ધરાવે છે એવું અનેક વખત જૈનેતર જગતના માનવીઓના મુખે પણ સંભળાયું છે)–જૈનધર્મનો અહિંસાવાદ, અનેકાન્તવાદ અપરિગ્રહવાદ, કર્મવાદ, આત્મદમન, ત્યાગ અને તપસાધના આદિ મૌલિક સિદ્ધાન્તો આજની આંટીઘૂંટીમાં અટવાયેલા જગતને મુક્ત કરી શકે તેમ છે–સાચા સુખ અને શાંતિનો પ્રશસ્ત માર્ગ ચીંધી શકે તેમ છે–પરંતુ 'સર્વ જીવ કરું શાસનરસી' તથા સહધર્મીવાત્સલ્યની ઉદાત્ત ભાવના આજે બોલવા સિવાય કર્તવ્યમાં ક્યાં રહેવા પામી છે?

આજે તો કરુણ હોવા છતાંયે એ સત્ય બીના છે કે બહારના જગતને 'શાસનરસી' કરવું દૂર રહ્યું પરંતુ જેઓ–શાસનરસી–જૈનધર્મી છે તેમની સંખ્યા પણ દિનપ્રતિદિન ઓછી થતી જાય છે! છતાં ય આપણી આંખ ઉઘડતી નથી એ આંખ ઉઘડે તો

જરૂર છે–જૈન–જગતના મહાપુરુષોની–તેમના ત્યાગી જીવનના પ્રચારની

જરૂર છે–જૈન–સૂત્રોને લોકભોગ્ય બનાવી પ્રજાના હૃદયમાં

ઉતરી શકે તેવા સ્વરૂપે જૈનો તેમજ જૈનેતરોમાં જૈન સાહિત્યને પ્રચાર કરવાની.

જરૂર છે-જ્ઞાતિના ટૂંકાટૂંકા ભેદોમાંથી નીકળી જૈનજગતમાં પડી ગએલા નાના-મોટા ચીરાઓને સાંધવાની-તેનું સમારકામ કરવાની.

જરૂર છે-આજે ધર્મપ્રેમી શ્રીમંતોની. ધર્મની એક વ્યક્તિના દુઃખે દાઝનારા પોતાના સ્વધર્મી ભાઇઓની ગરીબાઇ તથા કંગાલિયત જોઇ પોતાની શ્રીમંતાઇથી લાજી મરનારા શ્રીમંતોની.

જરૂર છે-આજે સ્વધર્મી ભાઇઓના દુઃખે દુઃખી થનારા-દાનની ઊલટી નહિ પરંતુ સવળી ગંગા વહાવનારા સાચા જૈનધર્મીઓની.

જરૂર છે-સંઘબળ કેળવી સમાજમાં, ઉદીયમાન પ્રજામાં તેમજ નવલોહિયા નવયુવકોમાં તેજસ્વિતા પ્રગટાવનારી તથા ધર્મપ્રાણુ પૂરનારી શિક્ષણ-સંસ્થાના સ્થાપકો તથા સંચાલકોની.

ટૂંકમાં જરૂર છે-સમાજમાં-ધર્મમાં તેજસ્વિતા પ્રગટાવનારાઓની-વીરસંઘના સાચા હિમાયતીઓની અને શાસનશ્રેય સાધનારાઓની.

પરંતુ એ શુભ દિવસની આપણે રાહ જોવાની રહી. આ જરૂરને પૂરી પાડનારા ક્યારે પાકશે તે તો કોણુ જાણે પરંતુ આ આવશ્યકતાઓમાંથી એકાદ વસ્તુને પોતાના જીવનનું કર્ત્તવ્ય માની કોઇ શુભ કાર્યનો આરંભ કરશે તો યે જૈનધર્મની, શાસનની સાચી સેવા બજાવવાનો યશ આજે નહિ તો ભવિષ્યમાં પ્રજા તેને જરૂર આપશે જ.

× × ×

આમુખ લખતા કઇક આડે રસ્તે ઉતરાયુ હોય તેમ લાગે છે પરન્તુ ના ' પ્રસ્તાવના પણ એક એવા મહાપુરુષના જીવનની લખાઇ છે કે જેમના જીવનમાથી જૈન તેમજ જૈનેતર જગતને આત્મિક શાન્તિ સાંપડી છે જૈનધર્મના ત્યાગ અને મહાવ્રતોનો જેમણે પ્રખર પ્રચાર કર્યો છે અને જગત્ ઉપર નહિ તો જગતના એક ભાગ ઉપર કચ્છ-કાઠિયાવાડ અને ગુજરાતમા જેમણે જૈન ધર્મને વધારે સજીવ અને તેજસ્વી બનાવ્યો છે

× × ×

આવા એક મહાપુરુષના ઉદાત્ત જીવનનુ આલેખન કરવાનો અમને સૌરાષ્ટ્રના પ્રસિદ્ધ વક્તા પ મુનિશ્રી પ્રાણલાલજી મહારાજશ્રીની પવિત્ર પ્રેરણાથી સુયોગ સાપડ્યો તે અમારા માટે અતિ ગૌરવ તેમજ સદ્ભાગ્યનો વિષય છે

કોઇના વ્યક્તિગત જીવનનુ ચરિત ચિત્રણ કરવુ એ એક બહુ જ કપરુ કામ છે અને તેમાયે સાધુપુરુષના જીવનનુ ચરિત્રાલેખન કરવુ એ તો અગ-પ્રત્યગને ક્ષત વિક્ષત ન થવા દેવાની રીતે તલવારની તીક્ષ્ણ ધારા ઉપર ચાલવા જેવુ મુશ્કેલ કામ છે આ દુષ્કર કાર્યની સિદ્ધિ માટે જે યોગ્યતા ક્ષમતા, વિજ્ઞતા અને તેથી પણ વધારે આચારશુદ્ધિની સાધનસપત્તિ જોઇએ તે અમારી પાસે ન હતી અમારી અપૂર્ણતાનુ અમને પૂરેપૂરુ ભાન હતુ અને છે છતા અમે આ અનધિકાર ચેષ્ટા આદર્શ ત્યાગ અને આદર્શ સાધુતામા અમારી નિશ્ચલ વિશ્વાસ બુદ્ધિને કારણે જ કરી છે એ

કરીએ છીએ અને અમારી અપૂર્ણતા માટે ક્ષમા યાચી હસની રૂક ક્ષીર-નીર વિવેક કરવાની પ્રાર્થના કરીએ છીએ

ખરું પૂછો તો આ જીવનચરિતની લેખન-સામગ્રીને સંકલિત કરવાનો બધો યશ પં. મુનિશ્રી પ્રાણલાલજી મહારાજને જ મળવો જોઈએ; કારણ કે ઘણા વર્ષોથી તેમણે આ કાર્ય પરત્વે અતુલ પરિશ્રમ સેવ્યો છે. પૂજ્ય આચાર્યોના જીવનરત્નો ઉપર કાળનાં જે થર જામ્યાં હતાં તે તેમણે જાગવીને દૂર કર્યાં અને ગુરુપરંપરા પાસેથી મહામહેનતે જીવનચરિતની સાધનસામગ્રી સંકલિત કરી છે. આ પ્રમાણે પૂર્વાચાર્યોની જીવનચરિત્રની જે સાંકળ તૂટી ગઈ હતી અને અસ્તવ્યસ્ત થઈ ગઈ હતી તેને પુનઃ સાંધવાનું પુણ્યકાર્ય મુનિશ્રી પ્રાણલાલજી મહારાજે કરી સમાજને ઘણુ જ ઉપકૃત કરેલ છે.

પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીના જીવન સંબંધી જાણવા યોગ્ય બીનાઓ પ્રૌઢપ્રતાપી વિશાળહૃદયી જ્ઞાની ધ્યાની તપસ્વી ગુરુદેવ સ્વર્ગસ્થ પૂજ્યશ્રી દેવજીસ્વામીએ પોતાના ગુરુદેવ પાસેથી જાણીને હૃદયમાં ધારણ કરી હતી તે સઘળી બીના તેમણે પોતાના સંયમી જીવનના સહાયક સુશિષ્યો વિદ્વાન મહાપ્રભાવશાળી શાસ્ત્રવેત્તા, તપોધની સેવાભાવી મહાપુરુષ શ્રી જયચન્દ્રજીસ્વામી તથા તપસ્વીજી શ્રી માણેકચંદજીસ્વામીને યથાપ્રસંગે કહેલી. તે બીનાને મહાત્મન્ શ્રી જયચન્દ્રજીસ્વામીએ પોતાના સુશિષ્ય મુનિશ્રી પ્રાણલાલજીસ્વામીને નોંધરૂપે લખાવેલી હતી. આ નોંધ પ્રમાણે પ્રમાણપુરસ્સર તથા સત્ય હકીકત મેળવવા માટે ઉક્ત મુનિશ્રીએ જ્યાં જ્યાં વિહાર કર્યો ત્યાં ત્યાં માહિતી મેળવી મુદ્દાસર જીવનચરિત્રનું લખાણ લિપિબદ્ધ કરી નાંખ્યું. બે વર્ષ પહેલાં એ લખાણ મુનિશ્રી પાસે જેતપુરમાં અમારા જોવામાં આવતાં અમે પં. મુનિશ્રીને વિનંતિ કરી કે આવા પ્રતાપી મહા-

પુરુષનુ જીવનચરિત્ર વિસ્તારથી સારા લખાણપૂર્વક જનસમાજ પાસે મૂકવામા આવે તો અનેક પ્રકારે સમાજને લાભપ્રદ તેમજ ઉપયોગી નીવડી શકે અમારી વિનતીને ધ્યાનમા લઇ મુનિશ્રીએ સમ્મતિ આપતા અમે જે જીવનચરિત્રનુ આલેખન કર્યું તે પ્રસ્તુત પુસ્તકરૂપે આજે જનસમાજની સેવામા ધરતા અમને અત્યાનંદ થાય છે જીવન-ચરિત્રનુ આલેખન કેવું થયુ છે તેનો નિર્ણય કરવાનુ કામ પાઠકોને સોપી અમે ભાવ-ભાષામા કે ચરિત્રાલેખનમા કોઇ ત્રુટી રહી જવા પામી હોય તો તે તરફ અમારુ ધ્યાન ખેચવાની પ્રાર્થના કરીએ છીએ.

પ્રસ્તુત જીવન-ચરિત્રને પ્રામાણિક તથા લોકભોગ્ય બનાવવા માટે શાસ્ત્રવિશારદ પંડિતવર્ય મુનિશ્રી પુરુષોત્તમજી મહારાજશ્રીની દૃષ્ટિ નીચે કઢાવવા માટે હુ શ્રી નાથાલાલભાઇ ઝવેરચંદ કામદારની સાથે અમરેલી ગયો હતો. પૂ. મહારાજશ્રીનું સ્વાસ્થ્ય બરાબર ન હોવા છતા મહતી કૃપા કરી આ જીવન-ચરિત્રના અમુક પ્રકરણો જોયા હતાં અને કેટલીક મહામૂલી સૂચનાઓ પણ આપી હતી, જેનો પ્રસ્તુત પુસ્તકમા ઉપયોગ કર્યો છે. સમયાભાવે તે વખતે તેમના વિશાળ અનુભવજ્ઞાનનો લાભ લઇ ન શકાયો એ વાત દિલમાં ખટકે છે. પૂજ્ય મહારાજશ્રીએ પોતાની શક્તિનો તથા અનુભવજ્ઞાનનો તથા સમયનો અમૂલ્ય લાભ આપ્યો છે તે માટે તે પરમકૃપાળુ મહાત્માશ્રીનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

પ્રસ્તુત જીવન-ચરિત્રના મૂળ લખાણને આદ્યંત વાંચી જઇ યોગ્ય સલાહ-સૂચના આપનાર તથા પોતાનો અભિપ્રાય જણાવનાર સ્થાનકવાસી સમાજની નાડ જાણનાર જ્ઞાનવૃદ્ધ વિદ્વાન્ શ્રી ઝવેર-

ચંદભાઈ જાદવજી કામદારનો તથા ચરિત્રાલેખનમાં વારંવાર પ્રેરણા–પીયૂષ પાનાર શ્રી નાથાલાલભાઈ ઝવેરચંદ કામદાર જેતપુરવાળાનો તથા જીવનચરિત્ર ને લેખનકાર્યમાં વિચારવિમર્શ કરવામાં યોગ્ય સલાહ–સૂચના આપનાર જૈન ગુરુકુળના અધિષ્ઠાતા શ્રી ધીરજલાલભાઈ તુરખીયાનો, પ્રસ્તાવના લેખક પંડિતવર્ય શોભાચન્દ્રજી ભારિલ્લ ન્યાયતીર્થનો, સંસ્કૃત ભકતામરના રચયિતા પં. દુખ્ખનારાયણજી શાસ્ત્રીનો, પુસ્તક પ્રકાશનમાં સહકાર આપનાર શ્રી ગુલાબચંદ પાનાચંદ મહેતાનો તથા પુસ્તક પ્રકાશક રાજકોટ સ્થાનકવાસી જૈન મોટા શ્રી સંઘનો આભાર માનવાની આ તક લઈએ છીએ.

અંતમાં આ પવિત્ર જીવનચરિત્ર લખવાનું માર્ગદર્શન કરનાર, પવિત્ર પ્રેરણા આપનાર પંડિતવર્ય મુનિશ્રી પ્રાણલાલજી મહારાજશ્રીએ આવી સાધુચરિત કથા લખવાનો અમને લાભ આપ્યો તે માટે તેમનો આભાર માનવાની આ તક લઈએ છીએ. જનસમાજ આ સાધુ ચરિતકથાનો યથેષ્ટ લાભ લે એ શુભાશાએ અમે વિરમીએ છીએ.

यच्छ्रुतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः ।

લેખકો

# એક જ અભિપ્રાય

સૌરાષ્ટ્રમાં જૈનધર્મની પતાકા ફરકાવનાર, જિનાજ્ઞાનુસાર શુદ્ધ ચારિત્ર પાળવામાં પળાવવામાં સતત જાગ્રત, લગભગ સાઠાપાંચ વર્ષ પર્યંત નિદ્રાનો પરિશ્રમ કરનાર, ગોંડલ સંપ્રદાયના સંસ્થાપક, ક્રિયોદ્ધારક અને એમના યુગના અજોડ યુગપ્રધાન મહાપુરુષ શ્રી ડુંગરસિંહજીસ્વામીનું આ પવિત્ર જીવનચરિત્ર આટલું મોડું મોડું પણ પ્રસિદ્ધિમાં આવવા પામે છે એ જાણી મને અસીમ આનંદ ઉપજે છે

પૂજ્યશ્રીના સંપ્રદાયમાં પોતાના જ્ઞાન અને ચારિત્રના પ્રભાવથી જૈનશાસનને દીપાવનારા મહાપુરુષો શ્રી પુરુષોત્તમજી મહારાજ તથા શ્રી પ્રાણલાલજી મહારાજ એ બન્ને મુનિવરો ઘણાં વર્ષથી પોતાના એ પરમોપકારી પૂજ્યશ્રીનું જીવનચરિત્ર લખવા લખાવવાની મહત્ત્વાકાંક્ષા સેવી રહ્યા હતા અને તદર્થે ચરિત્રઘટનાઓનો સંચય કરતા હતા મુનિશ્રી પુરુષોત્તમજીસ્વામીની પ્રેરણાથી અને તેમણે એકત્ર કરેલી સાધન સામગ્રીના આધારે હું મંદમતિએ આ કાર્ય કરી રહ્યો હતો, પરંતુ હું આ કાર્ય પાર પહોંચાડું તે

પહેલાં જ મુનિશ્રી પ્રાણલાલજીસ્વામીના દર્શનાર્થે રાજકોટ જવાનું મને સૌભાગ્ય સાંપડ્યું. ત્યાં તેઓશ્રીએ પૂજ્યશ્રીનું સર્વાંગ સુંદર જીવનચરિત્ર મારા હાથમાં મૂક્યું. ત્રણ દિવસ રાજકોટ રોકાઈ મેં તેનું અથેતિ અવલોકન કર્યું. સુલેખકો ન્યાયતીર્થ શાન્તિલાલ વનમાળી શેઠ તથા શાન્તિલાલ કપૂરચંદ બાવીશીની કસાયેલી કલમ-થી આ જીવનચરિત્ર આલેખાયું છે. થોડી પણ જેટલી મળી તેટલી પ્રમાણભૂત સત્ય વિગતો જ તેમાં રજૂ કરવામાં આવી છે. પ્રસંગે પ્રસંગે જૈનધર્મના મૌલિક સિદ્ધાંતોનું સુંદર શૈલીમાં નિરૂપણ કરવામાં આવ્યું છે, જે વાચકવૃન્દને તત્ત્વાવબોધ થવામાં અવલંબનરૂપ નીવડશે.

ઝવેરચંદ જાદવજી કામદાર

# અ ર્પ ણ

જેમનાં પ્રબળ પરિશ્રમ અને પ્રેરણાબળ વિના
ઉજ્જવલ જીવનચરિત્ર જનસમાજ સમક્ષ મૂકી :
ન હોત તે ધર્મપ્રાણ મુનિશ્રી પ્રાણલાલજી ?
રાજશ્રીની સેવામાં તેમની જ સોંપેલી વસ્
સામગ્રી અર્ઘ્યરૂપે તેમને જ પાછી
સમર્પી અમે કૃતાર્થતા
અનુભવીએ છીએ.

લેખકો

# વિષયાનુક્રમ

## ગુરુદેવગુણગાથા

# શુદ્ધિ પત્ર

| પૃષ્ઠ | લાઇન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૫ | પૂતિ | પૂર્તિ |
| ૬ | ૧ | ઊાલ્લખિત | ઊલ્લિખિત |
| ૩૨ | ૯ | જનશાસનને | જૈનશાસનને |
| ૪૭ | ૯ | જીગજીવોના | જગતજીવોના |
| ૫૮ | ૧૨ | પ્રવચનમાળાની | પ્રવચનમાતાની |
| ૬૫ | ૮ | નાવિકાના | નાવિકના |
| ૭૬ | ૧૩ | અન દ | આનંદ |
| ૮૦ | ૧૦ | ચાવતું | ચાલતું |
| ૮૦ | ૧૮ | જીવવનને | જીવનને |
| ૯૦ | ૧૪ | જનેતર | જૈનેતર |
| ૯૫ | ૧૧ | ઘષ | ઘેષ |
| ૧૬૧ | ૧ | જન-દીક્ષા | જૈન-દીક્ષા |
| ૧૬૭ | ૧૭ | કમ | કર્મ |
| ૧૭૩ | ૧૦ | વરવર્ધક | વૈરવર્ધક |
| ૨૨૪ | ૧૨ | આદશ | આદર્શ |

## પ્રકરણ ૧ લું :: વતન અને વંશ

**જનની તો જણી છૂટે, પૃથ્વી પાળતી પોષતી;**
**એ જન્મભૂમિને ખોળે, જીવન-મૃત્યુ જોડજો.**

**સૌ**રાષ્ટ્ર અથવા તો સોરઠ આજે તો કાઠિયાવાડનો એક ભાગ ગણાય છે. પરંતુ કાઠિયોના હણહણતા ઘોડા એ ભૂમિ ઉપર ફરી વળ્યા એ પહેલાં તો કાઠિયાવાડ સૌરાષ્ટ્રના નામે જ પ્રસિદ્ધ હતો.

સૌરાષ્ટ્રની ત્રણે બાજુએ કંદોરારૂપે વીંટાયેલો સાગર ઘૂઘવાટા નાંખે છે. એનાં મોજાં જાણે ક્ષણેક્ષણે માતૃભૂમિનો ચરણસ્પર્શ કરવા ગજગજ ઊછળે છે. અને આ સૌરાષ્ટ્ર! કાળખંજરી સામે ટક્કર ઝીલતો યુગો થયાં અણનમ ઊભો છે. એનાં ગિરિજંગલો સિંહ-સંતાનોની ત્રાડથી ગાજી રહ્યાં છે. એની પહાડી ભૂમિનાં ધાવણ ધાવી-એની ગોદમાં-અનેક રત્નો-પુરુષોત્તમો પાક્યા છે.

ભારતવર્ષના પશ્ચિમ ખૂણામાં પડેલા આ નાનકડા પ્રદેશમાંથી જ જ્ઞાનની પરમ તેજસ્વિની પ્રભા પ્રગટી છે.

મહાપ્રયાણોની નોબતો ગગડી છે માનવજાતિની મુક્તિનાં મહાસંદેશાઓ પણ અહીંથી જ સાંપડ્યા છે બાવીશમા તીર્થંકર પ્રભુ નેમિનાથે માનવજાતિની મુક્તિની અહીં ગાથાઓ રચી જૈનધર્મની ધવલ ધર્મ–ધ્વજા આકાશ સાથે વાતો કરતી અહીં ફરફરી રહી પ્રાણીમાત્ર પ્રત્યેનો અનુપમ પ્રેમ ત્યાગ અને આત્મદમનના મહાસૂત્રો જગતને આંગણે ગાજી ઊઠ્યા

'બહુ રત્ના વસુંધરા' ની ઉક્તિને ચરિતાર્થ કરતી સૌરાષ્ટ્રની સુરમ્ય ભૂમિમા થોડા થોડા સમયને અંતરે–મહાપુરુષો જન્મતા જ રહ્યા છે–યુગપ્રધાન પુરુષો પાકતા જ રહ્યા છે એવું એક નરરત્ન અઢારમા–સૈકામા આપણને સદ્ભાગ્યે સાંપડ્યું છે

卐 卐 卐

સૌરાષ્ટ્રમા આજે જેને સોરઠ કહેવામા આવે છે એ સોરઠ પ્રદેશમા–કાઠિ દરબારોના અમલ નીચેનું મહેન્દ્રપુર–હાલમાં મેંદરડા–નામે પ્રસિદ્ધ એક ગામ છે સૌરાષ્ટ્રની રાજધાની જુનાગઢથી સાતેક કોષ એ દૂર છે

સમયના પ્રવાહની સાથે જગત જૂનું–નવું થતું જાય છે કાલની મહાનગરીઓના આજે નિશાન નથી કાલે જ્યા સ્મશાન હતા ત્યા આજે મહાનગરો ઊભાં છે સમય જ્યારે પલટો ખાય છે ત્યારે જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યા જળ બની જાય છે

આજનું મેંદરડા અઢારમી શતાબ્દીમા જીવતું–જાગતું ઘણું જ નાનુ પણ સમૃદ્ધ શહેર હતું એના ચૌટાંઓ આસપાસના ગ્રામ્યજનોની મેદનીથી ગાજી ઉઠતા એની બજારોમાં દૂર દૂર

દેશોના શાહસોદાગરો વ્યાપાર–વાણિજ્ય ખેડવા ત્યાં આવતા. પચરંગી વસતી એ શહેરમાં જોવામાં આવતી.

આજના જીવન–વ્યવહારની વિષમતા ત્યારના જીવનમાં પ્રવેશ પામી ન હતી. આજની પેઠે પરદેશી માલોથી ત્યારની બજારો ઊભરાતી નહિ. ત્યારે તો હાથ–વણાટ, રંગકામ વગેરે ગૃહઉદ્યોગોથી સંતોષ અને સુખપૂર્વક જીવન–નિર્વાહ ચાલતો.

તે વખતે પ્રજાજીવન સાદું, સરળ અને પ્રમાણિક હતું. શ્રમથી રોટલો કમાવાની–રળવાની પ્રજામાં ધગશ હતી. આજની અનીતિ–સટ્ટાખોરી ત્યારે દેખાતી ન હતી. એટલે જ–એક તરફ ધનના ઢગલા અને બીજી તરફ ખાવા માટે રોટલાનો ટૂકડો અને પહેરવા માટે પંચિયું પણ મળતું ન હોય–તેવી ગરીબાઈ જોવામાં આવતી ન હતી. શ્રીમંતાઈ અને ગરીબાઈ વચ્ચેની આજની ઊંડી ખાઈઓ ત્યારે ખોદાયેલી ન હતી. શ્રીમંતો પ્રજાને પીડનારા નહિ પરંતુ તેના પાલક હતા અને રાજાઓ પ્રજાનું પ્રતિનિધિત્વ સાચવતા હોવાથી પિતાતુલ્ય પૂજ્ય હતા.

卐 卐 卐

દયાધર્મ અને દાનવૃત્તિથી જૈન જાતિ હમેશાં શોભતી રહી છે. તે વખતે મેંદરડમાં જૈનોના ઘરો ઠીક ઠીક પ્રમાણમાં હતાં. બદાણીની ઓળખથી ઓળખાતા 'કમળસિંહ' [કમળશી] નામના એક જૈન ગૃહસ્થ સાધારણ વ્યાપારવાણિજ્યથી પોતાનો જીવન-નિર્વાહ ચલાવતા હતા.

તેઓ પાપભીરુ હતા. ધર્મશાસ્ત્રોના જાણકાર ન હોવા છતાં

જૈન ધર્મના સામાન્ય આચાર–નિયમોથી પરિચિત હતા નીતિ, સત્ય, પ્રમાણિકતા આદિ કેટલાક નૈસર્ગિક ગુણો તેમના જીવનમાં તાણાવાણાની માફક વણાઇ ગયાં હતાં. તેમના ધર્મપત્ની 'હીરબાઇ' વાસ્તવમાં જવાહિર સમાન જ્યોતિર્મયી હતા. પતિના પગલે ચાલી તેમણે પોતાનું જીવન ધન્ય માન્યું હતું. તેઓ સાદા–સદ્‌ગુણી અને સુશીલ હતા *

જૈનધર્મના સાધારણ યમ–નિયમો બન્ને યથાશક્તિ પાળતા ધર્મક્રિયાનું આચરણ કરતા અને પ્રેમપૂર્વક સાદાઇથી ગૃહસ્થાશ્રમ ચલાવતા હતા

સમયના વહેવા સાથે વ્યાપાર નિમિત્તે તેઓ મેદરડા છોડી માંગરોળ–આમળના વખતમાં જેને મંગલપુરી કહેવામાં આવતુ–રહેવા આવ્યા અને ત્યાં ઝવેરચંદ વણસાળાની ખડકીમાં રહેવાનુ રાખ્યું.

---

* તે વખતે લોંકાગચ્છીય પાટવીઓની મહાત્માઓ તથા ધર્મદાસજી મહારાજના પરિવારના સંતો અવારનવાર આ પ્રદેશમાં આવતા હોવાથી સામાન્ય રૂપે જૈનધર્મ વણિક કોમમાં ફેલાયેલો હતો

## પ્રકરણ ૨ જું :: પ્રથમ પ્રકાશ

આકાશમાં ઝબકી રહેલા તારાઓને નિહાળતાં અગાસીમાં હીરબાઇ બેઠા હતા. ધીમી ધીમી આવતી પવનની લહેરોથી આંખો કંઇક ભારે જણાતી હતી. હૃદય ભર્યું ભર્યું લાગતું હતું. આત્મા હસુ-હસુ-ઉલ્લસિત થઇ રહ્યો હતો. ખબર ન હતી કે એ આનંદોલ્લાસ શાનો હતો? નજીકમાં સૂતેલા કમળસિંહ ક્યારેક ક્યારેક પડખું ફેરવતા હતા. તેમના નસ્કોરામાંથી આવતો અવાજ બતાવતો હતો કે તેઓ પૂર્ણ નિદ્રામાં હતા.

પવનની લહેરો જાણે વધામણાં આપતી હતી. હીરબાઇની આંખો થોડી મીંચાણી. બહારનું જગત અદૃશ્ય થયું અને અંદરનું જગત તાદૃશ થયું.

હીરબાઈ બાહ્યદૃષ્ટિએ ઊંઘતા હતા, પરંતુ અન્તર્દૃષ્ટિએ સ્વપ્નજગતમાં જાગતા હતા. દૂર-દૂર તેમણે લીલોછમ પર્વત જોયો અને એ પર્વતમાળામાં શુભ પગલાં ભરતો, હાથીને હંફાવનાર, મહાકાય સિંહને [ આનંદપૂર્વક પોતાની લીલાથી છલંગ દેતો ] ડોલતો ડોલતો પોતા તરફ આવતો જોયો.

આ સ્વપ્નની તરંગમાળાઓ કેટલી અને કેટલો વખત ચાલી તેની ખબર ન રહી પરંતુ પ્રાતઃકાળમાં બ્રહ્મમુહૂર્તે ઊઠતાં-

વંત તેમણે પંચપરમેષ્ઠી મંત્રનો ઉચ્ચાર કર્યો ચાર લોગસ્સનો કાયોત્સર્ગ કર્યો અને પતિને પ્રણિપાત કરી આજનો દિવસ ધન્ય માન્યો.

કમળશી શેઠે હસતા હસતા આજની આ બધી વિધિનો મર્મ પૂછ્યો, ત્યારે હીરબાઇ કંઇક શરમાયા છતા તેમના મુખમંડલ ઉપર તરવરતું હાસ્ય છુપુ રહી શક્યું નહિ.

હીરબાઇ કંઇક મંદમંદ અવાજે આનંદપૂર્વક બોલ્યા કમળશી શેઠ મર્મ સમજી ગયા. એટલે તેમણે વિચારીને જવાબમા હસતાં હસતા કહ્યું કે, 'અરે શું ? આપણે ગંધને ઘેર ' આ સુંદર પુત્રરૂપ સ્વપ્નફળ સંભવી શકે ?'

'રાખો, રાખો ' પ્રકૃતિના ઘર આગળ રાંક શુ અને રાજા શું ! ' હીરબાઇ જાણે પ્રત્યુત્તરરૂપે ઉપાલંભ આપતા હતા.

× × ×

હીરબાઇ ગર્ભાવસ્થાના નિયમોનુ યથાવિધિ પાલન કરતાં દિવસો આનંદપૂર્વક વ્યતીત કરવા લાગ્યા ગર્ભ-રક્ષા અર્થે તેમણે અતિઉષ્ણ-અતિ ઠંડી-ચીજોનો તથા ખાટી, તીખી કે તમતમતી ચીજોનો પરિત્યાગ કર્યો હતો. તેઓ ખાન-પાનમા નિયમિત રહેતા સાદું ભોજન લેતા ગર્ભકાળ પર્યંત બ્રહ્મચર્યનુ પાલન કરતા, સાધુ-સાધ્વીઓના દર્શન તથા વ્યાખ્યાનશ્રવણનો લાભ લેતા સાંજે નવકારમંત્ર ભણી નિર્દોષ નિદ્રા લેતા અને સવારે વહેલા ઉઠી શાન્ત ચિત્તે અચૂક માળા ફેરવતા પત્નીના આવી જાતના જીવનક્રમથી કમળશી શેઠના દિવસો પણ આનંદ ઉલ્લાસમાં વ્યતીત થતાં હતા.

નવ મહિના ક્યારે પસાર થઇ ગયા તેની ખબર પડી નહિ. એક પુણ્ય પ્રભાતે પક્ષીઓ મધુર કલરવ કરી રહ્યા હતા, નદી-નાળાં પ્રકૃતિનું ગુણકીર્તન કરતાં વહી રહ્યાં હતાં. મંદ મંદ પવન વહી રહ્યો હતો. આવા શુભ સમયે-શુભ કરણ, તિથિ, યોગ અને નક્ષત્રના શુભ સંયોગે-હીરબાઇએ એક સુંદર પરિપક્વ તંદુરસ્ત બાળકને જન્મ આપ્યો.

બાળકનો જન્મ એટલે માતા-પિતાના આનંદની અવધિ. માતૃહૃદય પુત્રસ્નેહથી સ્નેહભીનું થયું. જગતની સામર્થ્યસિદ્ધિ અને સમૃદ્ધિ જાણે એમના પગ આગળ આળોટવા લાગી.

પુત્રજન્મથી વધારે સુંદર આનંદોત્સવ બીજો શો હોઇ શકે? પહેલાં પુત્રીનો જન્મ થયો હતો. પણ કમળશી શેઠના આનંદનો આજે પાર ન હતો. કુટુંબીજનોએ તથા આડોશીપાડોશીઓએ આ પવિત્ર દિવસને ધન્ય દિવસ માન્યો.

× × ×

આપણા જીવનચરિત્રના નાયક પૂજ્યશ્રી ડુંગરશી સ્વામીએ-જગતનો પ્રથમ પ્રકાશ વિક્રમ સંવત ૧૭૯૨ ની સાલના શુભ દિવસના પુણ્ય-પ્રભાતે જોયો. તેમણે જ્યારે સર્વપ્રથમ આંખો ઉઘાડી ત્યારે ઉષા ફૂલછાબ લઈ આકાશના આંગણે તેમને વધામણાં આપી રહી હતી.

પુત્રજન્મ પછી તો આ દંપતીને પૂર્વ પુણ્યના ઉદયને લીધે ચાર બાળકો જનમ્યાં હતાં. કુલ ૭. પુત્ર-પુત્રીમાં બે પુત્રો અને ચાર પુત્રીઓ હતી. સૌથી મોટા વેલબાઈ નામના પુત્રી હતા અને

વેંત તેમણે પંચપરમેષ્ઠી મંત્રનો ઉચ્ચાર કર્યો ચાર લોગસ્સ કાયોત્સર્ગ કર્યો અને પતિને પ્રણિપાત કરી આજનો દિવ ધન્ય માન્યો

કમળશી શેઠે હસતા હસતાં આજની આ બધી વિધિનો મ પૂછયો, ત્યારે હીરબાઇ કંઇક શરમાયા છતા તેમના મુખમંડલ ઉપ તરવરતુ હાસ્ય છુપુ રહી શકયુ નહિ

હીરબાઇ કઇક મદમદ અવાજે આનદપૂર્વક બોલ્ય કમળશી શેઠ મર્મ સમજી ગયા એટલે તેમણે વિચારીને જવાબ હસતાં હસતાં કહ્યુ કે, 'અરે શુ ? આપણે રાંકને ઘેર ! આ સું પુત્રરૂપ સ્વપ્નફળ સભવી શકે ?'

'રાખો, રાખો ! પ્રકૃતિના ઘર આગળ રાક શુ અને રા શુ ?' હીરબાઇ જાણે પ્રત્યુત્તરરૂપે ઉપાલભ આપતા હતા

× × ×

હીરબાઇ ગર્ભાવસ્થાના નિયમોનું યથાવિધિ પાલન કરત દિવસો આનદપૂર્વક વ્યતીત કરવા લાગ્યા ગર્ભ ક્ષા અર્થે તેમણ અતિઉષ્ણ-અતિ ઠડી-ચીજોનો તથા ખાટી, તીખી કે તમતમત ચીજોનો પરિત્યાગ કર્યો હતો તેઓ ખાન-પાનમા નિયમિ રહેતા સાદુ ભોજન લેતા ગર્ભકાળ પર્યંત બ્રહ્મચર્યનુ પાલ કરતા, સાધુ-સાધ્વીઓના દર્શન તથા વ્યાખ્યાનશ્રવણનો લાવ લેતા સાજે નવકારમંત્ર ભણી નિર્દોષ નિદ્રા લેતા અને સવા વહેલાં ઊઠી શાન્ત ચિત્તે ચૂક માળા ફેરવતા પત્નીના આવ જાતના જીવનક્રમથી કમળશી શેઠના દિવસો પણ આનદ ઉલ્લા સમા વ્યતીત થતાં હતા

## પ્રકરણ ૩ જું :: અને પછી

માતા-પિતાની સૌથી પ્રથમ ફરજ બાળકોમાં સુસંસ્કાર, ધર્મભાવના અને વ્યવહારધર્મ સમજવાની શક્તિ કેળવવી તે છે. જેઓ એટલું કરી શકતા નથી તેઓ બાળકો પ્રત્યેનો પોતાનો ધર્મ ભૂલે છે, એટલું જ નહિ પરંતુ તેઓ પોતાની ફરજને ભૂલી જઈ જગત ઉપર શ્રાપ ઉતારી રહ્યા છે.

આજના બાળકો તે આવતી કાલની પ્રજા છે. ભાવિ પ્રજા પ્રત્યે બેદરકાર રહેનાર માતા કે પિતા ધર્મનું, સમાજનું કે રાષ્ટ્રનું અપમાન કરી રહ્યા છે, એટલું જ નહિ પરંતુ માનવ-જાતિનો દ્રોહ કરી રહ્યા છે.

વેલબાઇ અને ડુંગરસિંહ મોટા થવા લાગ્યા તેમ તેમ આ દંપતીની માનસિક ચિંતા વધવા લાગી. બાળકોમાં સુસંસ્કાર રેડવાની તથા તેમનામાં ધર્મભાવના જાગ્રત રહે તેવી કેળવણી આપવાની બન્નેને ફીકર થવા લાગી. ડુંગરસિંહને ગામની નિશાળમાં બેસાડ્યા અને વેલબાઈને ઘરમાં જ શિક્ષણ-સંસ્કાર આપવા લાગ્યા.

પૂર્વના સંસ્કારો લઈને જ જાણે ડુંગરસિંહભાઈ જનમ્યા ન હોય! બાલવયમાં જ એમની સહૃદયતા,—કોમળતા, સર્વ

ત્યાર પછી મોટા પુત્ર ડુંગરશી અને નાના પુત્ર સંઘજી* નામના એક પુત્ર અને ત્રણ પુત્રીઓ જનમી હતી.

---

* સંઘજીભાઇને નથુભાઇ નામના પુત્ર હતા, અને તેમને રવજીભાઈ નામના પુત્ર હતા આ રવજીભાઇને કાંઈ સંતાન ન હતુ તેમના અવસાન પછી કેટલાક સમય બાદ તેમની સ્ત્રી વજુબાઈ પણ અવસાન પામ્યા આ પ્રમાણે રવજીભાઈ નિસંતાન થવાથી સંઘજીભાઈનો વંશ ત્યાંથી બંધ થયો

ખદાણી–કુટુંબના
કમળશીભાઇ

- ડુંગરસિંહ
- સંઘજીભાઈ
  - નથુભાઇ
    - રવજીભાઇ

માનવી હસતો-રમતો હોય છે, એ જ સમયે કુદરત તેને રોવડાવવાના પ્રસંગો ઘડી રહી હોય છે: પણ બિચારી મનુષ્યજાત કુદરતની અકળ કળાને સમજી શકતી નથી !

卐 卐 卐

આ સુખી કુટુંબ ઉપર અચાનક વજ્રપાત થયો. વેલબાઇના પતિ શ્રી રતનશી શેઠ એક જીવલેણ બીમારીમાં સપડાઈ ગયા અને ઘણી સેવા-સુશ્રૂષા કરવા છતાં પણ બચી શક્યા નહિ.

અભિમાન, સમૃદ્ધિ અને વૈભવથી ફુલાતો માનવી પોતે કેટલો નિરાધાર, નિઃસહાય, અપંગ છે તે આવા ખરા પ્રસંગે જ સમજી શકે છે !

માનવી મોટી મહેલાતો ઊભી કરી શકે છે, માનવી ઇન્દ્રલોક જેવાં ઐશ્વર્ય-વૈભવો પૃથ્વીપટ ઉપર ઉતારી શકે છે, પરંતુ કુદરતની કળા આગળ તે લાચાર છે. જન્મ-મરણના ભેદને તે ઉકેલી શકતો નથી !

આવા પ્રસંગે તેનો ગર્વ ગળી જાય છે? આવા વિકટ પ્રસંગો જીવનમાં ઉપસ્થિત થતાં ન હોત તો માનવીના અભિમાનને કોણ અટકાવી શકત ?

રતનશી શેઠના દુઃખદ અવસાનથી આખું કુટુંબ શોકસાગરમાં ડૂબી ગયું. નાનાં બાળકો આકુળવ્યાકુળ બની ગયાં. વેલબાઇના દુઃખનું તો પૂછવું જ શું ?

વેલબાઇના માતા-પિતાના હૃદયમાં સખત આઘાત થયો, પરંતુ આવા પ્રસંગોએ ધૈર્ય ધારણ કર્યા સિવાય મનુષ્યના

ભૂતો પ્રત્યે પ્રેમભાવ, સમભાવ વગેરે નૈસર્ગિક ગુણો તેમના પરિચયમાં આવનાર માણસોને પ્રથમ દર્શને પોતા તરફ આકર્ષિત કરતા હતા કોઈ પણ નવા માણસ ઉપર તેમના સદ્વર્તન તથા સદ્ગુણોની છાપ પડ્યા વગર રહેતી નહિ.

卐 卐 卐

પોતાના સર્વ બાળકોને–મમતા અને પ્રેમથી–ભણાવી ગણાવી આ દંપતીએ મોટા કર્યા પોતાની સાધારણ સ્થિતિમાં પણ બાળકોના જીવનનું હિત તેમણે બરાબર ધ્યાનમાં રાખ્યું હતું અને પૂર્વાપરનો વિચાર કરી દીર્ઘ દૃષ્ટિથી પુત્રીઓ સુખી થાય તેવે સ્થળે ચારે પુત્રીઓને પરણાવી હતી તેમાંના મોટા પુત્રી વેલબાઈને દીવ બંદરમાં એક ખાનદાન કુટુંબના નબીરા શ્રી રતનશી સાથે પરણાવ્યા હતા

સમય જતા વેલબાઈને–હીરાચંદ નામે એક પુત્ર તથા માનકુવર નામની એક પુત્રી–એમ બે સંતાનો થયા હતાં

卐 卐 卐

કમળશી શેઠ પણ વ્યાપારની અનુકૂળતા પ્રમાણે માગરોળથી દીવબંદર આવીને વસ્યા એ સમયમાં માગરોળ અને દીવબંદર વ્યાપારના મુખ્ય મથક હતા આ બન્ને ગામોનો વ્યાપારિક સંબંધ પણ ખૂબ સંકળાયેલો હતો

આ નાનકડું પણ સંતોષી કુટુંબ સુખેથી દીવબંદરમાં સમય વીતાવી રહ્યું હતું પરંતુ સુખના સ્વપ્નામાં રાચતા માનવીને કાલે શું થવાનું છે તેની કયાં ખબર છે?

માનવી હસતો-રમતો હોય છે, એ જ સમયે કુદરત તેને રોવડાવવાના પ્રસંગો ઘડી રહી હોય છે: પણ બિચારી મનુષ્યજાત કુદરતની અકળ કળાને સમજી શકતી નથી!

卐 卐 卐

આ સુખી કુટુંબ ઉપર અચાનક વજ્રપાત થયો. વેલબાઇના પતિ શ્રી રતનશી શેઠ એક જીવલેણ બીમારીમાં સપડાઈ ગયા અને ઘણી સેવા-સુશ્રૂષા કરવા છતાં પણ બચી શક્યા નહિ.

અભિમાન, સમૃદ્ધિ અને વૈભવથી ફુલાતો માનવી પોતે કેટલો નિરાધાર, નિઃસહાય, અપંગ છે તે આવા ખરા પ્રસંગે જ સમજી શકે છે!

માનવી મોટી મ્હેલાતો ઊભી કરી શકે છે, માનવી ઇન્દ્રલોક જેવાં ઐશ્વર્ય-વૈભવો પૃથ્વીપટ ઉપર ઉતારી શકે છે, પરંતુ કુદરતની કળા આગળ તે લાચાર છે. જન્મ-મરણના ભેદને તે ઉકેલી શકતો નથી!

આવા પ્રસંગે તેનો ગર્વ ગળી જાય છે? આવા વિકટ પ્રસંગો જીવનમાં ઉપસ્થિત થતાં ન હોત તો માનવીના અભિમાનને કોણ અટકાવી શકત?

રતનશી શેઠના દુઃખદ અવસાનથી આખું કુટુંબ શોકસાગરમાં ડૂબી ગયું. નાનાં બાળકો આકુળવ્યાકુળ બની ગયાં. વેલબાઇના દુઃખનું તો પુછવું જ શું?

વેલબાઇના માતા-પિતાના હૃદયમાં સખત આઘાત થયો, પરંતુ આવા પ્રસંગોએ ધૈર્ય ધારણ કર્યા સિવાય મનુષ્યના

હાથમાં બીજો ઉપાય પણ શું છે ?

કમળશી શેઠે ધૈર્ય ધારણ કરી, દીકરીને તથા તેના બે સંતાનોને પોતાની પાખમા લીધા

પિતાવિહોણા બાળકોને જરા પણ ઓછું ન આવે તેવી રીતે તેઓ રાખતા. તેમને પોતાના જ બાળકોની પેઠે ઉછેરવા લાગ્યા વેલબાઇની સુપુત્રી માનકુંવરબાઇ બાલવયથી જ કંઇ વિચક્ષણ તથા અનુપમ પ્રતિભાશાળી લાગતા હતા તેમની સામ્યમૂર્ત્તિ તેમના ઉજ્જ્વળ ભાવિ-જીવનની ઝાખી કરાવતી હતી ભવિષ્યમા એ સુપુત્રી માતાની કુખને સંયમ-સૌરભથી સુગંધિત કરશે અને શીલગુણનો જ્વલંત આદર્શ ઉપસ્થિત કરી શોભાવશે એની કોને ખબર હતી ?

## પ્રકરણ ૪થું : : ભાવિના ગર્ભમાં

સાગરમાં તરલ તરંગો ઉઠે તેમ આજે દીવનગરના નર-
નારીઓનાં હૃદય-સાગરમાં પૂજ્ય મુનિરત્ન શ્રી રત્નસિંહજી મહારાજ-
શ્રીની સદ્ભાગ્યે સાગરકાંઠે પધરામણી થવાના શુભ સમાચાર સાંભળી
ભાવ તરંગો ઉઠતાં પ્રત્યક્ષ જોવામાં આવતાં હતાં. આજે સકળ
શ્રી સંઘમાં અનેરો આનંદ, અપૂર્વ ઉત્સાહ પ્રગટેલાં જણાતાં હતાં.

એક દિવસ એક શ્રાવક બંધુ દ્વારા દીવનગરના શ્રાવકસંઘને
એવા શુભ સમાચાર જાણવામાં આવ્યા કે મહા પંડિત, વિદ્યાશાળી,
વૈરાગ્યમૂર્તિ, સચ્ચારિત્રવાન્ પૂજ્ય શ્રી ધર્મદાસજી[1] મહારાજશ્રીના
વિનીત, વિવેકશીલ, ક્ષમાવાન્, સ્વ-પર-ઉદ્ધારક મહાપંડિત શિષ્ય
શ્રી મૂળચંદજી સ્વામી-તેમના શિષ્ય-રત્ન મહાપરોપકારી સદ્ગુણા-
લંકૃત પૂજ્યપદવીધારક શ્રી પંચાણજી સ્વામી અને તેમના સમયજ્ઞ,
વિદ્વાન્, મિષ્ટભાષી, સુસ્વરકંઠી, ઉગ્રવિહારી શિષ્યરત્ન શ્રી રત્નસિંહજી
સ્વામી પોતાના ગુરુભાઈ તથા શિષ્યસમૂહ સાથે સૌરાષ્ટ્રભૂમિને પાવન
કરતા સાગરકાંઠે આવી વસેલા ઉદાર હૃદય, ગંભીર, ધર્મેચ્છુક

૧ પૂજ્યશ્રી ધર્મદાસજી, તેમના શિષ્ય મૂળચંદજી સ્વામી, તેમના પ્રશિષ્ય
શ્રી પંચાણજી સ્વામીના વિસ્તૃત પરિચય માટે જુદાં પરિશિષ્ટો આગળ
જુઓ. પરિશિષ્ટ અંક ૧ લો તથા અંક ૨જો.

ચાતુર્માસ કરવાની વિનંતિને મહાત્માશ્રીએ માન્ય રાખી.

પૂજ્યશ્રીના દર્શન કરી શ્રી સંઘનું પ્રતિનિધિ મંડળ દીવ આવ્યું અને મહારાજશ્રીનું ચાતુર્માસ અહીં થવાનું છે, તે શુભ સમાચાર દીવ ગામમાં ફેલાતાં, દીવવાસીઓના ઉત્સાહનો પાર રહ્યો નહિ.

નાના-મોટા બધાનાં હૃદયમાં એક જ ધ્વનિ ઉઠતો હતો કે આવા મહાપુરુષની દીવમાં પધરામણી થવી, તથા તેમના દર્શન અને તેમની વાણીનો લાભ પ્રાપ્ત થવો એવા આપણા સદ્ભાગ્ય ક્યાંથી ?

ત્યારપછી પૂજ્યશ્રી રત્નસિંહજી સ્વામી થોડા દિવસ ઘોઘલા રહ્યા. ત્યાં ત્યાગ અને વૈરાગ્યની વૃદ્ધિ કરાવી તેઓ ચાતુર્માસાર્થે દીવ જવા માટે નીકળ્યા અને દીવ તથા ઘોઘલાની વચ્ચેની ખાડીના કિનારે આવ્યા.

તેઓ દીવ જવા નીકળ્યા ત્યારે તેમને થોડી ખબર હતી કે દીવના અંદરમાંથી જનસમાજને તારનાર અને આત્મકલ્યાણ સાધી તેમનું નામ ઉજાળનાર એક નરશાર્દૂલ સાંપડવાનો છે ?

દક્ષિણનો પવન જોરથી ફૂંકાતો હતો. દૂર દૂરની ક્ષિતિજમાંથી કંઈક તોફાનના ભણકારા આવતા હતા. ઘોઘલાની ખાડીનાં પાણી જાણે તોફાને ચડતાં હતાં. ખાડીના કાંઠે ઊભેલાં મછવાઓ ડોલતાં હતાં-આમથી તેમ આથડતાં હતાં. ખલાસીઓ દૂર દૂર નજર કરી આકાશ અને અંતરિક્ષમાં કંઈક નિહાળી રહ્યા હતા.

દરિયામાં જોરથી આંધી આવવાની જાણે આગાહી થઇ રહી હતી. ઉત્તર તરફનું આકાશ મેઘાચ્છન્ન હતું.

દીવના કાંઠે પહોંચવાની ઊતાવળમાં દોડતા પ્રવાસીઓ થંભી

રહ્યા હતા. સામેથી દેખાતો દીવનો સીમાડો જાણે અંધકારમાં-આંધીમાં ગરકાવ થઈ ગયો હોય તેમ લાગતું હતું.

વાંસડાના હલેસાં મારતાં, નાવને આગળ ધકેલવાની કોશીષ કરતાં ખલાસીઓ આકાશ તરફ મીટ માંડી રહ્યા હતા કોઇએ કહ્યું ' આંધી પશ્ચિમ તરફ ઊતરી ગઇ.' કોઇએ કહ્યું 'ના, ના, ઉત્તર કાંઠે ઊતરતી લાગે છે. '

દીવ તરફ જવાને ઉતાવળા થઇ રહેલા કાફલામાંથી એકે સાહસથી કહ્યું કે 'એના કરે છે શું ! કાંઠો ક્યાં દૂર છે ! '

કુદરત ક્યારેક તોફાને ચડે છે-એ તોફાનની દિશા સમજવી મુશ્કેલ છે-તેટલું જ માનવીના ભાવિના ગર્ભમાં શું છુપાયેલું છે તે સમજવું પણ મુશ્કેલ છે.

તોફાન ઘેરાતું હતું કે શમી જતું હતું, વધારે ઊગ્ર થઇ ગયું હતું કે શાન્ત થતું જતું હતું, તે તો કોણ જાણે ! પણ દીવની બજારના ખૂણામાં બેઠેલા એક બાલકનું ઊજ્જવલ ભાવિ ઘડાઈ રહ્યું હતું. તેના જીવનમાં થનારા પલટાની-માનવ જાતિને મળવાની મહાપ્રસાદીની-જાણે પ્રકૃતિદેવી સામગ્રી તૈયાર કરી રહી હોય તેમ તેના ભાવિને જાણે સન્નિકટ ખેંચી રહી હતી

થોડી વાર પછી ઉત્તર તરફનો સમુદ્રકાંઠો સ્વચ્છ દેખાતાં ખલાસીઓ આનંદમાં આવી ગયા નાવિકોએ નૌકાને ઠીક કરી અને એક નાવ જ્યાં લંગર છોડી રવાના થવાની તૈયારીમાં હતું, ત્યાં જ ચારેક શ્વેત વસ્ત્રધારી સાધુઓ કાંઠા ઉપર આવીને ઊભા રહ્યા.

× × ×

ચારે મુનિવરોએ શ્વેત વસ્ત્ર પરિધાન કર્યાં હતાં. ચારેની મુખ-મુદ્રા શાન્ત અને ગંભીર હતી. વધારે તેજસ્વી દેખાતા એક સાધુએ નાવિકને સંબોધીને કહ્યું: "ભાઈ! અમારે સામે કાંઠે જવું છે, તારી નાવમાં લઈ જશે?"

નાવિક થોડીવાર એ અજ્ઞાત વ્યક્તિ તરફ જોઈ રહ્યો. પછી તેણે દીનવદને કહ્યું: "મહાત્મન્! મારા એવા ક્યાંથી ભાગ્ય કે આપની ચરણરજથી મારી આ નાની નાવડી પાવન થાય?"

સાધુ હસ્યા અને કહ્યું. " જો ભાઈ, તને ખ્યાલ નહિ હોય એટલે કહું છું કે તારી નાવમાં* બેસવાનું ભાડું આપવાને અમારી પાસે કંઇ નથી. અમે તને કંઈ આપી શકીએ તેમ નથી."

* से भिक्खू गामा० दूइज्जिज्जा० अंतरा से नावासंतारिमे उदए॰ सिया, से जं पुण नावं जाणिज्जा असंजए अभिक्खू-पडियाए किणिज्ज वा पामिच्चेज्ज वा नावाए वा नावं परिणामं कट्टु थलाओ वा नावं जलंसि ओगाहिज्जा जलाओ वा नावं थलंसि उक्कसिज्जा पुण्णं वा नावं उस्सिंचिज्जा सन्नं वा नावं उप्पीलाविज्जा तहप्पगारं नावं उड्ढगामिणिं वा अहेगा० तिरियगामि० परं जोयणमेराए अद्धजोयणमेराए अप्पतरे वा भुज्जतरे वा नो दुरुहिज्जा गमणाए ॥

–श्री आचारांगसूत्र २ श्रुत०, १ चूला ३ ईर्याध्ययन, १ उद्देश० पृ० ३४६

## નાવમાં ક્યારે ન બેસવું?

**ભાવાર્થ**—માર્ગમાં નાવ વડે પાર કરાય તેટલું પાણી આવે તો ભિક્ષુને પોતાને માટે જ ખરીદી હોય, ઉછીની આણી હોય, અદલબદલ કરી

નાવિકે હર્ષોલ્લાસપૂર્વક જવાબ આપ્યો કે "મહાત્મન્ ! હું સમજું છું કે આપની પાસે કંઈ આપવાનું નથી, છતાં આપ જગતને ઘણું આપો છો. આપનાં દર્શન એ જ મારે માટે ઘણું છે. હું તો આપને કાંઠા સુધી લઈ જઈશ, પણ આપ તો અથાગ ભવ-સાગરને તરાવવાનું સામર્થ્ય ધરાવો છો. આપ ભવતારક હોવાથી અનેક ભવ્યાત્માઓને ભવસાગરના કાંઠા ઊપર મૂકી શકો તેવા છો—"

નાવિકની સહર્ષ સમ્મતિ મળતાં ચારે સાધુઓ *નાવમાં

---

હોય, યા સ્થળ ઉપરથી જળમાં આણી હોય-અથવા જળમાંથી સ્થળ ઉપર આણી હોય, ભરેલી ખાલી કરાવી હોય, કે કાદવમાં ખૂંચેલી ઉપર કઢાવી હોય—તેવી નાવમાં તેણે કદી ન બેસવું

* स भिक्खु वा० पुव्वामेव तिरिच्छसंपाइमं नावं जाणिज्जा, जाणित्ता से तमायाए एगंतमवक्कमिज्जा २ भण्डगं पडिलेहिज्जा २ ओ भोयणभंडगं करिज्जा २ ससीसोवरियकायं पाए पमज्जिज्जा सागारं भत्तं पच्चक्खाइज्जा, एगं पायं जले किच्चा एगं पायं थले किच्चा तओ स० नावं दुरूहिज्जा ॥ ( सू० ३४१ )

—श्रीआचारांगसूत्र, २ श्रुत०, १ चूला ३ ईर्याध्ययन, १ उद्देश, पृ० ३४६–३४७

## નાવમાં કેવી રીતે જવું ?

ભાવાર્થ—જે નાવ ગૃહસ્થોએ પોતે સામે પાર જવા તૈયાર કરી હોય, તે નાવને તેવી જાણી, ભિક્ષુએ તે ગૃહસ્થોની પરવાનગી લીધા બાદ એકાન્તમાં ચાલ્યા જવું, અને પોતાનાં વસ્ત્ર-પાત્રાદિ તપાસી લઈ તથા તેમને એક બાજુ મૂકી, માથાથી પગ સુધીના શરીરને લૂછીને સાફ કરવું, પછી [ સામે પાર પહોંચાય ત્યાં સુધી ] ખાનપાનનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લેવી અને એક પગ પાણીમાં તથા બીજો પગ જમીન ઉપર એમ સંભાળ પૂર્વક વહાણ ઉપર ચડવું

બેઠા એટલે નાવિકે નાવને વહેતી મૂકી. બીજા ઉતારુઓ—સાગરની ગર્જના, ખાડીની રચના, આકાશનાં રંગો-જોવામાં મશગૂલ હતા, ત્યારે આ ચારે સાધુ મહાત્માઓ સાગારી* અનશન લઇ નાવમાં એકાંતસ્થાને કોઇને અડચણરૂપ ન થવાય અને પોતાનો સંયમ-માર્ગ બરાબર જળવાય એ રીતે શાન્તિપૂર્વક બેઠા હતા.

હોડી સાગરના પાણીમાં ઝૂલતી વહી રહી હતી, ત્યારે આ ચારે મહાત્માઓનાં મનોભાવ—આ જગત અને દૂરના જગતની વચ્ચે રમી રહ્યા હતાં—પરમ તત્ત્વની સાધનામાં ભવસાગર તરી જવાની તમન્નામાં ઝૂલી રહ્યાં હતાં.

થોડીવારે દીવનો કાંઠો નજીક આવ્યો. મુસાફરો પોતાનો સામાન ઠીક કરવામાં રોકાયા. આ મહાત્માઓ પાસે સામાન શું હતો ? સ્વ અને પરના કલ્યાણની સતત ભાવના એ તેમની મૂડી હતી—એ તેમનો સામાન હતો.

નાવ કાંઠે આવી ઊભી રહી ત્યારે, સૌ કોઈ નીચે ઊતર્યાં પછી આ મહાપુરુષો નીચે ઊતર્યા.

આ મહાપુરુષો તે બીજા કોઇ નહિ પરંતુ સમયજ્ઞ, વિદ્વાન, મહાતપસ્વી મુનિરત્ન શ્રી રત્નસિંહજી સ્વામી અને તેમના ગુરુભાઈ તથા શિષ્યો હતા.

---

* 'સાગારિક ભક્ત પ્રત્યાખ્યાન'નો અર્થ એ છે કે 'સામે પાર જીવિત પહોંચાય તો એ પ્રતિજ્ઞા મટી જાય, પણ અધવચ મૃત્યુ થાય તો મરવાં પહેલાં અનશન સ્વીકાર્યાનું ફળ મળે.' છૂટપૂર્વક અન્નજળનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરવી, એ તેનો શબ્દાર્થ છે.

સાગરકાંઠે ઊતર્યા પછી પૂજ્યશ્રીએ તથા બીજા સંતોએ કાંઠા ઉપર રહી 'ઇરિયાવહી પડિક્કમિ'-એટલે કે નાવમાં બેઠા તે દરમિયાનના સમયમા થએલ પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું અને સાગારી અનશન કર્યું હતુ તે પણ મર્યાદા પૂર્ણ થતા પાળ્યું.

દીવનો બંદર-કાંઠો એક તરફ ધૂધવી રહ્યો હતો-સાગરના ઘેરા ગર્જનથી અને બીજી તરફ માનવસમૂહના હર્ષોલ્લાસ તથા જયધ્વનિથી.

પૂજ્યશ્રીનો સત્કાર કરવા અમાપ માનવમેદની જામી હતી. નારીઓના વૃંદ, મધુર સંગીત દ્વારા પૂજ્યશ્રીને સત્કારી રહ્યા હતા. સૌએ પૂજ્યશ્રીને સવિધિ વંદન-નમસ્કાર કરી-સુખશાતા પૂછી અને પછી ઘણા જ ભક્તિભાવપૂર્વક પૂજ્યશ્રી તથા બીજા સંતોને નગરમાં પ્રવેશ કરાવ્યો.

પૂજ્યશ્રી નગરમા પધાર્યા. ધર્મસ્થાન નજીક આવતાં+શય્યાતરની અનુજ્ઞા મેળવી તે ધર્મસ્થાનકમા ઊતર્યા.

* * *

આજથી લગભગ બે શતાબ્દિ પૂર્વે દીવનગર એક પ્રસિદ્ધ વ્યાપારિક નગર તરીકે પંકાએલું હતું. ત્યાં જુદા જુદા પ્રાન્તો તથા દેશોમાંથી લોકો વ્યાપારાર્થે આવીને વસ્યા હતા. ... કે વિ. સં. ૧૮૮૫ માં દીવની વસ્તી ૨૫ હજાર મનુષ્યો ... સ્થાનકવાસી જૈન સંઘ તથા અન્યગચ્છી જૈન ... હતી. આ દીવનગરનુ ઐતિહાસિક વૃત્તાન્ત

\+ \+

+સાધુ-સાધ્વીઓ જે સ્થાને બિરાજે તે સ્થાનના માલ... આવશ્યક છે એમ શાસ્ત્રમા વિહિત છે. તેને શય્યાતર '

દીવનગર એ ઘણું પુરાતન નગર છે. તેને અતિ પ્રાચીન સમયમાં 'દિવ્યપુરી' પણ કહેવામાં આવતું. કેટલાક લોકો તેને 'મણિપુર' નગર તરીકે પણ ઓળખતા.

આ દીવબંદરમાં ઘણાં વર્ષો પહેલાં ચાવડા-ચૌહાણ-વગેરે ક્ષત્રિય રાજપુતો રાજ્ય કરતા હતા. ત્યારપછી મુસલમાનો આવ્યા અને અંતે તેમની પાસેથી પોર્ટુગીઝોએ મહાન્ યુદ્ધો ખેડી વિ. સં. ૧૫૭૨ માં દીવ તથા તેની આસપાસની બધી ભૂમિ પોતાના કબજે કરી.

દીવનો શબ્દાર્થ દ્વીપ અર્થાત્ બેટ થાય છે. આ દીવબંદરને પૂર્વે, દક્ષિણે અને પશ્ચિમે-એ ત્રણ દિશાએ તો અરબી સમુદ્ર છે અને ઉત્તર દિશાએ દીવ અને ઘોઘલા-એ બન્ને ગામની વચ્ચે 'ચાસી' નામની નદી હતી-જે નદી વાયવ્ય ખૂણામાંથી આવી, દીવ-ઘોઘલા ગામની વચ્ચે થઇ પૂર્વ દિશાના સમુદ્રમાં ભળતી હતી. આ નદીમાં, પશ્ચિમના સમુદ્રનો કાંઠો તોડી સમુદ્રનું પાણી વાળી ત્યાં ખાડી બનાવવામાં આવેલ છે, એટલે ચારે બાજુ પાણી ફરી વળવાથી દીવ-દ્વીપ નામ સાર્થક થયું છે.

પોર્ટુગીઝો દીવબંદર ઉપર રાજ્ય કરતા હતા ત્યારે વિક્રમ સંવત ૧૭૨૫માં અરબસ્તાની આરબોએ આવી દીવબંદર અને આખા બેટમાં રહેલી વસ્તીને ખૂબ ત્રાસ આપ્યો અને લૂંટફાટ ચલાવી હતી. કહેવાય છે કે તે આરબોએ પ્રજાજનોમાંથી કેટલાક માણસોને તથા ગાય આદિ પશુઓને શસ્ત્રપ્રહાર કરી મારી નાંખ્યા, એટલું જ નહિ પણ તે બેટમાં ૧૯ દિવસ સુધી 'માર્શલ-લૉ' ચલાવી લૂંટફાટ કરી અઢળક સોનું, રૂપું, ત્રાંબુ, હીરા, માણેક, ઝવેરાત, રોકડ નાણું તથા મૂલ્યવાન વસ્ત્રો આદિ લૂંટી લીધું તથા દીવ બંદરમાંથી સુંદર તારુણ્યવતી સ્ત્રીઓ તથા કન્યાઓને [લોકોક્તિ પ્રમાણે ૧૬૦૦ સ્ત્રીઓ તથા કન્યાઓને] પકડી લઈ ગયા.

સાગરકાંઠે ઊતર્યા પછી પૂજ્યશ્રીએ તથા બીજા સંતોએ કાંઠા ઉપર રહી 'ઇરિયાવહી પડિક્કમિં'-એટલે કે નાવમાં બેઠા તે દરમિયાનના સમયમાં થએલ પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું અને સાગારી અનશન કર્યું હતું તે પણ મર્યાદા પૂર્ણ થતાં પાળ્યું.

દીવનો બંદર-કાંઠો એક તરફ ધ્રૂજતો રહ્યો હતો—સાગરના ઘેરા ગર્જનથી અને બીજી તરફ માનવસમૂહના હર્ષોલ્લાસ તથા જયધ્વનિથી.

પૂજ્યશ્રીનો સત્કાર કરવા અમાપ માનવમેદની જામી હતી. નારીઓના વૃંદ, મધુર સંગીત દ્વારા પૂજ્યશ્રીને સત્કારી રહ્યાં હતાં. સૌએ પૂજ્યશ્રીને સવિધિ વંદન-નમસ્કાર કરી—સુખશાતા પૂછી અને પછી ઘણા જ ભક્તિભાવપૂર્વક પૂજ્યશ્રી તથા બીજા સંતોને નગરમાં પ્રવેશ કરાવ્યો.

પૂજ્યશ્રી નગરમાં પધાર્યા ધર્મસ્થાન નજીક આવતાં +શય્યાતરની અનુજ્ઞા મેળવી તે ધર્મસ્થાનકમાં ઊતર્યા.

× × ×

આજથી લગભગ બે શતાબ્દિ પૂર્વે દીવનગર એક પ્રસિદ્ધ વ્યાપારિક નગર તરીકે પંકાએલું હતું. ત્યાં જુદા જુદા પ્રાન્તો તથા દેશોમાંથી લોકો વ્યાપારાર્થે આવીને વસ્યા હતા કહેવાય છે કે વિ. સં. ૧૮૮૫ માં દીવની વસ્તી ૨૫ હજાર મનુષ્યોની હતી. જેમાં સ્થાનકવાસી જૈન સંઘ તથા અન્યગચ્છી જૈન સંઘોની વસ્તી સારી હતી. આ દીવનગરનું ઐતિહાસિક વૃત્તાન્ત જાણવા જેવું છે.

\+ + +

+ સાધુ-સાધ્વીઓ જે સ્થાને બિરાજે તે સ્થાનના માલીકની અનુજ્ઞા મેળવવી આવશ્યક છે એમ શાસ્ત્રમાં વિહિત છે. તેને શય્યાતર કહેવામાં આવે છે

સાગરકાંઠે આવીને ઊભી રહી. માતા-પિતાને ખબર પડી. પુ
થવાથી બધાં સ્નેહાશ્રુથી ભીંજાયા અને ઉપરની ભાવના
તપસ્વીના દર્શનાર્થે સીધા ગયા અને ગુરુ-દર્શન કરી સૌ
પાછા આવ્યા.

કહેવાય છે કે વિ. સં. ૧૭૨૫ના અરસામાં દીવબંદર
લગભગ ૨૫ હજાર ઉપરાંતની હતી. અઢારે વર્ણો વસતાં હત
ગામની વસ્તી જુદી હતી, પરંતુ કાળક્રમે દિનપ્રતિદિન તે
ઘટાડો થતો ગયો અને હજી પણ થતો જાય છે.*

આ દીવબંદરમાં શ્રાવક-સંઘ સમુન્નતિ અવસ્થાને પ્રા
હતો. અહીં લગભગ ત્રણસો ઘર સ્થાનકવાસી જૈનોનાં હત
વીશાશ્રીમાલી વણિક, વીશા ઓસવાલ વણિક, દશાશ્રીમાલ
તથા સોરઠીઆ વણિક જ્ઞાતિના-શ્રાવકોનો સંઘ મુખ્ય હ

આ શ્રાવક-સંઘનું બંધારણ ખૂબ જ વ્યવસ્થિત હતુ
પ્રત્યેક કામ વ્યવસ્થાપૂર્વક તથા સલાહસંપથી કરવામાં આ
અહીંના શ્રાવકો જાણે તુંગીઆ નગરીના શ્રાવકોના જીવનનું
કરતા હોય એમ લાગતું હતું. સાગરતટે રહેવાથી સાગરની
તેમના શ્રાવક-જીવનમાં પ્રવેશ પામી હતી. તેમની નીતિની
સાગર-મર્યાદા જેવી જ હતી. આધ્યાત્મિક, સામાજિક ત
પ્રવૃત્તિનો ત્રિવેણી-સંગમ ત્યાં થયો હતો. જેમ ત્યાંનો
વ્યવહારકાર્યમાં દક્ષ હતો, તેવો જ ધર્મપરાયણ હતો. સાધુ
વિરલ દર્શન તેમના જીવનમાં અપૂર્વ આનંદ અને અનેરો ઉ

* આ બીના 'દીવના ઇતિહાસ'ના આધારે આપવામાં આવે

દીવબંદરના પ્રજાજનો આ દારૂણ દૃશ્ય જોઈ કંપી ઊઠ્યાં. તેઓએ પોતાના ધનમાલની તો એટલી પરવા ન કરી, પરંતુ પોતાની સ્ત્રીઓ તથા કન્યાઓને પકડીને જ્યારે આરબો લઈ જવા લાગ્યા ત્યારે તેમનું હૃદય કકળી ઊઠ્યું અને પોતાની સ્ત્રીઓ તથા કન્યાઓને કોઇપણ હિમાબે પાછી સોંપવા માટે ઘણી જ આજીજી કરવા લાગ્યા, પરંતુ પાષાણ હૃદયવાળા આરબોએ કોઇની વાત માન્ય રાખી નહિ અને પોતાના ભરેલાં વહાણોને સમુદ્રમાં વહેતા મૂકી દીધા.

કહેવાય છે કે, આ ૧૬૦૦ સ્ત્રીઓ તથા કન્યાઓમાં ૧૬ કન્યાઓ તો સમવયરક સખીઓ હતી તે બધી જૈન ધર્મનું પાલન કરનારી હતી. આ બાળાઓએ વિચાર્યું કે હવે આપણે આ પાપાત્મા ઓના હાથમાંથી છટકી શકીએ એમ નથી. તેઓ આપણને પોતાના દેશમાં લઈ જશે અને ત્યાં આપણા ઉપર અન્યાય-અત્યાચાર ગુજારશે ત્યારે આપણે સતશીલની રક્ષા ખાતર પ્રાણાર્પણ પણ કરવું પડશે જ. તો પછી આપણે સોળે સખીઓ જિનેશ્વર ભગવાનનું સ્મરણ કરી તથા સંયમી જૂહા તપસ્વીના નામને યાદ કરી, રાત્રિના સમયે અમાપ સમુદ્રના પેટમાં સમાઇ જઇએ એ વધારે સારૂં છે જો સાનુકૂળ સંયોગો હશે અને જીવિત રહીશું તો જૂહા તપસ્વીજીના પુનઃ દર્શન કરશું અને આપણ મૂળસ્થાને સૌ સાથે મળશું.

આ પ્રમાણે સંકેત કરી તે બહેનોએ પરમાત્માનું સ્મરણ કરી રાત્રિના સમયે સમુદ્રમાં પડતું મૂક્યું પરંતુ પડતાની સાથે જ શીલના પ્રતાપથી, જિનેશ્વરોના સ્મરણથી કે જૂહા તપસ્વીજીના નામોચ્ચારણથી કોઇ અદૃશ્ય સહાયતા તેમને પ્રાપ્ત થઇ અને પ્રાતઃકાળ થતાં સમુદ્ર જાણે પોતાનું અર્ઘ્ય દીવબંદરને ચડાવવા આવ્યો હોય તેમ સોળે બહેનો

સાગરકાંઠે આવીને ઊભી રહી. માતા-પિતાને ખબર પડી. પુનરૂમિલન થવાથી બધાં સ્નેહાશ્રુથી ભીંજાયા અને ઉપરની ભાવનાથી જૂદા તપસ્વીના દર્શનાર્થે સીધા ગયા અને ગુરુ-દર્શન કરી સૌ યથાસ્થાને પાછા આવ્યા.

કહેવાય છે કે વિ. સં. ૧૭૨૫ના અરસામાં દીવબંદરની વસ્તી લગભગ ૨૫ હજાર ઉપરાંતની હતી. અઢારે વર્ણો વસતાં હતાં. ઘોઘલા ગામની વસ્તી જુદી હતી, પરંતુ કાળક્રમે દિનપ્રતિદિન તે વસ્તીમાં ઘટાડો થતો ગયો અને હજી પણ થતો જાય છે.*

આ દીવબંદરમાં શ્રાવક-સંઘ સમુન્નતિ અવસ્થાને પ્રાપ્ત થએલો હતો. અહીં લગભગ ત્રણસો ઘર સ્થાનકવાસી જૈનોનાં હતાં. તેમાં-વીશાશ્રીમાલી વણિક, વીશા ઓસવાલ વણિક, દશાશ્રીમાલી વણિક તથા સોરઠીઆ વણિક જ્ઞાતિના-શ્રાવકોનો સંઘ મુખ્ય હતો.

આ શ્રાવક-સંઘનું બંધારણ બહુ જ વ્યવસ્થિત હતું. સંઘનું પ્રત્યેક કામ વ્યવસ્થાપૂર્વક તથા સલાહસંપથી કરવામાં આવતું હતું. અહીંના શ્રાવકો જાણે તુંગીઆ નગરીના શ્રાવકોના જીવનનું અનુકરણ કરતા હોય એમ લાગતું હતું. સાગરતટે રહેવાથી સાગરની ગંભીરતા તેમના શ્રાવક-જીવનમાં પ્રવેશ પામી હતી. તેમની નીતિની મર્યાદા પણ સાગર-મર્યાદા જેવી જ હતી. આધ્યાત્મિક, સામાજિક તથા રાષ્ટ્રીય પ્રવૃત્તિનો ત્રિવેણી-સંગમ ત્યાં થયો હતો. જેમ ત્યાંનો શ્રાવકસંઘ વ્યવહારકાર્યમાં દક્ષ હતો, તેવો જ ધર્મપરાયણ હતો. સાધુ-જીવનના વિરલ દર્શન તેમના જીવનમાં અપૂર્વ આનંદ અને અનેરો ઉત્સાહ પ્રગટ

---

* આ બીના 'દીવના ઇતિહાસ'ના આધારે આપવામાં આવેલ છે.

દીવબંદરના પ્રજાજનો આ દારુણ દૃશ્ય જોઈ કંપી ઊઠ્યાં. તેઓએ પોતાના ધનમાલની તો એટલી પરવા ન કરી, પરંતુ પોતાની સ્ત્રીઓ તથા કન્યાઓને પકડીને જ્યારે આરબો લઈ જવા લાગ્યા ત્યારે તેમનું હૃદય કકળી ઊઠ્યું અને પોતાની સ્ત્રીઓ તથા કન્યાઓને કોઈપણ હિસાબે પાછી સોંપવા માટે ઘણી જ આજીજી કરવા લાગ્યા, પરંતુ પાષાણ હૃદયવાળા આરબોએ કોઈની વાત માન્ય રાખી નહિ અને પોતાના ભરેલાં વહાણોને સમુદ્રમાં વહેતા મૂકી દીધા.

કહેવાય છે કે, આ ૧૬૦૦ સ્ત્રીઓ તથા કન્યાઓમાં, ૧૬ કન્યાઓ તો સમવયસ્ક સખીઓ હતી. તે બધી જૈન ધર્મનું પાલન કરનારી હતી. આ બાળાઓએ વિચાર્યું કે હવે આપણે આ પાપાત્મા ઓના હાથમાથી છટકી શકીએ એમ નથી. તેઓ આપણને પોતાના દેશમાં લઈ જશે અને ત્યાં આપણા ઉપર અન્યાય—અત્યાચાર ગુજારશે ત્યારે આપણે સત્યશીલની રક્ષા ખાતર પ્રાણાર્પણ પણ કરવું પડશે જ. તો પછી આપણે સોળે સખીઓ જિનેશ્વર ભગવાનનું સ્મરણ કરી તથા સંયમી જૂઠા તપસ્વીના નામને યાદ કરી, રાત્રિના સમયે અમાપ સમુદ્રના પેટમાં સમાઈ જઈએ એ વધારે સારું છે. જો સાનુકૂળ સંયોગો હશે અને જીવિત રહીશું તો જૂઠા તપસ્વીજીના પુનઃ દર્શન કરશું અને આપણુ મૂળસ્થાને સૌ સાથે મળશું.

આ પ્રમાણે સંકેત કરી તે બહેનોએ પરમાત્માનું સ્મરણ કરી રાત્રિના સમયે સમુદ્રમાં પડતું મૂક્યું. પરંતુ પડતાની સાથે જ શીલના પ્રતાપથી, જિનેશ્વરોના સ્મરણથી કે જૂઠા તપસ્વીજીના નામોચ્ચારણથી કોઈ અદૃશ્ય સહાયતા તેમને [illegible] જોયું પોતાનું અર્ધું દીવબં[illegible]

સાગરકાંઠે આવીને ઊભી રહી. માતા-પિતાને ખબર પડી. પુનર્મિલન થવાથી બધાં સ્નેહાશ્રુથી ભીંજાયા અને ઉપરની ભાવનાથી જૂ તપસ્વીના દર્શનાર્થે શીઘ્ર ગયા અને ગુરુ-દર્શન કરી સૌ યથાસ્થાન પાછા આવ્યા.

કહેવાય છે કે વિ. સં. ૧૭૨૫ના અરસામાં દીવબંદરની વસ્ લગભગ ૨૫ હજાર ઉપરાંતની હતી. અઢારે વર્ણો વસતાં હતાં. ઘોઘ ગામની વસ્તી જુદી હતી, પરંતુ કાળક્રમે દિનપ્રતિદિન તે વસ્તી ઘટાડો થતો ગયો અને હજી પણ થતો જાય છે.*

આ દીવબંદરમાં શ્રાવક-સંઘ સમુન્નતિ અવસ્થાને પ્રાપ્ત થ હતો. અહીં લગભગ ત્રણસો ઘર સ્થાનકવાસી જૈનોનાં હતાં. તે વીશાશ્રીમાળી વણિક, વીશા ઓસવાલ વણિક, દશાશ્રીમાળી વ તથા સોરઠીઆ વણિક જ્ઞાતિના-શ્રાવકોનો સંઘ મુખ્ય હતો.

આ શ્રાવક-સંઘનું બંધારણ ઘણું જ વ્યવસ્થિત હતું. સં પ્રત્યેક કામ વ્યવસ્થાપૂર્વક તથા સલાહસંપથી કરવામાં આવતું અહીંના શ્રાવકો જાણે તુંગીઆ નગરીના શ્રાવકોના જીવનનું અનુ કરતા હોય એમ લાગતું હતું. સાગરતટે રહેવાથી સાગરની ગં તેમના શ્રાવક-જીવનમાં પ્રવેશ પામી હતી. તેમની નીતિની મર્યાદ સાગર-મર્યાદા જેવી જ હતી. આધ્યાત્મિક, સામાજિક તથા પ્રવૃત્તિનો ત્રિવેણી-સંગમ ત્યાં થયો હતો. જેમ ત્યાંનો શ્રા વ્યવહારકાર્યમાં દક્ષ હતો, તેવો જ ધર્મપરાયણ હતો. સાધુ-જ વિરલ દર્શન તેમના જીવનમાં અપૂર્વ આનંદ અને અનેરો ઉત્સા

* 'દીવના ઇતિહાસ'ના આધારે આપવામાં આવેલ

દીવબંદરના પ્રજાજનો આ દારુણ દશ્ય જોઈ કંપી ઊઠ્યા તેઓએ પોતાના ધનમાલની તો એટલી પરવા ન કરી, પરંતુ પોતાની સ્ત્રીઓ તથા કન્યાઓને પકડીને જ્યારે આરબો લઈ જવા લાગ્યા ત્યારે તેમનું હૃદય કકળી ઊઠ્યું અને પોતાની સ્ત્રીઓ તથા કન્યાઓને કોઇપણ હિસાબે પાછી સોંપવા માટે ઘણી જ આજીજી કરવા લાગ્યા, પરંતુ પાષાણ હૃદયવાળા આરબોએ કોઇની વાત માન્ય રાખી નહિ અને પોતાના ભરેલા વહાણોને સમુદ્રમા વહેતા મૂકી દીધા

કહેવાય છે કે, આ ૧૬૦૦ સ્ત્રીઓ તથા કન્યાઓમા ૧૬ કન્યાઓ તો સમવયસ્ક સખીઓ હતી તે બધી જૈન ધર્મનું પાલન કરનારી હતી આ બાળાઓએ વિચાર્યું કે હવે આપણે આ પાપાત્મા ઓના હાથમાથી છટકી શકીએ એમ નથી તેઓ આપણને પોતાના દેશમાં લઈ જશે અને ત્યા આપણા ઉપર અન્યાય-અત્યાચાર ગુજારશે ત્યારે આપણે સતશીલની રક્ષા ખાતર પ્રાણાર્પણ પણ કરવું પડશે જ તો પછી આપણે સોળે સખીઓ જિનેશ્વર ભગવાનનું સ્મરણ કરી તથા સંયમી જૂઠા તપસ્વીના નામને યાદ કરી, રાત્રિના સમયે અમાપ સમુદ્રના પેટમા સમાઇ જઇએ એ વધારે સારૂ છે જો સાનુકૂળ સંયોગો હશે અને જીવિત રહીશુ તો જૂઠા તપસ્વીજીના પુન દર્શન કરશુ અને આપણ મૂળસ્થાને સૌ સાથે મળશુ

આ પ્રમાણે સંકેત કરી તે બહેનોએ પરમાત્માનુ સ્મરણ કરી રાત્રિના સમયે સમુદ્રમા પડતુ મૂક્યુ પરંતુ પડતાની સાથે જ શીલના પ્રતાપથી, જિનેશ્વરોના સ્મરણથી કે જૂઠા તપસ્વીજીના નામોચ્ચારણાથી કોઇ અદશ્ય સહાયતા તેમને પ્રાપ્ત થઇ અને પ્રાતઃકાળ થતા સમુદ્ર જાણે પોતાનુ અર્ધ્ય દીવબંદરને ચડાવવા આવ્યો હોય તેમ સોળે બહેનો

જ્યારે બચી શક્યું નથી, ત્યારે સૌરાષ્ટ્રની સીમા ઉપર ઊભેલા આ દીવ બંદરના નર–નારીઓના જીવનમાં આજે પણ એ જ પુરાતન સાદાઇ અને સંયમ નજરે પડે છે.

સાગરના કિનારે આવેલા અને સાગરથી ઘેરાયેલા આ પ્રદેશના વતનીઓના જીવન પણ સાગર સમાન શાન્ત, વિશાળ, ઉદાર અને ગંભીર છે. આ ફળદ્રૂપ વીરભૂમિનું રસપાન કરી દીવવાસી શ્રાવકોએ વીરતાના, સાગરની ગંભીરતાના અને રેતીની ઋજુતાના બોધપાઠો જીવનમાં ઉતાર્યા છે.

આવા શ્રાવક–સંઘને સહરાના રણમાં જલાશય હોય તેમ આત્મ-શાન્તિ સાધવા માટે સુખપ્રદ ધર્મવિશ્રામ હતોઃ પ્રાતઃસાયંકાલ સામા-યિક–પ્રતિક્રમણ, પૌષધ આદિ ધાર્મિક ક્રિયાઓ કરવા મ [illegible] શ્રી-સંઘ એકત્રિત થતો અને ધર્મોત્થાન તથા સમાજો [illegible] -વિનિમય કરી [illegible] ાર્ગની શુદ્ધિ તથા વૃદ્ધિ માટે યે [illegible]

કરતાં હતા. તેમના વિશુદ્ધ હૃદય-પટ ઉપર સાધુતાની છાપ ઊંડી પડેલી હતી. શ્રાવક નામને શોભાવે એવા એમના સદ્દગુણો હતા. માર્ગાનુસારી-ના ગુણો તેમના જીવનમાં તાણાવાણાની માફક વણાઈ ગયા હતા.

આત્મ સાધના અને પરોપકારવૃત્તિ એ તો દીવ-બંદરના શ્રાવકો-ના દિનકૃત્યો બની ગયા હતા. શ્રાવકવૃત્તિ ધર્મશ્રવણ અને ધર્માચરણ નિયમિત કરવાની ટેવ તો તેમના શ્રાવક-શ્રેવિકાસંઘમાં ઓતપ્રોત થએલી હતી.

આ શ્રાવક-સંઘનું બંધારણ પણ અજબ પ્રકારનું હતું. ધર્મ-પ્રભાવના અને વાત્સલ્યભાવના એ સંઘના મુખ્ય કર્તવ્યો હતા. સંઘનો ભક્તિભાવ અપૂર્વ હતો. શ્રીસંઘ નીતિ-નિપુણ હોવાને કારણે ધર્મ-અધર્મની વિવેકશીલતા તેના જીવનમાં પ્રગટી હતી. સફળ સોદાગરની માફક ધાર્મિક વૃત્તિનો વ્યાપાર શ્રી સંઘ પુરુષાર્થપૂર્વક ખેડતો હતો.

× × ×

જગતની ચિંતાથી જાણે વિમુક્ત હોય તેમ દીવ બંદર દુનિયાથી પર હોય એવું અમરપુરી જેવું બની જવા પામ્યું હતું. સૌરાષ્ટ્રની છેક એક સીમા ઉપર સાગરની ગોદમાં આળોટતું હોય તેમ એક યોગનિષ્ઠ પુરુષની માફક એકાગ્રતાનું ધ્યાન ધરતું હોય તેમ ઊભું છે ત્યાં શરીરને શુંગળાવી નાખે એવા મિલોના ભૂંગળા નથી. મનને મૂંઝવી નાખે એવી મિલોની ધમાલ નથી. શહેરી જીવનની વિલાસિતાનો સંચાર હજી પણ પગપેસારો થયો નથી. ત્યાં તો જીવનની સાદાઈ, સજ્જનતા, ધાર્મિકતા—જ્યાં જુઓ ત્યાં તરવરતી જોવામાં આવે છે.

આ વીસમી સદીમાં ભૌતિકતાની ઉપાસનાથી ભારતવર્ષ પણ

બચી શક્યું નથી, ત્યારે સૌરાષ્ટ્રની સીમા ઉપર ઊભેલા આ
બંદરના નર–નારીઓના જીવનમાં આજે પણ એ જ પુરાતન
ઇ અને સંયમ નજરે પડે છે.

સાગરના કિનારે આવેલા અને સાગરથી ઘેરાયેલા આ પ્રદેશના
ાઓના જીવન પણ સાગર સમાન શાન્ત, વિશાળ, ઉદાર અને
ર છે. આ ફળદ્રૂપ વીરભૂમિનું રસપાન કરી દીવવાસી શ્રાવકોએ
ાના, સાગરની ગંભીરતાના અને રેતીની ઋજુતાના બોધપાઠો
ામાં ઉતાર્યા છે.

આવા શ્રાવક–સંઘને સહરાના રણમાં જલાશય હોય તેમ આત્મ-
ત સાધવા માટે સુખપ્રદ ધર્મવિશ્રામ હતો: પ્રાતઃસાયંકાલ સામા-
-પ્રતિક્રમણ, પૌષધ આદિ ધાર્મિક ક્રિયાઓ કરવા માટે ત્યાંનો શ્રી-
એકત્રિત થતો અને ધર્મોત્થાન તથા સમાજોત્થાન વિષે વિચાર–
મય કરી કાંઇ ધર્મમાર્ગની શુદ્ધિ તથા વૃદ્ધિ માટે યોજનાઓ ઘડતો.

## —પ્રકરણ ૫ મુ :: :: નગર-પ્રવેશ—

આજે દીવબંદરમાં કોઈ મહાન પર્વોત્સવ ઉજવાતો હોય એવું મંગલમય વાતાવરણ જણાતું હતું જ્યાં જુઓ ત્યાં આનંદમંગલની આભા પ્રસરેલી હતી બાળકો યુવાનો, પ્રૌઢો, વૃદ્ધો, બાળાઓ, કન્યાઓ સ્ત્રીઓ વગેરે સૌ કોઈ–અપૂર્વ–નગરવાસી આનંદોલ્લાસમાં ભરત હતા

આજે તેમના આંગણે સમર્થ મુનિ–રત્નની પધરામણી થઇ હતી તેમનું નાનકડું નગર આજે ગુરુદેવના ચરણ–સ્પર્શથી પાવન થયું હતું સાધુત્વના વિરલ દર્શન કરી આજે તેમનું જીવન ધન્ય બન્યું હતું

ગુરુવર્ય શ્રી રત્નસિંહજી મહારાજશ્રીના શુભાગમનના સમાચાર આજે વાયુવેગે દીવનગરના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ફરી વળ્યા હતા દીવના શ્રાવક સમુદાયમા ભક્તિભાવ આજે ઊછળતો હતો ધર્મગુરુ પ્રત્યે તેમને અપૂર્વ શ્રદ્ધા હતી તેઓ ધર્મને જીવનમા મૂર્ત સ્વરૂપ આપનારા હતા તેમના પ્રત્યેક વ્યવહારમા ધર્મ પ્રતિબિંબિત થતો હતો તેઓએ જીવનની સાર્થકતા ધનમા કે બાહ્ય પ્રતિષ્ઠામાં માની ન હતી, પરન્તુ ધર્મારાધનામા માની હતી

આવી દશામાં ગુરુદેવના શુભાગમન થયાના સમાચાર સાંભળી, શ્રાવકશ્રાવિકા અન્યોન્ય કાર્યોનો પરિત્યાગ કરી તત્કાલ ગુરુવર્યના દર્શના

ણુકર દર્શન તથા ધર્મોપદેશનું શ્રવણ કરવા નીકળી પડે એ સ્વાભાવિક છે.

દીવના નર-નારીઓનાં ટોળેટોળાં સાદા અને સુંદર વસ્ત્રો પરિધાન કરી ઉપાશ્રયની બાજુ જઈ રહ્યા હતા. આ અપૂર્વ દૃશ્ય જોઇ ઇતર લોકો જિજ્ઞાસાપૂર્વક પૂછતા કેઃ 'આજે શું કોઇ મહોત્સવ છે?' આ પ્રશ્નનો જવાબ સંક્ષેપમાં એ જ મળતો કેઃ 'આજે દૂરદૂરથી ઉગ્ર વિહાર કરી મહાઉપકારી સંતમહાત્મા આપણા ગામમાં પધાર્યા છે. તેમના દર્શનાર્થે તથા ધર્મ-શ્રવણાર્થે સૌ કોઇ જઇ રહ્યા છે. તમે પણ ચાલો. આવા મહાપુરુષનાં પુનિત પગલાં આપણા ગામમાં થવા એ પણ આપણું સદ્ભાગ્ય છે.'

× × ×

ધર્મસ્થાનની પાસેના વિશાળ ચોગાનમાં માનવ-મેદની જામી છે. દરેકની મુખમુદ્રા જોતાં એમ જણાતું હતું કે-માનો તેમની આંખો કોઇના દર્શન કરવા તલસી રહી હોય, તેમનાં કાનો કલ્યાણકર ધર્મનું શ્રવણ કરવા તત્પર હોય, તેમનાં હાથો પ્રણિપાત માટે પ્રાંજલિરૂપે ઊંચા ઉપડેલાં હોય અને તેમની ડોક દૂરથી કોઇને જોવા માટે ઊંચી નીચી થતી હોય!

માનવ-મેદનીની વ્યાખ્યાનસભામાં એવા કોણ મહાન ત્યાગી પુરુષ પધારશે? તેની મુખમુદ્રા કેવી હશે? તે કઈ વસ્તુનો ધર્મોપદેશ આપશે? વગેરે વિષે લોકો કુતૂહલપૂર્વક વાતો કરતા હતા. એટલામાં દૂરથી ઝીણાં પણ ઘેરાં સ્પષ્ટ જય-જયકારના શબ્દો સંભળાવા લાગ્યા. લોકોને લાગ્યું કે હવે જરૂર યોગનિષ્ઠ મહાપુરુષ પધારશે. 'જયજયકાર'ના શબ્દો વધારે ઘેરાં અને સ્પષ્ટ સંભળાવા લાગ્યાં. થોડીવારમાં તો 'મહાવીર ભગવાનની જય, જૈન

ધર્મની જય-ગુરુદેવની જય-' વગેરે ગગનભેદી જયનાદો ગાજવા લાગ્યાં. થોડીવારમાં તો લોકોના મસ્તકો નીચે ઢળતાં જોવામાં આવ્યા. લોકો શા માટે નીચા નમતા હતા, એ જોવા દૂરના લોકો ઊભા થઇ જોવા લાગ્યાં; જ્યારે માલુમ પડ્યું કે, જે ગુરુદેવના દર્શન માટે પોતાની આંખો તલસતી હતી, તે જ ગુરુદેવ પોતાની શિષ્યમંડલી સાથે વ્યાખ્યાનસભામાં પધારી રહ્યા છે.

મેઘાચ્છન્ન આકાશમાં સૂર્યની પ્રભા ચમકે તેમ માનવ-મેદનીમાં ઘેરાયેલા, તેજસ્વી-તપોધની પૂજ્ય રત્નસિંહજી મહારાજશ્રી ચમકવા લાગ્યા અને તેમની તેજોમૂર્તિ જોતા જ લોકોનાં પંચાંગો ભક્તિભાવપૂર્વક નમી પડ્યા. ગુરુદેવ બધાને જી-હા કહેતાં જતનાપૂર્વક ધીમે પગલે માનવ-મેદનીમાંથી રસ્તો કરતા યથાસ્થાને આવી પહોંચ્યા. બધા લોકોએ ગુરુવર્યને વિધિપૂર્વક વંદના કરી, સુખશાતા પૂછી અને પછી પોતપોતાનું આસન ગ્રહણ કર્યું.

પૂજ્યશ્રી રત્નસિંહજી સ્વામીનું પ્રશસ્ત અને તેજસ્વી લલાટ, સૌમ્ય મુખમુદ્રા અને શાન્ત મુખમંડલ ધર્મ-સાધનાનું મૂર્તિમાન સ્વરૂપ બતાવી રહ્યું હતું. તેમનું કૃશ શરીર તપશ્ચર્યાની સાક્ષી આપી રહ્યું હતું. તેમના અન્તઃકરણમાં શાન્તિનો જે પ્રબળ પ્રવાહ વહી રહ્યો હતો તે નેત્રદ્વારા અમીરસ ટપકાવતો હતો. ગુરુદેવનો આદર્શ ત્યાગ સૂચવનારો ભવ્ય સાધુવેશ, ભવ્ય જીવોના હૃદયમાં ઉન્નતતા ઉત્પન્ન કરતો હતો.

આસન ગ્રહણ કર્યા બાદ બધા મુનિવરોએ સર્વ પ્રથમ રસ્તે ચાલતાં જીવોની જે વિરાધના થઇ હોય તેની ક્ષમા તથા

આત્મશુદ્ધિ કરવા માટે-'ઇરિયાવહી પડિ ક્કમિ' નું ધ્યાન કર્યું. ધ્યાનાવસ્થામાં ગુરુદેવ મહાન્ યોગનિષ્ઠ જણાતા હતા. તેમની મુખાકૃતિની ભવ્યતા અપૂર્વ હતી. તેમના મુખમંડલની સૌમ્યતા સંસારના સંતાપથી સંતપ્ત સંસારીજનોનાં સંકટોને હરવા માટે સમર્થ હતી.

ધ્યાન પાળ્યા બાદ પૂજ્યશ્રીએ સર્વપ્રથમ મંગલાચરણરૂપે માંગલિક સંભળાવ્યું. ઉદાત્ત સ્વરે ગંભીરતાપૂર્વક ઉચ્ચારેલાં મંગલ વચનો સભામાં અપૂર્વ શાંતિનું સામ્રાજ્ય સ્થાપી શક્યાં. જનસમાજના સાગ્રહ અનુરોધને માન આપી ગુરુદેવે પ્રથમ દિવસે સંક્ષિપ્ત પણ સારભૂત ધર્મોપદેશ ફરમાવ્યો: જેનો સામાન્યતઃ ભાવાર્થ આ પ્રકારનો હતો:

ભવ્યજીવો ! શાસનનાયક શ્રમણ ભગવાન મહાવીરે-જગતના-કલ્યાણ કરવા માટે જે વિશ્વહિતંકર ધર્મોપદેશ આપ્યો છે તે જ ઉપદેશ હું તમને કહેવા ચાહું છું.

सव्वजगजीवरक्खणदयट्टयाए भगवया पावयणं सुकहियं ।

[ પ્રશ્ન વ્યાકરણ સૂત્ર ]

ભગવાન મહાવીરે જગતજીવોની રક્ષા તથા તેમની દયા કરવા માટે જ જિન-પ્રવચન ફરમાવેલ છે, 'સૌનું ભલું કરો.' એ ભગવાનનો જીવનસંદેશ છે. સંસારવર્તી પ્રત્યેક જીવાત્મા સુખ-શાન્તિ ચાહે છે. કોઇ દુઃખ ચાહતું નથી. એટલા માટે सर्वे सन्तु सुखिनः सर्वे सन्तु निरामयाः અર્થાત્ 'સૌ સુખી અને સ્વસ્થ

જ ખરુ રહેલુ છે । अहिंसा परमो धर्मः एष धर्म सनातन ।
કોઈપણ જીવાત્માને જરા પણ દુખ ન આપો એ જ અહિંસા ધર્મ છે સર્વભૂતો-સર્વ પ્રાણીઓ-પ્રત્યે સમભાવ રાખવો એ જ બધા ધર્મોનો સાર છે. ' જીવો અને જીવવા દો ' એ સનાતન સત્ય છે સર્વ પ્રાણીઓ પ્રત્યે જે પ્રેમભાવ રાખે છે તે વિશ્વ મૈત્રીના આદર્શને જીવનમા મૂર્તસ્વરૂપ આપી શકે છે મૈત્રિ ભાવ એ તો જગતને જીતવાની ચવી છે

આર્ય મહર્ષિઓએ, તપસ્વિઓએ તથા તત્વચિંતકોએ બધાં ધર્મો તથા ૧૮ પુરાણોનો સાર સક્ષેપમાં એ જ બતાવ્યો છે કે.

अष्टादशपुराणेषु, व्यासस्य वचनद्वय ।
'परोपकार पुण्याय, पापाय परपीडनम् ॥

અર્થાત્-પરોપકાર કરવો એ જ પુણ્યકાર્ય છે અને પરપીડા આપવી એ જ પાપકાર્ય છે, એટલા માટે કોઈપણ જીવાત્માને જરા પણ કષ્ટ ન પહોચાડવુ એ જ જ્ઞાનીઓના જ્ઞાનનો સાર છે

જૈનધર્મ અહિંસાપ્રધાન ધર્મ છે. સર્વ પ્રાણીઓ પ્રત્યે પ્રેમ-ભાવ-મૈત્રીભાવ રાખવો એ જૈન ધર્મનો આદર્શ છે જગત્માત્રને જૈનધર્મનો એ સદેશ છે કે-" પ્રત્યેક જીવાત્માને પોતાની સમાન માનો, કારણ કે બધા પ્રાણીઓને આયુષ્ય અને સુખ પ્રિય છે, તથા દુ ખ અને વધ અપ્રિય છે. દરેક જીવાત્મા જીવિતની કામનાવાળા અને જીવિતને પ્રિય માનનારા છે પ્રમાદને લીધે પ્રાણોને અત્યાર સુધી જે વ્યથા આપી છે તેને બરાબર સમજીને, ફરીથી તેવું ન

કરવું તેનું નામ ખરી સમજ છે અને એ જ કર્મોની ઉપશાન્તિ છે.[૧]"

"જેને તું હણવા માગે છે તે તું જ છે; જેને તું તાબે કરવા માગે છે તે પણ તું જ છે; જેને તું પરિતાપ ઉપજાવવા માગે છે તે પણ તું જ છે; તથા જેને તું મારી નાંખવા માગે છે તે પણ તું જ છે: આમ જાણી જે સરળ અને પ્રતિબુદ્ધ મનુષ્ય કોઇને હણતો નથી કે હણાવતો નથી, તે મનુષ્ય ઓજસ્વી થાય છે. જેની કોઇ પ્રતિષ્ઠા નથી, એવા અપ્રતિષ્ઠ આત્માને તે જાણે છે.[૨]"

"પ્રાણીઓ પોતાનું જીવિત બચાવવા રાજ્ય પણ આપી દે છે: એવા એ જીવિતનો વધ કરવાથી થતું પાપ આખી પૃથ્વી દાનમાં આપી દે તો પણ ન ધોઇ શકાય[૩]"

'आत्मवत् सर्वभूतेषु—અહિંસાધર્મના સારભૂત આ તત્ત્વને જે વ્યક્તિ બરાબર સમજી લે છે તેને માટે જૈનશાસ્ત્ર ફરમાવે છે કે—

सव्वभूयप्पभूयस्स, सम्मं भूयाइं पस्सओ ।
पिहिआसवस्स दंतस्स, पावकम्मं न बंधइ ॥ दशः० ४–९

**અર્થાત્**—સર્વ પ્રાણીઓને પોતાના આત્મા સમાન જાણીને વર્તનાર તથા પ્રાણીમાત્ર પર સમદૃષ્ટિથી જોનાર અને તેવા પાપના આશ્રવોને રોકનાર તથા જિતેન્દ્રિય સંયમી પુરુષને પાપકર્મનો બંધ થતો નથી.

કહેવાનો આશય એ છે કે, જો તમે સુખશાન્તિ ચાહો છો

---

૧. શ્રી આચારાંગ સૂત્ર અ. ૨, સૂ. ૮૦. ૨. શ્રી આચારાંગ સૂત્ર

તો બીજાને પણ સુખશાન્તિ આપો. સુખપ્રાપ્તિનો સાચો આ જ માર્ગ છે. મિત્તી મે સવ્વભૂએસુ–સર્વે પ્રાણીઓ પ્રત્યે મૈત્રીભાવ રાખો તો તેમાં સૌનું કલ્યાણ જ રહેલું છે.

× × ×

પૂજ્યશ્રીની અમૃતવાણીનું રસપાન કરી જનસમાજ ઘણો જ સંતુષ્ટ થયો. આજે વ્યાખ્યાનવાણી સાંભળી તેમનું જીવન ધન્ય બન્યું હતું પૂજ્યશ્રીના સદુપદેશનો પ્રભાવ જન–સમાજ ઉપર ખૂબ પડ્યો હતો વ્યાખ્યાન સમાપ્ત થતાં શ્રોતાજનો વંદન–નમસ્કાર કરી યથાસ્થાને ગયા.

## પ્રકરણ ૬ ઠ્ઠું : : સંત-સમાગમ

સત્સંગનું ફળ:—

सवणे नाणे य विन्नाणे, पच्चक्खाणे य संजमे ।
अणण्हये तवे चेव, वोदाणे अकिरिया सिद्धि ॥ भगवती सूत्र

સત્સંગથી શ્રવણ–

જ્ઞાન શ્રવણથી જન્મે, વિજ્ઞાન જ્ઞાનથી ઊગે;
વિજ્ઞાને પાપનો ત્યાગ, સંયમ પાપ-ત્યાગથી.
સંયમે પાપનો રોધ, ને તેથી તપ સંભવે;
તપથી કર્મનો નાશ, અક્રિય આત્મમુક્તિને.

× × ×

विउ नए धम्मपयं अणुत्तरं,
विणीयतण्हस्स मुणिस्स झायओ ।
समाहियस्सऽग्गिसिहा व तेयसा,
तवो य पन्ना य जसो य वड्ढइ ॥– आचारांग अ० १६

**ભાવાર્થ**—ઉત્તમ ધર્મપદને અનુસરનારો, તૃષ્ણા રહિત, ધ્યાન અને સમાધિયુક્ત તથા અગ્નિની શિખા જેવા તેજસ્વી એવા તે વિદ્વાન્ ભિક્ષુના તપ પ્રજ્ઞા અને યશ વૃદ્ધિ પામે છે

महत्सेवां द्वारमाहुर्विमुक्तेस्तमोद्वारं योषितां सङ्गिसङ्गम् ।
महान्तस्ते समचित्ताः प्रशान्ता विमन्यवः सुहृदः साधवो ये ॥

—भागवत

**અર્થાત્**—મહાપુરુષોની સેવા, સંગતિ અને ઉપાસના એ મોક્ષનું દ્વાર છે અને સ્નેહ-કામિનીના ભોગોની સેવા કરવી એ નરકનું દ્વાર છે

અત્રે મહાપુરુષોની સેવા સંગતિને મોક્ષનું દ્વાર બતાવ્યું એ તો ઠીક છે, પરંતુ મહાન્ પુરુષ કોને કહેવા ? એ એક મોટો પ્રશ્ન છે જેઓ મોટા જાગીરદાર છે, જેઓ મૂલ્યવાન કપડાં ઠાઠથી પહેરી અક્કડબાજ થઈને ફરે છે, જેઓ મોટા મોટા બંગલાઓમાં રહે છે અને પોતાના ધન-વૈભવનું પ્રદર્શન કરે છે, તેઓ વાસ્તવમાં મહાન્ નથી આવા મહાન્ પુરુષ કોણ છે ? એ પ્રશ્નનું સમાધાન કરતા ભાગવત-પુરાણકાર સ્પષ્ટરૂપે કહે છે કે-જેઓ સમચિત્ત, પ્રશાન્ત, નિરભિમાની, વિશાળ હૃદયવાળા અને સાધુપુરુષ છે-તેઓ જ ખરેખર મહાન્ પુરુષ છે આવા સંત-મહાત્માની સેવા-સંગતિ કે ઉપાસના જ મોક્ષદાયિની નીવડે છે

× × ×

ઠીક નગરના આંગણે આજે એવા જ સંત-મહાત્માઓની પધરામણી થઈ છે સન્તદર્શન, સન્તસેવા તથા સંત-સંગતિનો

લાભ પ્રાપ્ત કરવા માટે જૈન-જૈનેતર સમાજ ઉપાશ્રયમાં ઊમટી પડયો છે. સંયમની સુગંધ કોને આકર્ષિત કરતી નથી? જૈન ધર્મના ઝંડાધારી સમર્થ સાધુપુરુષ શ્રી રત્નસિંહજી મહારાજશ્રીએ પોતાની અમોઘ અમૃત-વાણીદ્વારા જનસમાજના હૃદયને જીતી લીધું હતું.

ગુરુદેવ રત્નસિંહજી મહારાજશ્રી શ્રમણ-સંસ્કૃતિના પ્રતિનિધિ હતા. તેમણે ઘર-બારનો પરિત્યાગ કરી જૈનસંસ્કૃતિની શિક્ષા-દીક્ષા લીધી હતી. જૈનસંસ્કૃતિનાં આચાર-નિયમોનું યથાવિધિ પાલન કરી તેમણે શ્રમણ-પદને શોભાવ્યું હતું. ભગવાન મહાવીરનો વેશ ધારણ કરી સંયમમાર્ગ તેમણે સ્વીકાર્યો હતો. જૈનસાધુના આચાર-નિયમો શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રમાં આ પ્રમાણે બતાવેલ છે:

> महाव्रतधरा धीरा भैक्ष्यमात्रोपजीविनः ।
> सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः ॥

અર્થાત્—જેઓ પાંચ મહાવ્રતોને ધારણ કરનાર હોય, ધીર હોય, ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરતા હોય, સામાયિક-સમભાવમાં રહેતા હોય અને ધર્મોપદેશ આપતા હોય તે જ 'સાધુપુરુષ' કે 'ગુરુ' છે.

જેમના આત્મિક ગુણો વિકસિત થયા છે અને આત્મિક ગુણોથી ગુરુ-ભારી બનેલ છે તે વાસ્તવમાં ગુરુ છે. પોતાનું અને પરનું હિત કરે, રાતદિવસ આત્મ-રમણ કરે અને પોતાના ધ્યેયને પહોંચવા પ્રયત્ન કરે તે સાધુ છે.

શ્રી સૂત્રકૃતાંગ સૂત્રમાં સાધુપુરુષને બ્રાહ્મણ-શ્રમણ, ભિક્ષુ અને નિર્ગ્રન્થ એ ચાર શબ્દોથી સંબોધવામાં આવેલ છે. આ

ચાર સાધુવાચક શબ્દો ગુણનિષ્પન્ન હોવાથી પ્રત્યેક શબ્દની ગુણવ્યાખ્યા નીચે પ્રમાણે કરવામાં આવેલ છે

સાધુ–મહાત્મા: જેઓ કાયિક વગેરે સર્વે ક્રિયાથી તથા સર્વ પાપકર્મ, રાગદ્વેષ, ક્લેશ, ચાડી, નિંદા, દર્પ, શોક, અસત્ય, ખોટા મતની શ્રદ્ધા આદિથી નિવૃત્ત થયા છે અને પાંચ સમિતિથી યુક્ત, છકાય જીવોના રક્ષક, ક્રોધાદિ કષાયોથી રહિત તથા ગુણધારી હોવા છતાં ગુણોના ગર્વથી રહિત છે, તેવા સાધુ–પુરુષને માહણ*–બ્રાહ્મણ કે 'મહાત્મા' કહેવામાં આવે છે.

શ્રમણ–સાધુ[1]–

જેઓ અનાશ્રિત, અનાસક્ત, અકષાયી હોય છે, જેઓ હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, ક્રોધ, માન, માયા, લોભ, રાગ–દ્વેષ આદિ પાપ–પ્રવૃત્તિના સર્વથા ત્યાગી હોય છે, જેઓ અવગુણોને દૂર કરે છે તથા જેઓ ઇન્દ્રિયદમન અને મમતાનો પરિત્યાગ કરે છે તેઓ શ્રમણ અર્થાત્ 'સાધુ' કહેવાય છે.

---

* " इति विरए पावकम्मेहिं–पेज्ज–दोस–कलह–अब्भक्खाण–पेसुन्न–परपरिवाए—अरति–रति–मायामोस–मिच्छादसणसल्लविरए समिए सहिए सयाजए णोकुज्झे णोमाणी माहणेत्ति वच्चे ।

—श्रीसूत्रकृतांगसूत्र १ श्रुत० अ०१६

१ " एत्थ वि समणे अणिस्सिए, अणियाणे, आदाणं च, अतिवायं च, मुसावायं च बहिद्धं च, कोहं च, माणं च, बहिद्धं माय च, लोहं च, पेज्जं च, दोसं च, इच्चेव जओ जओ, आदाणं अप्पणोपद्देसे हेऊ तओ तओ आदाणतो पुव्वं पडिविरए, पाणाइवायाए, दंते दविए, वोसट्ठकाए समणे त्ति वच्चे । "

**ભિક્ષુ**[2]—

જેઓ નિર્દોષ ભિક્ષા માંગીને પોતાના શરીરનો નિર્વાહ કરે છે, જેઓ નિરભિમાન, વિનય-નમ્રતા આદિ ગુણોથી યુક્ત છે, જેઓ જિતેન્દ્રિય તથા પરિષહજયી છે, જેઓ મહાવ્રતોનું બરાબર પાલન કરે છે, જેઓ આધ્યાત્મિક યોગી છે, જેઓ મોક્ષ-પ્રાપ્તિ અર્થે સંયમ-તપ-ત્યાગમાં સ્થિર છે અને જેઓ પોતાના માટે બનાવેલ આહાર વગેરે ગ્રહણ કરતા નથી તેવા સાધુપુરુષને 'ભિક્ષુ' કહેવામાં આવે છે.

**નિર્ગ્રન્થ**[3]—

જેઓ આંતર્ તથા બાહ્ય બંધનોથી રહિત છે, એકાકી, તત્ત્વજ્ઞ છે. જેઓ પાપકર્મોનો સર્વથા નિરોધ કરે છે, આત્માને કાબૂમાં રાખે છે, સમભાવ રાખે છે, આત્મતત્ત્વને સમજે છે, શુદ્ધ જ્ઞાનમાં પ્રવીણ છે, ચિત્તની સમાધિ રાખે છે, બાહ્ય પૂજા-પ્રતિષ્ઠા-સત્કાર-સન્માનની ઇચ્છાથી રહિત છે, જેઓ ધર્માર્થી, દશવિધ ધર્મોના જ્ઞાતા, મોક્ષમાર્ગે પ્રયાણ કરનાર અને જિતેન્દ્રિય, શરીરની મમતા રહિત છે તેવા સાધુપુરુષને 'નિર્ગ્રન્થ' કહેવામાં આવે છે.

\+ \+ \+

---

२ एत्थवि **भिक्खू** अणुन्नए विणीए, नामए, दंते, दविए, वोसट्ठ-काए, संविधूणिय विरूवरूवे परिसहोवसग्गे, अज्झत्तजोग, सुद्धादाणे, उव-ट्ठिए, ठियप्पा संखाए परदत्तभोई **भिक्खूत्ति** वच्चे ।

३ एत्थ वि **णिग्गंथे** एगे, एगविऊ, बुद्धे, संछिन्नसोए, सुसमिए सुसामाइए, आयवायपत्ते, विउदुहहउ, विसोयपलिछिन्न णोपूयणसक्कार-लाभट्ठी, धम्मट्ठी, धम्मविऊ णियागपडिवण्णे सामियंचरे दंतदविए वोसट्ठकाए **णिग्गंथे** त्ति वच्चे ॥

ગુરુદેવ રત્નસિંહજી મહારાજશ્રી તથા તેમના શિષ્યરત્નો મહાત્મા, શ્રમણ, ભિક્ષુ તથા નિર્ગ્રન્થ પદના ગુરુ-ગુણોને કેળવી અધિકારી બની શક્યા હતા શ્રમણત્વના જે ગુણોનુ ઉપર વર્ણન કરવામા આવેલ છે તે ગુણોને તેમણે જીવનમાં મૂર્ત સ્વરૂપ આપ્યુ હતુ—તે તેમની દૈનિક જીવન-ચર્યાથી સ્પષ્ટ જણાતુ હતુ.

તેમના ત્યાગી-જીવનમા આચાર-નિયમો સામાન્યત આ પ્રમાણે હતા:-

### પાચ મહાવ્રતો

સાધુ-પુરુષોના મુખ્ય ધર્મો પ ચ છે જેને પાચ મહાવ્રતો પણ કહેવામા આવે છે ૧ અહિંસા ૨ સત્ય ૩ અસ્તેય, ૪ બ્રહ્મચર્ય, ૫ અપરિગ્રહ-સંતોષ *

સાધુઓ આ પાચ મહાવ્રતોને ત્રણ કરણ અને ત્રણ યોગથી બરાબર પાળે છે અર્થાત્ તેઓ મન વચન અને કાયાથી કોઈને દુ ખ આપે નહિ, દેવરાવે નહિ અને દુ ખ દેનારને અનુમોદન પણ આપે નહિ તે જ પ્રમાણે હમેશા સત્ય વચન બોલે, દુનિયાની ઉથલ-પાથલ થતી હોય તો પણ તેઓ અસ ય ન બોલે, તેઓ એમ જ સમજે કે લોકોને રાજી કરવામા ધર્મ નથી પણ આત્માને રાજી કરવામા ધર્મ છે જો સાધુઓ દુનિયાને રાજી કરવાના કામમાં પડી જાય તો ધર્મ નષ્ટ થાય વળી સાધુ-પુરુષ કોઈની ચીજ વગર પૂછ્યે લે નહિ, તેમ બ્રહ્મચર્યનુ પૂર્ણ પાલન કરે આત્મામા

* तहेव हिंसं अलियं, चोज्जं अबंभसेवणं ।
इच्छाकामं च लोभं च, संजओ परिवज्जए ॥ उत्त० ३५-३

રમણ કરવું તેનું નામ બ્રહ્મચર્ય. આત્મામાં રમણતા તે જ કરી શકે છે કે જેઓ વીર્યની રક્ષા કરે છે. એટલા માટે વીર્યની ક્ષતિ ન થાય તે માટે સાવધાન રહે. સાધુઓ સંસારની પ્રત્યેક સ્ત્રીઓને માતા, બહેન કે પુત્રી સમજે. સાધુ-મહાત્મા કોઈ પણ જાતનો પરિગ્રહ ન રાખે. તેઓ માતા-પિતા, ઘરબાર, પૈસોટકો વગેરેનો પરિત્યાગ કરે છે. તે પણ દુનિયાને દેખાડવા નહિ પણ આત્મ-કલ્યાણને માટે તેઓ પેટી-પટારા, સ્ત્રી-પુત્રાદિકનો ત્યાગ કરીને મકાન, પુસ્તકો કે ચેલાનો મોહ પણ ન કરે. રાત્રિભોજનનો તો તેઓએ સર્વથા ત્યાગ કરેલો હોય છે. શરીર ઉપર મમત્વભાવ પણ રાખતા નથી.

**ધીરતા :**

સાધુવર્ગનો બીજો ધર્મ ધીરતાનો છે. સાધુઓએ પાંચ મહાવ્રતોનું પાલન કરવું પડે છે: પરંતુ આ મહાવ્રતોનું પાલન બરાબર તે જ કરી શકે છે કે જેઓ ધીર-વીર હોય-શક્તિશાળી હોય. ધીર પુરુષમાં એટલી શક્તિ હોય છે કે તેઓ ગમે તેવી પરિસ્થિતિમાં વીરતાને છોડી દેતા નથી. કહ્યું પણ છે કે :

'धीरस्यापि शिरच्छेदे वीरत्वं नैव मुञ्चति'।

અર્થાત્-'ધીર' શબ્દને લખવામાં 'ધ' ના ઉપરનું પાંખડું તોડી નાંખવામાં આવે, અર્થાત્ શિરચ્છેદ કરવામાં આવે તો પણ 'વીર' તો જરૂર રહે. જો સાધુ-પુરુષ વાતવાતમાં ભય પામે, શોક પામે કે ડરી જાય તો સાધુધર્મનું પાલન કેવી રીતે કરી શકે? સાધુનો વેશ નિર્ભય વેશ છે. આ સાધુવેશમાં કોઈનો પણ ભય ન જ હોય. કહ્યું પણ છે કે :

न च राजभयं न च चोरभयं इहलोकसुखं परलोकहितम् ।
नरदेवनतं वरकीर्तिकरं श्रमणत्वमिदं रमणीयतरम् ॥

અર્થાત્—ખરેખર સાધુપણું બહુ જ શ્રેષ્ઠ–રમણીય છે; કારણ કે સાધુધર્મમા ચોરનો ભય કે રાજનો ભય નથી. સાધુધર્મના પાલનથી આ લોકમા સુખ પ્રાપ્ત થાય છે અને પરલોકમા પણ કલ્યાણ થાય છે સાધુધર્મનુ પાલન કરનારને નર–દેવો પણ નમે છે અને શ્રેષ્ઠ કીર્તિને પણ પામે છે.

**ભિક્ષાવૃત્તિ :**

સાધુઓનો ધર્મ ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરવાનો છે સાધુઓની ભિક્ષાવૃત્તિ માટે હિન્દુ શાસ્ત્રમા 'માધુકરી' અને જૈન શાસ્ત્રોમા ગોચરી 'નો ઉલ્લેખ કરવામા આવેલ છે. આ શબ્દો અર્થસૂચક છે જે પ્રમાણે ભમરો પુષ્પનો રસ ચૂસે છે–ગ્રહણ કરે છે અને ફૂલને જરાપણ તકલીફ આપતો નથી, તેમ જ ગાય જગલમાં ઘાસ ચરી આવે છે, તે ઉપર ઉપરથી ઘાસ ખાઇને સંતોષ માને છે તે ઘાસને જડમૂળથી ઉખાડતી નથી, તે જ પ્રમાણે સાધુપુરુષો ગોચરી–માધુકરી કરીને નિર્વાહ કરે છે.

**સમભાવવૃત્તિ :**

પાંચ મહાવ્રતોનું પાલન, ધીરતા, ભિક્ષાવૃત્તિથી નિર્વાહ : એ ત્રણ સાધુવર્ગના ધર્મો કહ્યા હવે ચોથો ધર્મ સમભાવવૃત્તિનો છે. જૈન શાસ્ત્રોમાં સાધુને **સામાયિકસ્થા.** રહેલ છે. સામાયિકમાં રહેનાર એટલે સમભાવમાં રહેનાર ગરીબ હોય કે તવંગર હોય, રાજા હોય કે રંક હોય, સ્ત્રી હોય કે પુરુષ હોય, બાળક હોય કે વૃદ્ધ

હોય-બધાય ઉપર એક સરખી દૃષ્ટિ, એક સરખો પ્રેમ, એક સરખી કલ્યાણભાવના રાખવી એનું નામ સમભાવવૃત્તિ અથવા સાધુતા છે. જ્યાં સુધી સમભાવવૃત્તિ કેળવાય નહિ ત્યાં સુધી સાચી સાધુતા પરાકાષ્ઠાએ પહોંચી શકતી નથી.

શ્રમણ-સાધુની વ્યાખ્યા કરતાં સૂત્રમાં કહ્યું છે કે:

**समयाए समणो होइ   उत्त० २५.**

**અર્થાત**—સમતા-સમભાવ હોય તો શ્રમણ-સાધુ કહેવાય.

लाभालाभे   सुहे-दुक्खे
जीविए   मरणे   तहा ।
समो   निंदा - पसंसासु
समो   माणावमाणओ ॥ -उत्त० १९-९१.

**અર્થાત્**—લાભ કે અલાભમાં, સુખ કે દુઃખમાં, જીવન કે મરણમાં, નિંદા કે સ્તુતિમાં અને માન કે અપમાનમાં જે સમભાવ રાખે તે જ મહાત્મા છે, તે જ સાધુ છે.

**निम्ममो निरहंकारो, निस्संगो चत्तगारवो ।**
**समो य सव्वभूएसु, तसेसु थावरेसु य ॥ -उ० १९-९०**

**અર્થાત્**—મમતા, અહંકાર, આસક્તિ અને ગર્વને છોડી, ત્રસ તેમજ સ્થાવર જીવો ઉપર પોતાના આત્મા સમાન વર્તાવ કરે તે મહામુનિ છે.

**ધર્મોપદેશક—**

સદ્ધર્મનો ઉપદેશ આપવો એ સંતપુરુષોનું કર્તવ્ય છે. સત્ય-ધર્મના પ્રચાર વિના જ અધઃપતન થાય છે. આધ્યાત્મિકતાને બદલે અત્યારે ભૌતિકતાનો જે પગપેસારો થયો છે તેનું પ્રધાન કારણ

ધર્મપ્રચારનો અભાવ છે ધર્મ એ તો દરેક પ્રકારના સુખોનું કારણ છે. આપણે સુખી થવા જરૂર ચાહીએ છીએ પણ તેનું પ્રધાન કારણ – તેનું સાધન ધર્મનું આચરણ કરવા ચાહતા નથી એ આશ્ચર્યજનક છે

धर्मस्य फलमिच्छन्ति, धर्मं नेच्छन्ति मानवा ।
फलं पापस्य नेच्छन्ति, पापं कुर्वन्ति सादरा ॥

મનુષ્યો ધર્મના ફળને ચાહે છે પણ ધર્મને નથી ચાહતા પાપના ફળને નથી ચાહતા પણ પાપની પ્રવૃત્તિ આદરપૂર્વક કરે છે. પરંતુ આખરે ધર્મદ્વારા જ ઉદ્ધાર થવો શક્ય છે આ ધર્મનું રક્ષણ ખરી રીતે કહીએ તો સાચા સાધુપુરુષો દ્વારા જ થયું છે, થઇ રહ્યું છે અને થશે આ કારણે જ તેમને ધર્મોપદેશક તરીકે વર્ણવવામાં આવેલ છે વાસ્તવમાં સત્યધર્મના સંદેશવાહક સંત-પુરુષો જ છે

ધર્મોપદેશક ગુરુની શી યોગ્યતા હોવી જોઇએ તે વિષે શાસ્ત્રમાં કહ્યું છે કે

आयगुत्ते सया दन्ते छिन्नसोये अणासवे ।
ते धम्म सुद्धमक्खति पडिपुण्ण महेसिय ॥

—સૂયગડાંગ શ્રુ ૧, અ ૧૧, ગાથા ૨૪

અર્થાત્—ધર્મોપદેશક સાચા તે જ છે કે જે આત્માનું દમન કરતા હોય, ઇન્દ્રિયોને સંયમની ઢાલમાં કાચબાની માફક છૂપાવતા હોય—અર્થાત્ ઇન્દ્રિયોનું દમન કરતા હોય તે જ ધર્મના ખરા ઉપદેશક છે.

આ પ્રમાણે ધર્મોપદેશક આત્મસંયમી, ગુપ્તેન્દ્રિય અને હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ આદિથી નિવૃત્ત હોય છે. ઢૂંકામાં તેઓ બધી સ્ત્રીઓને માતા-બહેન સમાન ગણે છે, ધર્મોપકરણ સિવાય કોઇ પ્રકારનો પરિગ્રહ રાખતા નથી. આ પ્રમાણે કંચન-કામિનીનો ત્યાગ કરી જે આશ્રવ રહિત થાય છે તેવા ધર્મોપદેશક જ અનુપમ ધર્મને શુદ્ધ અને પ્રતિપૂર્ણ રીતે કહી શકે છે.

× × ×

પૂજ્યશ્રી રત્નસિંહજી મહારાજશ્રી તથા અન્ય મુનિવર્યો સાધુ ગુણોથી અલંકૃત હોવાથી મહાત્મા, શ્રમણ, ભિક્ષુ, નિર્ગ્રન્થ તથા ધર્મોપદેશક આદિ ઉચ્ચપદના અધિકારી બની શક્યા હતા. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર તથા વીર્યાચારઃ આ પંચવિધ આચારોનું યથાવિધિ પાલન કરતા હતા. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, સ્વાધ્યાય, ધ્યાન આદિની આરાધના કરવી એ જ તેમની મુખ્ય દિનચર્યા હતી. સાધુસમાચારીનું યથોચિત પાલન કરવું એ સાધુ-જીવનનું મુખ્ય કર્તવ્ય છે. સમાચારી એ તો સંયમી જીવનની વ્યાપક ક્રિયા છે. પ્રાણ અને જીવનનો જેટલો સહભાવ છે તેટલો જ સહભાવ સમાચારી અને સંયમી જીવનનો છે. સાધુઓની ચર્યા [ સમાચારી ] દશ પ્રકારની હોય છે. સર્વ દુઃખોમાંથી મુક્ત કરનાર આ સમાચારીને આચરીને અનેક નિર્ગ્રન્થો સંસાર-સાગરને તરી ગયા છે અને તરે છે, એવી જિનેશ્વરોની આજ્ઞા છે. પૂજ્યશ્રી તથા તેમના શિષ્યરત્નો નીચે લખેલી દશ પ્રકારની સાધુસમાચારીનું યથોચિત પાલન કરી આત્માનું કલ્યાણ સાધતા હતા.

૧. આવશ્યિકા—સ્વસ્થાનથી બહાર કાર્ય [illegible]

જનને અર્થે જ જવું તે.

૨. નૈષધિકી–બહારથી સ્વસ્થાને આવ્યા બાદ, સમયોચિત કાર્યોમાં પ્રમાદ ન કરવો અથવા કુપ્રવૃત્તિઓનો નિષેધ કરવો.

૩. આપૃચ્છના–પોતાનું કામ કરવામાં પોતાનું ડહાપણ ન ડોળતા ગુરુને પૂછીને જ કામ કરવું તે

૪ પ્રતિપૃચ્છના–ગુરુની આજ્ઞાનુસાર કામ શરૂ કરતા વચ્ચે પોતાને માટે કે બીજાને માટે કંઈ બીજું કામ નીકળે તો ગુરુને ફરી પૂછવું તે.

૫. છંદના–પોતાના અન્ન-પાનાદિમાં બીજા ભિક્ષુઓને નિમંત્રણ આપવું તે

૬. ઇચ્છાકાર–ગુરુની આજ્ઞાનો ઇચ્છાપૂર્વક અમલ કરવો તે.

૭. મિથ્યાકાર–થયેલા દોષો માટે પોતાની જાતને નિંદવી તે.

૮. તથાકાર–ગુરુદેવની આજ્ઞાને ‘યથાર્થ’ છે એમ કહી સ્વીકારવી તે.

૯. અભ્યુત્થાન–ગુરુજનોની સેવા, વિનય વગેરેમાં તત્પર રહેવું તે.

૧૦. ઉપસંપદા–જ્ઞાનાદિ પ્રાપ્ત કરવાને અર્થે ગુરુનું શરણ સ્વીકારવું તે.

સાધુઓની આ જીવન-ચર્યાની સમ્યક્ પ્રકારે આરાધના કરવાની સાથે સૂત્રાનુસાર દિવસ-રાત્રિના કર્તવ્યોના પાલન માટે

સતર્ક રહેતા હતા. ભિક્ષુઓનું કર્તવ્ય બતાવતાં સૂત્રમાં કહ્યું છે કે:

**कालेण निक्खमे भिक्खू, कालेण य पडिक्कमे ।**
**अकालं च विवज्जित्ता, काले कालं समायरे ॥** ૩૦૧-૩૧

**અર્થાત્**—વિચક્ષણ ભિક્ષુ સમય થયે સ્થાનથી બહાર આહાર-નિહારાદિ ક્રિયા માટે જાય; અને વખત થયે પાછો ફરે. તેમ જ કાળધર્મને અનુકૂળ થઇને સ્વાધ્યાય-ધ્યાનાદિ બધાં કાર્યો કરે.

આ સૂત્રવચનને ખ્યાલમાં રાખી પૂજ્યશ્રીએ દિવસ-રાત્રિનો સમય-વિભાગ સૂત્રાનુસાર નીચે પ્રમાણે કર્તવ્યોમાં વિભક્ત કર્યો હતો. જેમ કે પહેલા ભાગ: [ પૌરુષી ]માં સ્વાધ્યાય, બીજામાં ધ્યાન, ત્રીજામાં ભિક્ષા અને ચોથામાં ફરી સ્વાધ્યાય. તે જ પ્રમાણે રાત્રે પણ પહેલી પૌરુષીમાં સ્વાધ્યાય, બીજીમાં ધ્યાન, ત્રીજીમાં નિદ્રા અને ચોથીમાં ફરી સ્વાધ્યાય.

આ પ્રમાણે સાધુ-જીવનનાં કર્તવ્યોનું સમ્યક્પ્રકારે પાલન કરતાં પાંચ સમિતિઓ તથા ત્રણ ગુપ્તિઓ એ આઠ પ્રવચન-માતાની આજ્ઞાને શિરોધાર્ય કરતાં તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર એ ત્રિરત્નની સમ્યક્ આરાધના કરતાં પૂજ્યશ્રી તથા અન્ય મુનિવરો પોતાની સંયમયાત્રા સમ્યક્ પ્રકારે યાપન કરે છે.

જેમ જેમ દિવસો વ્યતીત થવા લાગ્યા તેમ તેમ પૂજ્યશ્રીની પ્રતિભાનો પ્રકાશ ચારે તરફ ફેલાવા લાગ્યો. પૂજ્યશ્રીના જ્ઞાનોપદેશથી અજ્ઞાન-અંધકાર દૂર થવા લાગ્યો અને જ્ઞાન-પ્રકાશ ફેલાવા લાગ્યો. પૂજ્યશ્રીની વ્યાખ્યાન-વાણીનો લાભ લેવા માટે લોકોની મેદની જામવા લાગી જનસમાજનું જીવન-કલ્યાણ સાધવા માટે પૂજ્યશ્રી

પણ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, સંતોષ-આદિ વિષયોનું ન્યાય-હેતુ, દૃષ્ટાન્ત, યુક્તિ, પ્રયુક્તિ દ્વારા પ્રતિપાદન કરી લોકોની ધર્મભાવના જાગ્રત કરવા લાગ્યા અને અહિંસા, સંયમ, તપના માર્ગે વાળ્યા પૂજ્યશ્રીની ધર્મવાણી સાંભળી અનેક લોકો ધર્મના માર્ગે વળ્યા અને આત્મ-કલ્યાણ સાધવા લાગ્યા.

* * *

## પ્રકરણ ૭ મું ::: ધર્મદેશના

संवुज्झह ! किं न बुज्झह ! संबोही खलु पेच्च दुल्लहा ।
णो हूवणमंति राइओ, नो सुलभं पुणरावि जीवियं ॥

સૂત્રકૃતાંગ સૂત્ર ૨–૧–૧

જાગો ! તમે સમજતા કેમ નથી ? મૃત્યુ બાદ જ્ઞાન પ્રાપ્ત થવું દુર્લભ છે. વીતી ગએલી રાત્રિઓ પાછી આવતી નથી અને મનુષ્યજન્મ ફરી મળવો સહેલો નથી.

× × ×

ભવ્યજીવો ! શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામીએ કેવલજ્ઞાનદ્વારા સમસ્ત ભૂત, ભાવિ અને વર્તમાન ભાવોને જાણી લીધેલ છે. ભગવાન સર્વજ્ઞ, સર્વદર્શી અને વીતરાગ છે. તેમણે જીગજ્જીવોના કલ્યાણ માટે જે વિશ્વહિતંકર ઉપદેશ આપ્યો છે તે ઉપદેશવાણીને જ હું તમારી સમક્ષ યથાશકિત–મતિ સમજાવવા પ્રયત્ન કરીશ.

चत्तारि परमंगाणि दुल्लहाणीह जंतुणो ।
माणुसत्तं सुई सद्धा संजमम्मि य वीरियं ॥ ઉ૦ ૩–૧

અર્થાત્—માનવતા, ધર્મશ્રદ્ધા અને સંયમમાં પરાક્રમ: આ

ચાર શ્રેષ્ઠ સાધનો આ લોકમાં પ્રાણીઓને પ્રાપ્ત થવા અતિદુર્લભ છે.

આપણા તીર્થનાયક પ્રભુ મહાવીરે કઠોર જીવન–સાધનાના પરિણામે જે પરમજ્ઞાન મેળવ્યું હતું તે તેમણે જગતકલ્યાણની એકાન્ત હિતબુદ્ધિએ જગતની સેવામાં ધરી દીધું તે પરમજ્ઞાનનો સંક્ષિપ્ત સાર શાસ્ત્રકારોએ પ્રસ્તુત ગાથામાં ગૂંથ્યો છે એમ મને લાગે છે.

જીવનમાં માનવતા પ્રગટાવવી અને એ માનવતાના વિકાસ માટે માનવધર્મને સમજવો, સાંભળવો, વિચારવો તથા ચિંતવવો તેમજ તે ઉપર શ્રદ્ધા કરવી અને અન્તે એ માનવધર્મને જીવનમાં મૂર્ત રૂપ આપવું એ જનસાધારણ માટે સરલ–સુલભ નથી એ તો ખાંડાની ધારે ચાલવા જેવું કષ્ટસાધ્ય છે.

ભગવાન મહાવીરે જે **મહાવીરપદનું** મહાબિરુદ મેળવ્યું છે તે પણ આ માનવધર્મને આભારી છે. એ માનવશ્રેષ્ઠ મહાવીર ભગવાને માનવ–ધર્મના પ્રચાર અને વિકાસ માટે વિશ્વપ્રેમ અને જીવન–ત્યાગનો—સંયમનો જે પેગામ જગતસમસ્તને સંભળાવ્યો છે–આજે તે જ ધર્મસંદેશ હું તમને ફરી વાર સંભળાવી રહ્યો છું. કારણ કે, અત્યારે માનવતા મનુષ્યમાંથી વિસરવા માંડી છે માનવતાનાં મૂલ્ય ભૂલાઈ જવા પામ્યાં છે અને માનવતાના નામે ધર્માંધતા અને પશુતાનો પ્રસાર થવા પામ્યો છે હું જ્યારે માનવધર્મની આવશ્યકતા બતાવી રહ્યો છું ત્યારે તમને એવી શંકા મનમાં થતી હશે કે મહારાજશ્રી માનવતા, ધર્મશ્રવણ, ધર્મશ્રદ્ધા અને સંયમમાં પરાક્રમ એ ચારેની અતિદુર્લભતા કેમ બતાવતા હશે? અમને શુભ કર્મના યોગે મનુષ્યદેહ મળ્યો છે. યથાવસરે ધર્મશ્રવણ કરીએ

છીએ અને સાંભળેલા ધર્મ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ, અને શક્તિ અનુસાર સંયમમાં પરાક્રમ–ધર્મારાધન–પણ કરીએ છીએ, તો પછી મહારાજશ્રી આવી સાધારણ વાતોને આટલું બધું મહત્ત્વ કેમ આપે છે?

તમને સૌને આવી શંકા પેદા થાય એ તદ્દન સ્વાભાવિક છે. તમે પોતાને પરિપૂર્ણ મનુષ્ય માનો છો પણ જ્ઞાનીપુરુષો કેવળ પરિપૂર્ણ ઇન્દ્રિયોવાળાને મનુષ્ય માનતા નથી, પણ જેને મનન-શક્તિ–વિવેકબુદ્ધિ હોય છે, જે માનવસમાજનું કલ્યાણ સાધી શકે છે તેને માનવ કહે છે. જે કેવળ પોતાની સ્વાર્થવૃત્તિને જ પોષે છે, ખાનપાન તથા વૈભવ–વિલાસમાં જ રચ્યોપચ્યો રહે છે અને સંયમ, સેવા તથા સ્વાર્પણ કરવા પ્રયત્નશીલ રહેતો નથી તે ખરા અર્થમાં માનવ નહિ પણ દાનવ છે એમ સમજવું જોઇએ.

મનુષ્ય દેહ મળવા છતાં જ્યાંસુધી જીવનમાં માનવતા પ્રગટતી નથી ત્યાંસુધી માનવદેહની કીંમત કશી ગણાતી નથી. ભગવાને તો 'મનુષ્યત્વ'ને પ્રાપ્ત કરવું અતિ દુર્લભ છે એમ કહેલ છે.

માનવતાની કીંમત કેટલી મૂલ્યવાન છે એ વિષે જરા શાન્ત ચિત્તે વિચારીશું તો ભગવાનનું माणुस्सं खु दुल्लहं—મનુષ્યત્વ ખરેખર દુર્લભ છે–એ કથન બરાબર સમજાશે.

ધર્મની સાચી ભૂમિકા માનવતા જ છે, કારણ કે ધર્મનો પાયો માનવતા છે. ધર્મની શુદ્ધિ અને વૃદ્ધિ કરવા માટે માનવતાને જીવનમાં પ્રગટાવવી અતિ આવશ્યક છે.

આ માનવદેહ આપણને મહામુશ્કેલીએ પ્રાપ્ત થએલ છે, તેનો જો સદુપયોગ કરવામાં આવે તો આપણું માનવજીવન સફળ અને સાર્થક થઈ શકે છે આપણને મનન-શક્તિ, વિવેક-શક્તિ મળી છે તેનો માનવજીવનને સફળ બનાવવામા સદુપયોગ કરવો જોઈએ વૈભવ વિલાસ કે સુખચેનના ચાળામા કે અ૫કાળના સુખ માટે તેનો દુરુપયોગ કરવો ન જોઈએ

કાગડાને મન કાંકરો અને રત્ન બન્ને સમાન હોય છે, તેમ અજ્ઞાની મનુષ્ય પણ રત્ન સમાન અમૂલ્ય નરરત્નને કાંકરો માની ગુમાવી બેસે છે આ રત્નચિંતામણિ સમાન મનુષ્ય દેહ આપણે મહામુશ્કેલીથી મળેલ છે, તો જેટલો વધારે તેનો સદુપયોગ થાય તેટલો કરી લેવો જોઈએ માનવદેહ કેટલી મુશ્કેલીએ પ્રાપ્ત થાય છે એ વિષે શાસ્ત્રમાં જે વિસ્તૃત વિવેચન કરેલ છે તેનો સાર સક્ષેપમા કહ્યું છે

× × ×

જીવાત્મા અનાદિકાળથી છે અને અનતકાળ સુધી રહેશે તેના પર્યાયોમા હમેશા પરિવર્તન થતુ રહ્યુ છે, થાય છે અને ભવિષ્યમા પણ થતુ રહેશે આમ છતા જીવાત્મા એકાન્ત પર્યાય રૂપ નથી, પરતુ દ્રવ્યરૂપ પણ છે આ કારણે પર્યાયોનુ પરિવર્તન થવા છતા તે દ્રવ્યરૂપથી નિત્ય છે દ્રવ્યનો કોઈ દિવસ વિનાશ થતો નથી અને એ કારણે જીવાત્માનો પણ કોઈ દિવસ વિનાશ થઈ શકતો નથી

આ પ્રમાણે દ્રવ્યથી નિત્ય એવો જીવાત્મા અનાદિ કાળથી પર્યાયોની અપેક્ષાએ અનેક ગતિઓમાં, અનેક રૂપોમા અને અનેક

આકૃતિઓમાં ઉત્પન્ન થતો રહ્યો છે. આ બધી વિભિન્ન સાંસારિક પર્યાયોનું મુખ્ય કારણ કર્મ છે. આ કર્મરૂપી મદારી જીવરૂપી વાંદરાઓને ભિન્ન ભિન્ન પ્રકારના નાચો નચાવી રહ્યો છે. મોહનીય કર્મ બધાં કર્મોમાં અધિક બળવાન છે. મોહનીય કર્મને વશીભૂત થએલો જીવાત્મા ઘોર દુઃખોનો પાત્ર બને છે, અને સાર-અસાર તથા હિત-અહિતનો વિવેક ભૂલી જાય છે. મોહનીય કર્મના ઉદયના લીધે જ જીવાત્મા દુઃખને સુખ સમજી બેઠો છે અને તેને જ પ્રાપ્ત કરવામાં હમેશાં સંલગ્ન રહે છે. વિષયોના ભોગોપભોગોમાં સાંસારિક જીવોએ સુખની કલ્પના કરી લીધેલ છે, પરંતુ જો તાત્ત્વિક દૃષ્ટિએ જોવામાં આવે તો વિષય-સુખ, સુખ નથી પણ સુખાભાસ છે. જે પ્રમાણે ખંજવાળ આવે ત્યારે શરીરને ખંજવાળવાથી ક્ષણિક સુખ જેવું પ્રતીત થાય છે, પરંતુ તેનું પરિણામ અત્યન્ત દુઃખજનક આવે છે; એ જ પ્રમાણે વિષયસુખોનું પરિણામ પણ અતિ ભયંકર અને દુઃખદાયક આવે છે. આમ છતાં મોહી જીવાત્મા રાઈભર સુખને માટે દુઃખનો સુમેરુ માથે ઉપાડી ફર્યા કરે છે, આ બધું માહાત્મ્ય છે, અજ્ઞાનની લીલા છે અને અવિવેકનો વિલાસ છે. વિવેકશીલ પુરુષ વસ્તુ-તત્ત્વનું યથાર્થ સ્વરૂપ જાણીને સાચા આત્મિક-સુખને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે અને સંસારનાં તુચ્છ, ક્ષણિક અને અસ્થાયી સુખોથી વિરક્ત રહે છે. આ વિષમય વિષયભોગોના ફંદામાં ફસાઈ જઈ જીવાત્માએ અપારસુખી વિકટ સંકટો સહ્યા છે અને સહી રહ્યો છે.

× × ×

આ જીવાત્મા કોઈ કોઈ વાર વૈષયિક સુખોને પ્રાપ્ત કરવા

માટે ઘોર પાપકર્મો કરતો રહે છે અને જ્યારે એ પાપકર્મોનો પરિપાક આવે છે ત્યારે તેનું ભયંકર પરિણામ ભોગવવા માટે તેને નરકમાં જવું પડે છે ત્યાંની અસહ્ય અને ભયાનક વેદનાઓ—યાતનાઓ—સહન કરવી પડે છે નરકની યાતનાઓ એટલી બધી તીવ્રપણે હોય છે કે તેનું વર્ણન થઈ શકે એમ નથી એ વેદનાઓની ઉપશાન્તિ થોડા સમયને માટે પણ થતી નથી પ્રથમ તો નરકભૂમિ જ એટલી બધી વેદનાપ્રદ છે કે તેનો સ્પર્શ થતાં જ નારકી જીવને એટલું બધું દુઃખ થાય છે કે જાણે એક હજાર વીંછીઓ એક સાથે શરીરમાં ડંખ મારી રહ્યા હોય ! આ વેદના તો ત્યાં નિરંતર ચાલુ જ રહે છે

આ ઉપરાંત નારકીય જીવો પરસ્પર મારફૂટ કર્યા કરે છે એક બીજાને અસહ્ય કષ્ટ આપવા છતાં તેઓ સંતોષ પામતા નથી પરમધામી દેવતા પોતાના સ્વાભાવિક ક્રૂર પરિણામોને કારણે અકલ્પનીય દુઃખો આપે છે તેઓ નારકીય જીવોને ઘાણીમાં પીલે છે, તલ જેટલા અંગના ટૂકડા કરી નાખે છે, ઉકળતું શીશું બળાત્કારથી મોઢામાં રેડે છે નારકીય જીવો અત્યંત દીનતાપૂર્વક આક્રંદ કરે છે કોલાહલ મચાવે છે પરંતુ તે બધું અરણ્યરુદન સમાન નીવડે છે 'હાય માતા-પિતા, મને બચાવો મારી રક્ષા કરો ' વગેરે કરુણાપૂર્ણ શબ્દો બોલે છે, પણ માતાપિતા કે કોઈ સંબંધી ત્યાં રક્ષા કરવા આવતું નથી ત્યાં તેમણે એકલાએ જ સંપૂર્ણ દુઃખો સહેવા પડે છે શાસ્ત્રમાં ઠીક જ કહ્યું છે કે कडाण कम्माण न मोक्ख अत्थि । અર્થાત્ કરેલા કર્મોને ભોગવ્યા સિવાય છુટકો જ નથી

નરકસ્થાનોમાં લાંબું આયુષ્ય પૂર્ણ કર્યા બાદ પૃથ્વી, પાણી તથા વનસ્પતિકાય આદિ કાયોમાં જન્મ ધારણ કરવો પડે છે. ત્યાંથી નીકળી વાયુકાય અથવા અગ્નિકાયમાં ઉત્પન્ન થવું પડે છે. આ પ્રમાણે અસંખ્યાતવાર જન્મ-મરણ કરવાં જ પડે છે. કદાચ કોઇપણ પ્રકારે પાપકર્મો ક્ષીણ થઇ ગયાં હોય અને પુણ્યનો ઉદય થયો હોય તો અત્યંત કઠિનતાથી ત્રસ-પર્યાયની પ્રાપ્તિ થાય છે. સમુદ્રમાં ફેંકેલા ચિન્તામણિને પાછો પ્રાપ્ત કરવો જેટલો દુર્લભ છે, તેથી પણ વિશેષ દુર્લભ ત્રસ-પર્યાયની પ્રાપ્તિ કરવી એ છે. ત્રસ-પર્યાયને પ્રાપ્ત કરવા છતાં પણ જીવાત્મા કદાચિત્ કૃમિ-લટ આદિ બે ઇન્દ્રિયવાળો થાય છે. પછી વિશેષ પુણ્યોદયે ત્રીન્દ્રિય કે ચતુરિન્દ્રિયવાળો પણ બને છે. પુણ્યયોગની પ્રબળતાથી ભાગ્યવશાત્ કદાચિત્ પાંચ ઇન્દ્રિયો પ્રાપ્ત પણ થાય પરંતુ મનના અભાવમાં તે પાંચે ઇન્દ્રિયો નિરર્થક જેવી બની જાય છે. કદાચિત્ અધિક પુણ્યોદયથી મન પણ પ્રાપ્ત થાય તો જીવાત્મા, ક્રૂર, હિંસક, પશુ-પક્ષી આદિ પર્યાયોને પ્રાપ્ત થઇ પુનઃ પાપકર્મોનું ઉપાર્જન કરે છે. અને પાપકર્મોના પરિપાકરૂપે પુનઃ જન્મમરણની પરંપરા ચાલુ થઇ જાય છે.

આ પ્રમાણે પાપકર્મોનાં ફળ ભોગવતાં, ભિન્નભિન્ન પર્યાયોમાં પરિભ્રમણ કરતાં દીર્ઘકાળ બાદ અત્યંત તીવ્ર પુણ્યના પ્રભાવે માનવ-પર્યાયની પ્રાપ્તિ થાય છે. માનવ દેહ આટલી મુશ્કેલીએ પ્રાપ્ત કરવા છતાં પણ ઉત્તમ કુળ, અવિકલ અંગોપાંગ, પરિપૂર્ણ ઇન્દ્રિયો, ધાર્મિક પુરુષોનો સહવાસ, ધર્મશ્રવણ, ધર્મશ્રદ્ધા અને સંયમમાં પરાક્રમ આદિ ધર્માંગોની પ્રાપ્તિ થવી અતિ દુર્લભ છે.

આપણા માનવ-જીવનમા ધર્મનુ ઘણ જ મહત્ત્વનુ સ્થાન છે જેમ શ્વાસોશ્વાસ વિના જીવન નભી શકે નહિ, તેમ ધર્મ વિના પણ માનવજીવન સાર્થક બની શકે નહિ વાસ્તવમા ધર્મ જ એક માત્ર સારભૂત વસ્તુ છે સસારના સુખો પણ ધર્મના નિમિત્તે જ પ્રાપ્ત થાય છે કહ્યુ પણ છે કે

धम्मेण कुलपसूई, धम्मेण य दिव्वरूवसपत्ती ।
धम्मेण धनसमिद्धी, धम्मण सुवित्थडा कित्ती ॥

અર્થાત્-ધર્મનિમિતના પ્રતાપથી પારલૌકિક સુખની પ્રાપ્તિ થાય જ છે પરતુ સકુળમા જન્મ, દિવ્યરૂપની પ્રાપ્તિ ધન-સમૃદ્ધિની પ્રાપ્તિ તથા વિશાળ કીર્તિનુ સપાદન પણ ધર્મદ્વારા જ થાય છે

સાસારિક સુખ-સમૃદ્ધિ પ્રાપ્ત થવા સુલભ છે પરતુ સદ્ધર્મની પ્રાપ્તિ થવી દુર્લભ છે કહ્યુ છે કે

लब्भन्ति विमला भोया, लब्भन्ति सुरसपया ।
लब्भन्ति पुत्तमित्त च, एगो धम्मो न लब्भइ ॥

અર્થાત્—જગતની સામાન્ય પ્રજા જે માટે તલસ્યા કરે છે તેવા મનોરમ ભોગો મળવા એ સાવ સુલભ છે દેવોની સપત્તિ પામવી પણ કદાચ સુલભ થાય પુત્ર મિત્ર તથા પરિવારજન્ય સુખ પણ સાપડે પરતુ સદ્ધર્મને ઓળખવો અને આચરવો એ અતિ દુસાધ્ય, કઠિન અને દુર્લભ છે

આ ઉપરાત પરલોકમા ધર્મ જ એક માત્ર સાચો મિત્ર રહે છે પરલોકમા જતાં સાસારિક સબધી કોઈ આપણો સાથ

આપતા નથી. કેવળ ધર્મ જ સાથ આપે છે. કહ્યું છે કેઃ

मीमम्मि मरणकाले, मोतूणं दुक्खसंचियदत्तं पि ।
अत्थं देहं सज्जणं धम्मो, च्चिय होइ सुसहाओ ॥

અર્થાત્—ભયંકર મૃત્યુનો સમય જ્યારે ઉપસ્થિત થાય છે ત્યારે અત્યંત ક્લેશપૂર્વક સંચિત કરેલું ધન પણ કામ આવતું નથી. ખૂબ જ પરિશ્રમપૂર્વક પોષેલું આ શરીર તથા સંકટો સહીને પણ જેમને સુખ આપવાની મણા રાખી નથી તે સ્નેહી-સંબંધીઓ પણ મૃત્યુ સમયે સાથ આપવામાં સમર્થ નીવડતા નથી. તે વખતે તો એક માત્ર ધર્મ જ—પરમ સહાયભૂત નીવડે છે. ખરી રીતે પૂછો તોઃ

धम्मो वंधू सुमित्तो य, धम्मो य परमो गुरू ।
मोक्खमग्गे पयट्टाणं, धम्मो परमसंदिणो ॥

અર્થાત્—ધર્મ જ સાચો બંધુ છે, ધર્મ જ સાચો મિત્ર છે; ધર્મ જ પરમ ગુરુ છે અને મોક્ષમાર્ગમાં પ્રવૃત્ત થનાર પથિકો માટે ધર્મ જ શ્રેષ્ઠ રથ છે.

ભવ્યજીવો! માનવ-જીવનને સફળ બનાવવા માટે ધર્મ જ એક માત્ર મૂળ મંત્ર છે, એમ સમજીને ધર્મનો સંચય કરો. વાસ્તવમાં ધર્મ જ તમારી સાચી સંપત્તિ છે અને પરલોકનું પાથેય પણ ધર્મ જ છે. આ વાતને શાસ્ત્રકારો વારંવાર સ્પષ્ટતાપૂર્વક સમજાવે છે કેઃ

माणुस्सं विग्गहं लद्धुं, सुई धम्मस्स दुल्लहा ।
जं सोच्चा पडिवज्जन्ति, तवं खंतिमहिंसयं ॥उ० ३-८॥

અર્થાત્-મનુષ્ય દેહ પામીને તે સદ્ધર્મનું શ્રવણ દુર્લભ છે કે જે ધર્મને સાંભળવાથી જીવો તપશ્ચર્યા, ક્ષમા અને અહિંસાને પામે છે.

તમને સૌને ધર્મારાધન કરવાનો આ શુભાવસર મળ્યો છે તો તેનો સદુપયોગ કરી લો. જેટલા પ્રમાણમાં તમે ધર્મની પ્રાપ્તિ કરશો તેટલા પ્રમાણમાં તમને સુખ-શાન્તિની પ્રાપ્તિ થશે; કારણ કે ધર્મ હમેશાં કલ્યાણકર-મંગલમય હોય છે.

શાસ્ત્રકારોએ ધર્મની મંગલતા સૂચવતાં ઠીક જ કહ્યું છે કે:

*धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो ।*
*देवा वि तं नमसंति, जस्स धम्मे सया मणो ॥द० १-१*

અહિંસા, સંયમ અને તપ એ ત્રિવિધ ધર્મ ઉત્કૃષ્ટ મંગલરૂપ છે. જેમાં અમંગલનો અણુમાત્ર અંશ પણ વિદ્યમાન ન હોય અને જે મંગલની પછી અમંગલનો કદાપિ ઉદ્ભવ થતો ન હોય તે જ વાસ્તવમાં ઉત્કૃષ્ટ મંગલ છે. સંસારમાં અનેક પદાર્થો મંગલરૂપ માનવામાં આવે છે પરંતુ જ્યારે તેનું વિશ્લેષણ કરવામાં આવે ત્યારે અંદરખાને અમંગલની જ્વાલાઓ મળતી જોવામાં આવશે. આ ઉપરાંત સંસારમાં જેને મંગલમય પદાર્થો માનવામાં આવે છે તે પદાર્થો અલ્પકાળ સુધી કિંચિત્ સુખ આપી દીર્ઘકાળ સુધી અતિ દુઃખ આપવાને કારણે-પરિણામે અમંગલમય સિદ્ધ થાય છે.

મધુર ભોજન, ઇચ્છિત ભોગોપભોગ, આજ્ઞાપાલક પુત્ર, અનુકૂળ પત્ની, નિષ્કંટક વ્યાપાર-વાણિજ્ય અને આ સિવાયની બીજી બધી સુખસામગ્રી અંતે એક પ્રકારની વેદના પેદા કરી

સ્થાયી વિયોગથી વ્યથિત બનાવી વિલીન થઈ જાય છે. એટ
માટે જે જીવાત્માઓ શુદ્ધ અને સ્થાયી મંગલની કામના રાખે
તેમણે તો અહિંસા, સંયમ અને તપની આરાધના કરવી જોઈએ
આ મંગલમય ધર્મની શક્તિ અસીમ-અમાપ છે. જે વ્યક્તિ
મંગલમય ધર્મને જીવનમાં અપનાવે છે, તેના ચરણોમાં સામા
જનતાની વાત તો દૂર રહી, દેવો પણ મસ્તક ઝૂકાવે છે. ધર્મ
સંસાર-સાગરમાંથી સકુશળ પાર ઉતારવા માટે શ્રેષ્ઠતમ જહાજ
છે. અનાદિ કાળથી આત્મામાં જે અશુદ્ધિનો મેલ વળગેલો છે તે
ધર્મદ્વારા જ દૂર કરી શકાય છે. જીવનમાં ધર્મ જ સારત
છે અને તેની આરાધના કરવાથી જ મનુષ્ય સાચી માનવતા
અધિકારી બની શકે છે.

× × ×

શાસ્ત્રકારોએ ધર્મ બે પ્રકારનો કહ્યો છે:

**धम्मे दुविहे पण्णत्ते तंजहा-अणगारधम्मे आगारधम्मे च**

શ્રી સ્થાનાંગ સ

**અર્થાત્**--સર્વવિરતિ-સાધુધર્મ અને દેશવિરતિ-ગૃહસ્થધ
એમ ધર્મ બે પ્રકારનો છે.

સંક્ષેપમાં હિંસા, અસત્ય, ચૌર્ય, મૈથુન, પરિગ્રહ અને રાત્રિ
ભોજનરૂપ પાપોનો પૂર્ણરૂપે સર્વથા પરિત્યાગ કરવો એ સર્વવિર
સાધુધર્મ છે. સર્વવિરતિ મહાત્માઓ મર્યાદિત શ્વેત વસ્ત્ર, પ
આદિ ધર્મોપકરણો કે જે સંયમ-સાધનામાં સહાયક હોય છે તે
રાખે છે. તે સિવાય પોતાની પાસે બીજી કાંઈ વસ્તુ રાખતા નથ

સાધના અને સમવૃત્તિ હોય છે ભૂતદયા, ધર્મપ્રચાર અને આત્મોદ્ધાર એ તેમનાં મુખ્ય કર્તવ્યો હોય છે મુનિ-મહાત્માઓ જીવરક્ષા માટે મુખ ઉપર મુખવસ્ત્રિકા બાંધે છે, રજોહરણ રાખે છે અને સયમ પાલનમા નિમિત્તભૂત શરીરના નિર્વાહ અર્થે લૂખુ-સૂકુ બચેલુ પરકૃત ભોજન કાષ્ઠ પાત્રમા યાચના કરી લઈ આવે છે મસ્તક ઉપર કાઇ રાખતા નથી તેમજ કોઇપણ ઋતુમા પગરખા પણ પહેરતા નથી કેશલુંચન પણ પોતે કરે છે પાઇ પૈસો કે ધાતુની કોઇ વસ્તુ પોતાની પાસે રાખતા નથી ગ્રામાનુગ્રામ પાદવિહાર કરી ધર્મ-પ્રચાર કરે છે આ પ્રમાણે મુનિ મહાત્માઓ સાસારિક સબધોથી તદ્દન અનાસક્ત રહે છે અને આત્માની સાધનાની સાથે ધર્મ-પ્રચાર કરવામાં પ્રયત્નશીલ રહે છે પાચ સમિતિ તથા ત્રણ ગુપ્તિ-એ આઠ પ્રવચનમાતાની આજ્ઞાનુ પાલન સાધુ-સાધ્વીઓ પ્રાણના ભોગે પણ કરે છે

શ્રાવક-ધર્મ બારવ્રતરૂપ હોય છે જે લોકો મુનિધર્મનો સ્વીકાર કરવામાં સમર્થ હોય તેણે મુનિધર્મને અગીકાર કરી આત્મ-કલ્યાણના માર્ગે પ્રયાણ કરવુ જોઇએ, પરંતુ જેમનામા મુનિધર્મનો સ્વીકાર કરવાની ક્ષમતા ન હોય તેમણે [ સમ્યક્ત્વ પૂર્વક ] બારવ્રતરૂપ ગૃહસ્થ-ધર્મને અગીકાર કરી માનવ જીવનને સાર્થક બનાવવુ જ જોઇએ

ગૃહસ્થ-ધર્મનો સ્વીકાર કર્યા પહેલાં પ્રત્યેક ગૃહસ્થનુ નૈતિક કર્તવ્ય છે કે તેણે નિમ્નોક્ત સાત કુવ્યસનોનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ જુગાર રમવો, માંસભક્ષણ કરવુ, મદિરાપાન કરવુ, વેશ્યાગમન કરવુ, ચોરી કરવી, શિકાર ખેલવો અને પરસ્ત્રીગમન કરવુ

જે મનુષ્ય સાત કુવ્યસનોનું સેવન કરે છે તેને જનસમાજમાં ધૃણાની દ્રષ્ટિએ જોવામાં આવે છે અને તેની કુળ-પ્રતિષ્ઠા પણ ધૂળ ભેગી થઇ જાય છે. કુવ્યસનો મનુષ્યને અત્યંત દારુણ દુર્દશાને પ્રાપ્ત કરાવે છે. પાંડવો જેવા પ્રચંડ શક્તિના ધારણ કરનાર, જગતમાં, સન્માનિત અને વિવેકશીલ પુરુષો પણ કેવળ જુગાર રમવાને કારણે ભયંકર દુઃખના ભાગી બન્યા હતા. તેમને પોતાનું વિશાળ રાજ્ય ગુમાવવું પડયું, જંગલોમાં અહીંતહીં ભટકવું પડયું અને દાસવૃત્તિનો સ્વીકાર પણ કરવો પડ્યો. એક સામાન્ય કુવ્યસનોનું આવું ભયંકર પરિણામ આવે છે તો પછી વધારે કુવ્યસનોનું જે સેવન કરે તે પોતાના જીવનનો વિનાશ કરી નાંખે તો એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. એટલા માટે પ્રત્યેક આત્મહિતૈષી લોકોએ આ કુવ્યસનોનો પૂર્ણરૂપે પરિત્યાગ કરવો જોઇએ. એમાં જ સુખ અને શાન્તિ સુરક્ષિત રહે છે. આ કુવ્યસનોનો પરિત્યાગ કરી પોતાના જીવનને સુસંસ્કૃત બનાવ્યા બાદ શ્રદ્ધાપૂર્વક નિમ્ન બારવ્રતરૂપ ગૃહસ્થ-ધર્મનો સ્વીકાર કરવો જોઇએ.

પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો—આ બાર વ્રતો 'સમ્યક્ત્વ' યાને શ્રદ્ધા યુકત ગૃહસ્થને જ ફળદાયક થાય છે; અન્યને નહિ. માટે સૌથી પ્રથમ ગૃહસ્થ-શ્રાવકે 'સમ્યક્ત્વ' શ્રદ્ધા પ્રાપ્ત કરવી જોઇએ.

સાચા દેવમાં દેવબુદ્ધિ, સારા ગુરુમાં ગુરુબુદ્ધિ અને સાચા ધર્મમાં અજ્ઞાન, સંશય અને વિપર્યય વિનાની શુદ્ધબુદ્ધ, એનું નામ સમ્યક્ત્વ છે. શ્રાવકમાં સમ્યક્ત્વનો ગુણ હોવો આવશ્યક છે.

શમ, સંવેગ [મુમુક્ષા], નિર્વેદ [વૈરાગ્ય], અનુકંપા અને આસ્તિક્તા એ સમ્યક્ત્વના લક્ષણ છે. જિનદેવોએ કહેલા ધર્મમાં સ્થિરતા, તે ધર્મની ઉન્નતિ કરવામાં મદદ કરવારૂપી પ્રભાવના, તે ધર્મ પ્રત્યે ભક્તિ, તે ધર્મના સિદ્ધાન્તોમાં કુશળતા અને ચતુર્વિધ સંઘતીર્થની સેવા એ સમ્યક્ત્વનાં ભૂષણ છે. [1]શંકા, [2]કાંક્ષા, [3]વિચિકિત્સા, [4]પરપાખંડ પ્રશંસા અને તેમનો [5]સંસર્ગ એ પાંચ સમ્યક્ત્વનાં દૂષણ છે

આ પ્રમાણે ૬૬ સમ્યક્ત્વયુક્ત ગૃહસ્થ–શ્રાવકે નીચે સંક્ષેપમાં જણાવેલા બાર વ્રતોનો સ્વીકાર કરવો જોઇએ.

૧. નિરપરાધી ત્રસ જીવોની સંકલ્પપૂર્વક હિંસા ન કરવી.

૨. સ્થૂળ અસત્ય સંભાષણ ન કરવું તથા હિંસાજનક સત્ય ભાષણ પણ ન કરવું.

૩. રાજદંડનીય તથા લોકનિંદનીય સ્થૂલ ચોરી ન કરવી.

૪. વિવાહિતા પત્ની સિવાય સંસારની સમસ્ત સ્ત્રીઓને માતા, બહેન કે પુત્રી સમાન સમજવી.

૫. પરિગ્રહની મર્યાદા બાંધવી મર્યાદા ઉપરાતનો પરિગ્રહ ન રાખવો.

ગૃહસ્થ-શ્રાવકના આ પાંચ મૂળ વ્રત છે આ સિવાયઃ

૬. દશેદિશાએ જવાની મર્યાદા બાંધવી દિશાઓની સીમાને પણ પ્રતિદિન ઓછી કરવી અને પાંચ આશ્રવોનો ત્યાગ કરવો.

૭. ભોગોપભોગ સામગ્રીઓની મર્યાદા બાંધવી તથા નિરર્થક સાવદ્ય સપાપ વ્યાપારનો ત્યાગ કરવો.

૮. અનર્થદંડ–નિષ્પ્રયોજન કરવામાં આવતી પાપ–પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો.

૯. આત્મામાં સમતાભાવનું પોષણ કરવા માટે પ્રતિદિન પ્રાતઃસાયં સામાયિક કરવી.

૧૦. ભોગોપભોગ સામગ્રી તથા દશ દિશાઓનું પરિમાણ બાંધવું.

૧૧. પર્વના દિવસોમાં અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા, અમાવાસ્યાના દિવસોમાં દરેક પ્રકારના આરંભ–સમારંભનો ત્યાગ કરી પ્રરિપૂર્ણ પૌષધવ્રત કરવું.

૧૨. પોતાના ઘેર આવેલ ઉત્કૃષ્ટ, મધ્યમ તથા જઘન્ય અતિથિઓનો યથોચિત સત્કાર કરવો.

આ સંક્ષિપ્ત ગૃહસ્થ–ધર્મનું વર્ણન છે.

× × ×

સાચા જૈન ગૃહસ્થે પ્રત્યેક વ્યવહાર અત્યંત પ્રામાણિકતાપૂર્વક કરવો જોઈએ. દયા, ક્ષમા, પરોપકાર, દીન–દુઃખીઓની સેવા, શ્રમણોનો સત્કાર, ધર્મશાસ્ત્રોનો સ્વાધ્યાય, ઓછામાં ઓછા આરંભવાળી આજીવિકા આદિ કર્તવ્યોનું બરાબર પાલન કરવું જોઇએ. અને પોતાના સદ્‌વ્યવહારથી અન્યજનો ઉપર પણ જૈન ધર્મની મહત્તાની છાપ પાડવી જોઈએ.

શ્રમણ ભગવાન મહાવીરે જે અહિંસા, સંયમ અને તપરૂપ ત્રિવિધ ધર્મનું પ્રરૂપણ કરેલ છેઃ તે ધર્મ વાસ્તવમાં મંગલમય છે–કલ્યાણકર છે. આ કલ્યાણકર ધર્મનું શ્રવણ કરી, પ્રતીતિ કરી, રુચિ કરી તથા તેનો સાક્ષાત્કાર કરી જીવનમાં ઉતારો તો તેમાં તમારું કલ્યાણ અવશ્યંભાવિ છે.

દેવાનુપ્રિયે ! સૌભાગ્યથી તથા પુણ્ય પ્રતાપથી તમને ઉપર્યુક્ત બધી દુર્લભ વસ્તુઓ સહજરૂપે પ્રાપ્ત થયેલ છે. આ કાંઈ સાધારણ સૌભાગ્ય નથી. વારંવાર આવું સૌભાગ્ય પ્રાપ્ત થવાનું નથી તો અધ્યાત્માઓ ! જાગ્યા ત્યાથી સવાર ગણી જાગો અને આત્માના વાસ્તવિક સ્વરૂપને ઓળખો. મોહની લીલ માં મુગ્ધ બની સ્વરૂપને ભૂલી ન જાઓ આ અણમોલ માનવ જીવન લાંબા સમય સુધી ટકી રહેવાનુ નથી. દાભની અણી ઉપર લટકતા ઝાકળના બિન્દુની માફક આ મનુષ્ય જીવન પણ અસ્થાયી અને ક્ષણજીવી છે. ભવિષ્ય ઉપર વિશ્વાસ ન રાખો શાસ્ત્રકારો સ્પષ્ટ શબ્દોમા ચેતવણી આપે છે કે

जस्सत्थि मच्चुणा सक्खं, जस्स वऽत्थि पलायणं ।
जो जाणे न मरिस्सामि, सो हु कखे सुए सिया ॥ उ० १४-२७

અર્થાત્—જેને મૃત્યુ સાથે મિત્રતા હોય, જે મૃત્યુથી છૂટી શકતો હોય અથવા જે જાણતો હોય કે હું મરીશ નહિ, તે જ ખરેખર આવતી કાલ ઉપર વિશ્વાસ રાખી સુખેથી સૂઈ શકે !

કોણ જાણે છે કે ક્યારે મૃત્યુનો દૂત આવીને આપણા પ્રાણધનને હરી જશે. એટલા જ માટે મહાવીર ભગવાને ધર્મારાધના કરવા માટે સમય માત્રનો પ્રમાદ ન કરવાનું સૂચન કર્યું છે. અત્યારસુધી વૈભવ-વિલાસમા, ખાન-પાનમા, બાહ્ય આડંબર આદિમા અમૂલ્ય માનવ-જીવનની જે મૂલ્યવાન ક્ષણો વ્યતીત થઈ છે, તેને ભૂલી જઈ હવે જે સમય અને શક્તિ તમારા હાથમાં સુરક્ષિત છે તેનો સદુપયોગ કરી લો. તમારા જીવનમા ધર્મની પુન. પ્રતિષ્ઠા કરો. અન્તઃકરણથી સંયમની સાધના કરો મનથી આત્મા અને

પરમાત્માના સ્વરૂપનુ ચિંતન કરો. કાનોથી સદ્ધર્મનું શ્રવણ કરો. નેત્રોથી શાસ્ત્ર અવલોકન તથા સંતપુરુષોનાં દર્શન કરો. તમારા જીવનની સંપૂર્ણ શક્તિઓનો સુંદર સમન્વય કરી તેનો આધ્યાત્મિક આરાધનામાં સદુપયોગ કરો અને કલુષિત થએલા આત્માને ઉજ્જ્વલ બનાવો.

સંસાર-સમુદ્રને પાર કરવાનો, દુઃખોના દાવાનલમાંથી બચવાનો તથા અનંત અને શાશ્વત સુખને પ્રાપ્ત કરવાનો આ જ માર્ગ છે-આ જ તરણોપાય છે.

આ ધર્મમાર્ગે જે કોઇ વ્યક્તિ પ્રસ્થાન કરશે તે સ્વકલ્યાણ સાથે પરકલ્યાણ અવશ્ય સાધી શકશે; કારણ કે ધર્મનો માર્ગ જ સાચા કલ્યાણનો માર્ગ છે. ધર્મ હંમેશાં सत्यं-शिवं-सुन्दरं હોય છે, એટલા માટે આત્મહિતૈષી લોકોએ ધર્મનું આરાધન કરી જીવનની સિદ્ધિ સાધવી જોઇએ.

\+ \+ \+

સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર આ ત્રિવિધ રત્નના ધારણ કરનાર પંડિત પ્રવર મુનિવર્યશ્રી રત્નસિંહજી મહારાજશ્રીની ધારાવાહિક અમૃતધારાનું રસપાન માનવ-મેદની મંત્રમુગ્ધ થઇ કરી રહી હતી. તેમના શબ્દોમાં અતીવ પ્રભાવ હતો. તેમના અન્તઃકરણમાંથી નીકળતી ઉપદેશધારા અનેક જનોનાં કલુષિત હૃદયને નિર્મલ કરતી જતી હતી. આ ઉપદેશામૃતનું આકંઠ રસપાન કરી અનેક શ્રોતાજનોએ પાપ-પ્રવૃત્તિઓનો અમુક અંશે પરિત્યાગ કર્યો. કેટલાકના જીવનમાં વિરક્તિની ભાવના

પેદા થઇ અને કેટલાક લોકોએ સાંસારિક ઉપાધિમાંથી મુક્ત
અમુક હદે મનમાં દૃઢ સંકલ્પ કર્યો.

આપણા ચરિત્રનાયક કુંવરજીભાઇ તો પ્રતિદિન પૂજ્
ઉપદેશામૃતનું રસપાન કરવા માટે તેમના પિતાશ્રીની સાથે આ
સભામાં આવતા અને બહુ જ ધ્યાનપૂર્વક વ્યાખ્યાન વાણી
હતા. પૂજ્યશ્રીના પ્રભાવોત્પાદક પ્રવચનથી તે ખૂબ જ પ્ર
થયા હતા આજે તો કુંવરજીભાઇ મંત્રમુગ્ધ થઇ પૂજ્યશ્રીના
અનુપીયૂષનું પાન કરી રહ્યા હતા. તેમના હૃદયમાં આજે
મથન થઈ રહ્યું હતું માનવજીવનને સફળ બનાવવાની તા
અને તમન્ના તેમના હૃદયમાં જાગી હતી. સંસાર પ્રત્યે
વિરક્તિભાવ પેદા થવા પામ્યો હતો. એક બાજુ સાંસારિક
અને બીજી બાજુ કઠોર તપોમય જીવન—આ બન્ને જીવન—સં
વચ્ચે તેમનું મનોમંથન ચાલે છે.

## —પ્રકરણ ૮ મું :::: વૈરાગ્યવૃત્તિનો ઉદય—

**સા**ગર ઘૂઘવતો હતો. મોજાં ઊછળતાં હતાં. પવન જોરથી ફૂંકાતો હતો. મધદરિયે એક નાનકડી નાવડી ઝોલાં ખાતી હતી. કર્ણધાર નૌકાને સાગરપાર લઇ જવા માટે પ્રયત્ન કરતો હતો, પરંતુ મોજાંના એક પછડાટથી નાવડી હમણાં જ ઊંધી વળી જશે એવો ભાસ થતો હતો. જલચરો પોતાના ભક્ષ્યને ભરખી જવા માટે મોઢું ફાડી ઊંચે જોતાં હતાં. નાવિક તો દૃઢ મનોબળપૂર્વક પોતાની નૌકાને આગળ ધપાવ્યે જતો હતો. અસીમ સાગર અને અસીમ આકાશ જાણે નાવિકાના અલ્પ પુરુષાર્થ પ્રત્યે અટ્ટહાસ્ય કરતા હોય તેમ જણાતું હતું. સાગરની ગર્જનાનો જાણે નાવિક જવાબ વાળતો હોય કે: 'માનવીય પુરુષાર્થ આગળ કયું કાર્ય અસંભવ કે અશક્ય છે?' તેમ ગર્જનાનો પ્રતિઘોષ પડતો હતો.

સાગરતટે આવેલી ઊંચી ભેખડો ઉપર મહારાજશ્રીની અમૃતવાણી ઉપર ચિંતવન કરતો અને તેનું મંથન કરતો યુવાન ડુંગરસિંહ સાગરદૃશ્ય નિહાળી રહ્યો છે. આજે અદૃશ્યરૂપે સાગર

જાણે પોતાના જીવનનો કર્તવ્ય-નિર્દેશ સ્પષ્ટ કરતો હોય અને પોતાના જીવનની આંગીઘૂટી ઉકેલતો હોય એમ તેમને સ્પષ્ટ રૂપે ભાસવા લાગ્યો

આજે સંસાર—સાગરની મધ્યમાં પોતાની જીવનનૌકા આધિ, વ્યાધિ અને ઉપાધિઓના ઝંઝાવાતોથી અસ્થિર બની ગઈ છે સંસાર-સાગરમાંથી જીવનનૌકાને કેવી રીતે પાર લઈ જવી એ એમના જીવનનો એક ગૂઢ મહાપ્રશ્ન થઈ પડ્યો છે આજે મહાસાગરના તટે જીવનના મહાપ્રશ્નનો ઉકેલ કરવામાં યુવાન કુંગરસિંહ તન્મય બની ગયો છે

સાગરમાં જલતરંગો ઊઠે અને શમે તેમ અનેક પ્રશ્નો તેમના મનમાં ઊઠતા ગયા અને સ્વતઃ શાન્ત થતા ગયા, પણ જીવનનૌકાને સાગરપાર કેવી રીતે ઉતારવી એ મહાપ્રશ્નનો ઉકેલ થઈ ન શક્યો આ પ્રશ્નને પોતાની બુદ્ધિની કસોટીએ ચડાવી કસી જોયો અને તર્ક દ્વારા તેને તપાસી જોયો, પરંતુ તેની બુદ્ધિ એ પ્રશ્નનો ઉકેલ કરવામાં પાછી પડી તેમનું મન આ પ્રશ્નનું નિરાકરણ કરવામાં રોકાએલું હતું, પરંતુ તેમની દૃષ્ટિ મધદરિયે ઝોલાં ખાતી નૌકા ઉપર પડી હતી એ નૌકા જેવી જ સ્થિતિ આજે પોતાની જીવનનૌકાની થવા પામી છે હવે પેલો નાવિક પોતાની નાવડીને કેવી રીતે પાર લાવે છે એ જ જોવા તે તલપાપડ બની ગયો સમુદ્રમાં તોફાન તો પૂર્વવત્ હજી ચાલુ છે મોજાં પહાડ જેમ ઊછળે છે સાગરનો ઘૂઘવાટ હજી સિંહગર્જનાના સમાન ચાલુ જ છે આવી વિષમ પરિસ્થિતિ હોવા છતાં પેલો નાવિક અપૂર્વ ધૈર્ય, સાહસ તથા પુરુષાર્થપૂર્વક પોતાની નૌકાને આગળ ધપાવ્યે જ જાય છે થોડા સમય

બાદ તો સાગરનું તોફાન શાન્ત થઈ ગયું. સમુદ્ર પૂર્વવત્ ગંભીર બની ગયો અને જે પવન પ્રતિકૂળ હતો તે સાનુકૂળ બની ગયો અને પેલા નાવિકની નૌકા વિશેષ વેગપૂર્વક યથેષ્ટ સ્થાન તરફ પ્રયાણ કરવા લાગી.

આ દશ્ય જોઇ યુવાન ડુંગરસિંહના મહાપ્રશ્નનું નિરાકરણ સહજરૂપે થઇ ગયું. તેણે વિચાર્યું અને નિશ્ચય કર્યો કે:

**प्रचण्डवासनावातैरुद्धूता नौर्मनोमयी ।**
**वैराग्यकर्णधारेण विना रोद्धुं न शक्यते ॥**

આ મારી સુંદર-મનોમય જીવનનૌકા સાંસારિક વાસના-સ્નેહબંધનરૂપ ઝંઝાવાતોથી અસ્થિર બની ગઇ છે, પરંતુ વૈરાગ્યરૂપ કર્ણધાર જ્યાં સુધી મારો સાથી નહિ બને ત્યાંસુધી જીવનનૌકાને સંસાર-સાગરના તોફાનમાંથી ઉગારી લેવી અને પાર લઈ જવી એ મારા માટે શક્યાનુષ્ઠાન નથી.

યુવાન ડુંગરસિંહનું હૃદય ગુરુદેવના સંગવડે વૈરાગ્ય-રંગથી રંગાએલું તો પ્રથમથી હતું. તેમાંય ગુરુવર્યશ્રી રત્નસિંહજીની અમૃતવાણી વારંવાર સાંભળવાથી તેમનો વૈરાગ્યાગ્નિ વિશેષ પ્રજ્વલિત થયો હતો. તેમના હૃદયમાં અનેક પ્રકારનાં વિચાર-તરંગો ઊઠવા લાગ્યા કે: મારી જીવન-નૌકાને સંસાર-સાગરમાંથી પાર ઉતારવા માટે પુણ્ય-ઉદયે આ નગરમાં ગુરુદેવ પધાર્યા છે. તેઓશ્રી મારી જીવનનૌકાના કર્ણધાર બની મને જરૂર સંસાર-સાગરમાંથી પાર ઉતારશે. વાસ્તવમાં પૂર્વભવમાં સંચિત પુણ્યકર્મનાં ફળરૂપે આ સંતશિરોમણિ ગુરૂદેવનો સુયોગ સાંપડ્યો છે. તેમણે જ મને આ ભવમાં મારા કર્ત્તવ્યનું ભાન કરાવ્યું છે. સદ્‌ગુરુ અને સદ્ધર્મ

સિવાય આ સંસારમા મારો કોઇ સાચો મિત્ર કે બંધુ નથી સ્વજનો-સગાસંબધીઓ કોઇ સાચુ સુખ આપી શકતા નથી અને આવી પડેલા દુ ખને દૂર કરી શક્તા નથી જીવન જ અસ્થિર અને ક્ષણભંગુર છે સસારમા કોઇકોઇનુ સગુ થયુ નથી તો મારૂ સગુ કોઇ પણ કેવી રીતે થઇ શકે ? આ શરીર અનિત્ય, અશુચિપૂર્ણ, દુ ખ તથા ક્લેશનું ભાજન અને રોગમય છે જલ બિંદુના પરપોટા જેવુ આ શરીર અસ્થિર છે તેમાં આસક્તિ રાખવી એ પણ એક પ્રકારની મૂર્ખતા જ છે ખરી રીતે તો જન્મ, જરા અને મરણ દુ ખરૂપ છે અરે ! આ સસાર જ દુ ખ મય છે કે જ્યા પ્રાય પ્રત્યેક પ્રાણીઓ વધના ઓછા પ્રમાણમા દુ ખને ભોગવ્યા કરે છે જ્યા સુધી આ આખો મીંચાણી નથી ત્યાસુધી આ મારૂ ધન-ધાન્ય, ઘર બાર, ક્ષેત્ર, સોનુ-રૂપુ છે તથા આ મારા માતા-પિતા, ભાઈ બહેન વગેરે સબધો જોવામા આવે છે આંખો બધ થતા-શરીરમાથી આત્મા ચાલ્યા જવા બાદ-આ સકળ સસાર શૂન્ય બની જાય છે વળી આ સસારના કામભોગો ક્ષણિક સુખ આપનારા છે પરતુ પરિણામે તો દુ ખ જ આપનારાં છે એટલા માટે એક માત્ર ધર્મ જ સુખ આપનાર સાચો મિત્ર છે, માટે મારે ધર્મને જ મારો સહકારી બનાવવો જોઇએ સસારમા જ્યા દૃષ્ટિ કરીએ છીએ ત્યા દુ ખ, સકટ, કલેશ કે ભય જ જણાય છે જ્યાં જુએ ત્યા ભયનુ જ વાતાવરણ જોવામા આવે છે પૂજ્ય મહારાજશ્રીએ કાલે વ્યાખ્યાનમા ઠીક જ કહ્યુ હતુ કે એક માત્ર વૈરાગ્ય જ અભય છે એટલા માટે ધર્મારાધન કરવા માટે અભયકર વૈરાગ્યનું જ શરણ લેવુ જોઇએ કારણ કે સસારમાં તો સુખ

કે શાન્તિનાં દર્શન થતાં નથી. સાંસારિક કામ-ભોગ, વૈભવ-વિલાસ, સુખ-ચેન, ધન-સંપત્તિ, કુલ-ગૌરવ, ખાન-પાન વગેરે બધી વસ્તુઓમાં ભય જ જણાય છે.

> भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं
> मौने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम् ।
> शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भयं
> सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥

ભોગોપભોગમાં રોગનો ભય છે, કુળ-ગૌરવમાં પતનનો ભય છે, ધન-સંપત્તિમાં રાજાનો ભય છે, મૌન-સાધનામાં દીનતાનો ભય છે, બળમાં દુશ્મનનો ભય છે, રૂપ-પ્રાપ્તિમાં વૃદ્ધતાનો ભય છે, શાસ્ત્ર-વાચનમાં વાદવિવાદનો ભય છે, ગુણમાં શઠનો ભય છે, કાયાને કાળનો ભય છે, અરે ! આ સંસારની પ્રત્યેક વસ્તુ ભયપ્રદ છે. ખરી રીતે પૂછો તો એક માત્ર વૈરાગ્ય જ અભયકર છે. એટલા માટે મારે વૈરાગ્ય અને ધર્મના શરણે જવું જોઇએ. હું ધર્મ કે અધર્મ જે કાંઇ કરીશ તે જ મારી સાથે આવશે. મેં પૂર્વજન્મમાં જે સંપત્તિ ઉપાર્જિત કરી હતી તેને આજે ભોગવી રહ્યો છું, પરંતુ ભવિષ્યનું ભાથું હજી સુધી મેં કાંઇ તૈયાર કર્યું નથી, તો હવે ભવિષ્યનું ભાથું તો તૈયાર કરવું જ જોઇએ.

સંસાર તો સ્વાર્થનો ભંડાર છે, શરીર ક્ષણભંગુર છે, વૈભવ ચંચલ છે. સ્વપ્નમાં જે મનને લોભાવનારા સુંદર દશ્યો જોવામાં આવે છે તે દશ્યો આંખ ઉઘડતાં કોણ જાણે ક્યાં અદશ્ય થઇ જાય છે ? આ જ દશા સાંસારિક વસ્તુઓની છે. આમાં ભેદ કેવળ એટલો જ છે કે સ્વપ્નનાં પદાર્થો આંખ ઉઘડતાં જ અદશ્ય થઇ

જાય છે અને સંસારનાં પદાર્થો આંખો બંધ થતા જ વિલીન થઇ જાય છે. આ દૃષ્ટિએ સંસાર અને સ્વપ્ન બન્ને સમાન હોવાથી ચિરસ્થાયી નથી. સંસાર પણ સ્વપ્ન સમાન જ છે. એક બાજુ સંસાર દુ:ખપ્રદ છે તો બીજી બાજુ મૃત્યુ પ્રતિદિન પ્રાણીઓનો વિનાશ કરતું રહે છે. મૃત્યુ ગરીબ કે શાહુકાર, રાજા કે રંક કોઇની આંખની શરમ પણ રાખતું નથી. તે તો સંસારના પ્રત્યેક પ્રાણીને અતીતના અસીમ ઉદરમાં ધકેલી દે છે, એટલા માટે ધર્મની આરાધના કરવામા સાર છે. ધર્મો રક્ષતિ રક્ષિત -જે ધર્મની રક્ષા કરે છે, ધર્મ તેની રક્ષા કરે છે. જે સૂર્ય ખૂબ જ શાનપૂર્વક પ્રભાતમા ઉદિત થાય છે તે જ સન્ધ્યા સમયે અસ્ત પામે છે. જે ફૂલ એક દિવસ ખીલે છે તે જ વાયુનો એક સપાટો લાગતા જ ધૂળમા મળી જાય છે આ જ પ્રમાણે જે પ્રાણી ઉત્પન્ન થાય છે તે કોઇ એક દિવસે અવશ્ય અંતિમ શ્વાસ લઇ સંસારની વિદાય લે છે. અનાદિ કાળથી આવુ ઘટનાચક્ર ચાલી રહ્યુ છે અને ભવિષ્યમા પણ એ જ પ્રમાણે ચાલતું રહેશે. આ ધ્રુવ સત્ય છે. આયુષ્યની પણ કાંઈ સ્થિરતા નથી આજે આયુ છે તો કાલે જીવનનો અંધ કાર હોય છે. તેટલા માટે પ્રશસ્ત સંકલ્પનો ઉદય થતા જ તેને કાર્યરૂપમાં પરિણત કરી લેવું જોઇએ. મારું આયુષ્ય ઓછુ થતુ જાય છે. હવે કેટલું આયુષ્ય શેષ છે તે પણ હું જાણતો નથી, પરંતુ મકાનમાં આગ લાગતાં મકાનનો સ્વામી પોતાની શક્તિ હોય તે પ્રમાણે મૂલ્યવાન્ વસ્તુઓ બહાર કાઢી લે છે. એ જ પ્રમાણે મારું જે આયુષ્ય અવશિષ્ટ છે તેનો ધર્મારાધના કરવામા સદુપયોગ કરી લઉં એમા જ મારા જીવનનું સાફલ્ય રહેલુ છે

સંયમરૂપી નૌકા વિના સંસાર-સાગરને પાર જવું એ મારા માટે અસંભવ છે. એટલા માટે મારે સંયમનો સ્વીકાર કરી, જીવનોદ્ધાર કરવો જોઇએ.

× × ×

આ પ્રમાણે વિચાર-તરંગોમાં ગોથાં ખાતાં યુવાન ડુંગરસિંહને ખબર ન રહી કે પોતે વિચર-રત્નાકારમાં ડૂબકી મારીને કયું ચિન્તામણિ-રત્ન હાથમાં લઇ આવ્યો છે ? જ્યારે તેમની વિચાર-તન્દ્રા તૂટી ત્યારેજ તેમને ખબર પડી કે એ સંસારનું રત્ન ન હતું કે જે રત્નને માતા-પિતાના હાથમાં સોંપતાં સંસારી માતા-પિતા પૌદ્ગલિક સુખ અને સંતોષ અનુભવે. અત્યારે તો એ વૈરાગ્ય-રત્નને પ્રાપ્ત કરતાં યુવાન ડુંગરસિંહને પરમ આત્મસુખ અને સંતોષ પ્રાપ્ત થયો. ચિત્તમાં શાન્તિ પેદા થઇ. મનની મુંઝવણ દૂર થઇ. હૃદયનો ભાર હલકો થયો અને આત્માની ગ્લાનિ અદૃશ્ય થઇ. આજે તેમના જીવનમાં સુખ-શાન્તિ-સંતોષ-અનંદ અને ઉલ્લાસનો સાગર ઉછળતો હતો.

સંયમ-રત્નને મનની મંજૂષમાં સાચવીને મૂકી યુવાન ડુંગર-સિંહ સાગરનું જીવન-સંગીત સાંભળતો ઘર તરફ વળ્યો

## —પ્રકરણ ૯ મું :::: સ્નેહબંધન—

छित्त्वा स्नेहमयान् पाशान्, भित्त्वा मोहमहार्गलम् ।
सच्चारित्रसमायुक्ताः शूरा मोक्षपथे स्थिताः ॥

ભાવાર્થઃ—સ્નેહબંધનોને છેદીને તથા મોહરૂપી મહાન અર્ગલાને ભેદીને સચ્ચારિત્રશીલ-શૂરવીર સંતપુરુષો મોક્ષમાર્ગે પ્રયાણ કરે છે.

× × ×

नि.स्नेहो याति निर्वाण, स्नेहोऽनर्थस्य कारणं ।
निःस्नेहेन प्रदीपेन, यदेतत्प्रकटीकृतम् ॥

સ્નેહબંધનથી મુક્ત મનુષ્ય જ નિર્વાણ-મોક્ષને પામી શકે છે. સ્નેહ-સંસારમોહ તો વાસ્તવમાં અનર્થનું મૂળ કારણ છે. સ્નેહ-તેલ રહિત પ્રદીપ નિર્વાણને પામે છે-બૂઝાઈ જાય છે એ વાત તો સર્વવિદિત જ છે.

× × ×

जहा गेहे पलित्तम्मि तस्स गेहस्स जो पहू ।
सारभण्डाणि नीणेइ असारं अवउज्झइ ॥

કુટુ બને સુખશાન્તિ આપશે, એવી ભવ્ય ભાવનાઓ માતા-પિતાના હૃદયમાં સંઘરાએલી હતી એ હૃદયગત ભાવનાઓ કોઈનેકોઈ દિવસે જરૂર ફળશે એવો તેમનો દૃઢ વિશ્વાસ હતો

× × ×

આજે એ ભાવનાઓનો ભૂક્કો થઈ જતો હોય એમ માતાને ભાસ્યુ. ગંજીપાના પત્તાના મહેલની માફક પોતાની હૃદયગત આશાઓ અનંત નિરાશામા વેરણછેરણ થતી સ્પષ્ટ ભાસવા લાગી આજે આમ શા માટે જણાતુ હતુ ? શુ આ સ્વપ્ન તો નથી ને ? આ કલ્પના પેદા થતા તેમના મનમા મુંઝવણ થવા લાગી પણ જે ભવિષ્યમા થવાનુ હોય તેનું જાણે પહેલેથી સૂચન મળતુ હોય એમ આજે માતાને સ્પષ્ટ લાગવા લાગ્યું મહારાજશ્રીની નગરમા પધરામણી થયા બાદ તથા તેમની વ્યાખ્યાનવાણી સાભળ્યા બાદ ડુંગરશીના જીવનમા થએલા પરિવર્તનથી માતાને લાગ્યુ કે શુ આ આભાસ ભાવિ-જીવનનુ સૂચન તો નહિ હોય ને ?

માતાનુ મન આવી કલ્પનાઓના તરંગે ચડેલુ હતુ, એટલામા ડુંગરશી હર્ષોલ્લાસમાં ઉછળતો માતાની સામે આવી ઊભો.

સાગરતટે વિચાર-તરંગોમાં ઝોલા ખાતા કેટલો બધો સમય વ્યતીત થઈ ગયો હતો તેનો ખ્યાલ ડુંગરશીભાઈને ત્યાં રહ્યો ન હતો. ઘેર પાછા આવતા મોડું થવાને કારણે માતા-પિતા, ભાઈ-બહેનમા એક પ્રકારની ગ્લાનિ તથા ચિંતા ફેલાઈ ગઈ હતી

ડુંગરશીને સામે ઊભેલો જોઈ માતા હીરબાઈ તેના માથે મમતાપૂર્વક હાથ ફેરવી કહેવા લાગી કે 'બેટા ' આજે ઘેર પાછા આવતાં ઘણો જ વિલંબ થઇ ગયો ! આટલો બધો વિલંબ ન

કરવો જોઇએ. તું સારી રીતે જાણે છે કે તને જોયા વિના આ નાનોભાઈ કેવો નિસ્તેજ લાગે છે? તારા વિના આ ઘર પણ સૂનું જણાય છે.'

માતાના સરલ અને સ્નેહપૂર્ણ હૃદયમાંથી નીકળેલાં આ વચનો સાંભળી ડુંગરશીભાઇ હર્ષિત થયા. તેમણે અતીવ નમ્રતા તથા વિનયપૂર્વક જવાબ આપ્યો કે: "પૂજ્ય માતાજી! હું બધા લોકોની સાથે વ્યાખ્યાનમાંથી ઊઠી જલદી આવી ગયો હોત, પરંતુ દરિયા કિનારે આજે ફરવા ગયો હતો; ત્યાં જલતરંગ જોતાં હું પણ વિચાર-તરંગોમાં તણાયો અને કેટલો સમય પસાર થઈ ગયો તેની મને ખબર ન રહી. આ કારણે જ આજે ઘેર આવતાં વિલંબ થઈ ગયો.'

માતાજી જાણે પરીક્ષા કરતાં હોય તેમ કહેવા લાગ્યાં કે: 'બેટા! એવા તે શા વિચાર-વમળમાં અટવાઇ ગયો? તારે આટલી ઉંમરે એવી શી વિચાર-ચિંતા કરવાની હોય!'

માતાની મમતા આગળ તેનો દૃઢ સંકલ્પ ગળી જતો હોય એમ ડુંગરશીભાઇને લાગ્યું. છતાં પોતાનું મનોબળ એકત્રિત કરી તેમણે સ્નેહાર્દ્રતાપૂર્વક ઉત્તર આપ્યો કે: 'માતાજી! સંસાર-સાગરના તોફાનમાં જાણે મારી જીવનનૌકા ડગમગી રહી હોય એમ મને લાગ્યું. સાગરના ભયંકર તોફાનમાંથી મારી જીવનનૌકા કેવી રીતે પાર ઊતરશે એની મને ચિંતા થવા લાગી. આખરે એક કર્ણધાર મારી સહાયે આવ્યા છે અને તે મારી જીવનનૌકાને સાગરપાર ઉતારી આપશે એમ લાગ્યું.'

માતાજી આ બધું ઉન્મનસ્ક થઈ મૂગે મોઢે સાંભળી રહ્યા હતા. ' જીવનનૌકાને સાગરપાર ઉતારનાર મને કુશળ કર્ણધાર મળ્યો છે ' ' એ શબ્દો સાંભળતા જ માતાનું વાત્સલ્યપૂર્ણ હૃદય બોલી ઉઠ્યું કે ' બેટા ' શું તું સ્વપ્નમાં તો બોલી રહ્યો નથી ને ? કોણ કર્ણધાર ' અને કઈ જીવનનૌકા ' અહીં તો હું અને તું તથા બેન-ભાઇ છો '

કુંગરશીભાઇએ પોતાનો હૃદયગત વિચાર જણાવતા સ્પષ્ટ કર્યું કે ' માતાજી ' મેં એ વિચારસાગરમાં ડુબકી મારી એક રત્ન પણ મેળવ્યુ છે એ અણમોલ રત્ન આપણા ભવની બધી ભૂખ ભાંગી નાખશે એવો મને વિશ્વાસ છે '

માતાજીને લાગ્યું કે આજે કુંગરશીનું મન વિચારના વમળમાં લપસી ગયું લાગે છે, નહિ તો આવી વિચિત્ર વાતો કાંઇ તે કરે ? માતાએ ડુંગરશીના મસ્તક ઉપર વાત્સલ્યપૂર્વક હાથ ફેરવી, ધીરેથી પૂછવા માંડ્યુ કે ' બેટા ' આજે તુ આવી ગાંડી ગાડી વાતો કેમ કરે છે ? તને શું થયુ છે ? શું તારુ માથું તો દુખતુ નથી ને ? લાવ તારું માથુ જરા દબાવી આપુ ?' માતાએ પ્રેમાવેશમાં એક સાથે એવા અનેક પ્રશ્નો પૂછી નાંખ્યા.

કુંગરશીભાઇ સંસારમંથન કરતા હોય તેમ હૃદયોદ્ગારો કાઢવા લાગ્યા કે ' માતુશ્રી ' આપને મારી નાના મોઢે મોટી કરેલી વાતો વેવલી કે ગાંડી લાગે એ સ્વાભાવિક છે, પરંતુ મને સંસારનું સ્વરૂપ જેવું લાગે છે તેવું જ આપને જણાવું છુ. મને માથું દુઃખતુ નથી, પરંતુ મને મોહનું દુઃખ છે મહારાજશ્રીની અમૃતવાણી સાંભળ્યા બાદ મને સંસાર બહુ જ વિચિત્ર જણાય છે. સંસારમાં

સંયોગ અને વિયોગની ઘટમાળ તો ચાલ્યાજ કરે છે. સંસારનું બંધન મોહજન્ય હોવાથી મહાદુઃખદાયક હોય એમ મને જણાય છે. ખરી રીતે પૂછો તો સંસારમાં સુખ જ નથી, કેવળ સુખાભાસ છે. સ્નેહસૂત્રને તોડવું સરલ નથી એ હું સારી રીતે સમજું છું. લોઢાની સાંકળ તોડવી તો સહેલી છે પરંતુ સ્નેહસૂત્રને તોડવું મહામુશ્કેલ છે. પૂજ્ય માતુશ્રી ! મને તો આ કાયા અને આ સંસારની માયા ઇન્દ્રજાળ જેવી જણાય છે. સાગરનાં જલબિંદુઓનાં પરપોટા જેવી આ જીંદગી અસ્થિર છે, વિદ્યુલ્લતા જેવી ચપળ છે અને આયુષ્ય જલતરંગ સમાન ક્ષણજીવી છે. મેઘધનુષ્ય જેવા અસ્થિર આ માનવજીવનમાં શું સુખ રહેલું છે તે જ મને સમજાતું નથી ! સ્નેહબંધનથી બદ્ધ થએલો મનુષ્ય મુક્તિના મહામાર્ગે જલદી વળી શકતો નથી. કુટુંબીજનોનો સંયોગ સ્થાયી નથી. આખરે આપણે બધાંએ આ સ્નેહબંધન તોડીને વિયોગને પ્રાપ્ત થવું જ પડે છે. પ્રત્યેક વસ્તુનો વિયોગ અવશ્યંભાવિ છે. વિયોગ થાય છે ત્યારે હૃદયમાં ખૂબજ વેદના પેદા થાય છે. વિયોગની વેદનાને દૂર કરવાનો એક માત્ર ઉપાય મોહ-મમતાનો ત્યાગ કરવો એજ છે. માતુશ્રી! જ્યાં મોહ-મમતા નથી ત્યાં વિયોગ-વેદના પણ હોતી નથી. તમને મારું આ કથન બાલિશતાપૂર્ણ લાગતું હશે, પરંતુ આખરે આપણે બધાએ મૃત્યુના મહામાર્ગે જવું જ પડશે. મરણને શરણે થઇશું ત્યારે થોડો-ઘણો શોક-સંતાપ થશે, પણ પછી એ જ સંસારનું ચક્ર તીવ્ર ગતિએ ચાલવા માંડે છે. સંસારમાં પ્રતિદિન લાખો વ્યક્તિઓ મરણને શરણે થાય છે, પરંતુ તેમના મરણથી આપણને દુઃખ, સંતાપ કે વિયોગ જરા પણ સાલતો નથી. તેનું પ્રધાન કારણ એ જ છે કે આપણને તેમના પ્રત્યે રાગ

કે મોહ નથી જ્યા રાગ, મોહભાવ છે ત્યા જ દુખ, શોક કે સતાપ છે આ વિયોગ વ્યથાને દૂર કરવાનો સાચો ઉપાય રાગ ભાવની નિવૃત્તિ જ છ મહારાજશ્રીની અમૃતવાણી સાભળીને મેં પણ રાગભાવને છેદવાનો સકલ્પ કર્યો છે અને મોહ મમતાનો પરિત્યાગ કરી, સ્નેહબધનને તોડી મુક્તિના માર્ગે પ્રયાણ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે મારી જીવનનૌકાને સસારસાગરમાથી સામે પાર લઈ જવા માટે મને તરણતારણ સફરી જહાજ સમાન ગુરુદેવ જેવા કર્ણધાર સદ્ભાગ્યે સાપડ્યા છે હુ તો ઇચ્છુ છુ કે આપણે બધા સસારસાગરને પાર જવા માટે તરણ-તારણ ગુરુદેવના શરણે જઇએ અને તેમના જેવા કુશળ કર્ણધારના હાથમા આપણે જીવન-નૌકા સોપીને નિશ્ચિત બનીએ '

ડુગરશીભાઈની હૃદયવાણી માતા-પિતા, ભાઈ-બેન તથા ભાણેજ એકચિત્તે સાભળી રહ્યા હતા આ વાણીમા ઓજસ્ હતું તેમા સત્યનો અશ હતો અતરના અમી ભરેલા હતા બધા મત્રમુગ્ધ થઇ સાભળી રહ્યા હતા પોતાનો ભાણેજ તથા નાની ભાણેજ તો જાણે ડુગરશીભાઇના હૃદયની વાતને ટેકો આપતા હોય તેમ માથુ ધુણાવતા હતા

'મે સાસારિક મોહ-મમતાનો પરિત્યાગ કરવાનો દૃઢ સકલ્પ કર્યો છે' ડુગરશીભાઇનુ આ અતિમ વાક્ય સાંભળતાં જ માતા-પિતાના હૃદયમા કોઇએ કટાર ભોકી હોય કે વજ્રાઘાત કર્યો હોય એવી અતર્વેદના થઈ આમ છતાં ત્યારે પોતાના દિલ-દર્દને છૂપાવીને ધૈર્યપૂર્વક ડુગરશીભાઇને તેઓ સમજાવવા લાગ્યા કે 'બેટા' આવી વાતો કરી શા માટે દુખ પેદા કરે છે! હજી તુ

બાળક છે ! અમે તને અમારા ખૂબ જ લાડ-પ્યારથી પાળી-પોષી મોટો કર્યો છે. તારા જેવા વિનીત પુત્રે તો મા-બાપની સેવાચાકરી કરી સુખ આપવું જોઇએ. તેને બદલે તું તો અમને છોડીને-દુઃખસાગરમાં ધકેલીને-ચાલ્યો જવાની વાતો કરે છે, એ શું તને શોભે છે? વળી, તું જે મહામાર્ગે પ્રયાણ કરવા ચાહે છે તે માર્ગ કાંઈ સીધો-સરળ નથી, પરંતુ કંટકાકીર્ણ છે. સાધુવૃત્તિનો સ્વીકાર કરવો અને સંયમની સાધના કરવી એ તો ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું છે-લોઢાના ચણા ચાવવા સમાન દુષ્કર છે. સંયમનો માર્ગ દુર્ગમ છે. તે સંયમ-માર્ગે ચાલવા માટે હૃદયમાં ઘર કરી ગયેલી ચિરકાલીન વાસના-ઓની સાથે ઘનઘોર યુદ્ધ ખેલવું પડે છે. આત્મદમન અને ઇન્દ્રિય-વિજય વિના આ સંયમમાર્ગે ચાલવું અત્યંત ભયંકર છે. એટલા માટે હે પુત્ર! આ ખોટા વિચારને છોડી દે. જો તારે ત્યાગ જ કરવો છે તો મર્યાદિત ગૃહસ્થ-ધર્મનો સ્વીકાર કર. ન્યાયનીતિપૂર્વક સંસાર-વ્યવહાર ચલાવવાની પ્રતિજ્ઞા કર. આમ કરવાથી આત્મકલ્યાણ પણ થશે અને લૌકિક-ધર્મનું પણ પાલન થઇ શકશે. બેટા ! અમે તો તારી પાસેથી અનેક શુભાશાઓ રાખીને બેઠા છીએ. તું અમારા આંખની કીકી છો. અમારા જીવ-નની દોરી છો. અમે તો ઇચ્છીએ છીએ કે તું સાંસારિક સુખોનો ઉપભોગ કર અને અમારા આત્માને સુખ-શાન્તિ આપ.'

માતા-પિતાના સ્નેહ, મમતા તથા અનુનય ભરેલાં વચનો ડુંગરશી ભાઈ શાન્તચિત્તે સાંભળી રહ્યા હતા. તેમના હૃદયમાં હજી પણ મંથન થઇ રહ્યું હતું. એક બાજુ સંસારના પ્રલોભનો

પોતાની તરફ ખેંચી રહ્યા હતા અને બીજી બાજુ સંસ
પ્રત્યેનો વૈરાગ્ય-મુક્તિના માર્ગે પ્રસ્થાન કરવા માટે પ્રેરણ
આપી રહ્યો હતો. માતાની મમતા, પિતાની પ્રેમ ભાવના, ભાઇ
બંધુતા, બેનની વત્સલતા, ભાભીજની શુભ ભાવના તથા સ્ને
સગા-સંબંધીઓની સ્નેહાર્દતા સંસાર માર્ગે ખેંચી જતી હત
પરંતુ કામભોગોની નિસારતા, સંસારની સ્વાર્થવૃત્તિ, માનતા
અતી ખેંચાતાણી, જીવનની અસ્થિરતા, ધન-સંપત્તિની ચંચળત
આયુષ્યની શિથિલતા વગેરે તેને વૈરાગ્ય-સંયમના માર્ગે જવા મ
પ્રબળ પ્રેરણા કરતી હતી આ પ્રમાણે સંસાર અને વૈરાગ્ય વચ્
સંઘર્ષણ તથા દ્વંદ્વયુદ્ધ ચાલતું હતું. સાંસારિક સુખ અને વૈરાગ્
સુખ વિષે અન્તર્દષ્ટિએ વિચાર કરતાં ડુંગરશીભાઇને સ્પષ્ટ લાગ
કે સંસારીક સુખ-સામગ્રી ક્ષણિક છે આ ક્ષણિક સુખ પાછળ
અમૂલ્ય માનવજીવન વેડફી નાખવું એમાં શોભા નથી આત્મા જ્યા
અજર-અમર છે-સનાતન છે તો પછી જે દ્વારા અમર, અવ્યાબા
તથા સનાતન સુખની પ્રાપ્તિ થાય એવો મારે પ્રયત્ન કરવો જોઇએ
જે લોકો કેવળ વર્તમાનને જ જુએ છે અને ભવિષ્યને ભૂલી જાય
તેઓ ભવિષ્યમાં અનંત દુઃખને પામે છે મેં મારા ભવિષ્યનો વિચા
કર્યો છે અને ભાવિ-જીવનને સુધારવાનો સંકલ્પ કર્યો છે, હવે મા
સંકલ્પને સક્રિયરૂપ આપવું જોઇએ હવે હું ક્ષણિક સુખોનો પરિત્યાગ
કરી શાશ્વત સુખની પ્રાપ્તિ કરવા માટે સંયમસાધના કરવા ચાહું છુ

સાંસારિક સુખ-સામગ્રી વર્તમાનમાં પણ સંપૂર્ણ સુખ આપ
શકતી નથી. કારણ કે સાંસારિક સુખ ભોગ્યપદાર્થો, ઇન્દ્રિયો તથ
સંયોગોને આધીન છે. જે ભોગ્ય-પદાર્થોદ્વારા આપણે સુખને પ્રાપ્ત

કરવાની ઇચ્છા રાખીએ છીએ તે પદાર્થો જ કોઇ વાર સહસા વિનષ્ટ થઇ જાય છે અને તેનો વિયોગ થતાં તે સુખપ્રદ પદાર્થો જ દુઃખપ્રદ બની જાય છે.અને કેટલીકવાર ભોગ્યસામગ્રી ઉપસ્થિત હોવા છતાં ઇંદ્રિયો તેનો ભોગોપભોગ કરવામાં સમર્થ નીવડતી નથી. આ બધી બાબતો વિષે ઊંડો વિચાર કરી મેં આ પરાધીન વિષયસુખનો પરિત્યાગ કરવાનો સંકલ્પ કર્યો છે તે બરાબર છે.

બીજું સાધુવૃત્તિ સ્વીકાર કરવામાં અનેક દુઃખ અને સંકટો સહેવાં પડશે, એમ મને કહેવામાં આવે છે, પરંતુ સુખ કે દુઃખ એ તો મનઃકલ્પિત હોય છે. જો હું સંયમ-સાધનામાં સુખની મનોવૃત્તિ કેળવીશ તો સાધુવૃત્તિમાં હું સુખનો જ અનુભવ કરીશ. સંયમની આરાધનામાં અન્ય પ્રાણીઓને તો કષ્ટ પ્રતીત થાય છે, પરંતુ સંયમી પુરુષો તેને કષ્ટ માનતા નથી,ઊલટા તેઓ કષ્ટસહનમાં પ્રસન્નતા અનુભવે છે. આ પ્રમાણે સંયમ એ દુઃખનો આગાર નહિં પણ સુખનો સાગર છે. આથી વિપરીત સાંસારિક સુખ વિનશ્વર છે, પરિમિત છે અને અંતે દુઃખને પેદા કરનારાં છે. સકળ સંસાર જ મૃગતૃષ્ણામય છે. લોકો સંસારના જ સુખને પ્રાપ્ત કરવા માટે આકાશ-પાતાળ એક કરે છે. પાગલની માફક તેની પાછળ દોડધામ કરે છે, પરંતુ સુખનો એક અણુ પણ તે પ્રાપ્ત કરી શકતા નથી. દુઃખને સુખ માની બેસવું એ અજ્ઞાન જ છે, અને આ અજ્ઞાન જ દુઃખ પરંપરા અને સંસારવૃદ્ધિનું કારણ છે. વાસ્તવમાં સુખ સાંસારિક ભોગોપભોગોમાં રહેલું નથી. જો એમ હોય તો મહાન્ ચક્રવર્તી, બલદેવ, માંડલિક વગેરે મહાપુરુષોએ એવા સુખનો ત્યાગ કરી શા માટે સંયમનો સ્વીકાર કર્યો? ખરી રીતે સુખની સત્તા તો

પોતાના આત્મામાં રહેલી છે બાહ્ય પદાર્થો પ્રત્યે આખો બધ કરી અન્તર્મુખ થઈ જોવામાં આવે તો આત્મામા જ સુખનો સાગ ઉછળતો જોવામા આવશે. પરતુ અવિવેકશીલ મનુષ્યો બાહ્ય પદાર્થોમાં સુખની શોધ કરે છે, પરતુ જ્યારે કલ્પિત સુખને બદલે દુ પ્રાપ્ત થાય ત્યારે પશ્ચાત્તાપ કરે છે. વાસ્તવમા જ્યા સતોષ ત્યા સુખ છે જે કામનાઓને વશીભૂત થઇ સાસારિક પ્રપચોમા રચ્યોપચ્યો રહે છે તે નિશ્ચયરૂપે દુ ખના ભાગી બને છે. કામનાઓનો પરિત્યાગ કરવામાં જ સુખની પ્રાપ્તિ થાય છે એટલા માટે જ શાસ્ત્રમા પણ કહ્યુ છે કે–

आयावयाहि चय सोगमल्लं ।
कामे कमाहि कमियं खु दुक्खं ॥ द० अ० २ गा० ५

ભાવાર્થ—જો તમે સુખ ચાહો છો તો સુકુમારતાને છોડો–સહિષ્ણુ બનો અને કામનાઓનો પરિત્યાગ કરો, કારણ કે કામવાસનાના વિજયમા જ દુ ખનો વિનાશ રહેલો છે. ગુરુકૃપાથી મને સસાર-સાગરને પાર કરવાનો માર્ગ મળી ગયો છે. જ્યા સુધી મારી પાસે જ્ઞાનનો અક્ષય ખજાનો છે, તપશ્ચર્યા એ જ મારું પરમ ધન છે, ક્ષમા, આર્જવ આદિ યતિધર્મ મારો લોકોત્તર સખા છે ત્યા સુધી સસારના પ્રલોભનોથી હુ વિચલિત થઇ શકુ એમ નથી

ડુગરશીભાઇએ આ પ્રકારની વિચારણા કર્યા બાદ પોતની આખી વિચારસરણી તથા પોતાના અતરની દૃઢ ભાવના પોતાના કુટુબીજનો સમક્ષ સ્પષ્ટરૂપે જણાવી દીધી

ડુગરશીભાઇનો દૃઢ સકલ્પ સાભળી માતા પિતા સૌ કુટુમ્બીજનો અવાક્ તથા આશ્ચર્યચકિત બની ગયા.

## પ્રકરણ ૧૦ મું : જળકમળની પેઠે

जहा पोम्मं जले जायं, नोवलिप्पइ वारिणा ।
एवं अलित्तं कामेहिं, तं वयं बूम माहणं ॥
उत्त० अ० २५, गा. २७

**અર્થાત્**—જે પ્રમાણે પદ્મ-કમળ પાણીમાં જ પેદા થવા છતાં જલથી લેપાતું નથી, તેવી જ રીતે જે કામભોગો વચ્ચે રહેવા છતાં કામભોગોથી લેપાતો નથી તેને જ અમે સાચો બ્રાહ્મણ-આત્મવિદ્ ' મહાત્મા ' કહીએ છીએ.

માતા-પિતાના તથા કુટુંબીજનોના અત્યાગ્રહને માન આપી ડુંગરશીભાઈએ ભાગવતી દીક્ષા ધારણ કરવાનો પોતાનો સંકલ્પ-સંયમ માર્ગની પૂર્વ તૈયારીરૂપે-થોડા સમયને માટે સ્થગિત રાખ્યો, પરંતુ આ સંક્રાન્તિકાળને સંયમ-સાધનાની પૂર્વ તૈયારીરૂપે, સદુપયોગ કરવાનો ભગીરથ પ્રયત્નનો તેમણે પ્રારંભ કર્યો. તેમણે ખાન-પાન, મોજ-શોખ, વૈભવ-વિલાસ પ્રત્યે જે બહિર્વૃત્તિ પેદા થઈ હતી તેને અંકુશમાં લાવવાનો એક બાજુ પ્રયત્ન આદર્યો, તેમ બીજી બાજુ કામવાસના, લોલુપતા, મમત્વબુદ્ધિ આદિ અન્તર્વૃત્તિને પણ કાબુમાં લાવવાનો સક્રિય યત્ન શરૂ કર્યો.

માતા પિતા ધારતા હતા કે ડુંગરશી સંસારમાં પોતાપણો રસ લેતો થશે એટલે તેમનું કોઈ સુકન્યા સાથે લગ્ન કરી દઈશું. એટલે તેની સંસાર પ્રત્યેની વિરક્ત ભાવના સ્વતઃ ઓછી થઈ જશે અને સંસાર-વ્યવહાર બરાબર ચલાવશે; પણ માતા-પિતાની આ ધારણા ખોટી ઠરી અને તેની વૈરાગ્યવૃત્તિ વિશેષ જાગ્રત થઈ ગઈ. વાસ્તવમાં હૃદયના ઊંડાણમાં ઊગેલી વૈરાગ્યવૃત્તિ સંસારના બાહ્ય પ્રલોભનોથી દબાતી નથી; ઊલટી વિશેષ જાગ્રત અને સતેજ બનતી જાય છે.

જ્યારે અજ્ઞાની પુરુષો પોતાના અજ્ઞાનજન્ય અંધકારને રાત્રિ માની ભોગવિલાસમાં આનંદ અનુભવે છે અને ઘેર નિદ્રામાં પડ્યા રહે છે, ત્યારે સંયમી પુરુષો આત્મચેત-જાગ્રત હોય છે અને વાસનાઓથી વિરક્ત રહે છે. સંતપુરુષો એ વાતને બરાબર જાણે છે. કે-સૂતેલાઓની વચ્ચે સતેજ-જાગ્રત રહેવું જોઈએ. આશુપ્રજ્ઞ પંડિત આયુષ્યનો વિશ્વાસ કરતો નથી, કારણ કે કાળ નિર્દય છે અને શરીર ક્ષણભંગુર છે. એટલા માટે ભારુંડ પક્ષીની પેઠે અપ્રમત્તપણે જાગૃત રહેવું જોઈએ.

ડુંગરશીભાઈ પણ જાગ્રતાત્મા હતા. પુણ્યશાળી પુરુષો મોજ-શોખ અને ઇન્દ્રિયજન્ય સુખો પ્રત્યે સ્વાભાવિક અરુચિ ધરાવતા હોય છે. છતાં વડિલોની આજ્ઞાનો અનાદર કરી શકતા નથી, એટલે પોતાની ઇચ્છાને અનુકૂળ ન હોય તો પણ વડિલોની આજ્ઞાને માન આપે છે અને પોતાની મનોભાવનાને અમુક સમય પૂરતી દબાવી પણ રાખે છે.

આવું દરેક મહાપુરુષોના જીવનમાં બને છે. મેઘકુમાર અને

જંબૂકુમારના મનમાં વૈરાગ્યનો રંગ જામ્યો હતો. તે વૈરાગ્ય-રંગ તેમની રગે રગે ઊતરી ગયો હતો. કોઈ કાળે એ રંગ ઉતરી શકે તેમ ન હતો, તે છતાં માતાપિતાએ અનેક રીતે કાલાવાલા કર્યાં પણ જ્યારે તેઓ પોતાના દૃઢ નિશ્ચયથી ન જ ડગ્યા અને પોતાની અંતિમ ઇચ્છા જાહેર કરી ત્યારે તેમને ભાગવતી દીક્ષાનો અંગીકાર કરવાની આજ્ઞા અને અનુમતિ આપેલી.

માતા-પિતાના હૃદયમાં તો ખરેખર એમ જ હતું કે, કદાચ આ છેલ્લી પરીક્ષામાં પુત્ર ડગી જશે. પરંતુ—

न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः

ધીર-વીરપુરુષો પોતાના નિશ્ચિત કરેલા ન્યાયમાર્ગથી વિચલિત થતા નથી. એ વાત બીજી છે કે થોડા સમયને માટે પોતાના નિશ્ચયને સ્થગિત રાખે. માતા-પિતાની ઇચ્છાને માન આપી મેઘકુમારે એક દિવસ રાજપાટ ભોગવ્યું, જંબૂકુમારે લગ્ન કર્યું પણ છેવટે તો પોતાની હૃદયગત ઇચ્છા પ્રમાણે દીક્ષિત જ થયા. એક દિવસનું રાજ્ય ભોગવતાં કે લગ્ન કરતાં હૃદયમાં તો તેમને તે પ્રત્યે ઘૃણા જ હતી. એવી જ રીતે આપણા ચરિત્રનાયક થોડા વખતને માટે ગૃહપરિવારથી ઘેરાએલા રહ્યા પણ અલિપ્તભાવે-અનાસક્તભાવે-જળકમળની પેઠે, તેમનું હૃદય આ બધું સ્વીકારતું ન હતું. તેમના હૃદયમાં બહિર્વૃત્તિ અને અન્તર્વૃત્તિ વચ્ચે તુમુલ યુદ્ધ ચાલતું હતું.

સંસારની મધ્યમાં રહેવા છતાં તેમણે જીવનવિકાસના માર્ગે પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો અને તે માટે તેમણે બ્રહ્મચર્ય, દયા, પાપભીરુતા, સંયમ એ વિશુદ્ધિ * સાધનોનો-પોતાના સાધ્ય-મોક્ષની

* लज्जा दया संजम बंभचेरं, कल्लाणभागिस्स विसोहिठाणं दश. ९. १. १३

સિદ્ધિ અર્થે ઉપયોગ કરવા લાગ્યા આ ઉપરાંત પોતાની ઇષ્ટ સિદ્ધિ સાધવા માટે તેમણે શાસ્ત્રમા કહ્યા પ્રમાણે નીચેના નિયમો ધારણ કર્યો

**निद्दं च न बहु मन्निज्जा, सप्पहासं विवज्जए ।**
**मिहो कहाहि न रमे, सज्झायम्मि रओ सया ॥**
दश ८-४२

**અર્થાત્**—મુમુક્ષુ નિદ્રાનો શોખ ન રાખે, હાસી-મજાકની વાતોનો ત્યાગ કરે, કોઈની છાની વાતોમા રસ ન લે પરન્તુ હમેશા નિવૃત્તિના સમયે જ્ઞાન તેમ જ સયમના અભ્યાસ તેમ જ ચિંતનમા લીન રહે આ ઉપરાંત—

**न बाहिरं परिभवे, अत्ताणं न समुक्कसे ।**
**सुअलाभे न मज्जिज्जा, जच्चा तवस्सि बुद्धिए ॥** दश ८ ३०
**दुज्जए कामभोगे य, निच्चसो परिवज्जए ।**
**संकाठाणाणि सव्वाणि, वज्जेज्जा पणिहाणवं ॥** उ० १६-१४

અર્થાત્—તપસ્વી સાધકે બીજાનો તિરસ્કાર અને પોતાની આત્મપ્રશંસા ન કરવી જોઈએ તેમજ શાસ્ત્રજ્ઞાન, શક્તિ કે તપશ્ચર્યા વગેરેનો અહંકાર પણ ન કરે તેમજ દુર્જય એવા કામ ભોગને જીતીને બ્રહ્મચર્યમા ક્ષતિ થવાનો સંભવ રહે તેવા બધા શંકાના સ્થાનો પણ છોડી દે સક્ષેપમા સંસારથી વિરક્ત વ્યક્તિ એમ જ માનવા લાગે છે કે—

**सव्वं विलवियं गीयं, सव्वं नट्टं विडम्बियं ।**
**सव्वे आभरणा भारा, सव्वे कामा दुहावहा ॥** उ० १३-१६

અર્થાત્—બધાં સંગીતો તે એક પ્રકારના વિલાપ સરખાં છે, સર્વ પ્રકારનાં નૃત્યો કે નાટકો એ વિડંબનારૂપ છે, બધાં અલંકારો તો બોજારૂપ છે અને બધાં કામભોગો એકાન્ત દુઃખને જ આપનારાં છેઃ વળી—

**भोगी भमइ संसारे, अभोगी विप्पमुच्चइ ॥ उ० २५-४१**

વાસ્તવમાં ભોગી જનો જ સંસારમાં પરિભ્રમણ કરે છે અને ભોગમુક્ત સંસારથી મુક્ત થાય છે.

ડુંગરશીભાઈ સંસારસ્વરૂપને બરાબર સમજી શક્યા હતા. તેમને સંસાર ખારો ઝેર જેવો જણાતો હતો, પરંતુ માતાપિતાના આગ્રહને વશ થઈ સંસારમાં થોડો વખત રહેવું પડ્યું. સંસારમાં જેટલો સમય રહ્યા તેટલો સમય તેમણે શાસ્ત્ર-સ્વાધ્યાય તથા સંયમની સાધના કરવામાં જ ગાળ્યો. ગુરુદેવની કૃપાથી તેમણે મુક્તિનો મંત્ર શીખી લીધો હતો કેઃ-

नाणस्स सव्वस्स पगासणाए,
अन्नाणमोहस्स विवज्जणाए ।
रागस्स दोसस्स य संखएणं,
एगन्तसोक्खं समुवेइ मोक्खं ॥ उ० ३२-

तस्सेस मग्गो गुरुविद्धसेवा,
विवज्जणा बालजणस्स दूरा ।
सज्झायएगन्तनिसेवणा य
सुत्तत्थसंचिन्तणया धिई य ॥ उ० ३२-३

અર્થાત્—સર્વ પ્રકારના જ્ઞાનને નિર્મળ કરવાથી, અજ્ઞાન

અને મોહને ત્યાગવાથી તથા રાગ અને દ્વેષનો ક્ષય કરવાથી નિત્ય સુખરૂપી મોક્ષ પ્રાપ્ત થાય છે.

આ મોક્ષનો માર્ગ આ પ્રમાણે છે—

૧. સદ્‌ગુરુ અને જ્ઞાનવૃદ્ધ પુરુષોની સેવા કરવી.
૨. અજ્ઞાનીઓનો સંગ દૂરથી જ ત્યાગવો.
૩. એકાગ્ર ચિત્તથી સત્શાસ્ત્રનો અભ્યાસ કરવો.
૪. શાસ્ત્રાર્થનું ચિંતન કરવું અને—
૫. ચિત્તની સ્વસ્થતારૂપી ધૃતિ કેળવવી.

આ મોક્ષમાર્ગે વૈરાગ્ય અને ધર્મનું પાથેય લઇ પ
દુંગરશીભાઇએ પ્રયાણ કર્યું.

## ——પ્રકરણ ૧૧ મું : : : : પર્વારાધન——

આજે પર્વાધિરાજ પર્યુષણપર્વ-ધાર્મિક સમારોહનો અંતિમ દિવસ છે. વિશ્વ-શાન્તિ અને વિશ્વમૈત્રીને જીવનમાં મૂર્ત સ્વરૂપ આપવાનો આજે શુભ દિવસ છે.

આ જીવનપર્વની આરાધના કરવા માટે દીવબંદરના નર-નારીઓનાં ટોળેટોળાં ઉપાશ્રયની બાજુ જઈ રહ્યા છે. આજે સંવત્સરી હોવાથી જીવનશુદ્ધિ કરવા માટે અનેક ભવ્યજીવો-એકાસન,[1] ઉપવાસ,[2] પૌષધ[3], આયંબિલ[4], આદિ વ્રત-પ્રત્યાખ્યાન અંગીકાર કરી ધર્માચરણ કરવા એકત્રિત થયા છે. પૂજ્યશ્રી રત્નસિંહજી

૧. એકાશન-દિવસમાં એક વખત જમવું. એકાશન-એક આસને બેસી એકવાર જમવું.

૨. ઉપવાસ-આહારનો ત્યાગ કરી આત્મ-સાધનામાં તલ્લીન રહેવું.

૩. પૌષધ-આત્મિકગુણોને પુષ્ટ કરવા માટે ચારે આહારનો ત્યાગ કરી, આત્મ-સાધનામાં રહી આખો દિવસ-રાત ધાર્મિક જીવન વ્યતીત કરવું.

૪. આયંબિલ-વિકૃતિને પોષે એવાં ઘી-દૂધ આદિ છ કામોદ્દીપક પદાર્થોનો ત્યાગ કરવો. અને નીરસ ભોજન એક વાર કરી ધાર્મિક જીવન વ્યતીત કરવું.

આ પર્વઆરાધનમાં, બાલ-અશક્ત-વૃદ્ધ કે રોગી હોય છે તે, ઉપવાસ-પૌષધ કરી શકતા ન હોવાથી એકાશન કે આયંબિલ પણ કરે છે.

મહારાજશ્રી ભવતારિણી ભગવદ્વાણીનું અમૃતપાન જનતાને કરાવી રહ્યા છે અને ત્યાગ-વૈરાગ્ય-જ્ઞાન-દર્શન-ચારિત્ર આદિની ઊંડી છાપ પાડી રહ્યા છે. પૂજ્યશ્રીની વાણીમાં અજબ પ્રભાવ હતો તેમની પ્રભાવોત્પાદક વ્યાખ્યાનવાણીમાં ખાસ કરીને અહિંસા-સત્યાદિ સદ્ગુણો જીવનમાં કેવી રીતે પ્રગટી શકે અને તે દ્વારા જીવનની શુદ્ધિ અને સિદ્ધિ કેવી રીતે થાય તે યુક્તિ-પ્રયુક્તિ, તર્ક-વિતર્ક, ન્યાય-નીતિ તથા દાખલા-દલીલ તેમજ અનેક પ્રકારનાં હેતુઓ દ્વારા જૈન-જૈનેતર જનતાને સરળતાપૂર્વક સમજાવતા અને ભવ્યજીવોના આત્માને ભાવિત કરતા કલ્યાણ-માર્ગે લઇ જતા.

આ પ્રમાણે પૂજ્યશ્રીની પ્રભાવોત્પાદક તથા જૈનધર્મના સ્યાદ્વાદ, કર્મવાદ, અહિંસાવાદ, આત્મવાદ, સંઘરચના આદિ મૌલિક, સિદ્ધાન્તોને સચોટરૂપે માનવ-સમુદાયના અંતરમાં ઉતારી દેવાની અસરકારક રીતે વ્યાખ્યાન દેવાની અપૂર્વ શૈલીથી આકર્ષાઇને જૈન-જૈનેતર જનતાની સંખ્યા દિનપ્રતિદિન વધતી પામી હતી, પરંતુ આજે તો પર્યુષણપર્વ જેવો મહાન્ ધાર્મિક પર્વ હોવાથી શ્રોતાઓની સંખ્યા બહુ જ મોટા પ્રમાણમાં એકત્રિત થઇ હતી આજે સંઘમાં અપૂર્વ ધર્મભાવના તરવરતી જોવામાં આવતી હતી આત્મ કલ્યાણ સાધવાની ભાવના દરેક શ્રોતાઓના મુખમંડળ ઉપર સ્પષ્ટ દેખાઇ આવતી હતી વરસાદ વરસવાથી પૃથ્વી જેમ ભીની થઇ જાય છે અને બીજારોપણ કરવાને યોગ્ય બને છે તેમ પૂજ્યશ્રીની ધારાવાહિક વ્યાખ્યાનવર્ષાથી શ્રોતાઓના હૃદય દ્રવિત થઇ ગયા હતા. પૂજ્યશ્રીને લાગ્યું કે ચાતુર્માસ* અંગેના વ્યાખ્યાન-વરસાદથી

* ચાતુર્માસના દિવસોમાં પૂજ્યશ્રી પ્રતિદિન પ્રાતઃકાળમાં વ્યાખ્યાન તથા મધ્યાહ્ને ઢાલો તથા ધર્મકથાઓ ફરમાવતા હતા

દયાર્દ્ર બનેલી હૃદય-ભૂમિમાં હવે જો ધર્મનું બીજારોપણ કરવામાં આવે તો અનેક ભવ્યાત્માઓનું કલ્યાણ થઈ શકે એમ છે. પૂજ્યશ્રી યથાસમયે યથાસ્થાને આવી બિરાજ્યા અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ તથા ભાવ જોઈ નીચે પ્રમાણેનું સારગર્ભિત વ્યાખ્યાન ફરમાવ્યું:

" ભવ્ય જીવો ! આજે જીવનની શુદ્ધિ અને સિદ્ધિ સાધવાનો ખાસ દિવસ છે. આટલા વખત સુધી બહિર્જગત ઉપર તમે બહિર્દૃષ્ટિ રાખી છે અને બાહ્ય જગતના ચેન-ચાળામાં, વૈભવ-વિલાસમાં સુખ માન્યું છે. પરંતુ વાસ્તવમાં એ સુખ નથી પણ સુખાભાસ છે. આ વિષે શાસ્ત્રકારો પોતાનો મત સ્પષ્ટરૂપે જણાવે છે કે:

जे गिद्धे काम-भोएसु, एगे कूडाय गच्छइ ।
न मे दिट्ठे परे लोए, चक्खुदिट्ठा इमा रई ॥
हत्थागया इमे कामा, कालिया जे अणागया ।
को जाणइ परे लोए, अत्थि वा नत्थि वा पुणो ॥
जणेण सद्धिं होक्खामि, इइ बाले पगब्भई ।
कामभोगाणुराएणं, केसं संपडिवज्जई ॥
तओ से दण्डं समारभई, तसेसु थावरेसु य ।
अट्ठाए य अणट्ठाए, भूयगामं विहिंसई ॥
हिंसे बाले मुसावाई, माइल्ले पिसुणे सढे ।
भुंजमाणे सुरं मंसं, सेयमेयं ति मन्नई ॥
कायसा वयसा मत्ते, वित्ते गिद्धे य इत्थिसु ।
दुहओ मलं संचिणइ, सिसुणागुव्व मट्टियं ॥
तओ पुट्ठो आयंकेणं, गिलाणो परितप्पई ।
पभीओ परलोगस्स, कम्माणुप्पेहि अप्पणो ॥

—उत्तरा० अ० ५-५-११

ભાવાર્થ—ભોગાસક્ત મનુષ્યો પ્રત્યક્ષ દેખાતા સાંસારિક સુખોમાં જ પોતાનું જીવન વ્યતીત કરે છે. તેઓ એમ માને છે કે 'આ સાંસારિક કામભોગો તો પ્રત્યક્ષ છે પણ પરલોક કોણે દેખ્યો છે! માટે બધા ચાલે છે તેમ ચાલવું જ ઠીક છે' આવો નિશ્ચય કરી તે ભોગાસક્ત પુરુષો પછી પોતાના ભોગો ખાતર ગમે તેવા અકર્મો આચરે છે તથા સ્થાવર—જંગમ અનેક પ્રાણીઓની હિંસા કરે છે. પોતાના સુખ ખાતર કોઈ પણ પાપકર્મ કરતા તેઓ અચકાતા નથી. તેઓ ગમે તેવું અસત્ય બોલે છે, ગમે તેવા કૂડ-કપટ સેવે છે તથા ગમે તેવી નિંદા કરે છે. સુરા અને માંસનું અહર્નિશ સેવન કરનારા તે શઠ પુરુષો અનેક કુકર્મોથી પ્રાપ્ત કરેલા કામભોગોને જ શ્રેયરૂપ માને છે તથા મન, વચન અને કાયાથી કામિની-કાંચનમાં મૂર્છિત રહે છે આમ તે સાંસારિક સુખોમાં જ રચ્યા-પચ્યા રહેનારા મનુષ્યો આંતર તેમજ બાહ્ય બન્ને પ્રકારની કર્મ-મલિનતા એકઠી કરે છે

આ પ્રમાણે અપર્યાપ્ત કામભોગો તથા સાંસારિક સુખો ભોગવતાં ભોગવતાં અંતે જ્યારે તેમનું શરીર રોગો અને વૃદ્ધાવસ્થાથી ઘેરાઈ જાય છે ત્યારે તેમને મૃત્યુનો તથા ત્યારપછી પ્રાપ્ત થનારી પોતાની કારમી સ્થિતિનો ભય લાગવા માંડે છે અને અતિ સંતાપ પામે છે.

એટલા માટે શાસ્ત્રકારો સાચા સુખનો માર્ગ બતાવતા કહે છે કે—

पुरिसा ! अत्ताणमेव अभिणिगिज्झ एवं दुक्खा पमुच्चसि ।
पुरिसा ! सच्चमेव समभिजाणाहि, सच्चस्स आणाए से
उवट्ठिए मेहावी मारं तरइ, सहिओ धम्ममायाय सेयं
समणुपस्सइ ॥

શ્રી આચારાંગ સૂત્ર ૩ શીતો૦, ૩ उद्देश०, सू०, ११९

અર્થાત્—હે પુરુષ ! તું તારા જ આત્માને નિગ્રહમાં રાખ. તે રીતે વર્તવાથી તું સર્વ દુઃખોથી મુક્ત થઈ શકીશ.

હે પુરુષ ! તું સત્યને જ ઓળખ. સત્યની આરાધના કર. સત્ય વસ્તુની પ્રાપ્તિ કરવામાં જ પ્રયત્નશીલ રહે. સ્વહિતમાં તત્પર રહે અને સત્ય ધર્મનું જ અનુસરણ કર. આ પ્રમાણે સત્ય ધર્મનું પાલન કરતો મેધાવી પુરુષ જ મૃત્યુને તરે છે અને શ્રેયનું દર્શન કરે છે.

ભવ્ય જીવો ! તમારા પોતાના આત્મામાં અનંત—અક્ષય સુખ ભંડાર રહેલો છે. એ સત્ય—સુખની તમે શોધ કરો. શાસ્ત્રના શબ્દોમાં કહું તોઃ—

सच्चम्मि धिइं कुव्वहा । पत्थोवरए मेहावी सव्वं पावं कम्मं
झोसइ आचा. ३–२–११३

અર્થાત્—સત્યમાં જ ધૃતિ રાખો. સત્ય વસ્તુને પ્રાપ્ત કરનાર મેધાવી મનુષ્ય બધાં પાપકર્મોનો ક્ષય કરી નાંખે છે અને અંતે સાચા સુખને પામે છે.

આજે સત્યની શોધ કરવાનો અપૂર્વ પ્રસંગ સાંપડ્યો છે માટે આજે સૌ કોઈ અન્તર્દૃષ્ટિ કરી આત્મદોષોનું નિરીક્ષણ તથા નિરાકરણ કરો; કારણ કે અન્તર્દૃષ્ટિને ખોલ્યા વિના પદાર્થોનું વાસ્તવિક સ્વરૂપ સમજી શકાતું નથી. આત્મા પોતે સ્વભાવથી સિદ્ધ, શુદ્ધ તથા અનંત ગુણોથી સમૃદ્ધ હોવા છતાં એકમાત્ર અજ્ઞાનને કારણે ભિન્નભિન્ન જીવયોનિઓમાં ભ્રમણ કરે છે અને વિવિધ વેદનાઓને સહે છે. જીવાત્મા અજ્ઞાનને વશીભૂત થઈ પોતાની અનંત શક્તિ-

ઓને ભૂલી ગયો છે અને બહિરાત્મા બની ગયો છે બહિરાત્મા બાહ્યજગતના ભોગોપભોગોમા જ સુખની કલ્પના કરે છે. આજે આ કારણે જ ઇન્દ્રિયોનો સ્વામી પદભ્રષ્ટ બની ઇન્દ્રિયોનો દાસ બની ગયો છે

એટલા માટે હે ભવ્ય જીવો ! સમજો ! સમજો ! તમારા વાસ્તવિક સ્વરૂપને સમજો ! ! ! સંબોધિ પ્રાપ્ત થવી પણ મુશ્કેલ છે. તમે માનવ છો–વિવેકશક્તિના ધારક છો–તો આત્મસ્વરૂપ સમજવા માટે અન્તર્દષ્ટિ કરો. જુઓ, તમારો અંતરાત્મા કેટલો બધો ઉજ્જ્વળ, પ્રકાશમય અને અદ્ભુત શક્તિઓનો ધારક છે ! જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપનો અસીમ સાગર તમારા અન્તરાત્મામા તરંગિત થઇ રહ્યો છે. ખરેખર ! તમારો આત્મા અપૂર્વ જ્યોતિર્મય છે. ચિત્ ચમત્કારમય છે અને અનંત, અસીમ તથા અવ્યાબાધ સુખના સ્વામી છે. તમે બહિર્દષ્ટિ બની જવાને કારણે તમારી અન્તર્દષ્ટિ દૂષિત થઈ ગઈ છે અને તે કારણે જ સાસારિક પદાર્થો સુખપ્રદ પ્રતીત થાય છે, પરંતુ વાસ્તવમા તે પદાર્થો દુઃખમય છે, આત્માને ભવ–ભ્રમણ કરાવનારાં છે

ખરી રીતે તો વિષયો વિષરૂપ છે,[1] બંધુ–બાંધવો બંધનરૂપ[2] છે, સંપત્તિ વિપત્તિરૂપ[3] છે અને ભોગોપભોગ રોગ[4]મય છે. જ્યારે

---

૧. सल्लं कामा विसं कामा, कामा आसीविसोवमा । उ० ९-५३

૨. न तस्स दुक्खं विभयन्ति नाइओ, न मित्तवग्गा न सुया न बंधवा ।
उ० १३-२३

૩. वित्तेण ताणं न लभे पमत्ते, इमम्मि लोए अदुवा परत्था । उ० ४-५

૪. खाणी अणत्थाण उ कामभोगा । उ० १४-१३

તમારી અન્તર્દૃષ્ટિ ખુલશે ત્યારે જ સ્વ-પર અર્થાત્ આત્મા અને સાંસારિક પદાર્થોનું ભેદજ્ઞાન પ્રગટ થશે. વિવેકજ્ઞાનને પેદા કરવા માટે સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શનની આરાધના કરો. અજ્ઞાન, આત્માના ભયંકર શત્રુ છે. આ અજ્ઞાન-શત્રુનું ઉન્મૂલન કરો. જ્ઞાનને પ્રાપ્ત કરવાથી જ્ઞાનાવરણીય કર્મના ક્ષય-ક્ષયોપશમ થશે. સંપૂર્ણ કર્મક્ષય[1] થવાથી કેવલજ્ઞાનની પ્રાપ્તિ થશે. આજ આત્માની સર્વોત્કૃષ્ટ સંપત્તિ છે—આ જ આત્માનું સ્વરૂપ છે.

આત્માને કર્મબંધનોમાંથી મુક્ત કરવા માટે શ્રમણ ભગવાન મહાવીરે જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ એ ચાર ઉપાયો બતાવ્યાં છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।
एस मग्गो त्ति पण्णत्तो, जिणेहिं वरदंसिहि ॥ उ०-२८-२
नाणं च दंसण चेव, चरित्तं च तवो तहा ।
एयं मग्गमणुप्पत्ता जीवा गच्छन्ति सोग्गई ॥ उ०२८-३

અર્થાત્-વસ્તુસ્વરૂપને જાણનારા જિન ભગવાનોએ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપને મોક્ષમાર્ગ કહ્યો છે. આ માર્ગને અનુસરીને ઘણાય જીવો સુદ્દગતિને પામ્યા છે.

**સમ્યગ્જ્ઞાનઃ** શાસ્ત્રકારોએ સમ્યગ્જ્ઞાનનો મહિમા ખૂબ જ ગાયો છે. સમ્યગ્જ્ઞાન એ તો આત્માનો ન ઓલવાય એવો દીપક છે.

१. कृत्स्नकर्मक्षयो मोक्षः । औपशमिकादिभव्यत्वाभावाच्चान्यत्रकेवलसम्य-क्त्व ज्ञानदर्शनसिद्धत्वेभ्यः ।

—શ્રી તત્ત્વાર્થસૂત્ર અ० ૧૦, સૂત્ર ૩-૪

આ જ્ઞાનદીપક દ્વારા જ વસ્તુ-તત્ત્વોનું યથાર્થ ભાન પેદા થાય છે. જ્ઞાનની વ્યાખ્યા કરતાં શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે:-

एय पचविह नाणं, दव्वाण य गुणाण य ।
पज्जवाणं च सव्वेसिं, नाणं नाणीहिं देसियं ॥उ०२८-५

અર્થાત્—જ્ઞાન એટલે જીવ વગેરે દ્રવ્યોની યથાર્થ સમજ જ્ઞાની પુરુષોએ સર્વે દ્રવ્યો, તેમના સર્વે ગુણો અને તેમના સર્વે પર્યાયોનું યથાર્થજ્ઞાન ઉપદેશ્યું છે આ જ્ઞાન પાંચ પ્રકારનું છે.

જ્ઞાનની મહત્તા બતાવતાં શાસ્ત્રકારોએ ફરમાવ્યું છે કે —

पढमं नाणं तओ दया एवं चिट्ठइ सव्वसजए ।
अन्नाणी किं काही, किंवा नाही य सेय पावगं ॥दश०४-१०
सोच्चा जाणइ कल्लाणं, सोच्चा जाणइ पावगं ।
उभयंऽपि जाणइ सोच्चा, जं सेयं तं समायरे ॥दश०४-११

અર્થાત્—પ્રથમ જ્ઞાન અને પછી દયા-એ સંયમી પુરુષની સ્થિતિ છે. જે અજ્ઞાની છે તે શું આચરે, તથા હિત-અહિત કેમ કરીને જાણે? જ્ઞાની પાસેથી સાંભળીને જ 'કલ્યાણ' શું છે તથા 'પાપ' શું છે તે જાણી શકાય છે તે બંનેને જ્ઞાની પાસેથી જાણીને, જે કલ્યાણકારી-શ્રેયસ્કર હોય તે આચરવું જોઈએ.

જ્ઞાન વિના આત્મકલ્યાણ થઈ શકતું નથી ગીતામાં પણ કહ્યું છે કે:-

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥

અર્થાત્—જ્ઞાન જેવી પવિત્ર અને કલ્યાણકર વસ્તુ સંસારમાં બીજી કોઈ નથી. ખરેખર જ્ઞાન એ અમૃત છે. આવા કલ્યાણકર

જ્ઞાનની આરાધના કરવાથી જીવાત્માને શો લાભ થાય છે? એવો એક પ્રશ્ન મહાજ્ઞાની ગૌતમસ્વામીએ મહાવીર ભગવાનને પૂછેલો. જેના જવાબમાં જિન ભગવાને ફરમાવ્યું છે કેઃ—

नाणसंपन्नयाए जीवे सव्वभावाहिगमं जणयइ ।
नाणसंपन्नेणं जीवे चाउरन्ते संसारकन्तारे न विणस्सइ ॥
जहा सूई ससुत्ता पडिया वि न विणस्सइ ।
तहा जीवे ससुत्ते संसारे वि न विणस्सइ ॥
नाण-विणय-तव-चरित्त-जोगे संपाउणइ स-समय-
परसमयविसारए य असंघायणिज्जे भवइ ॥ उत्त० २९-५९

અર્થાત્—જ્ઞાનની સંપન્નતાથી-જ્ઞાનારાધનાથી-શાસ્ત્રજ્ઞાનમાં વિશારદતા પ્રાપ્ત કરવાથી જીવને જીવ-અજીવ વિગેરે તત્ત્વોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. પછી તે જ્ઞાનશીલ જીવાત્મા દોરાવાળી સોયની પેઠે સંસારરૂપી અરણ્યમાં ખોવાઇ જતો નથી, પરંતુ જ્ઞાન, વિનય, તપ અને ચારિત્રને સારી રીતે પ્રાપ્ત કરી તથા સ્વસિદ્ધાન્ત અને પર-સિદ્ધાન્તમાં કુશળ બની અજેય બને છે.

## સમ્યગ્દર્શન

જ્ઞાનદ્વારા અંતઃકરણ શુદ્ધ થતાં તથા તાત્ત્વિક પક્ષપાતની બાધક રાગદ્વેષની તીવ્રતા મટી જતાં, આત્મામાં સત્યને માટે જાગરૂકતા આવવી એને સમ્યક્ત્વ કે સમ્યગ્દર્શન પણ કહેવામાં આવે છે. આ સમ્યગ્દર્શન પેદા થવાથી જ્ઞેયમાત્રને તાત્ત્વિક રૂપમાં જાણવાની, હેયને છોડી દેવાની અને ઉપાદેયને ગ્રહણ કરવાની રુચિ

ઉત્પન્ન થાય છે અને એ રુચિના બળથી ધર્મતત્ત્વમાં નિષ્ઠા પ્રાપ્ત થાય છે. શાસ્ત્રકારોએ સમ્યક્ત્વ અથવા સમ્યગ્દર્શનની વ્યાખ્યા કરતાં સૂત્રમાં ફરમાવ્યું છે કે:

जीवाऽजीवा य बन्धो य, पुण्णं पावाऽसवो तहा।
संवरो निज्जरा मोक्खो, सन्तेए तहिया नव ॥ उ०२८-१४

तहियाण तु भावाण, सब्भावे उवएसणं ।
भावेणं सद्दहन्तस्स, सम्मत्तं तं वियाहियं ॥ उ०२८-१५

निसग्गुवएसरुई, आणारुई सुत्त-बीयरुईमेव ।
अभिगम-वित्थाररुई, किरिया-संखेव धम्मरुई ॥ उ०२८-१६

અર્થાત્—જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ—આ નવ તથ્યો–તત્ત્વોના અસ્તિત્વમાં ભારપૂર્વક શ્રદ્ધા અથવા રુચિ રાખવી તેનું નામ સમ્યક્ત્વ અથવા સમ્યગ્દર્શન છે.

આ સમ્યગ્દર્શન નીચેનાં દશ કારણોથી ઉત્પન્ન થાય છે—

૧. નિસર્ગરુચિ, ૨ ઉપદેશરુચિ, ૩ આજ્ઞારુચિ, ૪ સૂત્રરુચિ, ૫. બીજરુચિ ૬. અભિગમરુચિ, ૭. વિસ્તારરુચિ, ૮. ક્રિયારુચિ, ૯. સંક્ષેપરુચિ અને ૧૦ ધર્મરુચિ *

સમ્યગ્દર્શનનાં લક્ષણ સૂત્રકારોએ નીચે પ્રમાણે બતાવ્યાં છે:

परमत्थसंथवो वा सुदिट्ठपरमत्थसेवण वावि ।
वावन्नकुदंसणवज्जणा य सम्मत्तसद्दहणा ॥ उत्त० २८-२८

* વિસ્તૃત વિવેચન માટે જુઓ ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૨૮ મું, ગાથા ૧૬ થી ૨૭ સુધી.

અર્થાત્-જીવાદિ તત્ત્વોનો અભ્યાસ કરવો, તત્ત્વજ્ઞ પુરુષોની સેવા કરવી તથા માર્ગભ્રષ્ટ કે કુમાર્ગીઓનો પરિત્યાગ કરવો-એ સમ્યક્ત્વ કે સમ્યગ્દર્શનનાં લક્ષણ છે.

સમ્યગ્દર્શનની મહત્તા બતાવતાં શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કેઃ—

नत्थि चरित्तं सम्मत्तविहूणं, दंसणे उ भइयव्वं ।
सम्मत्तचरित्ताइं, जुगवं पुव्वं च सम्मत्तं ॥
नादंसणिस्स नाणं, नाणेण विणा न हुन्ति चरणगुणा ।
अगुणिस्स नत्थि मोक्खो, नत्थि अमोक्खस्स निव्वाणं ॥

—उत्त० २८-२९-३०

અર્થાત્-સાચી શ્રદ્ધા વિના ચારિત્ર સંભવી શકતું નથી અને શ્રદ્ધા ઉત્પન્ન થઇ એટલે ચારિત્ર આવે જ. જ્યાં સમ્યક્ શ્રદ્ધા અને ચારિત્ર એક સાથે ઉત્પન્ન થયેલાં દેખાય છે ત્યાં પણ પ્રથમ શ્રદ્ધા જ ઉત્પન્ન થઈ હોય છે. જેને શ્રદ્ધા નથી તેને જ્ઞાન નથી અને જ્ઞાન વિના ચારિત્રગુણ ક્યાંથી હોય ? અને જે ચારિત્રગુણથી રહિત હોય તેને મોક્ષ નથી અને જે મુક્ત નથી તેને નિર્વાણ કે સાચી શાન્તિ નથી.

સમ્યક્ત્વગુણને પ્રકટ કરનારા આ આઠ આચાર છેઃ-

निस्संकिय-निक्कंखिय-निव्वितिगिच्छा अमूढदिट्ठी य ।
उववूह-थिरीकरणे, वच्छल्ल-पभावणे अट्ठ ॥ उत्त० अ. २८-३१

અર્થાત્-સાચી શ્રદ્ધાવાળાના આ આઠ આચારો છેઃ-

१. નિ:શંકા–પોતાના સિદ્ધાન્તોમાં શંકારહિતપણું.

२. નિ:કાંક્ષા–અન્ય સિદ્ધાન્તોમાં કાંક્ષા–ઇચ્છારહિતપણું

૩. નિર્વિચિકિત્સા–પોતાની સાધનાના ફળમાં સંદેહ ન રાખવો.

४. અમૂઢદૃષ્ટિ–બીજા તીર્થિકોની ઋદ્ધિ જોવા છતાં પોતાના મનમાં સ્થિરતા રાખવી

આ ચાર આંતરિક ગુણો છે.

૫ ઉપબૃંહણ–ગુણવાનની પ્રશંસા કરવી

૬ સ્થિરીકરણ–શિથિલ થતા સ્વધર્મીઓને ધર્મમાં સ્થિર કરવા

७. વાત્સલ્ય–સહધર્મી વાત્સલ્યભાવ રાખવો

८. પ્રભાવના–ધર્મની પ્રભાવના કરવી

સમ્યક્ત્વના આ ચાર બાહ્ય ગુણો છે

શાસ્ત્રકારોએ સમ્યગ્દર્શન જેમણે પ્રાપ્ત કરી લીધું છે તેમને માટે કહ્યું છે કે—સમ્મત્તદંસી ન કરેઇ પાવં (આચારાંગ) અર્થાત્ સમ્યક્ત્વદર્શી પુરુષ પાપાચરણ કરતો નથી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ કે આરાધના કરવાથી જીવાત્માને શો લાભ પ્રાપ્ત થાય છે એ પ્રશ્નના ઉત્તરમાં મહાવીર ભગવાને ફરમાવ્યું છે કે —

दसणसपन्नयाए जीवे भवमिच्छत्तछेयणं करेइ, परं न विज्झायइ। परं अविज्झायमाणे अणुत्तरेणं नाणदंसणेणं अप्पाणं संजोएमाणे सम्मं भावेमाणे विहरइ॥ उत्त० अ० २९-६०

અર્થાત્–તત્ત્વાર્થમાં સમ્યક્ શ્રદ્ધા રાખવાથી જીવાત્મા ભવ-સંસારના હેતુરૂપ મિથ્યાત્વનું છેદન કરે છે અને સત્યના પ્રકાશનું

નિવારણ ન કરી, ઉત્તમ જ્ઞાન, દર્શન અને ચારિત્ર જોડે આત્માને યોજે છે તથા આત્માને ભલે પ્રકારે આત્માવડે ભાવિત કરતો વિહરે છે.

## સમ્યક્ચારિત્ર :

**ज्ञानस्य फलं विरतिः ।**

**અર્થાત્–જ્ઞાનનું ફળ ચારિત્ર છે.**

આત્મિક શુદ્ધ દશામાં સ્થિર થવાનો પ્રયત્ન કરવો અથવા સર્વ સપાપ પ્રવૃત્તિઓનો પરિત્યાગ કરવો તેનું નામ ચારિત્ર છે. ચારિત્રધર્મ એટલે આચારધર્મ. વ્યક્તિના ત્યાગી અને ગૃહસ્થ એ બે વર્ગભેદની અપેક્ષાએ આચારધર્મમાં પણ બે ભેદ છે. અમુક વ્યક્તિઓ આચારધર્મનું સંપૂર્ણ પાલન કરે છે અને અમુક આંશિક પાલન કરે છે. જેઓ આચારધર્મનું સંપૂર્ણતઃ પાલન કરે છે તેમને અનગાર કે ત્યાગી કહેવાય છે અને જેઓ આચારધર્મનું આંશિક પાલન કરે છે તેમને આગારી કે ગૃહસ્થ કહેવાય છે.

સૂત્રકારોએ ચારિત્રધર્મને મુખ્ય બે ભાગમાં વિભક્ત કર્યો છે.

**चरित्तधम्मे दुविहे पं० तं०–अणगारचरित्तधम्मे आगारचरित्तधम्मे य ।**　—શ્રી સ્થાનાંગસૂત્ર

**અર્થાત્**—અનગાર–ત્યાગીનો આચારધર્મ અને ગૃહસ્થનો આચારધર્મ એમ ચારિત્રધર્મ બે પ્રકારનો છે. ×અનગાર ધર્મમાં પાંચ મહાવ્રતો અને છઠ્ઠું રાત્રિભોજનવિરમણ વ્રત આદિ આવે છે. ઉપરાંત–

× મહાવ્રતો અને રાત્રિભોજનવિરમણ વ્રત વિગેરેની સમજ આગળ પર દર્શાવવામાં આવશે.

સૂત્રકારોએ સક્ષેપમા દશવિધ ત્યાગીધર્મ આ પ્રમાણે નુ બતાવેલ છે —

दसविहे समणधम्मे प० तंजहा—

१ खंती, २. मुत्ति, ३ अज्जवे, ४ मद्दवे, ५ लाघवे, सच्चे, ७ संजमे ८ तवे ९ चियाए १० बंभचेरवासे।

—સ્થાનાગસૂત્ર દશમસ્થાન

અર્થાત્—શ્રમણધર્મ-ત્યાગીધર્મ દશ પ્રકારનો છે —

૧ ક્ષમા–કોઇ કટુ વચન–અપ્રિય વચન કહે તો પણ ક્ષમાભાવ ખવો–ક્રોધિત ન થવુ

૨ મુક્તિ–બાહ્યાભ્ય તર બધનોથી મુક્ત થવુ (નિર્લોભતા)

૩ આર્જવ–મન વચન અને કાયાની કુટીલતા છોડી જુતા–સરળતા ધારણ કરવી

૪ મૃદુતા–અહ વૃત્તિથી દૂર ડી નમ્રતા–મૃદુતા ધારણ કરવી

૫ લઘુતા–આતરિક તથા બાહ્ય ક્રોધ માન, માયા તથ ભનો આત્યતિક ત્યાગ કરી લઘુતા ધારણ કરવી–ખોટી મોગા કરવી

૬ સત્ય–મન, વચન અને કાયાથી સત્ય વ્યવહાર કરવો

૭. સયમ–૧૭ પ્રકારનો સયમ ધારણ કરવો.

૮ તપ–ઉપવાસ આદિ બાહ્ય તપશ્ચર્યા અને પ્રાયશ્ચિત્ત આદિ ભ્યતર તપશ્ચર્યા કરવી

૯ ત્યાગ–સામવૃત્તિ ધારણ કરવી

૧૦ બ્રહ્મચર્ય–નવવાડપૂર્વક બ્રહ્મચર્યનુ પૂર્ણ પાલન કરવુ

આ દશવિધ સાધુ–ધર્મને હિન્દુ, બૌદ્ધ આદિ *અન્યધર્માવલં-બીઓએ પણ વધતા ઓછા પ્રમાણમાં ઉદારતાપૂર્વક સ્વીકાર્યો છે.

## ગૃહસ્થધર્મ :

સાધુવર્ગ ચારિત્રધર્મનું સર્વાંશે પાલન કરે છે પરંતુ તે રિત્રમાં પ્રીતિ હોવા છતાં નબળાઇને કારણે તેને સર્વાંશે આચરી શકતા ગૃહસ્થો તેને અલ્પ અંશે પણ આચરી શકે છે અને કલ્યાણ-ાગી થઈ શકે છે.

ગૃહસ્થે આત્માના હિતાર્થે સદ્દેવ, સદ્ગુરુ અને સદ્ધર્મનું ાસેવન અવસ્ય કરવું જોઇએ. કારણ કે ગૃહસ્થો માટે સાચા ા, સાચા ગુરુ અને સદ્ધર્મ એ જ શાન્તિનું સ્થાન છે. સાંસા-ેક દુઃખ નિવારણનું એ એક માત્ર પરમ ઔષધ છે. સદ્ગૃહસ્થ ાત વ્યસનોનો તો અવશ્ય ત્યાગી હોય જ. કારણ કે વ્યસની ાનુષ્ય માર્ગાનુસારીનાં સામાન્ય નૈતિક ગુણોનું પણ પાલન કરી ાકતો નથી તો પછી ગૃહસ્થના વિશેષ ધર્મનું પાલન કેવી રીતે ારી શકે? કહેવાનો આશય એ છે કે સદ્ગૃહસ્થની દિનચર્યા જ એવા પ્રકારની હોય કે જે દ્વારા ધર્મપાલનમાં દ્દઢતા જ આવતી જાય અને સ્વપરનું કલ્યાણ કરવાની ભાવના વધતી જાય.

ધર્મમાર્ગનું અનુસરણ કરવા ઇચ્છનારા ગૃહસ્થે નીચેનાં વ્રતો અવશ્ય ધારણ કરવાં જોઇએ. તે વ્રતો આ પ્રમાણે છેઃ—પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો. પરંતુ તે બધાં

---

* धृतिक्षमादमोऽस्तेयं, शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्यासत्यमक्रोधो, दशकं धर्मलक्षणम् ॥ —મહાભારત

વ્રતો 'સમ્યક્ત્વ'યુક્ત ગૃહસ્થને જ ફળદાયક થાય છે, અન્યને નહિ. એટલા માટે સૌથી પ્રથમ ગૃહસ્થ સાધકે સમ્યક્ત્વ-સાચા દેવમાં દેવબુદ્ધિ, સાચા ગુરુમાં ગુરુબુદ્ધિ અને સાચા ધર્મમાં શુદ્ધ ધર્મબુદ્ધિ ધારણ કરવી તે—ને પ્રાપ્ત કરવુ જોઇએ.

આ પ્રમાણે દૃઢ સમ્યક્ત્વયુક્ત ગૃહસ્થે પાચ અણુવ્રત વગેરે વ્રતો ધારણ કરવા અણુવ્રત* એટલે નાનાં—ગૃહસ્થ માટેના-વ્રત. સ્થૂલ હિંસા, સ્થૂલ અસત્ય, સ્થૂલ ચૌર્ય, સ્થૂલ અબ્રહ્મચર્ય અને સ્થૂલ પરિગ્રહમાથી નિવૃત્ત થવુ તે અણુવ્રત કહેવાય છે. પાચ અણુવ્રત બાદ ત્રણ ગુણવ્રત ધારણ કરવાના હોય છે ગુણવ્રત એટલે ગૃહસ્થના અણુવ્રતોને ગુણકારક-ઉપયોગી એવા વ્રત. દિગ્વિરતિવ્રત, ભોગોપભોગ-પરિમાણ વ્રત અને અનર્થદંડવિરમણ વ્રત ભોગોપભોગ પરિમાણ વ્રતમા ખાનપાન આદિ પદાર્થોની મર્યાદા કરવામાં આવે છે અનર્થદંડવિરમણ વ્રતમા નિષ્પ્રયોજન પ્રવૃત્તિ, દુર્ધ્યાન, પાપોપદેશ, હિંસોપકારી દાન વગેરેનો પરિત્યાગ કરવામા અ વે છે ત્યારબાદ ચાર શિક્ષાવ્રતો—સામાયિકવ્રત, દેશાવકાશિકવ્રત, પૌષધવ્રત અને અતિથિસંવિભાગવ્રત—ને ગૃહસ્થ-શ્રાવક સ્વીકારે છે આ ચાર શિક્ષાવ્રતો ગૃહસ્થને માટે સાધુ-ધર્મની શિક્ષારૂપ છે સામાયિકવ્રતમા આર્ત્ત અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરી તેમજ કાયિક તથા વાચિક પાપકર્મોનો ત્યાગ કરી, મુહૂર્ત પર્યંત સમતા ધારણ કરવી તે, દિશાઓનો તથા ભોગોપભોગ સામગ્રીનો એક દિવસ માટે સક્ષેપ કરવો તે દેશાવકાશિકવ્રત

* સાધુ સાધ્વીજીના વ્રતો તે પાચ મહાવ્રત કહેવાય છે, તેની અપેક્ષાએ શ્રાવક-શ્રાવિકાના વ્રતો અણુવ્રત કહેવાય છે

આઠમ, ચૌદશ, પૂનમ અને અમાવાસ્યાને રોજ ચાર ટંકનો ઉપવાસ કરવો, કુપ્રવૃત્તિનો ત્યાગ કરવો, બ્રહ્મચર્ય ધારણ કરવું અને સ્નાનાદિ શરીર–સંસ્કારોનો ત્યાગ કરવો તે પૌષધવ્રત અને અતિથિઓને જેમને ભિક્ષાર્થે આવવાની કોઇ તિથિ નક્કી કરવામાં આવેલ નથી–તેવા ભિક્ષા માટે ભોજનકાળે આવેલા સાધુઓને તથા સુપાત્રોને આહારાદિનું દાન આપવું તે અતિથિસંવિભાગવ્રત છે.

આ પ્રમાણે બાર વ્રતોને ધારણ કરી તેમનું નિરતિચાર પાલન કરવું, વ્રત–પ્રત્યાખ્યાન કરવાં, ૭ આવશ્યક કર્તવ્યોનું નિયમિત પાલન કરવું, સ્વાધ્યાય કરવો અને યથાવસરે અંતિમ સંલેખના પણ કરવી એ ગૃહસ્થ–શ્રાવકોનો સંક્ષેપમાં વિશેષ ધર્મ સમજવો જોઇએ.

માનવજીવનને સફળ બનાવવા માટે ચારિત્રધર્મ–આચારધર્મનું પાલન કરવું અત્યાવશ્યક છે. ચારિત્રગુણને પ્રગટાવ્યા વિના કર્મબંધનોથી મુક્ત બની શકાતું નથી. ચારિત્ર એ તો મુક્તિનું દ્વાર છે. ચારિત્રગુણને પ્રાપ્ત કરવાથી શો લાભ થાય છે? તે પ્રશ્નના જવાબમાં મહાવીર ભગવાને ફરમાવ્યું છે કેઃ–

चरित्तसंपन्नयाए जीवे सेलेसीभावं जणयइ। सेलेसिं पडिवन्ने य अणगारे चत्तारि केवलिकम्मं से खवेइ। तओ पच्छा सिज्झइ, बुज्झइ, मुच्चइ, परिनिव्वायइ सव्वदुक्खाणमन्तं करेइ। –उत्त० अ०२९–६१

અર્થાત્–ચારિત્ર–સંપન્નતાથી જીવાત્મા શૈલેશી ( મેરુ જેવા નિશ્ચળ ) ભાવને ઉત્પન્ન કરે છે અને તેવા નિશ્ચળ ભાવને પામેલો

અનમાર બાકી રહેલાં ચાર કર્મોને ખપાવે છે અને ત્યારબાદ સિદ્ધ, બુદ્ધ, મુક્ત અને શાન્ત થઇ સર્વ દુઃખોનો અંત કરે છે.

આ પ્રમાણે ચારિત્ર કર્મબંધનથી મુક્ત કરનારું શ્રેષ્ઠ સાધન છે.

## તપોમાર્ગ

વાસનાઓને ક્ષીણ કરવા જોઇતું આધ્યાત્મિક બળ કેળવવા શરીર, ઇન્દ્રિય અને મનને તપાવવાં તેનું નામ તપ છે.

સૂત્રધર્મ તથા ચારિત્રધર્મને જીવનમાં મૂર્ત સ્વરૂપ આપવા માટે તપઃસાધનાની ખાસ આવશ્યકતા રહે છે. આત્મશુદ્ધિ માટે તપશ્ચરણ એક અમોઘ સાધન છે. શાસ્ત્રકારો તપની વ્યાખ્યા કરતાં કહે છે કેઃ—

> जहा महातलायस्स सन्निरुद्धे जलागमे ।
> उस्सिंचणाए तवणाए कमेणं सोसणा भवे ॥ उत्त० ३०-५
> एवं तु संजयस्सावि पावकम्मनिरासवे ।
> भवकोडीसंचियं कम्मं तवसा निज्जरिज्जइ ॥ उत्त० ३०-६

અર્થાત્-જેમ કોઇ મોટા તળાવને સૂકવી નાંખવું હોય, તો પ્રથમ તેમાં નવું પાણી દાખલ થવાના માર્ગો બંધ કરી, અંદરનું પાણી ઉલેચીને સૂકવી નાંખવું જોઇએ; તેમ સંયમી પુરુષે પણ પ્રથમ નવા પાપકર્મો દાખલ થવાનાં આશ્રવરૂપી દ્વારો બંધ કરી પછી કરોડો જન્મથી એકઠા થએલા કર્મને તપવડે દૂર કરવું જોઇએ.

> सो तवो दुविहो वुत्तो, बाहिरब्भन्तरो तहा ।
> बाहिरो छव्विहो वुत्तो, एवमब्भन्तरो तवो ॥ उत्त० ३०-७
> अणसणमूणोयरिया, भिक्खायरिया य रसपरिच्चाओ ।
> कायकिलेसो संलीणया य, बज्झो तवो होइ ॥ उत्त० ३०-८

ભાવાર્થ—એ તપના બે પ્રકાર છે: બાહ્ય અને આભ્યંતર. ૧. બાહ્ય તપના ૭ પ્રકાર છે:—

૧. અનશન–અર્થાત્–આહારનો ત્યાગ કરવો તે.

૨. ઊનોદરિકા–અર્થાત્–ભૂખ કરતાં ઓછું ખાવું તે.

૩. ભિક્ષાચર્યા–અર્થાત્–આહાર ઘેર ઘેર માગીને મેળવવો તે.

૪. રસપરિત્યાગ–અર્થાત્–ઘી, દૂધ વગેરે વિકારક રસોનો ત્યાગ.

૫. કાયક્લેશ–અર્થાત્–ટાઢ તડકામાં કે વિવિધ આસનોવડે શરીરને કસવું તે.

૬. સંલીનતા–અર્થાત્–ઇન્દ્રિયાદિને નિયમમાં રાખી એકાન્તમાં રહેવું તે.

पायच्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ ।
झाणं च विउस्सग्गो, एसो अब्भिन्तरो तवो ॥ उ० ३०-३०

અર્થાત્—આભ્યંતર તપ પણ ૭ પ્રકારનો છે:

૧. પ્રાયશ્ચિત્ત, ૨. વિનય, ૩. વૈયાવૃત્ત્ય (સુશ્રૂષા), ૪. સ્વાધ્યાય, ૫. ધ્યાન અને ૬. ઉત્સર્ગ (અહંત્વ–મમત્વ આદિનો ત્યાગ–આને વ્યુત્સર્ગ પણ કહે છે. છોડવા યોગ્ય વસ્તુને છોડે તે વ્યુત્સર્ગ–તેના બે પ્રકાર છે.૧ દ્રવ્યવ્યુ૦ શરીર–ગણ–ઉપધિ અને ભક્તપ્રત્યાખ્યાન એ ચાર પ્રકાર છે અને ૨ ભાવવ્યુ૦ના કષાય–સંસાર–કર્મ–એ ત્રણ પ્રકાર છે.)

एवं तवं तु दुविहं, जे सम्मं आयरे मुणी ।
सो खिप्पं सव्वसंसारा, विप्पमुच्चइ पंडिओ ॥ उ० ३०-३७

અર્થાત્—આ પ્રમાણે બાહ્ય અને આભ્યંતર એવું બે પ્રકારનું તપ જે મુનિ આચરે છે તે પંડિત શીઘ્ર સર્વ સંસારથી મુક્ત થાય છે.

× × ×

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ આત્માના જ સહજ સ્વભાવો છે જીવનું સ્વરૂપ બતાવતા શાસ્ત્રમાં કહ્યું છે કે:—

नाणं च दसणं चेव, चरित्तं च तवो तहा।
वीरियं उवओगो य, एयं जीवस्स लक्खणं॥ ઉ० २८-११

અર્થાત્—જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ (બોધ વ્યાપાર) એ બધા જીવના લક્ષણ છે. આ જ્ઞાનાદિથી શો લાભ પ્રાપ્ત થાય છે તે બતાવે છે –

नाणेण जाणइ भावे, दंसणेण य सद्दहे।
चरित्तेण निगिण्हाइ, तवेण परिसुज्झइ॥ ઉ० २८-३५
खवेत्ता पुव्वकम्माइं, संजमेण तवेण य।
सव्वदुक्खपहीणट्ठा, पक्कमन्ति महेसिणो॥ ઉ० २८-३६

અર્થાત્—જ્ઞાનથી મનુષ્યો તત્ત્વોને જાણે છે, દર્શનથી તે તત્ત્વોમા શ્રદ્ધા કે રુચિ કરે છે, ચારિત્રથી પોતાની જાતનો નિગ્રહ કરે છે અને તપથી આત્મશુદ્ધિ કરે છે.

સર્વ દુઃખોનો નાશ કરવાને ઇચ્છતા મહર્ષિઓ સંયમ અને તપથી પૂર્વ કર્મોનો ક્ષય કરી મોક્ષગતિને પામે છે.

કર્મબંધનથી મુક્ત થવાના જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ એ જ ચાર ઉપાયો છે. મોક્ષના આ ચાર માર્ગોની સમ્યક્ રીતે

આરાધના કરવી એ જ ખરી પર્વારાધના છે. આ મોક્ષમાર્ગની ઉત્કૃષ્ટતા બતાવતાં શ્રી આચારાંગ સૂત્રની ટીકામાં કહેવામાં આવ્યું છે કે:—

लोगस्स सार धम्मो धम्मंपि य नाणसारियं बिंति ।
नाणं संजमसारं संजमसारं च निव्वाणं।। आचा०८-१-२४४

અર્થાત્—સમસ્ત લોક-સંસારનો સાર શ્રી સદ્ધર્મ છે, સદ્ધર્મનો સાર જ્ઞાન છે, જ્ઞાનનો સાર સંયમ-ચારિત્ર છે અને સંયમ-ચારિત્રનો સાર નિર્વાણ-મોક્ષ છે.

એટલા માટે આ ચાર મોક્ષમાર્ગોની સમ્યગ્ આરાધના કરવી અને આત્મોદ્ધાર કરવો એ જ સાચું પર્વારાધન છે.

દાન-શીલ-તપ અને ભાવના એ પણ જીવનશુદ્ધિનાં સાધનો છે: એટલા માટે આત્મકલ્યાણ ચાહનારા મનુષ્યોએ એ ચતુર્વિધ ધર્મમાર્ગોની આરાધના કરી પર્યુષણ-પર્વ જેવા લોકોત્તર પર્વની સાર્થકતા સિદ્ધ કરવી જોઇએ.

દાન એ કર્મબંધનથી મુક્ત થવાનું અને જીવનશુદ્ધિ સાધવાનું એક શ્રેષ્ઠતમ સાધન છે. દાનના અનેક પ્રકાર છે પણ બધા દાનોમાં -दाणाणं सेट्ठं अभयप्पयाणं-(सूय. ६) અભયદાન શ્રેષ્ઠ દાન છે. ભવ-ભ્રમણરૂપ ભયથી પોતાના આત્માને સુરક્ષિત બનાવવો એ સ્વ-અભયદાન છે. મનુષ્યને મનુષ્યના ભયથી, વિજાતીય ભયથી, આકસ્મિક ભયથી, આજીવિકા આદિના ભયથી તથા અપયશ તેમજ મૃત્યુ આદિના ભયથી મુક્ત બનાવવો તેમજ મનુષ્યેતર પ્રાણીઓને યથાયોગ્ય નિર્ભય બનાવવા—એ બધાં અભયદાનનાં પ્રકારો છે. આ અભયદાન આત્માને સ્વરૂપમાં સ્થિર કરે છે અને લોકમાં યશનો વિસ્તાર કરે છે.

ભવ્ય જીવો ! અભયદાનની સાથે સુપાત્રદાનનો પણ ખ્યાલ રાખવો જોઇએ. જે પ્રમાણે અભયદાનના પ્રભાવથી જીવાત્મા તીર્થંકર, ચક્રવર્તી આદિ ઉચ્ચ પદને પામે છે અને અંતે નિર્વાણને પ્રાપ્ત થાય છે તે જ પ્રમાણે સુપાત્રદાનથી પણ નિર્વાણની પ્રાપ્તિ થાય છે. જે ભવ્ય જીવો મુનિ-મહાત્મા-સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા તથા સમ્યગ્દૃષ્ટિ આદિને સદ્ભાવપૂર્વક વિશુદ્ધ દાન આપે છે તેઓ અનેક ભવોના સંચિત કર્મોનો વિનાશ કરી એક દિવસ અક્ષય સુખોનો ભોગી બની શકે છે.

પાત્રના ભેદથી દાનના અનેક ભેદ થાય છે. નિર્ગ્રન્થ સાધુ દાનના સર્વોત્કૃષ્ટ પાત્ર છે શ્રાવક અને સમ્યગ્દૃષ્ટિ પણ ઉત્તમ પાત્ર છે. મિથ્યાદૃષ્ટિ, ક્રૂર અને કુમાર્ગગામી જીવો કુપાત્ર છે. તેમને ધર્મબુદ્ધિથી દાન ન આપતા કરુણાબુદ્ધિએ દાન આપવું જોઇએ. સંસારવર્તી પ્રત્યેક પ્રાણીઓ અનુકંપાદાનના અધિકારી છે.

મુક્તિનું બીજું સાધન શીલ છે. શીલમાં-સદાચારમાં બ્રહ્મચર્ય પ્રધાન છે. દાનોમાં જે પ્રમાણે સુપાત્ર અને અભયદાન ઉત્તમ છે તે જ પ્રમાણે દરેક પ્રકારની તપશ્ચર્યાઓમાં તવસુ વા ઉત્તમં બમચેર (સૂય૦૬) બ્રહ્મચર્ય તપ ઉત્તમ છે. સાધારણ રીતે તો બધી ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ કરવો દુષ્કર છે, પરંતુ સ્પર્શેન્દ્રિયનું આકર્ષણ અત્યંત દુર્ધર છે, જિતેન્દ્રિયને મનુષ્ય તથા તિર્યંચની વાત તો દૂર રહી પણ દેવતાઓ પણ નમસ્કાર કરે છે. વિષય-વાસનાની લાલસાએ સકળ સંસાર ઉપર પોતાની મોહિની માયા ફેલાવેલ છે. આ વિષય-વાસનાની જાળમાં ફસાઇ જઇ લોકો વિવિધ પ્રકારની વિપત્તિઓ સહ્યા કરે છે. બ્રહ્મચર્ય જેવા દુષ્કર અનુષ્ઠાનનું

સેવન કરનાર ઉત્તમ પુરુષ જ સુખ, શાન્તિ, સંતોષ અને સંયમના પાત્ર બની શકે છે. બ્રહ્મચારી પુરુષ—સંયતાત્મા—જિતેન્દ્રિય પુરુષ યશસ્વી હોય છે, તેજસ્વી હોય છે અને દેવતાઓથી પણ પૂજિત હોય છે. સૂત્રમાં બ્રહ્મચર્યનો મહિમા બતાવતાં કહ્યું છે કેઃ—

देवदाणवगंधव्वा, जक्खरक्खसकिन्नरा ।
बंभयारिं नमंसंति, दुक्करं जे करेन्ति तं ॥ उ० १६-१६

અર્થાત્—બ્રહ્મચર્યનું પાલન કરનાર મહાપુરુષને દેવ, દાનવ, ગંધર્વ, રાક્ષસ, યક્ષ અને કિન્નરો પણ નમસ્કાર કરે છે. અર્થાત્ જે દુષ્કર એવા બ્રહ્મચર્યને પાળે છે તેને દેવતાઓ પણ જ્યાં નમે ત્યાં માનવો નમે તે તો સમજાય તેવું જ છે. બ્રહ્મચર્યથી આત્મ-લાભની દરેક વસ્તુનો અનુક્રમે પૂર્ણ વિકાસ થાય છે.

મુક્તિનું ત્રીજું સાધન તપ છે. તપ અન્તરંગ અને બહિ-રંગ એમ બે પ્રકારનું છે. તપદ્વારા અનેક ભવોનાં સંચિત કર્મોની નિર્જરા થાય છે અને સંવર પણ થાય છે. નવીન કર્મોનું આગ-મન જ્યારે અટકી જાય છે, અને પૂર્વકૃત કર્મોની નિર્જરા થઇ જાય છે ત્યારે આત્મા કર્મહીન બની જાય છે. કર્મનો ક્ષય થયા બાદ આત્માનાં સ્વાભાવિક ગુણો આવિર્ભૂત થાય છે અને પરિણામે આત્મા ભવ—ભ્રમણમાંથી મુક્ત થઈ જાય છે.

તપશ્ચર્યા આધ્યાત્મિક શુદ્ધિનો શ્રેયસ્કર માર્ગ છે, એટલું જ નહિ પણ શરીર—શુદ્ધિનું પણ સાધન છે. તપશ્ચર્યા અનેક રોગોની અમોઘ ઔષધી છે. તપશ્ચર્યાદ્વારા અનેક વિસ્મયોત્પાદક લબ્ધિઓની પણ ઉપલબ્ધિ થાય છે. તપશ્ચર્યા સમસ્ત અભીષ્ટની સાધના કર-

નાર, આત્મશુદ્ધિ કરનાર, વિકારોને શમાવનાર અને મુક્તિની આરાધના કરવામાં સહાયક છે.

મુક્તિનું ચોથું અને શ્રેષ્ઠતમ સાધન ભાવના છે શુદ્ધ-અશુદ્ધ વૃત્તિને ભાવના કહેવામા આવે છે, પરંતુ અત્રે મુક્તિનું પ્રકરણ ચાલતુ હોવાથી શુદ્ધવૃત્તિ અથવા શુદ્ધ ભાવનાને જ ગ્રહણ કરવી જોઇએ, કારણ કે અશુભ ભાવના સસારવૃદ્ધિનુ કારણ છે અને શુદ્ધ ભાવના મોક્ષપ્રાપ્તિનું કારણ છે

દાન, શીલ અને તપમાં ભાવના અન્વિત રહે છે. જે પ્રમાણે મોતીને જ્યાંસુધી દોરામાં પરોવવામા આવતા નથી ત્યાંસુધી મોતીની માળા બની શકતી નથી તે જ પ્રમાણે જ્યાંસુધી દાન, શીલ તથા તપમા ભાવના ઓતપ્રોત ન થાય ત્યાંસુધી દાનાદિ ફળપ્રદ નીવડતા નથી ભાવશૂન્ય દાનાદિ મોક્ષના કારણ બની શકતા નથી જે પ્રમાણે અંક વિના શૂન્ય ૦ (શૂન્ય) જ રહે છે તે જ પ્રમાણે દાનાદિ શૂન્યના સ્થાને છે અને ભાવના અંકના સ્થાને છે એમ સમજવુ જોઇએ જે પ્રમાણે અંક -હિત શૂન્યનુ કાઇ પણ મહત્ત્વ નથી તે જ પ્રમાણે ભાવરહિત દાન પણ નિષ્ફળ તથા નિરર્થક છે

જે વ્યક્તિનુ હૃદય સદ્ભાવનાથી ભાવિત છે તે વ્યક્તિ ભવનમા રહે કે વનમા, ગૃહસ્થવેષી હોય કે સાધુવેષી, સ્ત્રી હોય કે પુરુષ-કોઇ પણ હોય પણ જો તે સદ્ભાવનાવાસિત હોય તે મુક્તિ તેને પોતાની તરફ આકર્ષિત કરી લે છે ખરેખર ભાવનાનો મહિમા અનિર્વચનીય છે. સદ્ભાવનાના પ્રતાપે જ હાથીના હોદ્દા ઉપર જ મરુદેવી માતા મુક્તિ પામ્યા અને ચક્રવર્તી ભરત મહારાજા કાચ-

ભવનની અંદર જ કેવલજ્ઞાન પામી પરમ પુરુષાર્થની સિદ્ધિને પામ્યા. સદ્‌ભાવનાનું આથી વિશેષ મહત્ત્વ બીજું શું હોઈ શકે? મનને કાબૂમાં રાખવા માટે ભાવના અમોઘ સાધન છે. ભાવનાનું બળ અમાપ છે. અને એટલા જ માટે જિનાગમોમાં ભાવનાનું ચિંતન કરવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે.

भूएहिं न विरुज्झेज्जा, एस धम्मो वुसीमओ ।
वुसिमं जगं परिन्नाय, अस्सिं जीवियभावणा ॥

भावणाजोगसुद्धप्पा, जले नावा व आहिया ।
नावा व तीरसंपन्ना, सव्वदुक्खा तिउट्टइ ॥

सूत्रकृतांग ९-१५, गा. ४-५

અર્થાત્—ભૂત-પ્રાણીઓનો દ્વેષ ન કરવો એ જ સંયમી પુરુષોનો સાચો ધર્મ છે. બુદ્ધિમાન પુરુષો આ જગતમાં રહેલા પાપને જાણી તેમાંથી છૂટા થઈ જાય છે, કારણ કર્મનું યથાર્થ સ્વરૂપ સમજી જે નવું કર્મ કરતો નથી તેને નવું કર્મબંધન થતું નથી.

ભાવનારૂપી યોગથી વિશુદ્ધ થયેલા અંતઃકરણવાળો તે સંયમી પુરુષ નાવની પેઠે સામે કિનારે પહોંચી જઈ સર્વ દુઃખોથી મુક્ત થાય છે.

આ પ્રમાણે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપ મોક્ષમાર્ગ અને દાન, શીલ, તપ અને ભાવરૂપ ધર્મમાર્ગની આરાધના જે માનવ કરશે તે પોતાનું કલ્યાણ સાધી શકશે.*

* અહીં ગુરુદેવની દેશના પૂરી થાય છે.

આ પ્રમાણે પૂજ્યશ્રીની પ્રભાવોત્પાદક વ્યાખ્યાન-વાણી સાંભળી શ્રોતાજનોના કાન જ પવિત્ર ન થયાં પરંતુ હૃદયો પણ પવિત્ર થઇ ગયા. જેમના હૃદયમા કુસંસ્કારોનાં બીજ હતા તે પણ નિર્મૂળ થઇ ગયા. આજે પૂજ્યશ્રીની અશ્રુતપૂર્વ વાણીમાં અપૂર્વ ઓજસ હતુ. તેમના એક એક શબ્દમાથી જાણે વૈરાગ્યરસ ટપકતો હતો. સુખ-દુઃખની આવી સીધી-સાદી અને સાચી પરિભાષા સાભળી શ્રોતાઓના હૃદય વૈરાગ્યરંગથી રંજિત થઇ ગયા બહિર્વૃત્તિને બદલે આજે સૌના હૃદયમા અન્તર્દષ્ટિનો પ્રકાશ પડ્યો હતો. આજે અનેક ભવ્યાત્માઓના હૃદયમા જ્ઞાન-વૈરાગ્યના બીજનુ આરોપણ થયું હતું. આખી શ્રોતા-પરિષદ્ વ્યાખ્યાન-વાણીમા તન્મય બની ગઇ હતી.

ડુંગરશીભાઇ તથા માતા-પિતા વગેરે પણ પૂજ્યશ્રીની વ્યાખ્યાન-વાણીનો લાભ નિયમિત લેતા હતા આજે તો મહાન્ લોકોત્તર પર્વ-દિવસ હતો. આત્મશુદ્ધિ અર્થે આજે અનેક શ્રાવકોએ ઉપવાસ પૌષધ આદિ વ્રતનિયમો ધારણ કર્યાં હતા. ડુગરશીભાઇ આજે પૌષધ વ્રત લઇ ધર્મધ્યાનમાં તલ્લીન બની ગયા હતા. સંત-સમાગમ તથા સંતવાણી સાભળવાને કારણે ડુંગરશીભાઇનુ હૃદય પહેલેથી જ સસારથી ઉદ્વિગ્ન બની ગયું હતું, પરંતુ આજે પૂજ્યશ્રીની ત્યાગ, વૈરાગ્યપ્રેરક વાણી તેમના હૃદયમા સોસરી ઊતરી ગઈ. તેમના હૃદયમાથી બહિર્વૃત્તિ જાણે વિદાય લેતી હોય એમ તેમને લાગવા માંડયું. આજે તો પૂજ્યશ્રીએ બાર ભાવનાઓ વિષે જે વિવેચન કરેલ હતું તે બન્ને ભાવનાઓથી ડુંગરશીભાઇ પોતાના આત્માને ભાવિત કરવા લાગ્યા.

આજે વિશ્વશાન્તિ અને વિશ્વમૈત્રીને જીવનમાં સાકાર રૂપ આપવાનો મહાન્ લોકોત્તર પર્વ-દિવસ હતો; તો આ જીવન-પર્વના મંગલ દિવસે વિશ્વશાન્તિના કલ્યાણકર માર્ગે જવાનો તેમણે મનમાં દૃઢ સંકલ્પ કર્યો અને સાચું પર્વારાધન કરી જીવનને સફળ બનાવવાનો નિર્ણય કર્યો. આજે તેમના અજ્ઞાન-અંધકારનો નાશ થયો હોય અને જીવન-પ્રકાશ પ્રાપ્ત થયો હોય એમ તેમનું અંતઃકરણ કહેતું હતું.

કુંઅરશીભાઇ પૂજ્યશ્રીની અમૃત વાણીનું સુધાપાન મંત્રમુગ્ધ થઇ કરી રહ્યા હતા. જ્યારે ઉપદેશ સમાપ્ત થયો ત્યારે માનો તેમની તન્દ્રા દૂર થઇ. તેમના અંતઃકરણમાં પોતાના અસંયમી-જીવનનો કાંટો કષ્ટ આપવા લાગ્યો. તેમણે સાંસારિક ઉપાધિઓથી મુક્ત થવાનો મનમાં જ વિશેષ દૃઢ સંકલ્પ કર્યો. સંયમ-રત્નને પ્રાપ્ત કરવા માટે તેમનું હૃદય ઉત્સુક બની ગયું હતું.

× × ×

વ્યાખ્યાન સમાપ્ત થતાં શ્રોતાજનોએ યથાશક્તિ કુવ્યસનોનો પરિત્યાગ કર્યો અને વ્રત-પ્રત્યાખ્યાનને અંગીકાર કરી, ગુરુદેવ તથા અન્ય મુનિવરોને યથાવિધિ વંદન-નમસ્કાર કરી, પૌષધ-ઉપવાસ આદિ વ્રતી શ્રાવકો ધર્મસ્થાનકમાં રહી ધર્મ-ધ્યાન કરવા લાગ્યા અને કેટલાક અવ્રતી શ્રોતાજનો સ્વસ્થાને ગયા.

અવસર જોઈ કુંઅરશીભાઇ પૂજ્યશ્રીની સમીપ ગયા અને વંદન-નમસ્કાર કરી પોતાનાં હૃદયગત ભાવ વ્યક્ત કરવા લાગ્યા:

" ગુરુદેવ ! સંસારમાં વિવિધ વ્યાધિઓનો ધારા-પ્રવાહ વહી રહ્યો છે. આપના પ્રવચનરૂપી પિયૂષનું પાન કરી હું કૃતાર્થ

બન્યો છું અને સંસાર પ્રત્યે ઘૃણા પેદા થઇ છે. સાંસારિક ભોગોપભોગ ભોગવવામાં મારું ચિત્ત જરા પણ ચોંટતું નથી. હું આપની પાસે ભાગવતી દીક્ષા અંગીકાર કરવા ચ્હું છું માતા-પિતાની આજ્ઞા-અનુમતિ મેળવી હું આપના ચરણકમળનો ભ્રમર બનવા માટે આપની પાસે આવવા ઇચ્છું છું."

પૂજ્યશ્રીએ ડુંગરશીભાઇના વિનમ્ર વચનો સાંભળી જવાબ આપ્યો કે-

"હે ભદ્ર ! સંસારમોહ કે સંસારમોહક પદાર્થોમાં કલ્યાણ નથી એ વાત સાચી છે. તમે જે વૈરાગ્યથી પ્રેરાઇને સંસારથી વિરક્ત બની, સંયમી-જીવન જીવી સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન તથા સમ્યક્ચારિત્ર-એ રત્નત્રયીની આરાધના કરવા ચાહો છો તે જ સાચો અને કલ્યાણનો માર્ગ છે. પણ આ માર્ગ દુર્ગમ છે આ દુર્ગમ માર્ગે જવા માટે જ્ઞાન-ધ્યાન-ત્યાગ-તપ તથા વૈરાગ્યાદિદ્વારા આત્માને ભાવિત કરી સાધુવૃત્તિનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે. એટલા માટે સાધુ-જીવનની પૂર્વ તૈયારીરૂપે જ્ઞાન-ધ્યાન ત્યાગ-તપ-વૈરાગ્ય આદિનો અભ્યાસ કરો એ ઇચ્છનીય છે "

ગુરુદેવની આ અમૂલ્ય હિતશિક્ષાને ડુંગરશીભાઇએ શિરોધાર્ય કરી અને 'તે જ પ્રમાણે કરીશ' એમ કહી યથાસ્થાને ગયા અને પૌષધવ્રતનું આત્મશાન્તિભાવે સમ્યગ્આરાધન કર્યું અને બીજે દિવસે પૌષધ-વ્રતનું *વિધિપૂર્વક પરિપૂર્ણ પાલન કરી, ગુરુદેવને સવિધિ વંદન કરી પોતાને ઘેર આવ્યા

* પૌષધ વ્રતનો વિધિ અન્ય સ્થાનથી અગર 'પૌષધવિધિ' નામના પુસ્તકથી જાણી લેવો

## ——પ્રકરણ બારમું : : સંયમના માર્ગે——

पगओ विरइं कुज्जा, पगओ य पवत्तणं ।
असंजमे नियत्ति च, संजमे य पवत्तणं ॥ उ० ३१-२

જીવમાત્રમાં નિવૃત્તિ અને પ્રવૃત્તિ એવી બે વૃત્તિઓ રહેલી હોય છે. તે વૃત્તિઓવડે એક તરફથી નિવૃત્તિ મેળવવી અને બીજા માર્ગમાં પ્રવૃત્તિ કરવી એ જ જીવનનું ધ્યેય છે; માટે તે પ્રવૃત્તિઓને સુમાર્ગે જોડી દો અર્થાત્ અસંયમમાંથી નિવૃત થાઓ અને સંયમમાં પ્રવૃત્ત થાઓ.

યુવક ડુંગરસિંહ પૂજ્યશ્રીની વૈરાગ્યોત્પાદક, પ્રેરક, રોચક વાણી સાંભળીને આવું નિવૃત્તિમય જીવન વ્યતીત કરવા તત્પર થયા હતા. નાનપણથી જ તેમના જીવનમાં ધાર્મિક સંસ્કારો સાંગોપાંગ ઊતર્યાં હોવાને કારણે અસંયમિત તથા વિલાસમય જીવન પ્રત્યે તેમને તિરસ્કાર તેમજ વિરાગ પેદા થયો હતો. સમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય એ સમ્યક્ત્વ-લક્ષણો તેમના જીવનમાં તાણા-વાણાની માફક વણાઇ ગયાં હતાં. તેમનું ચંચળ ચિત્ત હવે પ્રશાન્ત થઇ ગયું હતું. તેમનું મન-મર્કટ હવે કૂદાકૂદ કરતું ન હતું. આત્મસાધના એ જ એક માત્ર તેમના

જીવનનો વ્યવસાય બની ગયો હતો અને સાધુવૃત્તિ ધારણ કરી સ્વ-પર ઉપકાર કરવો એ જ એમની ધૂન-જીવનપ્રતિજ્ઞા બની ગઈ હતી. પરંતુ ગૃહસ્થ-જીવનનાં અનેક વિઘ્નોને અંગે એ જીવન-સાધનામાં સ્થિરતા અને શાન્તિ પ્રસ્થાપિત થઈ શકતાં ન હતાં. એટલે હવે તેમણે ગાર્હસ્થ્ય જીવનની પ્રવૃત્તિઓનો પરિત્યાગ કરી સાધુ-જીવનની સન્માર્ગગામી પ્રવૃત્તિઓ આદરવાનો પોતાનો અંતિમ નિશ્ચય કુટુંબીજનો સમક્ષ પ્રગટ કરવાનો નિર્ણય કર્યો.

× × ×

ધર્મસ્થાનેથી ઘેર આવીને ડુંગરસિંહભાઈ પોતાના માતા-પિતા, બેન, ભાઈ, ભાભીજ સમક્ષ હર્ષોલ્લાસપૂર્વક પૂજ્યશ્રીના ગુણોની તથા તેમની અપૂર્વ વાણીની પ્રશંસા કરવા લાગ્યા પુત્રની આ વાત સાંભળી માતા-પિતા કહેવા લાગ્યા કે "ભાઈ! તારી વાત સાચી છે, અમે પણ તારી વાતને અનુમોદન આપીએ છીએ. એટલું જ નહિ પણ આખું નગર પૂજ્યશ્રીના ગુણોની મુક્તકંઠે પ્રશંસા કરે છે." આટલી વાત થયા પછી ડુંગરશીભાઈએ કહ્યું કે, "હે માતા-પિતા! આ જીવાત્મા મનુષ્ય-અવતાર, આર્યક્ષેત્ર અને અનુકૂળ ધર્મ-સામગ્રી આદિ મેળવીને જ્યાંસુધી સચ્ચારિત્રનો સ્વીકાર કરતો નથી ત્યાંસુધી માનવ-જીવનની સફળતા પ્રાપ્ત થઈ શકતી નથી, પાપકર્મનો નિરોધ થઈ શકતો નથી, ભવ-ભ્રમણ ઓછું થઈ શકતું નથી અને સંવર તથા નિર્જરા પણ થઈ શકતા નથી. સંયમની સાધના વિના આત્મકલ્યાણ થવું મને મુશ્કેલ જણાય છે એટલા માટે આ અસાર સંસારનો ત્યાગ કરી, જગતની મોહિની માયાને છોડી ત્યાગરૂપ ચારિત્રનો અંગીકાર કરવાની

મારી ઉત્કટ ભાવના છે; માટે આપ સર્વાં મને કલ્યાણના માર્ગે જવાની આજ્ઞા તથા અનુમતિ આપો."

ડુંગરશીભાઈનું આ કથન સાંભળીને માતા-પિતા ઘણા જ આશ્ચર્યચકિત થઇ કહેવા લાગ્યા કે: "હે પુત્ર! અમે તો તારી પાસેથી અનેક આશાઓ રાખીને બેઠા છીએ. તું તો અમારા જીવનનો આધાર છે. અમારી ઉત્તર અવસ્થામાં તું આ નાના ભાઇ-બહેનનું પાલનપોષણ કરશે એવી અમને ખાત્રી હતી પણ આજે તું ફરીને આ શું બોલે છે?"

ડુંગરશીભાઇએ વિનમ્રભાવે કહ્યું કે: "પૂજ્ય માતાપિતાજી! ખરો આધાર પૌદ્ગલિક જીવનમાં તો પુણ્યનો અને આધ્યાત્મિક જીવનમાં ધર્મનો હોય છે. વળી સંસારમાં લોકો જેને આધારરૂપ માને છે તેવા પુત્રો અચાનક મૃત્યુના મુખમાં સપડાઇ જાય છે ત્યારે માતા-પિતા તથા કુટુંબીજનો શું કરે? આ પ્રશ્નનો ઉત્તર એ જ મળશે કે-એવી દુઃખદ સ્થિતિમાં માતા-પિતા રોઇને બેસી રહે. વળી જેમને સંતાનો જ ન હોય તેમને કોનો આધાર હોય છે? આ વિષે પણ જો વિચાર કરશો તો તમને જણાશે કે દુનિયામાં સાચો આધાર તો ધર્મનો× જ છે. બાકી બીજા આધારો તો રેતી ઉપર ચણેલા મકાન જેવાં અસ્થિર તેમજ અસ્થાયી જ હોય છે. એટલા માટે સંસારની મોહ-માયામાં મુગ્ધ

× जाया य पुत्ता न हवन्ति ताणं । था. १४-१२

जरामरणवेगेणं, वुज्झमाणाण पाणिणं ।
धम्मो दीवो पइट्ठा य, गई सरणमुत्तमं ॥ अ० २३-६८

ન બનતા પોતાના સંતાનોનું જીવન-કલ્યાણ થાય એવા ઉપાયો યોજવા એ જ માતા-પિતાનું ખરું કર્તવ્ય છે. પોતાનાં સંતાનો સુયોગ્ય બને, કલ્યાણના માર્ગે પ્રયાણ કરે એ માટે તેમનામાં ત્યાગ-વૈરાગ્ય પ્રત્યે રુચિ પેદા કરવી, તેમના જીવનમાં ધર્મબુદ્ધિનાં અંકુર ફૂટે એવા પ્રયત્નો કરવા એ જ માતા-પિતાની કર્તવ્ય-ભાવના હોવી જોઇએ."

પુત્રની આ સત્ય વાત સાંભળી માતા-પિતા વિચારમાં પડ્યા કે જ્યારે પુત્ર જગતની વિચિત્ર માયાના મોહને તિલાંજલિ આપવા ઇચ્છા ધરાવે છે તો આપણે તેને ઇચ્છાવિરુદ્ધ મોહમાયામાં શા માટે ફસાવવો જોઇએ ? આપણે ઘેર આવો સુપુત્ર પુણ્યયોગે સાંપડ્યો છે એ ખરેખર આપણા સદ્‌ભાગ્યની વાત છે. તે જે માર્ગે જવા ચહે છે તે માર્ગ આત્મકલ્યાણનો છે. સંસારમાં અનેક પુત્રો માતા-પિતાને સંસારવ્યવહારમાં શોભાવે છે. કેટલાક કુપુત્રો માતા-પિતાને અનેક રીતે પ્રતિકૂળ પણ થાય છે. આ બધાંથી જે માર્ગે ફુંગરથી જવા ચહે છે તે માર્ગ ઘણો જ ઉચ્ચ છે તે પોતાનું આત્મકલ્યાણ સાધશે તેમાં આપણને આત્મનામ અને સુયશ સાંપડશે અને આખા કુટુંબનું મુખ ઉજ્જવલ બનશે

આ પ્રમાણે વિચાર કરી માતા-પિતા બોલ્યા કેઃ "હે પુત્ર ! તારી સંસાર-ત્યાગ કરવાની અંતરેચ્છા જાણી અમે ઘણા જ ખુશી થયા છીએ, પણ એ માર્ગ બહુ દુર્ગમ છે સંયમનો માર્ગ બહુ કપરો છે, માટે સર્વપ્રથમ સંયમની પૂર્વતૈયારીરૂપે જ્ઞાનાભ્યાસ, ત્યાગ, વૈરાગ્ય આદિના અભ્યાસ માટે તારે સતત સાવચેતી તથા જાગૃતિ સેવવી પડશે."

ડુંગરશીભાઇએ માતા-પિતાની ઉત્સાહવર્ધક વાત સાંભળી કહ્યું કે: " હે માતાપિતાજી ! આપ મને મારા સત્કાર્યમાં મદદ આપો છો તે જાણી મારું હૃદય ઘણું જ આનંદિત થયું છે. આપની સૂચના હું શિરોધાર્ય કરું છું."

દૃષ્ટિ તેવી સૃષ્ટિ અથવા ભાવના તેવી સિદ્ધિ એ લોકોક્તિ અનુસાર ડુંગરશીભાઈના હૃદયમાં વસેલી પ્રગળ વૈરાગ્ય ભાવનાનું પ્રતિબિંબ આખા કુટુંબ ઉપર પડવા લાગ્યું. સદ્‌ભાવનાનું વાતાવરણ આખા ઘરમાં ફેલાઇ ગયું. પ્રતિદિન ઘરમાં વૈરાગ્યની વાતો થતાં તથા વૈરાગ્યનું જ વાતાવરણ ઘરમાં પ્રસરતાં તેનો પ્રભાવ તેમના માતુશ્રી ઉપર અપૂર્વ પડ્યો. માતુશ્રીના વાત્સલ્યપૂર્ણ હૃદયમાં એવો એક વિચાર ઉદ્‌ભવ્યો કે: " આ તરુણવયના પુત્રના અંતઃકરણમાં આટલી સમજણપૂર્વક વૈરાગ્યભાવ જાગ્યો તો હું તેની જનેતા છું. સાંસારિક અનેક ભોગોપભોગોને અનુભવ્યાં છતાં મારા આત્માને સંસાર પ્રત્યે વિરક્તિ પેદા થઇ નથી એ ખરેખર દુઃખ તેમજ શરમની વાત કહેવાય, માટે હવેથી હું પણ મારા આત્માને તેવા વિષભરેલા વિષયભાવમાંથી ખેંચી લઇ અમૃતભાવરૂપ વૈરાગ્યમાં પરોવીશ, તો જ મારું આત્મહિત સાધી શકીશ." આ પ્રમાણે વિચાર કરી માતુશ્રી હીરબાઇએ પુત્રને કહ્યું કે: " જ્યારે તું સંસાર-દાવાનળથી ઉગરવા ચાહે છે તો શું તારી જનેતા સંસારના સંતાપથી તવાતી જ રહેશે અને સાંસારિક દુઃખસાગરમાં ડૂબકીઓ મારતી જ રહેશે ? નહિ-નહિ. મેં પણ મનમાં દૃઢ સંકલ્પ કરી લીધો છે કે તું જે કલ્યાણ તથા સુખના માર્ગે જવા ચાહે છે તે જ કલ્યાણના માર્ગે હું પણ પ્રયાણ કરીશ."

આ પ્રમાણે માતા-પુત્ર વચ્ચે વાતચીત થયા બાદ હીરબાઈએ પોતાની હૃદયગત ભીના પોતાના પતિને કહી અને વૈરાગ્ય-માર્ગે જવાની અનુમતિ માગી. ધર્મશ્રદ્ધાળુ તથા ચારિત્ર લેવામાં પોતાની ભલાઈ છે એમ સમજનાર ડુંગરશીભાઈએ જવાબમાં કહ્યું કે: "તમે પણ પુત્રના વિચારમાં સહમત થયા છો એટલું જ નહિ પણ કલ્યાણના માર્ગે જવા તત્પર થયા છો એ શુભ સમાચાર જાણી મને ઘણો જ આનંદ થાય છે. શારીરિક અશક્તિને કારણે હું સંયમપાલન કરવા તથા સંયમી-જીવનના કઠોર નિયમોપનિયમોનું યથોચિત પાલન કરવા માટે સશક્ત ન હોવાથી એ કલ્યાણમાર્ગે જવામાં સાથ પુરાવી શકતો નથી એ મારી અશક્તિ છે પરંતુ તમે જે માર્ગે જવા ચાહો છો તેમાં મારી પૂર્ણ સમ્મતિ છે."

માતા હીરબાઈ તથા ડુંગરશીભાઈ સંસાર-નિષ્ક્રમણ કરવાના એક વિચાર ઉપર આવ્યા છે એ વાત વેલબાઈના કાને અથડાઈ. વેલબાઈ તો આ વિચાર સાંભળી આશ્ચર્યચકિત થઈ ગયા. તેઓ તત્કાળ માતાને ઘેર આવ્યાં અને ડુંગરશીભાઈને જાણે ઉપાલંભ આપતાં હોય તેમ કહેવા લાગ્યા કે: "ભાઈ! તમે આવું અવિચારી પગલું શું ભરી રહ્યા છો? તમે વિવેકશીલ તથા વિનયી હોવા છતાં આજે તમારી વિવેકબુદ્ધિ ક્યાં ચાલી ગઈ છે તેની જ મને ખબર પડતી નથી. તમે સારી રીતે જાણો છો કે પિતાજી અતિવૃદ્ધ થઈ ગયા છે. તેમના જીવનના આધાર પણ તમે જ છો એટલું જ નહિ હું અને મારાં બાળકો પણ તમારા જ આધારે પડ્યા છીએ. તમે તથા માતુશ્રી બન્ને જણા દીક્ષિત થઈ જશો તો પછી અમારી સાર-સંભાળ કોણ રાખશે? આ બધા વિષે પૂર્વાપર ઊંડો વિચાર તો

કરવો જોઇએ ને ?" કુંમરશીભાઇ બહેનને સમજાવતાં હોય તેમ કહેવા લાગ્યા કે: "બહેન ! આધાર તો ખરો તમોને તમારા ભાગ્યનો છે. મને જો તમે એકમાત્ર આધારભૂત ગણતા હો તો હું તમોને ધર્મમાર્ગના આધારરૂપ જરૂર બની શકું કે જેથી મારું, તમારું તથા બધાનું કલ્યાણ થઇ શકે.

"ધર્મના માર્ગે આત્માને યોજવાથી આ ભવ તથા પરભવમાં સંચિત કરેલાં પાપકર્મોને દૂર કરી શાન્તિ પ્રાપ્ત કરી શકાય છે; માટે હું તો એ જ ચાહું છું કે તમે પણ અમારી માફક શાન્તિના માર્ગે ચાલો અને તમારા બન્ને બાળકોને પણ શાન્તિના માર્ગે વાળો. અમૃતમય જીવન જીવવામાં જ સુખશાન્તિ રહેલાં છે. આપણી વિવેકબુદ્ધિ પણ આપણને એ જ કહી રહી છે કે વિષમય જીવનનો પરિત્યાગ કરો અને અમૃતમય જીવન જીવો. મને તો હવે નિશ્ચય થઇ ચૂક્યો છે કે-સંસાર વિષમય છે અને મોક્ષમાર્ગ-ચારિત્રમાર્ગ એ અમૃતમય છે. એટલા જ માટે હું સંસારમાંથી નિષ્ક્રમણ કરી સંયમ તથા ત્યાગના કલ્યાણમાર્ગે જવા ધારું છું અને તમને બધાને પણ એ જ સુખશાન્તિના માર્ગે લઇ જવા માગું છું. તમે મને 'હું વિવેકબુદ્ધિ ગુમાવી બેઠો છું" એમ કહો છો પણ હું તમને પૂછું છું કે વિષપાન કરવું સારું છે કે અમૃતપાન ? જો તમે એમ કહેતા હો કે વિષપાન ખરાબ છે અને અમૃતપાન સારું છે તો હું તમને મારા અનુભવથી ખાત્રીપૂર્વક કહું છું કે-સંસાર એ વિષમય જ છે અને સંયમ એ અમૃતમય છે. હવે તમે વિવેકબુદ્ધિપૂર્વક વિચાર કરી સંસાર અને સંયમ એ બેમાંથી એકનો નિર્ણય કરો."

વેલબાઈના હૃદયમાં ડુંગરશીભાઈની યુક્તિ-પ્રયુક્તિવાળી વૈરાગ્યવાણી સીધી ઉતરી ગઇ. વેલબાઇના મુખમંડળ ઉપર વૈરાગ્યની છાપ પડેલી જણાતી હતી, પણ સામે ઊભેલા બન્ને બાળકોનું સ્નેહબંધન જાણે તેમને ખેંચતું હોય એમ લાગતાં ડુંગરશીભાઇ પોતાની પાસે ઊભેલા બન્ને બાળકો તરફ પોતાની દૃષ્ટિ ફેરવીને કહેવા લાગ્યા કે: "હે પવિત્ર હૃદયના બાળકો! તમે મારા ભાણેજ છો એ તો સંસારનો સંબંધ છે પણ હું હવે તમને હમેશાને માટે ધર્મસબંધથી જોડવા ચહું છું. એટલે તમને પૂછું છું કે-તમે અમારી માફક સયમના શાન્તિમાર્ગે જવા ચાહો છો કે દુનિયની દુઃખમય સ્થિતિવાળા અશાન્તિના માર્ગે જવા ચાહો છો?"

બન્ને બાળકોનો સંસ્કારી આત્મા બોલી ઉઠ્યો કે: "અમે પણ સુખના માર્ગે આવવા ચાહીએ છીએ." ભૂતકાળના સંસ્કારી આત્માઓને ઉત્તમ પ્રજ્ઞાથી આવો ઉત્તમ વિચાર આવે એ સ્વાભાવિક છે વિશેષમા તેઓએ કહ્યું કે "હે મામા! અમે સયમ-શાન્તિના માર્ગે જ જવા ચાહીએ છીએ. અમે દુનિયાના દુઃખને સહેવા ચાહતા નથી માટે અમે તો તમે પસંદ કરેલા સુમાર્ગે જ પ્રયાણ કરીશું"

આ અસાર સંસારના વિકારમય વાતાવરણથી અળગા રહેલા ઉચ્ચ સંસ્કારી બાળકોની ઉત્તમ વાણી સાંભળી વેલબાઇનું હૃદય ગજગજ ઉછળવા લાગ્યું અને બાળકોને શાબાશી અને પ્રોત્સાહન આપતાં હોય તેમ કહેવા લાગ્યા કે: "પ્યારા પુત્રો!

ધન્ય છે તમારા હૃદયને અને તમારા શુભ વિચારોને! તમે ખરેખર મારી કુક્ષીને શોભાવે એવાં જ વચનો બોલ્યા છો. હવે હું પણ એ જ નિર્ણય ઉપર આવી છું કે આપણે બધા સંયમના માર્ગે જઈએ અને સ્વ-પરનો ઉદ્ધાર કરી કલ્યાણ સાધીએ."

આ પ્રમાણે બહેન તથા બન્ને ભાણેજોને વૈરાગ્યના માર્ગે વાળી ડુંગરશીભાઈ બોલ્યા કે: "તમે ત્રણે જે દૃઢ નિશ્ચય ઉપર આવ્યા છો તેમાં દૃઢ રહેજો." આ પ્રમાણે ભલામણ કરી તેમણે પાંચે આત્માઓના વિચારો પોતાના પિતાશ્રી કમળશીભાઈ પાસે રજુ કર્યા અને તેઓ તે શુભ વિચારો સાંભળી ખુશ થયા અને બોલ્યા કે: "હું પણ પોતાને ભાગ્યશાળી સમજું છું કે મારા એક જ પરિવારમાંથી પાંચ આત્માઓ ચારિત્ર ગ્રહણ કરી સંયમના મહા-માર્ગે મહાપ્રસ્થાન કરવા તત્પર થયા છે. હવે હું તમને બધાને સંયમમાર્ગને સરળ કરવા માટે મારાથી બનતી બધી મદદ આપીશ. પરંતુ હાલમાં તમે બધા પૂજ્યશ્રીની પાસેથી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, ત્યાગ આદિ સંબંધી તાલીમ લો અને સંયમી જીવન કેવી રીતે ઉજ્જવલ બને તેનો પુરુષાર્થ કરો."

કમળશીભાઈની આવી ઉત્સાહવર્દ્ધક તથા ધર્મ-જીવનમાં પ્રાણ પૂરનારી અપૂર્વ વાત સાંભળી ૧-ડુંગરશીભાઈ, ૨-ડુંગરશી-ભાઈના માતુશ્રી હીરબાઈ, ૩-ડુંગરશીભાઈની બહેન વેલબાઈ, ૪-વેલબાઈના સુપુત્ર હીરાચંદભાઈ તથા ૫-વેલબાઈના સુપુત્રી માનકુંવરબાઈ-આ પાંચ વ્યક્તિઓને* અપૂર્વ આનંદ પ્રાપ્ત થયો.

*આ પાંચ વ્યક્તિઓમાં ત્રણ વ્યક્તિ-૧. ડુંગરશીભાઈ, ૨. [illegible] ભાઈ તથા ૩. માનકુંવરબાઈ બાળ-બ્રહ્મચારી હતા.

સૌ કોઇને ઇષ્ટસિદ્ધિ અને દઢમન ભાવ।। સિદ્ધ થતા અતિ આનંદ થય એ સ્વાભાવિક છે.

પૂજ્ય પિતાશ્રી પોતાના કાર્યમા સારી રીતે મદમત થયા પછી તે પાચે ભવ્યાત્માઓ કમળશીભાઇને સાથે લઇ ધર્મસ્થાને બિરાજમાન પૂજ્યશ્રી રત્નસિહજી સ્વામી પાસે આવ્યા અને વિનયપૂર્વક ત્રિવિધિ વંદના કરી, પૂજ્યશ્રીના ચરણે પડી જાણે પોતાનુ જીવન-અર્ઘ્ય તેઓની સેવામા સમર્પતા હોય તેમ બધાની વતી ડુંગરશીભાઇ કહેવા લાગ્યા કે

" હે ગુરુદેવ ' આપની વૈરાગ્યોત્પાદક, કર્મકદકાઠિની, દુરાત્મ-વિષયકારિણી, જ્ઞાનભાવ ભરેલી ધર્મદેશના સાભળી પ્રથમ મને વૈરાગ્યભાવ જાગ્યો અને પરિણામે અમો પાચે આત્માઓને જીવન સામાયિક ચારિત્રરૂપ ભાગવતી દીક્ષા લેવાની ભાવના પેદા થવાથી આપની સેવામા અમે આવ્યા છીએ આ શુભ સંકલ્પમા મારા પૂજ્ય પિતશ્રીની ખરા અંતઃકરણની અનુજ્ઞા તથા અનુમતિ છે હવે આપ અમારા ભવતારક છો અમારી જીવનનૌકાના કર્ણધાર છો તો તમે અમને પણ ચારિત્રમાર્ગમા સ્થિર કરો અને અમારા જીવનનુ કલ્યાણ થાય એ રીતે ત્યાગ-વૈરાગ્ય, જ્ઞાન-ધ્યાન, તપશ્ચર્યા આદિનો વિકાસ થાય તેવી તાલીમ આપો-એવી અમારી આપને નમ્રતાપૂર્વક વિનતિ છે "

ડુંગરશીભાઇની વિનમ્ર વાણી સાભળી, આ વાતમા કેટલો સત્યાશ રહેલો છે તેની કસોટી તથા ખાત્રી કરવા માટે પૂજ્યશ્રીએ ત્યાં ઉપસ્થિત કમળશીભાઇને સ્પષ્ટતાપૂર્વક પૂછ્યુ કે " કેમ શ્રાવકજી '

શું ડુંગરશીભાઇનું આ કથન બરાબર છે? અને તેમાં તમે સહમત છો?" પૂજ્યશ્રીના આ પ્રશ્નના જવાબમાં કમળશીભાઇએ કહ્યું કે: "ગુરુદેવ! તે વાત સાચી છે; અને તે વાતમાં હું પૂર્ણ સમ્મત છું." આ સાંભળી પૂજ્યશ્રીએ કહ્યું કે: "શ્રાવકજી ધન્ય છે તમને કે તમારા એક જ પરિવારમાંથી એક સાથે પાંચ ભવ્યાત્માઓ ચારિત્રમાર્ગે પ્રયાણ કરે છે અને તમે તેમના શુભ સંકલ્પમાં સમ્મતિ આપો છો એટલું જ નહિ પણ ધર્મમાં મદદગાર થાઓ છો. ખરેખર તમે ભાગ્યશાળી તેમજ પુણ્યશાળી છો કે આ પાંચે આત્માઓ સંયમમાર્ગે જઇ, તપ, ત્યાગ, જ્ઞાન-ધ્યાનાદિની સમ્યક્રીતે આરાધના કરી આત્મ-કલ્યાણ સાધવાની સાથે તમારા કુળને તથા તમારા નામને ઉજ્જવળ બનાવી તમારી યશઃકીર્તિ ફેલાવશે."

આ પ્રમાણે કમળશીભાઇને કહ્યા બાદ પૂજ્યશ્રીએ પાંચે ભવ્યાત્માઓને ઉદ્બોધન કરતાં ફરમાવ્યું કે: "તમે જે શુભ સંકલ્પ કર્યો છે તે તમારા હૃદયમાં વૈરાગ્યભાવ જાગ્રત થયો છે તેની પ્રતીતિ આપે છે. આ વૈરાગ્યભાવને જીવનપર્યંત ટકાવી રાખવા માટે તમારે સાધુવૃત્તિનો અભ્યાસ કરવો આવશ્યક છે. સાધુવૃત્તિનું પાલન વીરપુરુષોને માટે સરળ છે પરંતુ કાયર આત્માઓ માટે બહુ જ દુષ્કર છે. સાધુવૃત્તિને જીવનમાં મૂર્ત સ્વરૂપ આપવા માટે સર્વપ્રથમ સામાયિક અર્થાત્ જીવનપર્યંત સમવૃત્તિ કેળવવી જોઇએ અને જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર તથા વીર્યાચાર એ પાંચ આચારોનું સમ્યક્ પ્રકારે પાલન કરવું જોઇએ. અન્તઃશુદ્ધિ કરવા માટે એ પાંચ આચારોનું પાલન અત્યાવશ્યક

છે. અહિંસાને પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો, અરિહંત દેવ, નિર્ગ્રંથ ગુરુ તથા જિનપ્રરૂપિત જૈન ધર્મ પ્રત્યે દૃઢ ધર્મશ્રદ્ધા રાખવી, પાંચ મહાવ્રતનું તથા છઠ્ઠું રાત્રિભોજન-વિરમણ વ્રતનું પરિપૂર્ણ પાલન કરવું, આર્જવ તથા માર્દવ ગુણનું સેવન કરવું અને આત્મશક્તિને જીવનમાં પ્રકટાવવી. તદુપરાંત પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ આઠ પ્રવચનમાતાની આરાધના વિશેષ કરવી, કષાયવિજય તથા ઇન્દ્રિયવિજય કરવો, પ્રશસ્ત ધ્યાન અને પ્રશસ્ત લેશ્યાનો અભ્યાસ કરવો—એ બધા સાધુજીવનના નિયમો છે. આચાર વિના વિચાર શૂન્ય બને છે એટલા માટે જ્ઞાનની સાથે જ ક્રિયા પરત્વે પૂરતું ધ્યાન આપવું જોઈએ કારણ કે ચારિત્ર જ સાધુજીવનનો મૂલાધાર સ્તંભ છે. ચારિત્રમાં કોઈપણ પ્રકારની શિથિલતા ન આવે તેની સતત જાગૃતિ અને સાવધાની રાખવી જોઈએ. સાધુ-જીવનમાં જે પાંચ મહાવ્રતોનું પાલન કરવાનું કહેવામાં આવે છે તેનો સામાન્ય ખ્યાલ તમને સૂત્રવચનોદ્વારા આપું છું:

समया सव्वभूएसु, सत्तुमित्तेसु वा जगे ।
पाणाइवायविरई, जावज्जीवाए दुक्करं ॥ उ० अ. १९ गा० २६

निच्चकालऽप्पमत्तेणं, मुसावायविवज्जणं ।
भासियव्वं हियं सच्चं, निच्चाउत्तेण दुक्करं ॥ ,, २७

दंतसोहणमाइस्स, अदत्तस्स विवज्जणं ।
अणवज्जेसणिज्जस्स, गिण्हणा अवि दुक्करं ॥ ,, २८

विरई अबंभचेरस्स, कामभोगरसन्नुणा ।
उग्गं महव्वयं बंभं, धारेयव्वं सुदुक्करं ॥ ,, २९

धणधन्नपेसवग्गेसु, परिग्गहविवज्जणं ।
सव्वारंभ-परिच्चाओ, निम्ममत्तं सुदुक्करं ॥ उ० अ. १९, गा० ३०

चउव्विहे पि आहारे, राईभोयण-वज्जणा ।
सन्निही-संचओ चेव, वज्जेयव्वो सुदुक्करं ॥　　　„　　３१

આ સૂત્રગાથાઓનો ભાવાર્થ એ છે કે–જગતમાં રહેલા પ્રત્યેક જીવાત્માઓ પ્રત્યે સમબુદ્ધિ રાખવી અર્થાત્ પ્રત્યેક જીવને પોતાના આત્મા સમાન માનવા અને તેમની કોઈપણ રીતે–ત્રણ કરણ તથા ત્રણ યોગથી–હિંસા ન કરવી. આ પ્રથમ અહિંસા નામનું મહાવ્રત જીવનપર્યંત પાળવું પડે છે.

જે પૂર્ણ અહિંસક હોય તે જૂઠું તો બોલી જ કેમ શકે? તે તો હમેશાં પૂર્ણ સત્યવાદી હોય એટલે તેણે પ્રતિદિન પ્રિય, પથ્ય અને તથ્ય સત્ય વચન જ બોલવાં જોઇએ. આ સત્ય નામનું મહાવ્રત પણ ત્રણ કરણ તથા ત્રણ યોગથી જીવનપર્યંત સાવચેતી-પૂર્વક પાળવું પડે છે.

જે પૂર્ણ અહિંસક તથા સત્યવાદી હોય તે ચોરી કરવાની કલ્પના પણ કરી કેમ શકે? તે તો બીજાને પૂછ્યાં વિના દાંત ખોતરવાની સળી પણ લે નહિ. આ અચૌર્ય નામનું મહાવ્રત પણ ત્રણ કરણ તથા ત્રણ યોગથી જીવનપર્યંત પાળવું પડે છે.

બ્રહ્મચર્ય એ તો સંયમનું મૂળ છે અને બધાં વ્રતોમાં તેનું સ્થાન મહત્ત્વનું છે એટલે સંયમી પુરુષે પૂર્ણ બ્રહ્મચર્યના પાલન માટે ઇન્દ્રિયોને ઉત્તેજિત કરે એવાં કામભોગનાં રસિક પદાર્થોનો

પરિત્યાગ કરવો જોઈએ આ ચોથું બ્રહ્મચર્યવ્રત નામનું મહાવ્રત પણ ત્રણ કરણ તથા ત્રણ યોગથી જીવનપર્યંત પાળવું પડે છે

જેમણે સંસારનો ત્યાગ કર્યો છે તે સાધુપુરુષ સંયમના નિર્વાહાર્થે જે વસ્ત્ર-પાત્ર આદિનો પરિમિત તથા શાસ્ત્રવિહિત પરિગ્રહ રાખે છે તદુપરાંત તેમને ધન-ધાન્ય, ઘરબાર, નોકર-ચાકર આદિ સંસારસંબંધી પ્રત્યેક વસ્તુ ઉપરનો મમત્વભાવ છોડી દેવો પડે છે એટલું જ નહિ પણ સર્વ આરંભ-સમારંભનો પરિત્યાગ કરી નિર્મમત્વને કેળવવું પડે છે આ નિષ્પરિગ્રહ નામનું મહાવ્રત પણ ત્રણ કરણ અને ત્રણ યોગથી જીવનપર્યંત પાળવું પડે છે

આ સિવાય સાધુપુરુષોએ જીવનપર્યંત રાત્રિભોજનનો સર્વથા ત્યાગ કરવો પડે છે રાત્રિના સમયે ત્રણ કરણ તથા ત્રણ યોગથી જીવનપર્યંત ચારે પ્રકારના આહાર ન કરવાનું વ્રત પણ ગ્રહણ કરવું પડે છે.

આ ઉપરાંત બાવીશ પરિષહોને તથા માથે આવી પડેલા અનેક ઉપસર્ગોને પણ સમતાપૂર્વક સહન કરવા પડે છે

આ પ્રમાણે પૂજ્યશ્રી પ્રતિદિન દીક્ષાર્થી પાસે ભવ્યાત્માઓને સાધુવૃત્તિની કેળવણીની તાલીમ બરાબર આપવા લાગ્યા વૈરાગ્યનો રંગ હૃદયમાં સાંગોપાંગ ઊતરી જવાને કારણે કુંવરજીભાઈ આદિ પાંચે દીક્ષાર્થીઓ થોડા સમયમાં પૂજ્યશ્રીની સૂત્રવાણીને સમજવા લાગ્યા અને તેને જીવનમાં પણ ઉતારવાને સમર્થ બની શક્યા. શાસ્ત્રીય જ્ઞાનનો અભ્યાસ વ્યવસ્થિત રીતે ચાલવા લાગ્યો. કુંવરજી-

ભાઇ તથા માનકુંવરબાઇની પ્રજ્ઞા વિશેષ તીક્ષ્ણ અને તેજસ્વિની હોવાને કારણે ઉક્ત જ્ઞાન ઉપરાંત ષડ્દ્રવ્યાદિ અને શાસ્ત્રાધ્યયનોનું સારું જ્ઞાન સંપાદન કરી શકયા.

વૈરાગ્યની સાથે જ્ઞાનનો હવે સુમેળ થવાથી એ પાંચે ભવ્યાત્માઓની વિરક્તિ વિશેષ વધવા પામી અને સંસારનાં સંસ્કારો નિર્મૂળ થવાથી સંસારમાંથી નિષ્ક્રમણ કરવાની ભાવના તીવ્રભાવે પેદા થવા લાગી. હવે દીક્ષાર્થીઓના હૃદયમાં સંસારની ઋદ્ધિ, ધનવૈભવનો વિલાસ, સંબંધીઓનો સ્નેહસંબંધ વગેરે શલ્યરૂપે ખૂંચવા લાગ્યાં. હવે પાંચ મહાવ્રતો, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, બાહ્ય-અભ્યંતર તપ-સમાધિની સાધનામાં ચિત્ત પરોવાઇ ગયું. તેઓ હવે નિર્મમ, નિરહંકાર તથા નિઃસંગ બનવાના લક્ષવાળાં થયાં અને પરિણામે તેમનામાં ત્રસ-સ્થાવર આદિ સર્વ ભૂતો-પ્રાણીઓ પ્રત્યે સમભાવ પેદા થવા પામ્યો હતો. હવે તેમની સમવૃત્તિ પણ પરાકાષ્ઠાએ પહોંચવા પ્રયત્ન કરતી હતી. તેમને લાભાલાભ, સુખ-દુઃખ, નિંદા-પ્રશંસા, માન-અપમાન અને જીવન-મરણ પ્રત્યે પણ હવે સમભાવ પ્રગટ્યો હતો. કષાય અગ્નિ જાણે સમવૃત્તિના શીતલ જલથી શમી ગયો હોય એમ તેમના જીવનની શાન્તિ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું.

આ પ્રમાણે ડુંગરશીભાઇ આદિ પાંચે દીક્ષાર્થી આત્માઓનાં જીવન જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ તથા શુદ્ધ વૈરાગ્ય ભાવનાથી વાસિત તથા ભાવિત થએલા જાણી તથા ચાતુર્માસનો સમય લગભગ પૂર્ણ થવા આવ્યો છે એમ જાણી પૂજ્યશ્રીએ દીક્ષાર્થીઓને દીક્ષા આપવાની અનુમતિ આપી.

જ્યારે શ્રાવક-સઘને જાહેરરૂપે જાણવામા આવ્યુ કે-કુમરશી ભાઈ આદિ પાચ ભવ્યાત્માઓ દીક્ષા લેવા ચાહે છે અને દીક્ષા લીધા પહેલા પૂર્વ તૈયારીરૂપે તેઓએ જ્ઞાન, દર્શન ચારિત્ર તથા તપ આદિ આત્મિક ગુણોની યથાશક્તિ આરાધના પણ કરી છે ત્યારે શ્રી સઘમા અપૂર્વ આનદ પ્રસરી ગયો અને તે પ્રસગે કમળશીભાઇ પાસે ચતુર્વિધ શ્રી સઘની સમક્ષ વિધિવત્ અનુજ્ઞા-રજા માગવામા આવી શ્રી કમળશીભાઇ તથા શ્રી સઘે તે પાચે ભવ્યાત્માઓને સર્વવિરતિ ચારિત્રની દીક્ષા આપવાનો શુભ દિવસ વિક્રમ સવત્ ૧૮૧૫ના કારતક વદિ ૧૦ના શુભ+ વારે મુકરર કર્યો *

---

+ શુભ વાર એટલે ગુરુવાર ગણાય છે

* વિક્રમ સવત્ ૧૮૧૪ની સાલમા દીવનગરથી અમુક કોષને અતરે અમુક આર્યાજીઓ નજીકના સ્થળે ચતુર્માસ સ્થિત હતા તેમની તરફ પૂજ્યશ્રીની અનુજ્ઞાથી દીવના શ્રી સઘે દૂતદ્વારા વિનતિપત્ર લખીને મોકલ્યા બેલ પૂજ્યશ્રીનો શુભ સદેશ મળતા ચતુર્માસના સ્થાનેથી કાર્તિક વદિ ૧ના દિવસે વિહાર કર્યો અને ઉગ્ર વિહાર કરી તેઓ દીક્ષાના નિશ્ચિત દિવસ પહેલા દીવબદર પધાર્યા

સાભળવા પ્રમાણે આ આર્યાજી પૂજ્યશ્રી ધર્મદાસજી મહારાજશ્રીના સુશિષ્ય મૂળચદ્રજી સ્વામીના આજ્ઞાનુવર્તી મહાસતીજી બાળબ્રહ્મચારિણી રાધાકુવરબાઈ તથા બાળબ્રહ્મચારિણી આર્યાજી રૂપકુવરબાઈ આર્યાજીના ઉત્તરોત્તર પરિવારના આર્યાજી રૂપબાઇ વગેરે આર્યાજી હતા

## પ્રકરણ તેરમું : : નિષ્ક્રમણ

પૂજ્ય પિતાની તથા શ્રી સંઘ સમસ્તની લેખિત આજ્ઞા મળી ગઇ હતી માટે હવે સંસાર-નિષ્ક્રમણના વિલંબનું કશું કારણ હતું નહિ. 'શુભસ્ય શીઘ્રમ્'ની કહેવત મુજબ વહેલાસર દીક્ષાની તૈયારીઓ તડામાર શરૂ થઇ. શ્રી સંઘે આ શુભ પ્રસંગે-વિ. સં. ૧૮૧૫ના કાર્તિક કૃષ્ણા દશમીનો માંગલિક દિવસ નિશ્ચિત કર્યો હતો. એ પુણ્ય ઘડી નજદીક આવતી જતી હતી. કમળશીભાઇ શ્રાવકના પુત્ર ડુંગરશીભાઇ હવે વીરપુત્ર બનવા જતા હતા. શ્રી કમળશીભાઇનું કુટુંબ મહાવીર ભગવાનનું કુટુંબ-જગદુદ્ધાર માટે-બનવા જતું હતું.

આ શુભ સમાચાર વિજળી વેગે ગામ-પરગામ પહોંચી વળ્યા. આખો સાગરકાંઠો (કાંઠાળ પ્રદેશ) જયજયકારના નાદથી અને આનંદોત્સાહનાં આંદોલનોથી ગાજી ઊઠ્યો હતો. જેમ જાનૈયાઓ જાનમાં જવા માટે લગ્નદિવસની રાહ જુએ છે તેમ ભાવિક જનો આ દીક્ષોત્સવના માંગલિક અવસરની રાહ જોવા લાગ્યા.

સમય અને ભરતી કોઇની રાહ જોતા નથી. દિવસો ઉપર

દિવસો વ્યતીત થવા લાગ્યા ને કાર્તિક કૃષ્ણા દશમીનો પુણ્ય-પ્રભાત ઊગ્યો. તે પવિત્ર દિવસ દીવનગર માટે મહાપર્વ બની ગયો હતો. દીવનગરના શ્રી સંઘે દીક્ષોત્સવ સાનંદ-સોલ્લાસ ઊજવવા માટે ખૂબ તૈયારીઓ કરી રાખી હતી. ગામ પરગામ દીક્ષોત્સવમાં ભાગ લેવા માટે શ્રી સંઘો ઉપર આમંત્રણ-પત્રિકાઓ મોકલવામાં આવી હતી. આ પ્રસંગે આસપાસના ગામ-પરગામથી-દૂર દૂરના નગરોમાંથી-પ્રાન્તોમાંથી વિરલ ગુરુદર્શન કરવા માટે તથા દીક્ષોત્સવમા ભાગ લેવા માટે માનવ-મેદની ત્યાં ઊલટી પડી હતી. લોકોના ઉત્સાહ અને પ્રેમનું માપ કાઢવું ભારે મુશ્કેલ હતું. મંગલ પ્રભાતમા શ્રાવિકાઓ ધાર્મિક મંગલગીતો ગાતી ગુરુદર્શને આવતી હતી શ્રાવક-સંઘ આજે અપૂર્વ આનંદમા મશગૂલ હતો. દીક્ષાસ્થાન તરીકે દીવનગરની બહાર આવેલ સુંદર ઉદ્યાન નિશ્ચિત કરવામાં આવ્યું હતું. મંગલમુહૂર્તે ભવ્ય દીક્ષાર્થીઓને મોટા આડંબરપૂર્વક-વાજીંત્રોના સરોદા સાથે-ઘણા જ સન્માનપૂર્વક સ્થાનસ્થાને લઇ જવામાં આવ્યા

જ્યારે દીક્ષાર્થીઓને સંસારમાંથી નિષ્ક્રમણ કરવા માટે નગરમધ્યમાંથી લઇ જવામા આવતા હતા ત્યારે તે વખતનું દેવદુર્લભ દશ્ય ખરેખર અલૌકિક હતુ દીક્ષાર્થીઓના મુખમંડલ ઉપર તરવરતો વૈરાગ્યરંગ દર્શનાર્થીઓના હૃદયને પણ રંગી રહ્યો હતો. બધા લોકો એક સ્વરે તેમના ત્યાગ અને વૈરાગ્યની પ્રશંસા કરતા હતા આખા નગરમા જાણે ધર્મમય વાયુમંડલ પ્રસરી ગયું હતું. બધા લોકો આ આદર્શ પરિવારની ધર્મનિષ્ઠાથી ખૂબ જ પ્રભાવિત થયા હતા અને દીવનગરને ધન્ય માનતા હતા કે આજે

આ નગરમાંથી આવાં ભાવ-રત્નો પાક્યાં છે. એ ભાવ સાધુત્વ-સાધકોનાં દર્શન કરી સૌ પોતપોતાના જીવનને કૃતકૃત્ય તથા ધન્ય માનતા હતા.

જે બગીચામાં ભાવ-દીક્ષાર્થીઓને લાવવામાં આવ્યા હતા તે જ બગીચામાં તેઓના ભવતારક સદ્‌ગુરુ સંત-શિષ્યો સાથે આવી પહેલેથી બિરાજી રહ્યા હતા.

બધા દીક્ષાર્થીઓ આખરે મંગલમુહૂર્તે ગુરુદેવ પૂજ્યશ્રી રત્નસિંહજી મહારાજશ્રીની સમીપ આવી પહોંચ્યા. બધાએ તેમને તથા અન્ય મુનિઓને વિધિપૂર્વક વંદના કરી, નમસ્કાર કર્યા અને બે હાથ જોડી બધા વતી ડુંગરશીભાઇ વિનમ્રભાવે કહેવા લાગ્યા કે:

"હે ભગવન્! આ સકળ સંસાર જન્મ, જરા, મરણની વેદનારૂપી ભઠ્ઠીમાં બળી રહ્યો છે. સંસારના સમસ્ત પ્રાણીઓ વિવિધ પ્રકારની આધિ, વ્યાધિ તથા ઉપાધિઓથી પીડિત તથા સંત્રસ્ત છે. સંયોગનું સુખ ભોગવતાં વિયોગની વેદના સાથે આવી પડે છે. હૃદયમાં રહેલી કામનાઓ મનુષ્યોને અતિ સંકટ પેદા કરી રહી છે. કોઇને સંસારમાં સાચું સુખ કે ખરી શાન્તિ નથી. પ્રત્યેક જીવાત્મા પોતાના જીવનને દુ:ખોથી મુક્ત કરવા ચાહે છે. એટલા માટે અમે બધા આપના ચરણોની સેવામાં ઉપસ્થિત થયા છીએ. કૃપા કરીને અમને આપના શ્રમણસંઘમાં આવવાની સ્વીકૃતિ આપો અને અમારા પથ-પ્રદર્શક બની અમારી જીવન-નૌકાને સંસાર-સાગરથી પાર ઉતારો. જે દીક્ષાને આપ જેવા મહાપુરુષોએ પોતે ધારણ કરી છે તે જ ભવતારિણી ભાગવતી દીક્ષા અમે પણ ધારણ કરવા ચાહીએ છીએ."

આ પ્રમાણે કર્યા બાદ બધા દીક્ષાર્થીઓ ઇશાન ખૂણામાં ગયા અને ત્યાં જઇ સર્વપ્રથમ પરિધાન કરેલા વસ્ત્રો તથા અલંકારોનો ત્યાગ કર્યો. બાદ મસ્તક ઉપરના અમુક થોડાં કેશ રાખી બાકીના કેશોનું વપન કરાવ્યા બાદ સાધુપુરુષોનો પાવનકારી, મર્યાદાવાળો શ્વેતરંગી સાધુવેશ* ધારણ કર્યો તે શ્વેતરંગી સાધુવેશ પવિત્ર ધ્યાનના આદર્શનું સ્મરણ કરાવતો હતો અને આત્માને કષાય આદિ વિકારોથી મુક્ત કરી સ્વચ્છ-નિર્મળ બનાવવાની સાક્ષી આપતો હતો આ પ્રમાણે સાધુપુરુષનો દિવ્ય વેશ ધારણ કરી બધા દીક્ષાર્થીઓ અત્યન્ત વિનય અને નમ્રતાની સાથે

---

* સાધુજીનો વેશ

ચોલપટ્ટ, પછેવડી અને મુખવસ્ત્રિકા

૧ કેડથી નીચેનું પહેરવાનું વસ્ત્ર તે 'ચોલપટ્ટ' કહેવાય છે

૨ કેડથી ઉપર ડોક સુધીનું ઓઢવાનું વસ્ત્ર તે 'પછેવડી' કહેવાય છે

૩ મુખ ઉપર પોતાના મુખના માપપ્રમાણવાળું—આઠ પડવાળું કપડું અને તેમાં દોરો પરોવી મુખે બાંધવામાં આવે તેને મુહપત્તિ અથવા મુખવસ્ત્રિકા કહેવામાં આવે છે

સાધ્વીજીનો વેશ

૧ ચોલપટ્ટ, ૨ કંચવો, ૩ પછેવડી, ૪ મુખવસ્ત્રિકા, ૫ મસ્તકબંધ

કંચવો—તે છાતીના ભાગને મર્યાદાપૂર્વક ઢાંકનાર વસ્ત્ર

મસ્તકબંધ—મસ્તક ઉપર સવા હાથના ચોરસ કપડાના કટકાને ત્રાસો કરી બાંધવામાં આવે છે તે

શેષ ઉપર પ્રમાણે સમજવું

ગુરુદેવ શ્રી રત્નસિંહજી સ્વામીની સમક્ષ ઉપસ્થિત થયા અને કહેવા લાગ્યા કેઃ

" હે પૂજ્ય ગુરુદેવ ! આપ સંસાર–સાગરમાંથી તરવા માટે ચારિત્રધારક બન્યા છો, અમે પણ આપના કલ્યાણકર માર્ગનું અનુસરણ કરવા ચાહીએ છીએ; માટે અમને પણ ચારિત્ર અર્થાત્ દીક્ષા આપી કૃતાર્થ કરો એ જ અમારી યાચના છે. "

દીક્ષાર્થીઓની પ્રાર્થનાને ધ્યાનમાં લઇ પૂજ્યશ્રીએ શ્રી ચતુર્વિધ સંઘની ઉપસ્થિતિમાં કમળશીભાઇની પુનઃ અનુમતિ લઇ મધ્યાહ્નના શુભ મુહૂર્તે ઉત્તરફાલ્ગુની નક્ષત્રના શુભ યોગે પાંચે દીક્ષાર્થીઓને ઇશાન ખૂણા તરફ ઊભા રાખી શ્રીમુખે સર્વપ્રથમ માંગલિક વચન સંભળાવ્યા બાદ સામાયિક સૂત્ર* વિધિવિધાન સહિત અદરાવ્યું અર્થાત્ દીક્ષામંત્ર સંભળાવ્યો.

સામાયિક સૂત્રનો દીક્ષામંત્ર સંભળાવી ગુરુદેવે અનેક જીવોની રક્ષા કરવાના સાધનભૂત રજોહરણ દરેકને આપ્યો. પછી આ ભીષણ પ્રતિજ્ઞાનું મહત્ત્વ મુખ્યત્વે દીક્ષિત આત્માઓને અને

---

*દીક્ષાવિધિ–

પ્રથમ ક્ષેત્રવિશુદ્ધિ કર્યા બાદ કેશલુંચનનો વિધિ, ત્યારબાદ સામાયિક ચારિત્રનાં વિધિસૂત્રોનું ઉચ્ચારણ–નવકારમંત્ર, તિક્ખુત્તો (ગુરુવંદનાનો પાઠ), ઇરિયાવહિ, તસ્સ ઉત્તરી ( ઇરિયાવહિનો કાયોત્સર્ગ ), લોગસ્સનો પાઠ બોલ્યા બાદ ભાવ દીક્ષાર્થીઓનો સવિધિ વંદનવ્યવહાર. બાદ ૧૮ પાપોને નાશ કરનાર નિરવદ્ય–પાપ રહિત–સામાયિક ચારિત્ર–કરેમિ ભંતેનો પાઠ. યાવજ્જીવન ત્રણ કરણ અને ત્રણ યોગથી પ્રત્યાખ્યાન, પછી ત્રણ નમોત્થુણં.

ગૌણદૃષ્ટિએ જનસમાજને સમજાવવા માટે પૂજ્યશ્રીએ પોતા ઉદ્‌ગારો નીચે પ્રમાણે જણાવ્યા કેઃ

"જૈનદીક્ષા એ કાંઈ બે ચાર વર્ષની રમત નથી પણ ય જીવન એટલે આખી જિંદગીપર્યંતની એ સંયમ-સાધના તલવારની ધાર ઉપર ચાલવાની આ કસરત છે દાંતો લોઢાના ચણા ચાવવાની ચતુરાઈ છે મીણના ઘોડા ઉ બેસી અગ્નિની આચમાંથી પસાર થવાનું પરાક્રમ આલંબન વગર આકાશમાં અદ્ધર રહેલી નટની દોરી ઉ દોડવાની દક્ષતા છે આ દુષ્કરતા તે માત્ર ઘરબારનો ત્ય કરવો, તૈયાર મળે તેમાંથી જ શુદ્ધ આહાર લેવો પ્રા પાણી લેવું, પગે ચાલી પંથ કાપવો, શીત, તાપ સ કરવા, કેશનો લોચ કરવો, ઉઘાડે પગે તથા ઉઘાડે મ રહેવું વગેરે બાહ્ય ત્યાગ વ્યવહાર ચારિત્રની આધના માટે આ ઉપરાંત આંતરત્યાગ કષાયવિજય, ઇન્દ્રિય-દમ મનોનિગ્રહ, ઉપશમ આદિ અનેકવિધ આત્મ-દમનની પ્રવૃ ઓને લઈને સંયમમાર્ગ વધારે દુષ્કર ગણાય છે.

ઘણા લોકો માન-પાન કીર્તિને ખાતર બાહ્ય ત્યા કરે છે પણ ત્યાગ તો ખરા વૈરાગ્યથી જ થાય છે 'ત્યા ન ટકે વૈરાગ્ય વિના' એ વચન યથાર્થ છે શ્રી ભગવ સૂત્રના પ્રથમ શતકના પ્રથમ ઉદ્દેશામાં પણ કહ્યું છે કે ઘરબારનો ત્યાગ કર્યો પણ અંદરના આશ્રવદ્વારો રોકયા નથી એવા દંભસેવી સાધુઓ ભવબીજરૂપ ચીકણ

કર્મ બાંધે છે. એટલા માટે આંતરરિપુઓ ઉપર જય મેળવવો એ જ બાહ્ય પદાર્થોના ત્યાગનું લક્ષ્ય હોવું જોઇએ.

આ દીક્ષા સામાન્ય દીક્ષા નથી. સંસાર-સાગરને પાર ઉતારનાર આ ભાગવતી દીક્ષાને અનાદિ કાળથી અનંત તીર્થંકરોએ, ચક્રવર્ત્તીઓએ, માંડલિકોએ તથા બીજા અનેક મહાપુરુષોએ ધારણ કરેલ છે. પ્રકૃષ્ટ પુરુષાર્થી આત્મા થયો હોય તો જ આ દીક્ષાને ધારણ કરી શકાય છે. જેમણે સંસારને અસાર સમજી અભિનિષ્ક્રમણ કર્યું છે તેઓ સંસારના કોઇપણ પદાર્થોમાં અનુરાગ રાખે નહિ પરંતુ તેમનું ધ્યાન એકમાત્ર ધર્મની આરાધનામાં જ પરોવાએલું હોય. તેમનું જીવન ધર્મમય જ બની જવું જોઇએ. ધર્મ એ જ તેમના જીવનનો મંત્ર અને ધર્મની આરાધના એ જ એમની ધૂન હોવી જોઇએ.

આ દીક્ષા જીવનપર્યંત સંયમપાલન કરવાની દીક્ષા છે. જે ભાવપૂર્વક તમે પાંચે ય ભવ્યાત્માઓએ દીક્ષા-અંગીકાર કરી છે તે ભાવમાં વૃદ્ધિ હોવી જોઇએ. જો તમારા હૃદયમાં સંસારની માયાથી મુક્ત થવાની સાચી કલ્યાણભાવના હશે તો કઠિન માર્ગ પણ તમારા માટે સુગમ અને શ્રેયસ્કર બની જશે. હે દેવાનુપ્રિયો! એટલા માટે હું પુનઃ પુનઃ કહું છું કે, દીર્ઘ દૃષ્ટિએ તમારા આત્મહિતનો વિચાર કર્યા કરશો અને સંયમનું નિરતિચાર પાલન થાય તે માટે સતત પ્રયત્નશીલ અને જાગ્રત રહેશો તો તમારું કલ્યાણ થશે. "

પૂજ્યશ્રીની સમયોચિત સૂચનાઓનો દીક્ષાર્થીઓએ નતમસ્તકે સ્વીકાર કર્યો અને વંદન-નમસ્કાર કરી બધાએ પોતાનો .

સંકલ્પ પુનઃ જાહેર કર્યો તેમજ ગુરુવાક્યને તહત્તિ-બરાબર છે એમ કહી શિરોધાર્ય કર્યું. ત્યારબાદ ગુરુદેવે તે પાંચે દીક્ષિત ભવ્યાત્માઓને શ્રી સંઘ સમક્ષ નીચે પ્રમાણે નામ-સ્થાપનસંસ્કાર કર્યો ૧-મુનિશ્રી ડુંગરસિંહજી સ્વામી, ૨-મુનિશ્રી હીરાચંદજી સ્વામી, ૩-આર્યાજી હીરબાઈ મહાસતી, ૪-આર્યાજી વેલબાઈ મહાસતી અને ૫-બાળબ્રહ્મચારિણી મહાસતી માનકુંવરબાઈ આ પ્રમાણે નામાભિધાનથી તેઓને હવે જિંદગીપર્યંત ઓળખવાના છે એમ શ્રી ગુરુદેવે જાહેર કર્યું અને મુનિશ્રી ડુંગરસિંહજી સ્વામીને તથા મુનિશ્રી હીરાચંદજી સ્વામીને પોતાના શિષ્ય તરીકે ગણ્યા અને શેષ ત્રણ આર્યાજીઓને ત્યાં હાજર રહેલા આર્યાજીઓની દેખરેખ નીચે સોંપ્યા

આ પ્રમાણે દીક્ષાવિધિ કર્યા બાદ ગુરુદેવે નવદીક્ષિત સાધુ-સાધ્વીઓને નીચે પ્રમાણે કર્તવ્યશિક્ષા આપી -

जयं चरे जयं चिट्ठे, जयमासे जयं सए ।
जयं भुजंतो भासंतो, पावकम्मं न बंधइ ॥ दश० ४-९

**અર્થાત્**-યતનાપૂર્વક-અત્યંત વિવેક અને સાવધાનીપૂર્વક ચાલવું, બેસવું, સૂવું, આહાર કરવો, બોલવું કે જે યતના-ઉપયોગપૂર્વક પ્રવૃત્તિ કરે છે અર્થાત્ પોતાના મન, વચન અને કાયાની પ્રવૃત્તિને વિવેકની સાથે જોડી દે છે તે સાધુપુરુષ પાપકર્મો બાંધતો નથી

એટલા માટે હે આત્મબંધુઓ ! તમે સૌ સ્વ-પરના કલ્યાણ માટે પ્રત્યેક પ્રવૃત્તિ યતનાપૂર્વક કરજો માયા, મિથ્યાત્વ અને

નિદાનરૂપ શલ્યોનો સર્વથા પરિત્યાગ કરજો. મનોજ્ઞ કે અમનોજ્ઞ વિષયો ઉપર રાગદ્વેષ ન કરજો. લૂખું-સૂકું, બચેલું-વધેલું અને નિર્દોષ ખાન-પાન લાવી જીવનનિર્વાહ ચલાવજો. આદર-સત્કાર અને પૂજા-પ્રતિષ્ઠાની અભિલાષા ન રાખજો. જંત્ર, મંત્ર, તંત્ર કે ભવિષ્ય-ભાષણ આદિ સંસારના પ્રપંચકાર્યોમાં ન પડજો. લૌકિક લાભની પ્રાપ્તિ માટે કોઇ ગૃહસ્થ આદિની ખોટી પ્રશંસા ન કરજો તેમજ કોઇ આહારપાણી ન આપે અથવા બીજી યોગ્ય વસ્તુને માટે મના કરે તો પણ તેમના ઉપર રુષ્ટ-નારાજ ન થજો તેમજ આપનાર ઉપર તુષ્ટ ન થજો. ટૂંકમાં રાગદ્વેષની પ્રત્યેક પ્રવૃત્તિથી પૃથક્ રહેજો. દેવ, દાનવ કે માનવ તથા તિર્યંચદ્વારા ઉપસ્થિત કરવામાં આવેલ ઉપસર્ગોને ધૈર્યપૂર્વક સહન કરવાં, કષાયોથી દૂર રહેવું, આર્ત્તધ્યાન તથા રૌદ્રધ્યાનનો ત્યાગ કરવો, કોઇની વિકથા ન કરવી, વ્રતો, સમિતિઓ તથા ગુપ્તિમાં હમેશાં દૃઢ રહેવું, આઠ મદોનો ત્યાગ કરવો, બ્રહ્મચર્યની નવ વાડોનું યથાવિધિ પાલન કરવું. દશ સાધુધર્મોની સદા આરાધના કરવામાં પ્રયત્નશીલ રહેવું, હમેશાં આત્માનું સંશોધન કરવું, હૃદયમાં કોઇ દિવસ કુત્સિત ભાવને ઉત્પન્ન થવા ન દેવો; આત્મિક નિર્બળતાને કારણે જો કદાચિત્ સ્ખલના થઇ ગઇ હોય તો તત્કાલ તેની નિંદા-ગર્હા કરવી અને જિન-આજ્ઞાનુસાર તેનું પ્રાયશ્ચિત્ત લેવું તથા શત્રુ-મિત્ર ઉપર સમતાભાવ રાખવો, સંક્ષેપમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા તપ એ મોક્ષમાર્ગોની આરાધના કરવામાં હમેશાં જાગ્રત અને પ્રયત્નશીલ રહેવું."

ગુરુદેવે આ પ્રમાણે સાધુ-ધર્મની આવશ્યક હિતશિક્ષા આપ્યા

બાદ જે દુષ્પ્રવૃત્તિઓથી આત્માનું અહિત થાય છે તે પાપશ્રમણની પ્રવૃત્તિઓથી દૂર રહેવાની હિતશિક્ષા આપતા કહ્યું કે

"જે સાધુ-સાધ્વીઓ ચારિત્ર ગ્રહણ કર્યા બાદ પોતાના મનની ઇચ્છા પ્રમાણે ધર્મવિરુદ્ધ વ્યવહાર કરવા લાગે છે તે પાપશ્રમણ કહેવાય છે. એટલા માટે તમે સૌ પાપશ્રમણતાથી હમેશાં બચતા રહેજો

"અતિ નિદ્રાશીલ બનવું અર્થાત્ ખાઇ-પીને સુખપૂર્વક સૂતા રહેવું, આચાર્ય, ઉપાધ્યાય તથા રત્નાધિકનો વિનય ન કરવો પણ તેમના ઉપર ક્રોધ કરવો, તેમને સતુષ્ટ ન રાખવા, ષટ્કાયની રક્ષા ન કરવી, શય્યા તથા આસન આદિનો પ્રતિલેખન અને પ્રમાર્જન કર્યા વિના ઉપયોગ કરવો, અયતનાપૂર્વક પ્રત્યેક પ્રવૃત્તિ કરવી, ક્રોધશીલ બનવુ, ગુરુનો તિરસ્કાર કરવો, માયાચારનુ સેવન કરવુ, નકામી ખૂબ વાતો કરવી, અભિમાન કરવું, ઇન્દ્રિયો તથા મનનો નિગ્રહ ન કરવો, કોઇની ઠઠ્ઠા મશ્કરી કરવી, જ્યા ત્યા ઉઠવુ-બેસવું, દૂધ, દહીં, ઘી આદિ વિકૃતિને પેદા કરે એવા ઉત્તેજક પદાર્થોનું વારવાર સેવન કરવુ, તપશ્ચરણ પ્રત્યે અનુરાગ ન રાખવો, સૂર્ય અસ્ત થયા બાદ પણ ખાવુ-પીવુ, સ્વચ્છંદ વિહાર કરવો વિગેરે પાપશ્રમણના લક્ષણો છે. પાપ-શ્રમણ આ ભવ તથા પરભવ બન્નેને પોતાની પાપ-પ્રવૃત્તિઓથી બગાડે છે એટલા માટે આ દોષોનું કોઇ દિવસ આચરણ ન કરવુ પણ પરમાર્થમા એકાગ્ર, એકનિષ્ઠ અને તન્મય થઇને રહેવું એમા જ સાધુતાની શોભા છે.

"પ્રાત કાલ અને સાયંકાલ પ્રતિક્રમણ આદિ આવશ્યક ક્રિયાઓ નિયમિત કરવી. પ્રતિલેખનાના સમયનો વ્યતિક્રમ કરવો ન

જોઇએ. જ્ઞાનરૂપી ઘોડા ઉપર સવાર બની, તપરૂપી તલવાર હાથમાં લઇ કર્મરૂપ શત્રુઓ ઉપર પૂર્ણ વિજય પ્રાપ્ત કરવો.

" આ પ્રમાણે જ્ઞાન, દર્શન અને ચારિત્ર–રત્નત્રયનું યથોચિત પાલન કરવાથી સાધુત્વદશા શોભી ઉઠશે. સાધુત્વની શિક્ષાઓને જીવનમાં મૂર્ત સ્વરૂપ આપવાથી તમારા આત્માનું તો કલ્યાણ થશે જ પરંતુ સાથેસાથે જિનશાસનનો પણ ઉદ્યોત થવાની સાથે સ્વ–પરનું કલ્યાણ અવશ્ય સાધી શકશો. "

પૂજ્યશ્રીની આ હિતકારિણી શિક્ષાને એ પાંચે દીક્ષિત ભવ્યાત્માઓએ આદરપૂર્વક શિરોધાર્ય કરી અને ભક્તિભાવપૂર્વક તેમને વંદન–નમસ્કાર કરી પોતાના જીવનને આજે ધન્ય અને કૃતાર્થ માનવા લાગ્યા.

સારબાદ માનવમેદની પણ વંદન–નમસ્કાર કરી છૂટી પડી અને સંતો તથા સાધ્વીઓ પણ વંદનાવ્યવહાર કરી યથાસ્થાને પધાર્યા.

## ——પ્રકરણ ચૌદમુ : : ચારિત્ર-સ્વીકાર——

**પૂજ્યશ્રીની** પાસે શ્રી ચતુર્વિધ સંઘ સમક્ષ સમભાવમાં-આત્મિક શુદ્ધ દશામા-સ્થિર રહેવા તથા બધી અશુદ્ધ પ્રવૃત્તિઓનો ત્યાગ કરવારૂપ 'સામાયિક-ચારિત્ર'નો* પાચે દીક્ષિત બન્યા ત્માઓએ અંગીકાર કર્યા બાદ, સાત દિવસને× અંતરે તેમને પ્રથમ છેદોપસ્થાપનીય નામનુ ચારિત્ર આપવાનો વિધિ કરવામા આવ્યો.

પ્રથમ દીક્ષા લીધા બાદ વિશિષ્ટ શ્રુતનો અભ્યાસ કરી,

---

*સર્વ કર્મોનો નાશ કરનારુ એવુ ચારિત્ર પાચ પ્રકારનુ છે ૧-સામાયિક ચારિત્ર, ૨-છેદોપસ્થાપનીય ચારિત્ર, ૩-પરિહારવિશુદ્ધ ચારિત્ર, ૪-સૂક્ષ્મસંપરાય ચારિત્ર, ૫-યથાખ્યાત ચારિત્ર ઇત્વરિક એટલે થોડા વખત માટે કે યાવત્કથિક એટલે આખી જિંદગી માટે જે પહેલીવહેલી મુનિદીક્ષા લેવામા આવે છે તે સામાયિક ચારિત્ર છે આ પછીના ચારે ભેદો પણ સામાયિક રૂપ જ છે, પરંતુ કેટલીક આચાર અને ગુણની વિશેષતાને લીધે તેમને જુદા પાડયા છે

× પ્રથમ સામાયિક ચારિત્ર પછી બીજુ છેદોપસ્થાપનીય ચારિત્ર સ્વીકાર કરવાની મુદ્દતના ત્રણ પ્રકાર છે, જઘન્ય ૭ દિવસ મધ્યમ ચાર માસ અને ઉત્કૃષ્ટ છ માસ આ માટે જુઓ સ્થાનાંગ સૂત્રનુ ત્રીજુ સ્થાન.

વિશેષ શુદ્ધિ ખાતર જે જીવનપર્યંતની ફરી દીક્ષા લેવામાં આવે છે તે; તેમજ પ્રથમ લીધેલ દીક્ષામાં દોષાપત્તિ આવવાથી તેનો છેદ કરી, નવેસર દીક્ષાનું ફરીથી જે આરોપણ કરવામાં આવે છે તેને છેદોપસ્થાપનીય ચારિત્ર કહેવામાં આવે છે.

આ ચારિત્ર આપવાનો વિધિ કરાવતાં પૂજ્યશ્રીએ શ્રમણસંઘ સમક્ષ નવદીક્ષિતો પાસે પાંચ મહાવ્રતો તથા છઠ્ઠા અરાત્રિભોજન-વ્રતની પ્રતિજ્ઞાઓનું સ્વમુખે ઉચ્ચારણ કરાવ્યું તથા પાંચ મહાવ્રતોનું બરાબર પાલન થાય તે માટે પાંચ ભાવનાઓની સમજુતી આપી.

## પાંચ મહાવ્રતોની પ્રતિજ્ઞાઓ:

**પ્રથમ મહાવ્રત-અહિંસાવ્રત:**

पढमे भंते ! महव्वये पाणाइवायाओ वेरमणं । सव्वं भंते ! पाणाइवायं पच्चक्खामि । से सुहुमं वा बायरं वा तसं वा थावरं वा, नेव सयं पाणे अइवाएज्जा, नेवऽन्नेहिं पाणे अइवायाविज्जा, पाणे अइवायन्तेऽवि अन्ने न समणुजाणेज्जा, जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि, न कारवेमि, करन्तंपि अन्नं न समणुजाणामि, तस्स भंते ! पडिक्कमामि निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि । पढमे भंते ! महव्वए उवट्ठिओमि सव्वाओ पाणाइवायाओ वेरमणं । —દશ. અ. ૪-૧

અર્થાત્-હે ભદન્ત ! જીવહિંસામાંથી વિરમવું એ પ્રથમ મહાવ્રત છે. હે પૂજ્ય ! હું સર્વ પ્રકારની જીવહિંસાનો ત્યાગ

કરું છું. કોઈ પણ પ્રાણ, પછી તે નાનો હોય કે મોટો હોય અથવા તો સ્થાવર હોય કે જંગમ હોય, પણ હું જાતે તેની હિંસા નહિ કરુ, બીજા પાસે નહિ કરાવુ કે કોઈ કરતો હશે તેને પણ અનુમતિ નહિ આપું મરતા સુધી મન, વાણી, કાયા એ ત્રણેથી હું જીવહિંસા નહિ કરુ, નહિ કરાવું કે કોઈ કરતો હશે તેને હું અનુમતિ નહિ આપુ હે ભદન્ત ! ભૂતકાળમાં કરેલી હિંસામાથી પણ હું પાછો ફરુ છું, તેની નિંદા કરુ છુ, તેની ગર્હા કરુ છુ, અને તે હિંસા કરનાર મારા આત્માનો ત્યાગ કરુ છુ

હે ભદન્ત ! સર્વ પ્રકારની જીવહિંસામાથી વિરમવારૂપી પ્રથમ મહાવ્રતમા હું સ્થિત થાઉં છું.

આ પ્રથમ મહાવ્રતની પાચ ભાવનાઓ* આ પ્રમાણે છેઃ

૧લી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી કોઈ જંતુને ક્લેશ ન થાય તે રીતે સાવધાનતાપૂર્વક (સાડાત્રણ હાથ આગળ નજર રાખીને) ચાલે, કારણ કે બેદરકારીથી ચાલે તો જીવ-જંતુની હિંસા થાય

૨જી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી પોતાનુ મન બરાબર તપાસે, તેને પાપયુક્ત, સદોષ, સક્રિય, કર્મબંધન ઉપજાવનાર તથા પ્રાણીઓના વધ, છેદ કે ભેદ અને કલહ પ્રદ્વેષ કે પરિતાપ યુક્ત ન થવા દે

*પાચ મહાવ્રતોની પ્રતિજ્ઞાઓ તથા પ્રત્યેકની પાચ ભાવનાઓ વિષે આચારાગ સૂત્રના ભાવનાધ્યયનમા વિચાર કરવામા આવેલ છે મૂળપાઠ માટે ત્યા જોઈ લેવુ આ ઉપરાંત દસવૈકાલિક તથા પ્રશ્નવ્યાકરણ સૂત્રમા પણ તેનો ઉલ્લેખ મળે છે

૩જી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી પોતાની વાણીને બરાબર તપાસે; તેને ઉપર પ્રમાણે પાપયુક્ત કે સદોષ તથા કલહ, પ્રદ્વેષ અને પરિતાપયુક્ત ન થવા દે.

૪થી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી વસ્તુમાત્રને બરાબર જોઇ તપાસી, સાફ કરીને લે કે મૂકે, કારણ કે બેદરકારીથી લે કે મૂકે તો જીવજંતુની હિંસા થાય.

૫મી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી પોતાનાં અન્નપાન પણ જોઈ-તપાસીને ઉપભોગમાં લે; કારણ કે બેદરકારીથી લે તો જીવજંતુની હિંસા થાય.

આટલું કરે તો આ મહાવ્રત શરીરથી બરાબર સ્વીકાર્યું, પાળ્યું, અમલમાં મૂક્યું કે જિનેશ્વરોની આજ્ઞા પ્રમાણે અનસર્યું કહેવાય.

—આચારાંગ સૂત્ર

આ અહિંસાવ્રતનો શાસ્ત્રકારોએ ખૂબ જ મહિમા વર્ણવેલ છે. શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં અહિંસાને ભગવતી માતા તરીકે વર્ણવવામાં આવેલ છે. એ ભગવતી અહિંસા ભયભીત જીવોને શરણના સ્થાન જેવી છે. પક્ષીઓને આકાશના આધાર જેવી છે. તૃષાતુરને પીવાના પાણી જેવી છે. ભૂખ્યાને ભોજન જેવી છે. સમુદ્રની મધ્યમાં વહાણ જેવી છે. ચૌપદ જીવોને આશ્રયના સ્થાન જેવી છે. રોગથી પીડાતા પ્રાણીઓને ઔષધના બળ જેવી છે. અટવીમાં મદદગાર સાથી જેવી છે. એવી વિશિષ્ટતરા એ અહિંસા છે. ત્રસ સ્થાવર જીવોને ક્ષેમ કરનારી અહિંસા છે.

પ્રશ્નવ્યાકરણ સૂત્ર, સંવરદ્વાર, અ. ૧લું

અહિંસા માતાની પેઠે સર્વ ભૂતોની હિતકારિણી છે; અહિંસા જ સંસારરૂપી મરુભૂમિમાં અમૃતનદી છે; અહિંસા દુઃખરૂપી દાવાગ્નિને શાન્ત કરનાર વરસતી વાદળી છે અને અહિંસા જ સંસારરૂપી રોગથી પીડિત લોકોને માટે પરમ ઔષધિ છે. આવા અહિંસાવ્રતનું આત્મહિતૈષી સાધકોએ પ્રાણના ભોગે પણ પૂર્ણ પાલન કરવું જોઇએ.

બીજું મહાવ્રત સત્યવ્રત:

अहावरे दुच्चे भंते ! महव्वए मुसावायाओ वेरमणं । सव्वं भंते ! मुसावायं पच्चक्खामि । से कोहा वा, लोहा वा, भया वा, हासा वा नेव सयं मुसं वएज्जा नेवऽन्नेहिं मुसं वायाविज्जा, मुसं वयंतेऽवि अन्ने न समणुजाणेज्जा जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करन्तं पि अन्नं न समणुजाणामि । तस्स भंते ! पडिक्कमामि निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि । दुच्चे भंते ! महव्वए उवट्ठिओमि सव्वाओ मुसावायाओ वेरमणं ॥ -દશ. ૪-૨

અર્થાત્-હે ભદન્ત ! અસત્ય બોલવામાંથી વિરમવું એ બીજું મહાવ્રત છે. હે ભદન્ત ! સર્વ પ્રકારની અસત્ય વાણીનો હું ત્યાગ કરું છું. ક્રોધથી, લોભથી, ભયથી કે હસવામાં હું જાતે અસત્ય નહિ બોલું, બીજા પાસે નહિ બોલાવું કે કોઇ બોલતો હશે તેને અનુમતિ પણ નહિ આપું. મરતાં સુધી મન, વાણી, કાયા એ ત્રણેથી હું અસત્ય નહિ બોલું, નહિ બોલાવું કે કોઇ બોલતો હશે તેને અનુમતિ નહિ આપું. હે ભદન્ત! ભૂત-

કાળમાં બોલેલા અસત્ય વચનમાંથી પણ હું પાછો ફરું છું, તેની નિંદા કરું છું, તેની ગર્હા કરું છું અને તે અસત્ય બોલનાર મારા આત્માનો પણ ત્યાગ કરું છું:

હે ભદન્ત ! સર્વ પ્રકારના અસત્ય બોલવામાંથી વિરમવારૂપ દ્વિતીય મહાવ્રતમાં હું સ્થિત થાઉં છું.

આ દ્વિતીય સત્યવ્રત નામના મહાવ્રતની પાંચ ભાવનાઓ નીચે પ્રમાણે ભાવવી જોઇએ.

૧લી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી વિચારીને બોલે, કારણ કે વગરવિચાર્યું બોલવા જતાં જૂઠ બોલાઇ જવાય.

૨જી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી ક્રોધનો ત્યાગ કરે, કારણ કે ગુસ્સામાં આવી જઇ જૂઠ બોલાઇ જવાય.

૩જી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી લોભનો ત્યાગ કરે, કારણ કે લોભમાં તણાઇ જૂઠ બોલાઇ જવાય.

૪થી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી ભયનો ત્યાગ કરે, કારણ કે ભયમાં આવી જઇ જૂઠ બોલાઇ જવાય.

૫મી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી હાસ્યનો ત્યાગ કરે, કારણ કે ટીખળ-મશ્કરીમાં જૂઠ બોલાઇ જવાય.

—આચારાંગ સૂત્ર, ભાવનાધ્યયન

આટલું કરવામાં આવે તો આ સત્યવ્રત આચર્યું કહેવાય.

સત્યવ્રતનો મહિમા શાસ્ત્રગ્રન્થોમાં ખૂબ જ વર્ણવવામાં આવેલ છે. શ્રી પ્રશ્નવ્યાકરણમાં तं सच्चं खु भयवं અર્થાત્ સત્ય એ તો ભગવાન છે એમ કહી સત્યવ્રતની મહત્તા બતાવવામાં આવેલ છે.

સત્ય વચન નિર્દોષ મહાપવિત્ર મોક્ષના હેતુરૂપ છે, ઉત્તમ આત્માઓવડે બહુમાન્ય છે, સુગતિનો માર્ગ દર્શાવનાર અને લોકમાં ઉત્તમવ્રત છે

પ્રશ્નવ્યાકરણ સૂત્ર, સંવરદ્વાર, અ. ૨જુ

સત્ય એ સર્વ જ્ઞાન અને ચારિત્રનુ મૂળ છે. અહિંસારૂપ તળાવને અન્ય વ્રતો પાળરૂપ છે તેમાંથી સત્યનો ભંગ થતાં આખી પાળ તૂટી જાય બધું નાશ પામે છે

આવા સત્યવ્રતનુ આત્મહિતૈષી સાધકોએ પૂર્ણ પાલન કરવુ જોઈએ.

**ત્રીજુ મહાવ્રત-અચૌર્યવ્રતઃ**

अहावरे तच्चे भंते! महव्वए अदिन्नादाणाओ वेरमणं। सव्वं भंते! अदिन्नादाणं पच्चक्खामि। से गामे वा, नगरे वा, रण्णे वा, अप्पं वा, बहुं वा, अणुं वा, थूलं वा, चित्तमन्तं वा, अचित्तमन्तं वा, नेव सयं अदिन्नं गिण्हिज्जा, नेवऽन्नेहिं अदिन्नं गिण्हाविज्जा, अदिन्नं गिण्हन्तेऽवि अन्ने न समणुजाणेज्जा, जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करन्तंपि अन्नं न समणुजाणामि। तस्स भंते! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि। तच्चे भंते! महव्वए उवट्ठिओमि सव्वाओ अदिन्नादाणाओ वेरमणं॥ -दश ४-३

અર્થાત્—હે ભદન્ત! ન આપેલી વસ્તુ ચોરી લેવાથી વિરમવું એ ત્રીજું મહાવ્રત છે. હે ભદન્ત! હું સર્વ પ્રકારની

ચોરીને ત્યાગ કરું છું. ગામ, નગર કે અરણ્યમાં, થોડું, બહુ, નાનું, મોટું, સજીવ કે નિર્જીવ એવું ન આપેલું કાંઇપણ હું જાતે નહિ ચોરી લઉં, બીજા પાસે નહિ ચોરાવું કે કોઇ ચોરતું હશે તેને અનુમતિ પણ નહિ આપું. મરતા સુધી મન-વચન-કાયા એ ત્રણેથી હું જાતે ચોરી નહિ કરું, બીજા પાસે નહિ કરાવું કે કોઇ ચોરી કરતો હશે તેને અનુમતિ પણ નહિ આપું. હે ભદન્ત ! ભૂતકાળમાં કરેલી ચોરીમાંથી પણ હું પાછો ફરું છું, તેની નિંદા કરું છું, તેની ગર્હા કરું છું અને તે ચોરી કરનાર મારા આત્માનો પણ ત્યાગ કરું છું.

હે ભદન્ત ! સર્વ પ્રકારની ચોરીમાંથી વિરમવારૂપી તૃતીય મહાવ્રતમાં હું સ્થિત થાઉં છું.

આ ત્રીજા મહાવ્રત-અચૌર્યવ્રતની પાંચ ભાવનાઓ આ પ્રમાણે કહેલી છે:

૧લી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી, વિચાર કરીને પરિમિત પ્રમાણમાં અવગ્રહ(વસ્તી) માગે.

૨જી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી, માગી આણેલ અન્નપાન આચાર્ય આદિને જણાવીને તેમની પરવાનગીથી જ ખાય.

૩જી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી, પ્રમાણસહિત (એટલે કાળ-ક્ષેત્રની હદ બાંધીને) અવગ્રહ (વસ્તી) માગે.

૪થી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી, અવગ્રહનું (વસ્તીનું) વારંવાર પ્રમાણ નક્કી કરતા જાય.

પમી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી, સાધર્મિકોની બાબતમાં–

તેમને મારે કે તેમની પાસેથી-પણ વિચારીને તથા પરિમિત પ્રમાણમાં જ વસ્તુઓ માગે.

—આચારાંગ સૂત્ર, ભાવનાધ્યયન.

આ અસ્તેયવ્રતની મહત્તા શ્રી પ્રશ્નવ્યાકરણ આદિ શાસ્ત્રોમાં ખૂબ જ બતાવવામાં આવેલ છે આ મહાવ્રત છે, ગુણવ્રત છે, પરદ્રવ્યના હરણ પ્રત્યે વિરક્તિરૂપ છે, અપરિમિત અને અનંત તૃષ્ણારૂપ અને વસ્તુઓમાં મહાઇચ્છારૂપ જે મન તે વડે થતું પાપ તેને સારી રીતે નિગ્રહ કરનારું, બાહ્ય અભ્યંતર ગ્રંથીને ટાળનાર, તીર્થંકરોએ કહેલું, આશ્રવ રહિત, નિર્ભય અને ઉત્તમ પુરુષોએ માન્ય કરેલું છે. —પ્રશ્નવ્યાકરણ સૂત્ર, સંવરદ્વાર, અ ૩જું.

" જેઓ અસ્તેયવ્રત પાળે છે તેમના અનર્થો દૂર થાય છે "

બીજાનું સર્વસ્વ હરવાની વાત તો દૂર રહી, માણસે તો બીજાએ ન આપેલું તણખલું પણ લેવું ન જોઇએ.

આવા અસ્તેયવ્રતનું આત્મહિતૈષી સાધકોએ પ્રયત્નપૂર્વક પાલન અવશ્ય કરવું જોઇએ

**ચોથું મહાવ્રત-બ્રહ્મચર્યવ્રત:**

अहावरे चउत्थे भंते ! महव्वए मेहुणाओ वेरमणं । सव्वं भंते ! मेहुणं पच्चक्खामि । से दिव्वं वा, माणुसं वा, तिरिक्खजोणियं वा, नेव सयं मेहुणं सेविज्जा, नेवऽन्नेहिं मेहुणं सेवाविज्जा, मेहुणं सेवन्तेऽवि अन्ने न समणुजाणेज्जा । जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करन्तंपि अन्नं न समणुजाणामि ।

तस्स भंते ! पडिक्कमामि निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि । चउत्थे भंते ! महव्वए उवट्ठिओमि सव्वाओ मेहुणाओ वेरमणं ॥ दश. ૪-૪

અર્થાત્‌હે- ભદન્ત ! મૈથુનમાંથી વિરમવું એ ચોથું મહાવ્રત છે. હે ભદન્ત ! હું સર્વ પ્રકારના મૈથુનનો ત્યાગ કરું છું. દૈવી, માનુષી કે પાશવિક કોઇ પણ પ્રકારના મૈથુનને હું જાતે નહિ સેવું, બીજા પાસે નહિ સેવરાવું કે કોઇ સેવતો હશે તો તેને અનુમતિ પણ નહિ આપું. મરતા સુધી મન, વાણી, કાયાથી હું જાતે મૈથુન નહિ કરું, બીજા પાસે નહિ કરાવું કે કોઇ કરતો હશે તેને અનુમતિ નહિ આપું. હે ભદન્ત ! ભૂતકાળમાં સેવેલ મૈથુનમાંથી પણ હું પાછો ફરું છું, તેની નિંદા કરું છું, તેની ગર્હા કરું છું અને તે મૈથુન સેવનાર મારા આત્માનો ત્યાગ કરું છું.

હે ભદન્ત ! સર્વ પ્રકારના મૈથુનમાંથી વિરમવારૂપી ચતુર્થ મહાવ્રતમાં હું સ્થિત થાઉં છું.

આ ચોથા મહાવ્રત-બ્રહ્મચર્યવ્રતની પાંચ ભાવનાઓ આ પ્રમાણે છેઃ

૧લી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી, વારંવાર સ્ત્રી-પુરુષ સંબંધી વાતો ન કરે, કારણ કે તેમ કરતાં ચિત્તની શાન્તિનો ભેદ થાય અને કેવળી ભગવાને ઉપદેશેલા ધર્મથી ભ્રષ્ટ થવાય.

૨જી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી, સ્ત્રી-પુરુષના મનોહર અવયવો જુએ કે ચિંતવે નહિ, તેમ કરતાં યાવત્ ધર્મથી ભ્રષ્ટ થવાય.

૩જી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી, પહેલા સેવેલી* કામક્રીડા યાદ કરે નહિ, તેમ કરતા યાવત્ ધર્મથી ભ્રષ્ટ થવાય

૪થી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી પ્રમાણથી વધારે તેમજ કામોદ્દીપક અન્નપાન ન સેવે, તેમ કરતા યાવત્ ધર્મથી ભ્રષ્ટ થવાય

૫મી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી, સ્ત્રી-પુરુષ, આદા, પશુ કે નપુંસકથી સહિત આસન કે સ્થાન ન વાપરે (સાધુજી-ઓ, પશુ નપુંસક સહિત અને સાધ્વીજી-પુરુષ, પશુ કે નપુંસકસહિત આસન-સ્થાન ન વાપરે) તેમ કરતા યાવત્ ધર્મથી ભ્રષ્ટ થવાય

આ પાચ ભાવનાઓ ભાવવાથી મહાવ્રતના પાલનમા સ્થિરતા આવે છે

—આચારાંગ સૂત્ર, ભાવનાધ્યયન

આ ચોથા મહાવ્રત-બ્રહ્મચર્યવ્રતનો મહિમા શાસ્ત્રગ્રન્થોમા ખૂબ જ વર્ણવવામા આવેલ છે શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રમા બ્રહ્મચર્ય-વ્રતનુ મહત્ત્વ ખૂબ જ બતાવવામા આવેલ છે

બ્રહ્મચર્ય ઉત્તમ તપ નિયમ, જ્ઞાન દર્શન, ચારિત્ર, સમ્યક્ત્વ તથા વિનયના મૂળ કારણરૂપ છે યમનિયમ પ્રધાનયુક્ત છે હિમવત પર્વતથી મહાતેજવત છે આર્જવયુક્ત સાધુજનોએ સેવેલુ છે મોક્ષમાર્ગરૂપ છે વિશુદ્ધ સિદ્ધિગતિના સ્થાનરૂપ છે શાશ્વત અવ્યાબાધ

*પહેલા સેવેલી એટલે દીક્ષા લીધા પહેલા તે પૂર્વ અગર પહેલા કહેવાય છે

છે. પુનર્ભવ નહિ કરાવનાર છે યાવત્ અનેક ગુણે કરી સહિત છે.

પ્રશ્નવ્યાકરણ સૂત્ર, સંવરદ્વાર, અ. ૪થું.

ચારિત્રનું પ્રાણભૂત-મોક્ષનું એક શ્રેષ્ઠ સાધન એવું બ્રહ્મચર્ય-વ્રત આચરીને મનુષ્યો દેવોવડે પણ પૂજાય છે. બ્રહ્મચર્ય આચરનારા મનુષ્યો દીર્ઘાયુષી, સુંદર આકૃતિવાળા, દૃઢ બાંધાવાળા, તેજસ્વી તેમજ મહાવીર્યવાન થાય છે; માટે મનુષ્યે બ્રહ્મચર્ય-વ્રતનું સેવન કરવા તત્પર રહેવું જોઇએ.

આવા બ્રહ્મચર્ય-વ્રતનું આત્મહિતૈષી સાધકોએ સમ્યક્પ્રકારે પાલન કરી, સંયમ-સાધના સાધી આત્મકલ્યાણ કરવું જોઇએ.

**પાંચમું મહાવ્રત-અપરિગ્રહવ્રત:**

अहावरे पंचमे भंते ! महव्वए परिग्गहाओ वेरमणं । सव्वं भंते ! परिग्गहं पच्चक्खामि । से अप्पं वा, बहुं वा, अणुं वा, थूलं वा, चित्तमन्तं वा अचित्तमन्तं वा । नेव सयं परिग्गहं परिगिण्हेज्जा, नेवऽन्नेहिं परिग्गहं परिगिण्हाविज्जा, परिग्गहं परिगिण्हन्तेऽवि अन्ने न समणुजाणिज्जा । जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करन्तंवि अन्नं न समणुजाणामि । तस्स भंते ! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि । पंचमे भंते ! महव्वए उवट्ठिओमि सव्वाओ परिग्गहाओ वेरमणं ॥

—दश० ४-८

**અર્થાત્**–હે ભદન્ત ! પરિગ્રહના સંબંધથી વિરમવું એ પાંચમું મહાવ્રત છે. હે ભદન્ત ! હું સર્વ પ્રકારના પરિગ્રહનો

ત્યાગ કરુ છુ. થોડુ, જાડુ, નાનુ, મોટુ, સજીવ કે નિર્જીવ એવા કશાનો પણ હુ જાતે પરિગ્રહ નહિ કરુ, બીજા પાસે નહિ કરાવુ કે કોઇ કરતો હશે તો તેને અનુમતિ પણ નહિ આપુ. મરતા સુધી મન, વાણી, કાયા એ ત્રણેથી હુ જાતે પરિગ્રહ નહિ કરુ, બીજા પાસે નહિ કરાવુ કે કોઇ કરતો હશે તેને અનુમતિ પણ નહિ આપુ. હે ભદન્ત ! ભૂતકાળમા કરેલ પરિગ્રહમાથી પણ હુ પાછો ફરુ છુ, તેની નિંદા કરુ છુ, તેની ગર્હા કરુ છુ અને તે પરિગ્રહ કરનાર મારા આત્માનો પણ ત્યાગ કરુ છુ

આ પાચમા મહાવ્રત–અપરિગ્રહવ્રતની પાચ ભાવનાઓ આ પ્રમાણે છે. આ પ્રમાણે ભાવના કરવાથી વ્રતમા સ્થિરતા આવે છે.

૧લી ભાવના—નિર્ગ્રન્થ સાધુ–સાધ્વી, કાનથી મનોહર શબ્દો સાભળી, તેમા આસક્તિ, રાગ કે મોહ ન કરે, તેમજ ન ગમતા શબ્દો સાભળી દ્વેષ ન કરે, કારણ કે તેમ કરવાથી ચિત્તની શાન્તિનો ભેદ થાય અને કેવળી ભગવાને ઉપદેશેલા ધર્મથી ભ્રષ્ટ થવાય

કાનમા શબ્દ પડતા, અટકાવવા શક્ય નથી,
પરતુ તેમા જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા.

૨જી ભાવના—નિર્ગ્રન્થ સાધુ–સાધ્વી, આખથી મનોહર રૂપો દેખી, તેમા આસક્તિ વગેરે ન કરે. તેમજ ન ગમતા રૂપો દેખી દ્વેષ ન કરે

આખે રૂપ ચડતા, અટકાવવા શક્ય નથી,
પરતુ તેમા જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા

૩જી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી, નાકથી મનોહર ગંધ સૂંઘી, તેમાં આસક્તિ વગેરે ન કરે; તેમજ ન ગમતા ગંધ સૂંઘી દ્વેષ ન કરે.

નાકે ગંધ આવતો અટકાવવો શક્ય નથી;
પરંતુ તેમાં જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા.

૪થી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી, જીભથી મનગમતા સ્વાદ ચાખી, તેમાં આસક્તિ વગેરે ન કરે; તેમજ ન ગમતા સ્વાદ ચાખી દ્વેષ ન કરે.

જીભે સ્વાદ આવતો, અટકાવવો શક્ય નથી;
પરંતુ તેમાં જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા.

૫મી ભાવના—નિર્ગ્રન્થ સાધુ-સાધ્વી, મનગમતા સ્પર્શ અનુભવી, તેમાં આસક્તિ વગેરે ન કરે; તેમજ ન ગમતા સ્પર્શ અનુભવી દ્વેષ ન કરે.

ચામડીથી સ્પર્શ થતો, અટકાવવો શક્ય નથી;
પરંતુ તેમાં જે રાગદ્વેષ, તે ભિક્ષુએ ત્યાગવા.

—શ્રી આચારાંગ સૂત્ર, ભાવનાધ્યયન

આ પ્રમાણે પંચમ મહાવ્રતની ઉપરની પાંચ ભાવનાઓથી આત્માને ભાવિત કરવાથી વ્રતમાં સ્થિરતા આવે છે અને પરિણામે આત્મકલ્યાણ સાધી શકાય છે.

આ અપરિગ્રહ-વ્રતનો મહિમા પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં ખૂબ જ વર્ણવવામાં આવેલ છે.

"જે અપરિગ્રહી છે, તેને સંતોષ છે."

આ પાચ મહાવ્રતો અને તેમની પચ્ચીશ ભાવનાઓથી ભાવિત થએલા સાધુ-સાધ્વી શાસ્ત્ર, આચાર અને ધર્મમાર્ગ અનુસાર તેમને બરાબર પાળી, જ્ઞાનીઓની આજ્ઞાના આરાધક બને છે

ઉક્ત પાચ મહાવ્રતોનુ પરિપૂર્ણ પાલન કરવા ઉપરાત છઠ્ઠુ અરાત્રિભોજનવ્રતનુ પણ સાધુપુરુષે અવશ્ય પાલન કરવુ પડે છે આ છઠ્ઠા અરાત્રિભોજનવ્રતની પ્રતિજ્ઞા આ પ્રમાણે લેવામા આવે છે
છઠ્ઠુ અરાત્રિભોજનવ્રત

अहावरे छट्ठे भते ! वए राइभोयणाओ वेरमण । *सव्व भते ! राइभोयण पच्चक्खामि । से असण वा पाण वा* खाइम वा साइम वा नेव सय राइ भुजिज्जा नेवऽन्नेहिं राइं भुजाविज्जा राइ भुजतेऽवि अन्ने न समणुजाणेज्जा । जावज्जीवाए तिविह तिविहेण मणेण वायाए काएणं न करेमि न कारवेमि करतपि अन्न ण समणुजाणामि । तस्स भते ! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाण वोसिरामि । छट्ठे भते ! वए उवट्ठिओमि सव्वाओ राइ-भोयणाओ वेरमण ॥

इच्चेयाइ पच महव्वयाइ राइ-भोयण-वेरमण छट्ठाइ अत्तहियट्ठियाए उवसपज्जिता ण विहरामि ॥ दश अ. ४-६

અર્થાત્—હે ભદન્ત ! રાત્રિભોજનથી વિરમવુ એ છઠ્ઠુ વ્રત છે. હે ભદન્ત ! હુ સર્વ પ્રકારના રાત્રિભોજનનો ત્યાગ કરુ છુ ખાન-પાન, મેવો, મુખવાસ એ કશુ હુ રાત્રે નહિ ખાઉ, બીજાને નહિ ખવરાવુ કે કોઇ ખાતો હશે તેને અનુમતિ પણ

નહિ આપું. મરતા સુધી મન, વાણી, કાયા એ ત્રણેથી હું જાતે રાત્રિભોજન નહિ કરું, બીજા પાસે નહિ કરાવું કે કોઇ કરતો હશે તો તેને અનુમતિ નહિ આપું. હે ભદન્ત ! ભૂતકાળમાં કરેલ રાત્રિભોજનમાંથી પણ હું પાછો ફરું છું, તેની નિંદા કરું છું, તેની ગર્હા કરું છું અને તે રાત્રિભોજન કરનાર મારા આત્માનો પણ ત્યાગ કરું છું.

હે ભદન્ત ! સર્વ પ્રકારના રાત્રિભોજનથી વિરમવારૂપી છઠ્ઠા વ્રતમાં હું સ્થિત થાઉં છું.

આ પ્રમાણે એ પાંચ મહાવ્રતો અને છઠ્ઠું રાત્રિભોજન-ત્યાગવ્રત-એ બધાંને આત્મહિત( મોક્ષ )ને અર્થે સ્વીકારીને હું વિહરું છું.

× × ×

આ પ્રમાણે પૂજ્યશ્રીએ નવદીક્ષિતોને પાંચ મહાવ્રત તથા છઠ્ઠા રાત્રિભોજનત્યાગ વ્રતની પ્રતિજ્ઞાઓ અપાવી સાધુ-જીવનને સફળ બનાવવા માટે કયા સાધુગુણોને જીવનમાં પ્રગટાવવા જોઇએ તેની શાસ્ત્રાધારે સામાન્ય સમજુતી આપતાં ફરમાવ્યું કેઃ

" જે સાધુપુરુષો ધાર્મિક, ધર્મિષ્ટ તથા ધર્મપૂર્વક આજીવિકા ચલાવનારા હોય છે તેઓ સર્વ પ્રકારની હિંસા વગેરે જ્ઞાનને આવરણ કરનારાં, બીજાને પરિતાપ આપનારાં તથા બંધનનાં કારણોરૂપ પાપકર્મોથી જીવનપર્યંત વિરત થએલા હોય છે.

"ઘર-બારનો ત્યાગ કરી ચાલી નીકળેલા તે ભગવંત સાધુઓ ચાલવામાં, બોલવામાં વગેરેમાં સાવધાનીથી તથા કોઇ પ્રાણીને

કલેશ ન થાય તેવી રીતે વર્તન કરનારા હોય છે. તેઓ ક્રોધ, માન, માયા અને લોભ વિનાના, શાન્ત, મોહ રહિત, ગ્રન્થી રહિત, શોક રહિત તથા અમૂર્છિત હોય છે

નિર્ગ્રન્થ સાધુપુરુષો કાસાના વાસણની પેઠે **નિર્લેપ**, શંખની પેઠે **નિર્મલ**, જીવની પેઠે **અપ્રતિબદ્ધ**, આકાશની પેઠે **નિરાલબી**, વાયુની પેઠે **નિર્બધ**, શરદ્‌ઋતુના પાણીની પેઠે **નિર્મળ હૃદયવાળા**, કમળના પાનની પેઠે **નિર્લેપ**, કાચબાની માફક ઇન્દ્રિયોનુ રક્ષણ કરનાર, પક્ષીની માફક **મુક્ત**, ગેડાના શીંગડાની પેઠે **એકાકી**, ભારડ પક્ષીની પેઠે **સદા જાગ્રત**, હાથીની માફક **શક્તિશાળી**, બળદની માફક **બળવાન**, સિંહની પેઠે **દુર્ધર્ષ**, મેરુપર્વતની પેઠે **નિષ્કપ**, સાગર જેવા **ગભીર**, ચદ્રમા જેવી **સૌમ્ય કાન્તિવાળા**, સૂર્ય જેવા **તેજસ્વી**, કચનની પેઠે **દેદીપ્યમાન**, પૃથ્વીની પેઠે સર્વ સ્પર્શો સહન કરનારા તથા ઘી હોમેલા અગ્નિની પેઠે તપસ્તેજથી જ્વલત હોય છે '

—સુત્રકૃતાગ સૂત્ર ૨-૨-૨૩

× × ×

હે નવદીક્ષિત સાધકો, તમે સૌ ઉક્ત સાધુગુણોને જીવનમા અપનાવી, સાધુ-જીવનને શોભાવી, સ્વ-પરનુ કલ્યાણ સાધો એ જ મ રી અતર્ગત ભાવના છે

ગુરુદેવની આજ્ઞાને શિરોધાર્ય કરી તથા વદન-વ્યવહાર કરી નવદીક્ષિતો સાધુત્વની શિક્ષા-દીક્ષા લેવામા તન્મય બની ગયા

## —પ્રકરણ પંદરમું : : જૈન-દીક્ષા : સાધના-માર્ગ—

नाण-दंसण-सम्पन्नं, संजमे य तवे रयं ।
एवं गुण-समाउत्तं, संजयं साहुमालवे ॥ દશ. ૭-૪૯

શ્રી જિનાગમો કહે છે કે-જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એવાં ગુણોથી જે પરિપૂર્ણ હોય એ જ ખરા સંયમી-સાધુ-પુરુષ કહેવાય.

જૈનશાસ્ત્રોમાં ઉપાસકોની બે કક્ષાઓ બતાવવામાં આવી છે. એક શ્રમણકક્ષા અને બીજી શ્રમણોપાસક-કક્ષા. બન્નેનું ધ્યેયબિન્દુ-લક્ષ્ય-સાધ્ય એક જ છે-મોક્ષપ્રાપ્તિ. અનગાર-સાધુ-સાધ્વીઓની માફક ગૃહસ્થ-ઉપાસકો (શ્રાવક-શ્રાવિકાઓ) પણ મોક્ષના ઉપાસક બની શકે છે. બન્ને વર્ગોનું સાધ્ય એક જ હોવા છતાં બન્નેની સાધનામાં થોડી ભિન્નતા છે. શ્રાવકની અપેક્ષા શ્રમણની કક્ષા ઊંચી છે માટે શ્રમણ-વર્ગની સાધના પણ ઊંચા પ્રકારની છે.

**સાધ્ય શું છે?**

सव्वत्थ संवुतो भिक्खू, सव्वदुक्खा पमुच्चति ।

અર્થાત્ ઇન્દ્રિયો અને મન-બન્નેના જે સંયમ રાખે છે તે ભિક્ષુ સર્વ દુઃખોથી મુક્ત થાય છે

આ શાસ્ત્રીય વચનમાં સાધકનાં સાધ્ય અને સાધન બન્ને બતાવી આપવામાં આવેલ છે ગાથાના પ્રથમ ચરણમાં સાધન બતાવી બીજા ચરણમાં જીવનનું સાધ્ય દર્શાવવામાં આવ્યું છે જીવનનું સાધ્ય 'સર્વ દુઃખોથી મુક્તિ મેળવવી' એ છે જ્યા જન્મ છે ત્યા આધિ વ્યાધિ અને ઉપાધિ છે અને જન્મનું ભાવિ જરા અને મરણ છે આમ જ્યા સુધી જન્મ-મરણની ઘરમાળ ચાલુ રહે છે ત્યા સુધી આધિ, વ્યાધિ તથા ઉપાધિરૂપી દુઃખોથી છૂટકારો મળી શકતો નથી આ પ્રમાણે સર્વ દુઃખોથી મુક્તિ મેળવી આત્માને સ્વભાવમાં-આત્મસ્વરૂપમાં સ્થિર કરવો એ જ જીવનનું સાધ્ય છે

### આત્મ-સ્વરૂપ

આત્માને સ્વભાવમાં સ્થિર કરવો-'સ્વ'રૂપમાં મૂકવો એ જ જીવનનું લક્ષ્યબિન્દુ છે એ જાણ્યા પછી સ્હેજે શંકા ઉદ્ભવે છે કે-આત્માનું ખરું સ્વરૂપ શું છે ? આ શંકાનું સમાધાન કરતાં શાસ્ત્રકારો ફરમાવે છે કે

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એ આત્માના છ વિશિષ્ટ લક્ષણો છે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય, અનંતશક્તિમય આ આત્મા સત્-ચિદ્-આનંદમય છે દુઃખ-સુખ, હર્ષ-શોક, રતિ-અરતિ, ઉદ્વેગ-ગ્લાનિ એ બધો આત્મસ્વરૂપ ઉપર જામેલો મેલ છે, કાટ છે જન્મ, જરા, મરણ અને સંસાર-

પરિભ્રમણ એ શુદ્ધ આત્માનો સ્વભાવ નથી. એ તો નિત્ય છે, અખંડ છે, અવિનાશી છે, અમૂર્ત્ત છે.

नोइन्दियग्गेज्झ अमुत्तभावा,
अमुत्तभावा वि य होइ निच्चो ।
अज्झत्थहेउं निययस्स बन्धो,
संसारहेउं च वयन्ति बंधं ॥ ઉ. ૧૪–૧૯

આત્મા પોતે અમૂર્ત્ત હોવાથી ઇન્દ્રિયો દ્વારા જોઇ કે સ્પર્શી શકાતો નથી. વળી ખરેખર તે અમૂર્ત્ત હોવાથી જ નિત્ય ગણાય છે. આત્મા નિત્ય હોવા છતાં આત્મામાં રહેલા અજ્ઞાનાદિ દોષોને લીધે તે બંધાય છે. આ બંધન એ જ સંસારપરિભ્રમણનું કારણ છે.

**આત્મિક દોષો:**

कोहं च माणं च तहेव मायं ।
लोभं चउत्थं अज्झत्थदोसा ॥ સૂત્રકૃતાંગ, ૧–૬–૨૬

આત્મબંધન શું છે? આત્મા સ્વભાવે ઉન્નતિશીલ-પ્રગતિશીલ છે. આ સંસારથી અલગ થઇ રહેવાનો એનો મૂળ સ્વભાવ છે પણ એ પોતાનો સ્વભાવ છોડી ક્રોધ, માન, માયા, લોભ આદિ કષાયો જે આધ્યાત્મિક દોષો છે–તેને કારણે પરભાવમાં પડ્યો છે અને પરિણામે બાહ્યાવરણોથી લપેટાઇ ગયો છે. આ ભવકૂપમાં આવી પડવાનું મુખ્ય કારણ તેનાં આત્મિક દોષો જ છે. શ્રી જ્ઞાતાધર્મકથાંગસૂત્રમાં (અ૦ ૬) આત્મોન્નતિ તથા આત્માની અધોગતિ કેવી રીતે થાય છે તેનું સ્વરૂપ સમજાવવા માટે તુંબડાનું ઉદાહરણ આપવામાં આવ્યું છે. તુંબડું હલકું તેમજ તરવાના સ્વભાવવાળું

હોય છે અને એટલા જ માટે તેને અગાધ નીરના તળિયે પણ મૂકી દેવામા આવે તો પણ એ પાણીની સપાટી ઉપર જ આવી જાય છે કારણ કે તરવુ એ તુબડાનો મૂળ સ્વભાવ છે પરંતુ જો તે જ તુબડાને માટી તેમજ કપડાનો લેપ ચડાવવામાં આવે, ફરી તેને સૂકવીને બીજી વાર લેપ ચડાવવામાં આવે અને એમ લેપ અને કપડાનો પટ આઠેક વાર ચડાવીને પછી તે જ તુબડાને પાણીમા નાખવામાં આવે તો તરવાના સ્વભાવવાળુ તે જ તુબડુ પાણીના તળિયે જઇ બેસી જશે, કારણ કે તેનો તરવાનો સ્વભાવ પરવસ્તુના સસર્ગથી હણી નાખવામા આવ્યો છે તે જ પ્રમાણે ઊર્ધ્વગામી આત્માનો સ્વભાવ હિસા, અસત્ય ચૌર્ય મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા લોભ આદિ કુસસ્કારોને લીધે બદલી જાય છે અને અધોગતિને પામે છે પ તુ ધીમે ધીમે વખત જતાં તુબડાના આવરણો–લેપો ગળતા જાય છે તેમ તેમ તુબડુ પાણીમા ઊચુ આવતુ જાય છે અને જે ઘડીએ બધા આવરણો તુબડા પરથી હટી જાય છે ત્યારે તુબડુ સ્વતત્રતાપૂર્વક પોતાના સ્વભાવ મુજબ પાણીની સપાટી ઉપર તરતુ નજરે પડે છે એ જ પ્રમાણે જીવા ત્માઓ અહિસા, સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય, અપરિગ્રહ, ક્ષમા, મૃદુતા, સરળતા અને નિર્લોભતા આદિના આચરણથી હિસા વગેરેના આવરણો ધીરે ધીરે દૂર થતા જાય છે અને જ્યારે બધા આવરણો દૂર થઇ જાય છે કે તરત જ આત્મા પોતાના અસલ સ્વભાવમાં આવી જાય છે અને અજરામરપણુ પામે છે

કર્માવરણોની શક્તિ આત્માના મૂળ સ્વભાવો પ્રગટ થવા દેતી નથી આત્મા પોતાનો મૂળ સ્વભાવ છોડી પરભાવમા

રમણ કરી રહ્યો છે એ જ સંસારપરિભ્રમણનું કારણ છે. શાસ્ત્રકારો પણ એ જ કહે છે કે:

**कम्मसंगेहिं सम्मूढा, दुक्खिया बहुवेयणा ।**
**अमाणुसासु जोणिसु, विणिहम्मन्ति पाणिणो ॥ उत्त. ३, गा. ६**

કર્મના પાશથી જકડાયેલા અને તેથી સંમૂઢ બનેલા જીવાત્માઓ અમાનુષી (નરક-તિર્યંચ) યોનિઓમાં જઈ ત્યાં દુઃખનું વેદન કરી હણાય છે. આત્માના સ્વરૂપ ઉપર પડદો નાખનારા આ કર્મો જ છે. આ કર્મો જ આત્માના દોષો છે, દુશ્મનો છે. જ્ઞાનાવરણીય વગેરે શાસ્ત્રીય ભાષામાં કહેવાતા આઠ મૂળ કર્મો છે-જેમાં આત્માના દરેક નાના-મોટા દોષોનો સમાવેશ થઈ જાય છે.

જીવાત્માઓ પોતાની વાણી, વર્તન અને વિચારની પ્રવૃત્તિઓવડે જે કર્મો બાંધે છે તે કર્મોના સારાં માઠાં ફળને ભોગવી શાન્તિ અને ધીરતાપૂર્વક તે કર્મોનો ક્રમિક વિનાશ કરતા રહે છે ત્યારે અનુક્રમે કર્મલેપથી શુદ્ધિ પામતા પામતા મનુષ્યદેહને પ્રાપ્ત કરી શકે છે. જેમ ચોરી કરતાં પકડાયેલો-પાપકર્મ કરનાર-ચોર પોતાના કરેલા કૃત્યથી પીડાય છે અને કરેલાં કર્મોને ભોગવ્યા સિવાય તેનો છૂટકારો થઈ શકતો નથી, તે જ પ્રમાણે જીવાત્માઓ પણ આ લોક તથા પરલોકમાં પોતાનાં કરેલાં કર્મોવડે જ પીડાય છે અને તે કર્મોને ભોગવ્યા સિવાય છૂટકારો મળતો નથી. આ કર્મલેપથી અનુક્રમે હલકા થતાં થતાં આત્માએ જેમ મનુષ્યજન્મ મેળવ્યો તેમ સર્વ કર્મોનો અનુક્રમે સમૂળ ઉચ્છેદ કરી પોતાના ખરા સ્વરૂપમાં ને ખરા સ્થાને પહોંચી જવું એ જ આ આત્માનું લક્ષ્યબિન્દુ છે. કર્માવરણોને દૂર કરી, સર્વ દુઃખોથી મુક્તિ મેળવવી એ જ માનવજીવનનો હેતુ છે.

**આત્મશુદ્ધિના ઉપાયો:**

આત્મિક દોષોથી અશુદ્ધ થએલા આત્માને શુદ્ધ કેવી રીતે કરવો અને તેનો આત્મવિકાસ કેવી રીતે સાધવો. આ મહાપ્રશ્નના નિરાકરણ માટે શ્રી ભગવતી સૂત્રમાં 'આત્મશુદ્ધિના ઉપાયો' વીર પ્રભુએ નીચે પ્રમાણે બતાવ્યાં છે —

सवणे नाणे य विन्नाणे, पच्चक्खाणे य संजमे ।
अणासवे तवे चेव, वोदाणे अकिरिय सिद्धि ॥ ભગવતી

સત્સંગથી ધર્મશ્રવણ

જ્ઞાન શ્રવણથી જન્મે, વિજ્ઞાન જ્ઞાનથી ઊગે,
વિજ્ઞાને પાપનો ત્યાગ, સંયમ પાપ–ત્યાગથી
સંયમે પાપનો રોધ, ને તેથી તપ સંભવે,
તપથી કર્મનો નાશ અક્રિય અંતે મુક્તિને

મનુષ્ય જ્યારે સત્સંગ કરી ધર્મનું શ્રવણ કરે છે ત્યારે તેનામાં જ્ઞાન ઉત્પન્ન થાય છે. જ્ઞાન થયા પછી જ વિશિષ્ટ જ્ઞાન મેળવે છે. એવા આત્મજ્ઞાન પછી વૈરાગ્ય સ્ફુરે છે. વૈરાગ્ય સ્ફુર્યા પછી વ્રતોની આરાધના થાય છે. વ્રતો ધારણ કર્યાં બાદ સંયમ સિદ્ધ થાય છે. સંયમ જન્મ્યા પછી પાપવૃત્તિનો રોધ થાય છે અને ત્યારબાદ તપશ્ચર્યાવડે કર્મ–માયાના આવરણો શિથિલ થાય છે અને સર્વથા કર્મ રહિત થએલ શુદ્ધ ચૈતન્ય–આત્મા–સંપૂર્ણ સિદ્ધિને પામે છે.

આ રીતે સત્સંગ તથા સદ્ધર્મથી મુક્તિ સુધીની સાધક માટેની આ વિકાસશ્રેણી છે. ક્રમપૂર્વક એક એક પગથિયું ચડવામાં

જોખમ નથી અને આત્મહિતની એકધારી સાધના થતી રહે છે. ક્રમ ઉલંઘવામાં ખૂબ જોખમ અને પતનનો ભારી ભય રહેલો છે એટલે જ સમજણ અને વિવેકપૂર્વક આગળ વધવામાં શ્રેય રહેલું છે. 'वरं मे अप्पा दन्तो संजमेण तवेण य'-એ કથનાનુસાર વિવેક જાળવી તપ અને સંયમવડે આત્માને દમવો એ જ આત્મશુદ્ધિનો ખરો ઉપાય છે. આત્મદમન કર્યા વગર બંધનોવડે આત્મા પોતે બંધાઇ જશે.

**મુક્તિનો માર્ગ:**

**सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः।** –તત્ત્વાર્થસૂત્ર

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એ જ જેના વિશિષ્ટ ગુણો છે એવા આત્માને બંધનથી મુક્ત કરી 'સ્વ'રૂપમાં પહોંચાડવાના બીજા માર્ગો શું હોઇ શકે છે; દેવ-ગુરુ-ધર્મ પ્રત્યે સાચી શ્રદ્ધા, સાચી પ્રતીતિ, આત્મસ્વરૂપનું સાચું જ્ઞાન અને ઉચ્ચ ચારિત્રની અભિવૃદ્ધિથી જ મુક્તિને પંથે પગમંડાણ થાય છે.

પણ એ ઉન્નત પથનો પ્રત્યેક પથિક કંઇ એક સરખો કેળવાયેલો કે ઘડેલો નથી હોતો અને હોઇ પણ ન શકે. માણસ-માણસની યોગ્યતામાં તફાવત હોય છે; કારણ કે પ્રાણીમાત્રના કર્મબંધનમાં સમાનતા નથી હોતી. જેમ વ્યવહારમાં આપણે જોઇએ છીએ કે, કોઇ માણસ વિચક્ષણ બુદ્ધિવાળો હોય છે તો બીજો કોઇ બીલકુલ જડ હોય છે. આ જ વાત જુદી જુદી વ્યક્તિના આત્મિક ગુણોની તરતમતાની બાબતમાં સમજી લેવું જોઇએ.

પ્રાણીમાત્રમાં દેખાતી આ અસમાનતાને લક્ષ્યમાં રાખીને

પ્રભુ મહાવીરે પોતાના ધર્મોપાસકોમાં બે કક્ષાઓ રાખી છે. દરેક વ્યક્તિ પોતાના શક્તિસામર્થ્યનો ખ્યાલ રાખી યોગ્ય કક્ષાનો માર્ગ ગ્રહણ કરી શકે છે.

પ્રથમ કક્ષામાં આગારી–ચારિત્રના ઉપાસક શ્રાવકોનો સમાવેશ થાય છે અને અનગારી ચારિત્રધર્મના ઉપાસક શ્રમણવર્ગ બીજી કક્ષામાં મૂકાય છે. બીજી કક્ષાના ઉપાસકોએ દર્શન, દર્શન, ચારિત્ર ને તપ વગેરે આત્મિક ગુણોની વધારે ને વધારે પરિપૂર્ણતા કેળવવાની હોય છે જ્યારે ગૃહસ્થવર્ગનો સંયમ સીમિત હોય છે; પણ બન્ને માટે વિકાસનો માર્ગ ખુલ્લો છે. આ મોક્ષમાર્ગે જાઈ સૌ કોઈ કોઈ પણ જાતના બાહ્ય બંધનો વગર પોતાનો આત્મ–વિકાસ સાધી શકે છે

## સંયમની મહત્તા:

બીજા કોઈને ભારરૂપ ન થઈ પડતા બને ત્યાં સુધી બીજાના ઉપકારક બનવું એ માનવજાતનું અનિવાર્ય કર્તવ્ય છે અને આ કર્તવ્યનું યથાર્થ પાલન સંયમવડે જ થઈ શકે છે એટલા જ માટે સંયમની સાધના કરવા ઉપર મહાપુરુષોએ ભાર મૂક્યો છે.

સંયમથી મનુષ્ય નિષ્ક્રિય કે જડ બની જતો નથી પરંતુ ઊલટો પુરુષાર્થી અને ચૈતન્યવાન બને છે કર્મ, માયા, મોહ ઇત્યાદિ આત્મદોષોથી કલુષિત થયેલા ચૈતન્યને તે વાસનાથી દૂર કરવા માટે જે કાયિક, વાચિક અને માનસિક વૃત્તિને સમજણપૂર્વક નિયમમાં રાખવાની ક્રિયા તેનું નામ સંયમ

મનુષ્ય માત્ર સુખને ઇચ્છે છે એ વાત સાવ સાચી છે અને તે સ્વાભાવિક છે, પરંતુ સુખ કોને માનવું એ જ અટપટો પ્રશ્ન

છે. અહીં જ મનુષ્ય ચક્કરમાં પડી જાય છે. સંપત્તિ, શક્તિ, સત્તા-અધિકાર એ બધું ભોગવનારાના અન્તઃકરણમાંથી પણ દુઃખનો પોકાર આવે છે અને તેમ થવું સાવ શક્ય છે. વૃત્તિને છૂટી મૂકવાથી ઘણી વાર સુખ, શાન્તિ કે આનંદ મળતાં હોય એમ આપણને અનુભવ થાય છે ખરો પરંતુ આપણું તે સુખ કાયમ ટકતું નથી; ઊલટું પરિણામે અધિક દુઃખપ્રદ જ થઇ પડે છે તેમ પણ અનુભવાય છે. તેનું કારણ એ છે કે-વૃત્તિના વિલાસમાં સુખનો વિકાસ નથી પરંતુ પરિણામે સુખનો નાશ જ છે.

વળી માનવ શક્તિઓનો ઉપયોગ જો વૃત્તિની તૃપ્તિ અર્થે જ કરવાનો હોય તો એ તેનો સદુપયોગ નથી પરંતુ દુરુપયોગ જ છે. ખરી રીતે એ વિલાસના માર્ગે વૃત્તિની તૃપ્તિ થતી નથી અને શક્તિઓ વ્યર્થ વેડફાઇ જાય છે. શાસ્ત્રકારો આ વાતને વિશેષ સ્પષ્ટ કરે છે કેઃ-

खणमित्तसुक्खा बहुकालदुक्खा,
पगामदुक्खा अणिगामसुक्खा ।
संसारमोक्खस्स विपक्खभूया,
खाणी अणत्थाण उ कामभोगा ॥ उ० १४-१३

**અર્થાત્**-કામભોગો ક્ષણમાત્ર સુખવાળા અને બહુ કાળ દુઃખ આપનારાં છે, તેમાં સુખનો લેશ પણ નથી. વળી સત્ય સુખની પ્રાપ્તિમાં તેઓ અંતરાયરૂપ હોઇ અનર્થની ખાણરૂપ છે.

આવા દુઃખપ્રદ કામભોગોની વૃત્તિને તૃપ્ત કરવા માટે શક્તિઓને વ્યર્થ વેડફી નાંખવી હિતાવહ નથી. જો બધા પોતાની

શક્તિઓને આ પ્રમાણે વેડફી નાખે તો પરિણામે વિશ્વના ઇતર પ્રાણીઓનું શું ? આટલો વિચાર માનવને ન આવે તો તે સ્વાર્થ બધી રીતે પતન જ કરાવે છે. એટલે સુખની દૃષ્ટિએ પણ સંયમનું સ્થાન સર્વોચ્ચ છે.

આ આખું વિશ્વ એક કુટુંબરૂપ છે. નાના-મોટાં પ્રત્યેક જીવજંતુઓ પ્રત્યે કુટુંબભાવના-વાત્સલ્યભાવના રહે તો સૌ સુખ શાન્તિપૂર્વક રહી શકે. સૌ કોઈને પોતપોતાના શરીર ઇત્યાદિ સાધનોના નિર્વાહ માટે આવશ્યક સામગ્રીની અપેક્ષાએ વિશ્વમાંના પદાર્થો દરેકના ઉપભોગાર્થે યોજાએલાં છે. સૌ કોઈને તેને ભોગવવાનો અધિકાર છે. સંગ્રહબુદ્ધિની ભાવનાથી ઉપયોગ કરતાં જેટલું વધુ લેવામાં આવે તેટલો જ બીજાની આવશ્યકતામાં કાપ પડે તે સ્વાભાવિક છે. આટલી વસ્તુ લીધા પછી પણ વારસાથી મળેલું, પોતાના પ્રારબ્ધથી આવી મળેલું કે પુરુષાર્થથી સંચિત કરેલું જે કાંઇ અધિક દ્રવ્યાદિ હોય તેને પોતાની જાતને અર્થે જ ભોગવનાર કરતા દાનેશ્વરી મનુષ્ય ઉચ્ચ કોટિનો છે એ વાત સાચી ઠરે છે. પરંતુ સંગ્રહબુદ્ધિની દૃષ્ટિએ–तस्स वि संजमो सेओ, अदिन्तस्स वि किंचणं ( ઉત્ત. ૯-૪૦ )–દાતા કરતાં સંયમી વધુ શ્રેષ્ઠ છે. દાની પાસે સંગ્રહ હોય છે જ્યારે સંયમી પુરુષ પાસે કશું પણ હોતું નથી. સંયમીની આવશ્યકતાઓ પણ ઘણી જ ઓછી હોય છે અને તેઓ વિશ્વમાંથી બહુ થોડું લઇ પોતાના વિચાર, વાણી અને વર્તનવડે પ્રાણીસમાજના હિતમાર્ગે જીવન યાપન કરે છે. સંયમ-સાધનામાં તેમનો આત્મવિકાસ અને આત્મસંતોષ વધતો જ જાય છે. સંયમી-પુરુષ વિવેકશીલ-જ્ઞાની હોવા જોઇએ, કારણ કે

અવિવેકપૂર્વક પાળેલો સંયમ પણ ઘણી વાર વિકૃત થઇ જાય છે અને પરિણામે તે હિતપ્રદ થવાને બદલે હાનિપ્રદ પણ નીવડે છે.

આવા સંયમી પુરુષે અહિંસા અને સમતા એ બે ગુણો અવશ્ય કેળવવા ઘટે. અહિંસા અને સમતા એ બન્ને પરસ્પર એવાં સહાયક અને પોષક અંગો છે કે જો અહિંસક સમભાવી ન હોય તો તે સાચો અહિંસક બની શકતો નથી અને સમભાવવૃત્તિ પણ પૂર્ણ અહિંસકવૃત્તિ વિના સાધ્ય નથી.

અહિંસા શા માટે? આ પણ એક પ્રશ્ન છે. આનો ખુલાસો એ છે કે-अहिंसा निउणा दिट्ठा, सव्वभूएसु संजमो-દશ૦ ૬-૯. સર્વ પ્રકારનાં પ્રાણીઓને કોઇપણ પ્રકારનું દુઃખ ન થાય તે રીતે સંયમ કેળવવો એ અહિંસાનું સૂક્ષ્મ સ્વરૂપ, ભગવાન મહાવીરે બતાવેલ છે.

જગતનાં નાનાં મોટાં સર્વ પ્રાણીઓ જીવનને ઇચ્છી રહ્યા છે. જે જે સ્થિતિમાં તે યોજાયાં હોય તે તે સ્થિતિમાં તેમના વિરોધક ન બનતાં સહાયક થવું એ પ્રત્યેક સંયમી પુરુષનું આવશ્યક કર્ત્તવ્ય છે અને તેમ કરવામાં સંયમ અને સુખ બન્નેની પ્રાપ્તિ થાય છે. જો કે સંયમી પુરુષને પણ પોતાનો નિર્વાહ કરવા માટે ખાવું-પીવું ઇત્યાદિ અનિવાર્ય ક્રિયાઓ કરવી જ પડે છે અને તેમાં સૂક્ષ્મ પ્રાણીઓની હિંસા પણ થાય છે, પરંતુ આવી હિંસાથી થતું પાપ સંયમને રોકતું નથી. 'जयं भुंजन्तो भासन्तो पावकम्मं न बंधइ'-દશ. ૪.

અર્થાત્ યતનાપૂર્વક પ્રવૃત્તિ કરનાર સંયમી પુરુષને પાપકર્મ લાગતું નથી. કહેવાનો સારાંશ એ છે કે-હિંસા ન કરવી

તેટલામાં જ અહિંસાનો પૂરો અર્થ સમાએલો નથી. અહિંસકવૃત્તિમાં હિંસકભાવનાનો અભાવ અને વિરોધ તથા સંયમનો સદ્ભાવ બન્ને રહેલા છે. હિંસાનો નિષેધ અને સંયમનું વિધાન એ બન્ને અહિંસકવૃત્તિનાં મુખ્ય અંગો સમજવાં જોઇએ. સંયમી પુરુષ પૂર્ણ અહિંસક હોવાની સાથે સંયમનો અધિકારી તો હોય જ.

આવી અહિંસકવૃત્તિ કેળવવા માટે અસત્ય, અચૌર્ય, અબ્રહ્મચર્ય-વાસના અને પ્રાપ્ત વસ્તુઓને રાખી મૂકવાની પરિગ્રહબુદ્ધિ એ પાંચે વસ્તુઓને સંયમી પુરુષે સર્વથા છોડી દેવી ઘટે.

### સાચો વિજય

જૈનધર્મમાં બીજાં યુદ્ધો કરતાં આત્મસંગ્રામ ઉપર વધુ ભાર આપવામાં આવ્યો છે —

जो सहस्सं सहस्साणं, संगामे दुज्जए जिणे ।
एगं जिणेज्ज अप्पाणं, एस से परमो जओ ॥ उत्त० ९-३४

अप्पाणमेव जुज्झाहि, किं ते जुज्झेण बज्झओ ।
अप्पणामेवमप्पाणं, जइत्ता सुहमेहए ॥ उत्त० ९-३५

पंचिन्दियाणि कोहं, माणं मायं तहेव लोहं च ।
दुज्जयं चेव अप्पाणं, सव्वं अप्पे जिए जियं ॥ उत्त० ९-३६

દુર્જય સંગ્રામમાં લાખો યોદ્ધાઓને જીતે, તેના કરતાં એકલો પોતાને જીતે, તો તે જય ઉત્તમ છે

પોતાની જાત સાથે જ લડવું જોઇએ. બહારનાઓ સાથે

લડીને શું વળવાનું છે ? પોતાના બળથી પોતાની જાતને જીતનારો* સુખી થાય છે.

પાંચ ઇન્દ્રિયો, ક્રોધ, માન, માયા અને લોભ; તથા સૌથી વિશેષ દુર્જય એવું પોતાનું મનઃ એ જિતાયાં એટલે બધુ જિતાયું સમજવું.

આત્મસંગ્રામમાં આત્મવિજય પ્રાપ્ત કરવો એ સર્વશ્રેષ્ઠ છે, કારણ કે બીજાં સંગ્રામોમાં પ્રાપ્ત કરેલા વિજયમાં એક વ્યક્તિના જયની સામે ઘણા માનવ-સમાજનો પરાજય અને જીવનનો ભોગ થતો હોવાથી તે ભૌતિક વિજયથી પ્રાપ્ત થતો સંતોષ સુખપ્રદ તથા સ્થાયી પ્રાપ્ત થતો નથી અને તે પ્રાયઃ વૈરવર્ધક હોવાથી પરિણામે વહેલો કે મોડો તે વિજય હોવા છતાં પરાજયરૂપે પલટો પામે છે. આ કારણે જ જૈનદર્શન આત્મવિજયને જ સાચો વિજય માને છે અને તે આધ્યાત્મિક વિજયમાં જ વિશ્વના પ્રત્યેક પ્રાણીઓના અભય, સુખ અને શાન્તિ સુરક્ષિત છે. આ આત્મિક વિજયને પ્રાપ્ત કરવા માટે આધ્યાત્મિક શસ્ત્રો જ વાપરવાં જોઇએ એવું શાસ્ત્રકારોનું ફરમાન છે.

सद्धं नगरं किच्चा, तव-संवरमग्गलं ।
खन्तिं निउण-पागारं, तिगुत्तं दुप्पधंसयं ॥ उत्त० ९-२०

---

* સરખાવો આચારાંગ સૂત્ર ૧-૫-૩-૨—सया सीलं सुपेहाए सुणिया भवे अकामे असंझे, इमेण चेव जुज्झाहि, किं ते जुज्झेण बज्झओ । सू० १५४.

धणु परक्कमं किच्चा, जीवं च इरियं सया ।
धिइं च केयणं किच्चा, सच्चेण पलिमन्थए ॥ उत्त० ९-२१
तवनारायजुत्तेण, भित्तूणं कम्म-कंचुयं ।
मुणी विगय-संगामो, भवाओ परिमुच्चए ॥ उत्त० ९-२२

શ્રદ્ધારૂપી નગરને ક્ષમારૂપી મજબૂત કિલ્લો બંધાવી તપ અને સંયમને તેના આગળા બનાવી, ત્રણ ગુપ્તિ (મન, વાણી અને કાયાનું નિયમન)થી તેને સુરક્ષિત અને અજેય કરી, પરાક્રમરૂપી ધનુષ્ય ઉપર સદાચારરૂપી પણછ ચડાવી, ધૃતિરૂપી મૂઠથી તે ધનુષ્યને પકડી, સત્યવડે તેને ખેંચી, તપરૂપી બાણથી કર્મરૂપી કવચને ભેદનારો મુનિ સંગ્રામનો અંત લાવી, સંસારમાંથી મુક્ત થાય છે.

આત્મવિજય પ્રાપ્ત કરવા માટે ઉપર જે આધ્યાત્મિક શસ્ત્રો બતાવ્યાં છે તેમાં સંયમ અને તપ એ બે અમોઘ શસ્ત્રો છે. સત્યાગ્રહ-સંગ્રામનાં ખરેખર આ આધ્યાત્મિક શસ્ત્રો છે.

તપશ્ચર્યા એટલે ભૂખ્યા રહેવું અને દેહને કેવળ દમી નાખવો તેમ નહિ પણ જે ક્રિયાનો સંબંધ વૃત્તિની શુદ્ધિ સાથે જ હોય છે, જે તપશ્ચર્યાથી ક્રોધાદિ ષડ્રિપુઓ ઉપર કાબૂ મેળવાય છે, જીવનનો વિકાસ થાય છે, ચૈતન્યની શુદ્ધિ થાય છે તે જ સાચી તપશ્ચર્યા છે. આ તપશ્ચરણના વિષયમાં વૈદકીય, સામાજિક તથા આધ્યાત્મિક દૃષ્ટિએ જે મંથન જૈનદર્શને કરેલ છે તે આગળ જ બીજે સ્થળે જોઈ શકાશે, અને તેનું પ્રધાન કારણ દીર્ઘતપસ્વી પ્રભુ મહાવીર પોતે જ છે. તેમણે આ જીવન-તત્ત્વ ઉપર ખૂબ

મંથન કરી તપશ્ચરણનો એવો સરળ માર્ગ કાઢ્યો છે કે જે આ તપઃસાધનાના માર્ગે સૌ કોઇ જઇ શકે છે અને આત્મકલ્યાણ સાધી શકે છે. જૈનદૃષ્ટિએ તપશ્ચર્યા એટલે ધૂણી તપાવવી, ઊંધે મસ્તકે રહેવું–એવા અજ્ઞાનજન્ય અને વિવેકશૂન્ય પ્રયોગોમાં પર્યાપ્ત થતી નથી–એટલે જ પ્રભુ વીરે ભિન્ન ભિન્ન સંસ્કારો અને ભિન્ન ભિન્ન વૃત્તિવાળા મનુષ્યો માટે શારીરિક, સામાજિક અને આધ્યાત્મિક એ ત્રણે દૃષ્ટિએ લાભ જ પ્રાપ્ત થાય અને સહજ રીતે તપઃસાધના થઇ શકે એ રીતે તપશ્ચર્યાના ભિન્ન ભિન્ન વિભાગો યોજેલાં છે. જેવાં કે–પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય–સેવા, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ : એ છ આભ્યંતર તપ છે અને ઉપવાસ, ઊણોદરી, વૃત્તિસંક્ષેપ, રસપરિત્યાગ, કાયાક્લેશ અને એકાંતસેવન : એ છ બાહ્ય તપ છે.

જે સંયમી પુરુષ આ બન્ને પ્રકારના તપને વિવેકપૂર્વક આચરે છે તે પંડિત સાધક કર્મબંધનથી જલ્દી છૂટી શકે છે.

આટલું જૈનદૃષ્ટિએ જીવનનું ધ્યેય, તેની પ્રાપ્તિના માર્ગો, સાધકનું જીવન, તેના કઠોર નિયમોપનિયમો વિષે પ્રાસંગિક વિવેચન કરી હવે શ્રમણસંસ્કૃતિના સાધક મુનિશ્રી ડુંગરસિંહજી મહારાજશ્રી આદિના શ્રમણ–જીવનની સાધના તરફ આપણે દૃષ્ટિપાત કરીએ

## ——પ્રકરણ સોળમું :: સદ્‌ગુરુશરણ——

चिच्चा वित्त च पुत्ते य, नाइओ य परिग्गह ।
चिच्चा ण अन्तग सोय, निरवेक्खो परिव्वए ॥ सुय १-९-७

सुस्सूसमाणो उवासेज्जा, सुप्पन्न सुतवस्सिय ।
वीरा जे अत्तपन्नेसी, धिइमन्ता जिइन्दिया ॥

गिहे दीवमपासन्ता, पुरिसादाणिया नरा ।
ते वीरा बन्धणुम्मुक्का, नावकंखन्ति जीविय ॥

अगिद्धे सद्दफासेसु, आरम्भेसु अनिस्सिए ।
सव्व त समयातीय, जमेय लवियं बहु ॥ सुय १ ९-३३ ३५

વિવેક અને વૈરાગ્ય ઉત્પન્ન થયા પછી, અધિકારી સાધુ-પુરુષ ધન-સંપત્તિ, પુત્રો, સગાંસબંધી, મમતા અને શોક તજી તથા સંસારથી નિરપેક્ષ બની સંયમી બને, અને સુંદર પ્રજ્ઞાવાળા, સંપૂર્ણ તપસ્વી, પરાક્રમી, આત્મજ્ઞાનના વાંછુક, ધૃતિમાન તથા જિતેન્દ્રિય એવા સદ્‌ગુરુનું શરણ શોધી તેમની ઉપાસના કરે, કારણ કે જ્ઞાનપ્રકાશ પ્રાપ્ત કરવા ગૃહ-સંસારનો ત્યાગ કરનારા ઉત્તમ સત્પુરુષો જ મુમુક્ષુ જનોનું પરમ શરણ છે તેઓ સર્વ

બંધનોથી મુક્ત હોય, જીવિતની તેમજ વિષયોની આકાંક્ષા વિનાના, તથા સર્વ પ્રકારની પાપી પ્રવૃત્તિઓથી રહિત હોય છે. એવા સદ્‌ગુરુનું શરણ સ્વીકારીને સંયમમાર્ગમાં પુરુષાર્થ કરવો એ જ જીવનશુદ્ધિનો ખરો માર્ગ છે.

× × ×

સંત ડુંગરસિંહજીસ્વામી રત્નત્રયના પરમ આરાધક ગુરુદેવ રત્નસિંહજી મહારાજના પૂનિત ચરણનું શરણ સ્વીકારી તેમની આજ્ઞાનુસાર આત્મસાધના સાધવા લાગ્યા. ગુરુદેવ પણ આ શિષ્યરત્નને શાસ્ત્રજ્ઞાનનો અધિકારી પાત્ર સમજી સૂત્રજ્ઞાન આપવાની સાથે ચારિત્રગુણના વિકાસ અર્થે વિનય, શ્રુત, તપ તથા આચારની આરાધના કરવાની હિતશિક્ષા આપવા લાગ્યા.

ગુરુદેવ ખરેખર અજ્ઞાનતિમિરનાશક જ્ઞાનભાનુ છે. તેમના પ્રતાપથી જ જ્ઞાનકિરણ પ્રાપ્ત થાય છે અને સંસારનું સ્વરૂપ સમજી, વૈરાગ્ય પામી આત્મશાન્તિના માર્ગે જઇ શકાય છે. આવા સ્વ-પર-કલ્યાણ કરનાર ગુરુદેવને કોટિશઃ વંદન હો ! ગુરુદેવનો મહિમા અગાધ-અપાર છે. સંત ડુંગરસિંહજીસ્વામી આવા જ્ઞાની-ધ્યાની-તપસ્વી-ગુરુદેવની ચરણસેવા કરવામાં અને તેમની આજ્ઞાને શિરોધાર્ય કરવામાં પોતાના આત્માને ધન્ય અને કૃતાર્થ માનવા લાગ્યા.

સદ્‌ગુરુનું શરણ સ્વીકાર્યાં બાદ સંત ડુંગરસિંહજીસ્વામી વિનય-શ્રુત-તપ-આચારની સમ્યક્‌પ્રકારે આરાધના કરવા લાગ્યા અને ગુરુદેવનો પ્રેમ સંપાદન કરવા લાગ્યા. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેમને વિનયનું ફળ પણ મળ્યું.

'શ્રદ્ધાવાન, વિનયશીલ, મેધાવી, અપ્રમત્ત, વૈરાગ્યવાન, સત્ય વક્તા, સંયમી, તપસ્વી અને ગુરુની કૃપા તથા આજ્ઞાનો વાંછુક એવો મુમુક્ષુ શિષ્ય ગુરુ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવા તથા બીજાઓને પણ દોરવા શક્તિમાન થાય છે, કારણ કે, પૂજ્ય, જ્ઞાની, પ્રસિદ્ધ અને કૃપાવંત આચાર્યો જેના ઉપર પ્રસન્ન થાય છે, તેને અર્થવાળી, વિપુલ વિદ્યા આપે છે લોકમાં તેની કીર્તિ થાય છે અને પૃથ્વી જેમ સર્વ પ્રાણીઓનું રહેઠાણ છે તેમ તે બધા કર્તવ્યોનું રહેઠાણ બને છે તેનું જ્ઞાન પૂજાય છે, તેના સંશયો ટળી જાય છે અને કર્તવ્યની સંપત્તિથી તે બધાને મનગમતો થાય છે. તપ, આચાર અને સમાધિથી સુરક્ષિત એવો તે મહાતેજસ્વી શિષ્ય પાંચે મહાવ્રતો પાળવા શક્તિમાન થાય છે.'

સંત ડુંગરસિંહજીસ્વામીએ શાસ્ત્ર-જ્ઞાનનું સંપાદન કરવા માટે માન, ક્રોધ, પ્રમાદ, રોગ અને આળસ એ પાંચ બાધક કારણોને દૂર કરવાનો પ્રયત્ન કર્યો અને ધર્મ-શાસ્ત્રોમાં સુશિક્ષિત બનવા માટે સતત ઇન્દ્રિયનિગ્રહી બન્યા, હસનશીલ સ્વભાવનો ત્યાગ કર્યો, મર્મભેદી વચન ન બોલવાનો નિયમ કર્યો, સુશીલ બન્યા, વિપરીત આચારનો ત્યાગ કર્યો, રસલંપટતાને દૂર કરી, સત્યાચરણમાં તત્પર રહેવા લાગ્યા અને ક્રોધી સ્વભાવનો ત્યાગ કર્યો. આ પ્રમાણે સુશિક્ષિત બનવા માટે તેમણે સતત પ્રયત્ન કર્યો એટલું જ નહિ સુવિનીત શિષ્ય બનવા માટે નીચેનાં સદ્ગુણોને પણ જીવનમાં ઉતારવાનો સક્રિય પ્રયત્ન કર્યો

૧-ઉદ્ધતાઇનો ત્યાગ, ૨-ચંચલવૃત્તિનો ત્યાગ, ૩-કપટભાવનો ત્યાગ, ૪-કુતૂહલવૃત્તિનો ત્યાગ, ૫-તિરસ્કારવૃત્તિનો ત્યાગ, ૬-ક્રોધ-

ભાવનો ત્યાગ, ૭–મિત્રતાથી વર્તનાર પ્રત્યે સદ્‌ભાવ, ૮–શાસ્ત્રમાં પારંગત બનવા છતાં નિરભિમાનવૃત્તિ, ૯–નિરહંકારી, ૧૦–છિદ્રાન્વેષણ ન કરવું, ૧૧–કોઇ ઉપર ગુસ્સે ન થવું, ૧૨–અપ્રિય વ્યક્તિનું પણ ભલું ચાહવું, ૧૩–ટંટાફીસાદ ન કરવો, ૧૪–ખાનદાની સાચવવી અને ૧૫–ઐકાગ્રવૃત્તિ કેળવવી.

આ પ્રમાણે સુવિનીતતાનાં ૧૫ ગુણોને કેળવવાનો તેમણે ખૂબ પ્રયત્ન કર્યો અને સદ્‌ગુરુની ચરણસેવા કરી, ઇન્દ્રિયોનું દમન કરી, તપસ્વી બની, પોતાની સદ્‌પ્રવૃત્તિદ્વારા પ્રિયંકર અને પ્રિયવાદી બની શાસ્ત્રજ્ઞાનના અધિકારી બન્યા.

આ પ્રમાણે વિનયદ્વારા ગુરુદેવનો પ્રેમ સંપાદન કરી, અપૂર્વ શાસ્ત્રજ્ઞાન મેળવી, ચારિત્રગુણને જીવનમાં ખીલવી તથા સહિષ્ણુતા, મુમુક્ષતા, ધર્મજિજ્ઞાસા, નિઃસંગતા, નિર્મમતા આદિ સાધુગુણોને કેળવી સંત ડુંગરસિંહજીસ્વામી પણ ગુરુદેવની કૃપાથી જ્ઞાની, ધ્યાની તથા તપસ્વી સંતપુરુષ બની શક્યા.

ગુરુ–શિષ્યનો આ વિશુદ્ધ ધર્મ–સંબંધ અનેક ભવ્ય જીવોને માટે સત્યમાર્ગે લઇ જનારો અને સુખશાન્તિ આપનારો સિદ્ધ થશે.

જે ગુરુદેવ રત્નસિંહજી મહારાજે શિષ્યરત્ન ડુંગરસિંહજી સ્વામીને રત્નત્રયનું દાન આપી મોક્ષમાર્ગના આરાધક બનાવ્યા તે ગુરુદેવને કોટિશઃ વંદન હો !

## પ્રકરણ ૧૭ મું : આંતર તપઃસાધના

विषयाशावशातीतो निरारम्भोऽपरिग्रहः ।
ज्ञानध्यानतपोरक्तस्तपस्वी सः प्रशस्यते ॥

ઇન્દ્રિયજન્ય વિષયભોગોની જરા પણ વાસના કે લાલસા ન રાખવી, સાંસારિક આરંભ-સમારંભની કોઈ પણ પ્રવૃત્તિ ન કરવી, સાંસારિક પદાર્થોમાં મમત્વબુદ્ધિ ન રાખવી, પરંતુ જ્ઞાન-ધ્યાન આદિ આંતર-તપમાં તન્મય બની જે આત્મ-સાધના સાધે છે તે જ ખરો તપસ્વી છે.

વિવેકશીલ સાધુપુરુષ ધર્મનું રહસ્ય સમજી ઘરબારનો ત્યાગ કર્યા બાદ, કાચબો જેમ પોતાનાં અંગો પોતાના શરીરમાં સમેટી લે છે, તેમ તે સર્વ પાપવૃત્તિઓને તથા હાથ-પગ વગેરે કર્મેન્દ્રિયો અને પાંચે જ્ઞાનેન્દ્રિયો સહિત મનને અને તેમના દોષોને પોતામાં સમેટી લે છે. તે સર્વપ્રકારની સુખ-શીલતાનો ત્યાગ કરે છે અને કામવાસનાઓથી ઉપશાન્ત થઈ, આસક્તિ વિનાનો બની, મોક્ષ-માર્ગમાં જ પ્રબળ પુરુષાર્થ આદરે છે. ખરેખર આ વીરત્વ ધર્મવીર સાધુપુરુષનું છે.

આવો ધર્મવીર સાધુપુરુષ પ્રાણીઓની થોડી પણ હિંસા કરતો નથી, વિશ્વાસઘાત કરતો નથી, જૂઠું બોલતો નથી, ધર્મનું ઉલ્લંઘન મન, વાણી કે કાયાથી કરતો નથી પરંતુ તે તો જિતેન્દ્રિય થઇ, આત્માનું સર્વ પ્રકારે રક્ષણ કરતો વિચરે છે. તે સંયમી પુરુષ થોડું ખાય છે, થોડું પીવે છે તથા થોડું બોલે છે. તે ક્ષમાયુક્ત અને નિરાતુર બની, સદા પ્રયત્નશીલ અને સંયમમાં સદા જાગ્રત રહે છે, તથા સર્વ પ્રકારની પાપ પ્રવૃત્તિઓનો પરિત્યાગ કરી, તિતિક્ષા તથા તપશ્ચર્યાને પરમ ધર્મ સમજી, ધ્યાન–યોગ આચરતો મોક્ષપર્યંત આત્માને શુભ ભાવનાથી ભાવિત કરતે ાવિચરે છે.

યોગ્ય માર્ગે કરેલું તપ પણ જો કીર્ત્તિની કામનાથી કરાયું હોય તો તે પણ શુદ્ધ નથી, પરંતુ જે તપ આંતરદોષોની શુદ્ધિ કરવા માટે કરવામાં આવે છે તે જ ખરું તપ છે.

× × ×

સંસારનો ત્યાગ કર્યા પછી આત્મસાધક ડુંગરસિંહસ્વામીએ આંતર–શુદ્ધિ, શાસ્ત્રાધ્યયન અને આકરી તપસ્–સાધનાનો મહામાર્ગ ગ્રહણ કર્યો.

બાહ્ય યુદ્ધો લડવા સહેલાં છે એટલું આંતર–યુદ્ધ લડવું સહેલું નથી. તપ–ત્યાગનાં વ્રતો નિરતિચાર પાળવાં–એ ખુલ્લી તરવાર ઉપર ચાલવા કરતાં યે વધારે કપરું કામ છે. એટલે જ કહ્યું છે કેઃ 'ત્યાગનો માર્ગ શૂરાનો છે, ત્યાં કાયરોનું કામ નથી.'*

*शूर संग्राम को देख भागै नहीं,
देख भागै सोई शूर नाहीं ।

જગતને જીતવ ની એકમાત્ર ચાવી ત્યાગ છે ત્યાગ-તરવાર વિના જીવન-સગ્રામમા વિજય પ્રાપ્ત થઇ શકતો નથી ત્યાગવૃત્તિ કેળવ્યા વિના જગતના ઝંઝાવાતો વચ્ચે અણનમ ઊભા રહેવુ પ્રાય દુષ્કર છે

માનવ-જીવનના ઇતિહાસમા, મુક્તિના સોપાને ચડવા મથતી માનવજાતિની મહાગાથામાં સસાગ-ત્યાગનો આદર્શ સુવર્ણાક્ષરે અકિત રહેશે

એ સાચી વાત છે કે-માથા વાઢી આપવાની વીરતાનો આ પ્રસગ નથી કોઇ મહાયુદ્ધના વિજય-ગાનનો આ ઇતિહાસ નથી પરતુ આત્માની સાથે ખેડાતા યુદ્ધ આવા યુદ્ધો કરતા મહાન્ હોય છે

માથા વાઢી આપવા કરતા યે જીવનની ક્ષણે ક્ષણે જાગૃત રહી-સુત્તેસુ યાવિ પડિબુદ્ધજીવી અર્થાત્ જાગ્રત સયમી-જીવન જીવી તપશ્ચર્યાઓ કરવી, આતરજીવનને કાબૂમા આણવુ, કામ, ક્રોધ, માયા લોભ આદિ ષડ્રિપુઓને હણવા-આદિ આતર તપ તપવામા ઓછો ત્યાગ કે ઓછી શક્તિની જરૂર નથી પડતી

---

काम औ' क्रोध मद लोभ से जूझना,
मँडा घमसान तहँ खेत माहीं ॥
शील औ सौच सतोष शाही भय,
नाम शमसेर तहँ खूब बाजै ।
कहे कबीर कोइ जूझि है शूरमा,
कायरां भीड़ तहँ तुरत भाजै ॥—कबीरदास

થોડા વખતની ઉત્તેજના કે આવેશથી આ સંયમમાર્ગ સધાતો નથી. સહિષ્ણુતા, ધીરતા અને સંયમવૃત્તિ હોય તો જ આ સંયમમાર્ગે આરૂઢ થઇ શકાય છે.

સામાન્ય જીવન-વ્યવહારમાં જેમ અનેક મુશ્કેલીઓ સહન કરવાની હોય છે, તેમ જેમને આત્માનું હિત સાધવું છે, તેમને આ સંયમમાર્ગે જતાં કેટલીય મુશ્કેલીઓનો વીરતાપૂર્વક સામનો કરવાનો હોય છે. જે સાચો વૈરાગ્યવાન તથા તીવ્ર મુમુક્ષુ હોય છે તે જ આ સંયમમાર્ગને દીપાવી શકે છે.

સંયમી પુરુષને શરીર પડતાં સુધી રણસંગ્રામમાં મોખરે રહેનારા વીર-પુરુષની ઉપમા અપાય છે. આવો રણધીર મહામુનિ જ પારગામી થઇ શકે છે. સંયમીજીવનની સુવાસથી સુવાસિત થએલો આત્મા જ સ્વ-પરનું કલ્યાણ સાધી શકે છે. સંયમથી જીવન ધન્ય બને છે.

સાધુત્વનો સ્વીકાર કર્યા પહેલાં જ સાધુ-જીવનનાં આચાર-વિચારો તથા નીતિ-નિયમો તેમ જ ક્રિયાકાંડોનો ડુંગરસિંહસ્વામીએ સારો અભ્યાસ કર્યો હતો. તેમાં યે પાંચે વ્રતધારીઓમાં ડુંગરસિંહસ્વામી તથા માનકુંવરબાઇ મહાસતીજી વધારે તીક્ષ્ણબુદ્ધિના હોવાથી તેઓ બન્નેએ ઉપરના આચાર-વિચારોના અભ્યાસ ઉપરાંત ષડ્ દ્રવ્યાદિ તેમ જ શાસ્ત્રના અધ્યયનોનું ટૂંક સમયમાં સારું જ્ઞાન સંપાદન કર્યું હતું. સાધુત્વનો સ્વીકાર કર્યાબાદ સ્વામીશ્રી ડુંગરસિંહ મુનિએ વિદ્યુત્ ગતિએ સૂત્ર-સિદ્ધાન્તોનો અભ્યાસ પ્રારંભ કર્યો. પૂજ્યશ્રી રત્નસિંહજી સમા જ્ઞાની તારક-આત્માની ગુરુકૃપા અને

પોતાની સતત જાગૃતિ તેમ જ શાસ્ત્રાભ્યાસની પૂરેપૂરી જિજ્ઞાસાને લઈને ડુંગરસિંહસ્વામી વિજળીવેગે અભ્યાસમા આગળ વધવા લાગ્યા

નવા સૂત્રાભ્યાસ સાથે જૂના અભ્યાસને વધારે તાજો રાખવામાં સમયનો સદુપયોગ કરવા લાગ્યા ન જાણેલુ જાણવું, જાણેલાને શોધવુ અને શોધેલા તત્ત્વને જીવનમા ઉતારવુ એ તેમનો જીવન ક્રમ બની ગયો હતો આ રીતે વાચન ચિંતન તથા નિદિધ્યાસન કરવાના પરિણામે એ સમયના સૂત્રાભ્યાસીઓની ગણનામા ડુંગરસિંહ સ્વામીની પણ ગણના થવા લાગી ખરેખર જ્ઞાન અને ચારિત્ર સીમાબદ્ધ હોતા નથી શાસ્ત્રોના ગૂઢ અર્થ તથા સૂક્ષ્મતાનો તેઓ સરસ રીતે રહસ્યોદ્‌ઘાટન કરી ઉકેલ કરી શકતા અને કેટલાક સૂત્રોના મૂળપાઠ તથા તેનો અર્થ તેમણે કંઠાગ્ર કર્યો હતો

આ રીતે ડુંગરસિંહસ્વામીએ આગલી નાની ઉંમરમા વિનય, વિવેક વિરક્તિ તથા ગુરુકૃપાને લીધે શાસ્ત્રસાગરમાથી જ્ઞાન, દર્શન તથા ચારિત્ર એ રત્નત્રયની પ્રાપ્તિ કરવાની સાથે શાસ્ત્રમા પારગત બન્યા તેમની સ્મરણશક્તિ દિનપ્રતિદિન સતેજ બનતી જતી હતી જ્ઞાનસ્ય ફલ વિરતિ એ ઉક્તિ અનુસાર મુનિશ્રી શાસ્ત્રાભ્યાસના ગહન ચિંતનના પરિણામે એકાએક સાધક-દશામા ઊતરી પડ્યા

જીવનમા તપ તથા ત્યાગ મૂર્તિમંત હોવા છતા ય તેમને પોતાનામા તપ-ત્યાગની ઊણપ જ લાગવા લાગી યૌવનાવસ્થામા હજી કંઈક વધારે તપસ્ સાધનાની જરૂર હોય તેમ તેમને લાગ્યુ આહાર અને નિદ્રા એ બન્ને સાધકદશામા બાધકરૂપ છે તેમ પોતાને લાગતા રાત્રિની નિદ્રાનો ત્યાગ કરવાનો તેમણે દૃઢ સંકલ્પ કર્યો

અને નિદ્રા ઉપર કાબૂ મેળવવા માટે સ્વાદેન્દ્રિય ઉપર જય મેળવ
ખોરાક ઉપર સંયમ કેળવવો, મિતાહારી બનવું આદિ બાબતે
તેઓશ્રી ખૂબ જ સતર્ક અને સાવધાન રહેવા લાગ્યા.

સંયમના માર્ગને સરળ કરવા માટે ઇન્દ્રિયનિગ્રહ ક
અનિવાર્ય આવશ્યક છે. અને ઇન્દ્રિયનિગ્રહ કરવા માટે સર્વપ્ર
સ્વાદેન્દ્રિય ઉપર કાબૂ મેળવવો જોઇએ. જિહ્વા ઉપર જય ૩
થતાં જ ખાવાની લાલસા સ્વતઃ શમી જાય છે અને રસવૃત્તિ
ખાવાની આસક્તિ ઓછી થતાં માનસિક શુદ્ધિ સરળતાપૂ
વી શકાય છે.

આહાર ઉપર અંકુશ મૂકતાં જ નિદ્રા સ્વતઃ ઓછી થવા
. નિદ્રા ઉપર વિજય મેળવવો એ તો સાધકોનું આવશ્
ર્ત્ય છે. या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी । અર્થ
ગત જ્યારે સૂતું હોય છે ત્યારે સાધકો તો જાગ્રત જ હોય

જીભ ઉપરનો કાબૂ, ઓછી નિદ્રા, મિતાહાર, મિતભાષ
કાન્તસ્થાનસેવન એ બધાં તપસ્-સાધનાના આવશ્યક સાધ
, એમ સમજી સ્વામીશ્રીએ પોતાનો મનોભાવ ગુરુદેવને જણાવ્યે

જ્ઞાન-સાગર ગુરુદેવને શિષ્યની આ ઉચ્ચ મનોદશાથી આ
માનંદ થયો અને તેમાં પોતાની સમ્મતિ આપી સાધક શિષ્ય
પસ્-સાધના કરવાની પ્રેરણા તથા પ્રોત્સાહન આપ્યાં.

ત્યારપછી તો રાત્રિના ભાગમાં એક સામાન્ય પાથરણ

એકદમ ઊભા થઇ જતા. ક્યારેક એક પગે ઊભા રહે તો ક્યારેક ટટ્ટાર સ્થિર રહે કોઇક વાર પ્રમાદને દૂર કરવા કાનમાં* દોરી બાંધતા તેમજ પગ સાથે દોરી બાંધતા અને પદ્માસન આદિ આસનો કરી પ્રમાદનું પ્રક્ષાલન કરતા

આ આંતર-તપ પાછળ કેટલી જાગૃતિ, કેટલી ત્યાગભાવના તથા કેટલી મુમુક્ષુવૃત્તિ રહેલી છે તેનો આંક કોણ કાઢી શકે? બહારના વિજયો જોઇ માનવી તેનો આંક કાઢી શકે છે પરંતુ આંતર-વિજયનો આંક કાઢવા માટે તો આંતર-ચક્ષુઓ જોઇએ ચર્મ ચક્ષુઓથી અંતરશુદ્ધિના દર્શન શી રીતે થઇ શકે?

સ્વાધ્યાયની સિદ્ધિ અર્થે તેમણે રાત્રિ-જાગરણનો માર્ગ અંગીકાર કર્યો विषयास्तस्य विनिवर्तते, निराहारस्य देहिन । અર્થાત્ વિષયોથી નિવૃત્તિ મેળવવા માટે તેમણે ઉપવાસ, એકાસન, ઊણોદરી આદિ અનાહાર-મિતાહારનો પ્રયોગ પ્રારંભ્યો

આવી રીતે સાડાપાંચ વર્ષ સુધી આ આંતર-તપની તેમણે એકનિષ્ઠ સાધના કરી અને આ સફળ પ્રયોગને અંતે તેમણે આત્મવિશુદ્ધિ કરી, આત્મબળ, એકાગ્રતા, દૃઢતા આદિ આત્મિક ગુણો કેળવી, સૂત્રસિદ્ધાન્તના અગાધ અભ્યાસની સાથે જ્ઞાન અને ચારિત્રનો સુંદર સુમેળ મેળવ્યો

---

*પૂજ્યશ્રીના કાન સંસારવસ્થામાં વિંધેલા હતા તેમાં દોરી બાંધી તેનો દોરો અન્ય સ્થાને બાંધતા સરખાવે-अमुणिणो सया सुत्ता, मुणिणो सया जागरंति-आचारांग

જે રીતે ડુંગરસિંહજીસ્વામીએ જ્ઞાનની આરાધના કરવાની સાથે આંતર-તપની સાધના કરી તે જ પ્રમાણે વેલબાઇ મહાસતીએ સામાન્યરૂપે અને બાળબ્રહ્મચારિણી માનકુંવરબાઇ મહાસતીજીએ વિશેષરૂપે જ્ઞાન તેમજ ચારિત્રની સમ્યગ્ આરાધના કરી પોતાના આત્માને મોક્ષાભિમુખ બનાવ્યો.

× × ×

परोपकाराय सतां विभूतयः ।

સન્તપુરુષો સ્વ-પરહિત કાજે જ જન્મે છે અને પરોપકારમાં જ પોતાની જીવન-યાત્રા પૂર્ણ કરે છે. મુનિશ્રી ડુંગરસિંહસ્વામીએ સ્વ-પરહિત કાજે જન્મ ધારણ કર્યો અને આત્મધર્મ તથા સમાજશ્રેયને ખાતર જીવ્યા.

ત્રેવીશમા વર્ષની ઊગતી ઉંમરે ભાગવતી દીક્ષા ધારણ કરી, પોતાના પૂજ્ય ગુરુદેવની છત્રછાયામાં રહીને થોડા વર્ષના સતત પરિશ્રમે ધર્મશાસ્ત્ર, દર્શનશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન તથા બીજાં અનેક વિષયોનું જે જ્ઞાન સંપાદન કર્યું હતું તે તેમણે જગતની સેવામાં સમર્પી દીધું.

વર્ષો વીતતાં ગુરુદેવ રત્નસિંહજીએ શિષ્યરત્ન ડુંગરસિંહસ્વામીમાં નવીન પ્રતિભા તથા અપૂર્વ ઓજસ્વિતા નિહાળી. એમને આ જુવાન જોગીમાં માત્ર દાર્શનિક કે ધર્મનાયક તરીકેનાં દર્શન જ ન થયાં. એ સઘળું તો એમનામાં હતું પણ એથીએ વિશેષ કોઇ હજુ વધુ ઊંડી તેજસ્વી ભાવના દર્શાવવાનું સાધન તેમને માનતા હતા. એમની પોતાની ઇચ્છા તો કદાચ અનેક

વર્ષના લાંબા કાળ સુધી મૌનના મહાસાગરમા પોતાની જીવન નૌકા વહેતી મૂકયા પછી તે અલ્પભાષી, તેજસ્વી પ્રતિભાસ પન્ન શિષ્યે મનોમ થનપૂર્વક જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી રત્નત્રયનો જે અખૂટ ભ ડાર મેળવ્યો હતો તેનો જગતના જીવોને લાભ આપે અને ધાર્મિક પ્રવચનોવડે લોકોને ડોલાવનારી શક્તિનો વધુ ઉત્કર્ષ સાધે-એ હશે એમ્ક્ષે પૂજ્ય ગુરુદેવની આજ્ઞાને શિરોધાર્ય કરી તેમણે ઉપદેશ-જીવનનો આરભ કર્યો

ઉપાશ્રયોમા જ્યારે મુનિવર્ય બોલતા હતા ત્યારે લોકો એમના સચોટ વચનોની સરળતા, એમની ઉદાહરણ આપવાની શક્તિ, એમની ભાષાશુદ્ધિ, એમની ગભીર વાણી તથા એમનુ વાક્ચાતુર્ય એ બધુ સાભળીને આશ્ચર્યચક્તિ થઇ જતા હતા અને शिष्या दिच्छत् पराजय એ પ્રસિદ્ધ ઉક્તિ પ્રમાણે ગુરુદેવ રત્નસિહજી એમની સરળ શાસ્ત્રસમ્મત વાણી સાભળી ચિત્તની પ્રસન્નતા અનુભવતા હતા, પણ મહા રાજશ્રીને આ વિહારક્ષેત્ર સ કુચિત અને નાનુ લાગતુ હતુ. એમના અ તરમા તો ખૂ વ પરિભ્રમણ કરી જૈનધર્મની વિજય-ધ્વજા ફરકાવવાની મહેચ્છા જાગી હતી સૌ એમને જ્ઞાની માનતા, સઘળા એમને વિદ્વાન્ તરીકે ઓળખતા પરતુ તેઓશ્રી પોતાની જાતને હજુ સામાન્ય જ્ઞાની જ સમજતા હતા આમ પોતાને સામાન્ય જ્ઞાની માનવા છતા તેમણે ગુરુદેવની આજ્ઞા શિરોધાર્ય કરી પોતાના ઉપદેશક જીવનનો પ્રારભ કર્યો હતો

દીક્ષા-અગીકાર કર્યા બાદ यत्सारभूत तदुपासनीयं हसो यथा क्षीरमिवाम्बुमध्यात्—એ ઉક્તિ પ્રમાણે જેમ હસલો નીર-ક્ષીરનો વિવેક કરી ક્ષીર-પાન કરે છે તેમ મહારાજશ્રી ડુ ગરસિહસ્વામીએ

ગુરુદેવ તથા અન્ય વિદ્વાન્ મુનિવરો પાસેથી આગમ-સૂત્રોનો સાર ગ્રહણ કર્યો અને અનેક વર્ષોની મૂક જ્ઞાન-તપસ્યા કર્યા બાદ તેમણે બહુજનહિતાય-બહુજનસુખાય-ઘણા લોકોના કલ્યાણ અર્થે ઉપદેશ આપવાનો આરંભ કર્યો.

સૌરાષ્ટ્રના આંગણે જાણે ધર્મયજ્ઞ મંડાયો હોય તેમ જ્યાં મહારાજશ્રી ડુંગરસિંહસ્વામીની પધરામણી થતી ત્યાં ધર્મજિજ્ઞાસુ નર-નારીઓ મોટી સંખ્યામાં એકત્રિત થતા અને તેમની પ્રભાવશાલિની પ્રેરક અને રોચક ધર્મવાણી સાંભળી ધર્મનીતિના માર્ગે વળતા. સદ્ભાવના અને શુભ દૃષ્ટિથી પ્રેરાયેલો ધર્મોપદેશ અલેખે-નિષ્ફળ જતો જ નથી. ઉપદેશ આપનારને તો લાભ છે જ પરંતુ સાંભળનાર વિચાર કરે તો તે ઉપદેશ તેને માટે પણ ફળે છે અને તે દ્વારા મીઠાં ફળ મેળવે છે. મહારાજશ્રી ડુંગરસિંહસ્વામીની રસભરી ધર્મવાણી ઉપર અનેક ભવ્ય જીવો મધુકરની માફક મુગ્ધ બની ગયા હતા અને છેવટે તેમની પાસે વ્રતાચરણ, નિયમ, પ્રત્યાખ્યાન ગ્રહણ કર્યાં હતાં અને કેટલાક મોક્ષાભિલાષી ભવ્યાત્માઓ તેમની પાસે પ્રવ્રજિત થઈ કલ્યાણમાર્ગે વળ્યા હતા, જેમનું વિશેષ વર્ણન આગળ આલેખવામાં આવશે.

# પ્રકરણ ૧૮ મું : સંયમસાધના અને ગુરુ-વિયોગ

**સં**યમ-માર્ગ ગ્રહણ કર્યાં બાદ સંત ડુંગરસિંહજી મહારાજ તથા માનકુંવરબાઇ આર્યાજી જ્ઞાન, દર્શન તથા ચારિત્ર-એ રત્નત્રયની સમ્યગ્ આરાધના કરી રહ્યા છે અને સૌરાષ્ટ્રાદિ દેશમાં સુખ-સમાધિપૂર્વક વિચરણ કરી રહ્યા છે. તેમનાં જ્ઞાન, શ્રદ્ધા, શાન્તિ, ક્ષમા, નિર્લોભતા આદિ સદ્‌ગુણો તથા આચાર-વિચારોના કડક પાલનનાં યશોગાન ચારે તરફ ગવાઇ રહ્યાં છે.

સંયમ-સાધનામાં જે સાધુપુરુષ પરાક્રમ કરે છે, ગુરુદેવની આજ્ઞામાં રહી જે વિનયાદિ ગુણોને જીવનમાં સ્થાન આપે છે અને જગતનાં પ્રપંચોથી દૂર રહી જેઓ કાચબાની માફક ઇન્દ્રિયોને કાબૂમાં રાખે છે તે જ સાધુપુરુષ પોતાના જીવનને સુખ-શાન્તિમય તેમજ ધન્ય બનાવી શકે છે. શાસ્ત્રકારોએ ખરા 'અનગાર' ની વ્યાખ્યા કરતાં ઠીક જ કહ્યું છે કેઃ

**अणगारे उज्जुकडे, नियागपडिवन्ने, अमायं कुव्वमाणे वियाहिए । जाए सद्धाए निक्खन्तो, तमेव अणुपालिया; वियहित्तु विसोत्तियं पणया वीरा महावीहिं ।**

–આચારાંગ ૧ઃ ૧૯–૨૦

અર્થાત્ જે સરળ હોય, મુમુક્ષુ હોય અને અદંભી હોય તે જ સાચો અનગાર છે. જે શ્રદ્ધાથી માણસ ગૃહત્યાગ કરે તે જ શ્રદ્ધાને, શંકાઓ અને આસક્તિ છોડી, હંમેશાં ટકાવી રાખવી જોઈએ. વીર પુરુષો એ મહામાર્ગે જ ચાલેલા છે.

उवेहमाणे कुसलेहिं संवसे,
अकंतदुक्खी तसथावरा दुही ।
अलूसए सव्वसहे महामुणी,
तहा हि से सुस्समणे समाहिए ॥ આચારાંગ અ૦ ૧૬

અર્થાત્ સુખદુઃખમાં સમભાવ રાખી, જ્ઞાની પુરુષોનાં સંગમાં રહેવું અને અનેક પ્રકારનાં દુઃખથી દુઃખી એવા સ્થાવર–જંગમ પ્રાણીઓને પોતાની કોઈ પણ ક્રિયાથી પરિતાપ ન આપવો. આમ કરનારો તથા પૃથ્વીની પેઠે બધું સહી લેનારો મહામુનિ ઉત્તમ 'શ્રમણ' કહેવાય છે.

विउ नए धम्मपयं अणुत्तरं,
विणीयतण्हस्स मुणिस्स झायओ ।
समाहियस्सऽग्गिसिहा व तेयसा,
तवो य पन्ना य जसो य वड्ढइ ॥ આચારાંગ અ. ૧૬

અર્થાત્ ઉત્તમ ધર્મપદને અનુસરનારો, તૃષ્ણા રહિત, ધ્યાન અને સમાધિયુક્ત તથા અગ્નિની શિખા જેવા તેજસ્વી તથા તપસ્વી એવા તે વિદ્વાન્ ભિક્ષુનાં તપ, પ્રજ્ઞા અને યશ વૃદ્ધિ પામે છે.

तहा विमुक्कस्स परिन्नचारिणो,
धिईमओ दुक्खखमस्स भिक्खुणो ।

मिसुज्झई जंसि मल पुरेकड,
समीरियं रुप्पमल व जोइणा ॥ આચારાંગ અ૦ ૧૬

અર્થાત્ એ પ્રકારે કામગુણોમાંથી મુક્ત રહી, વિવેકપૂર્વક આચરણ કરતા તે ધૃતિમાન અને સહનશીલ ભિક્ષુના, પૂર્વે કરેલા તમામ પાપકર્મ, અગ્નિથી જેમ ચાંદીનો મેલ દૂર થઈ જાય તેમ સાફ થઈ જાય છે

સંત ડુંગરસિંહસ્વામી પણ પોતાના સાધુપદને શોભાવવા માટે તથા સાર્થક કરવા માટે સંયમની સમ્યક્ સાધના કરવામાં સદા સતર્ક અને જાગ્રત રહેવા લાગ્યા સંયમની સુગંધ કોને આકર્ષિત કરતી નથી ? આ જુવાન યોગી પુરુષની સંયમ-સાધનાએ જનસમાજને પોતાની તરફ આકર્ષિત કર્યો એટલું જ નહિ પણ તેમના તપ, પ્રજ્ઞા અને યશ ચંદ્રકળાની માફક વૃદ્ધિંગત થવા લાગ્યા

સંત ડુંગરસિંહજીસ્વામીને દીક્ષા આપ્યા બાદ ગુરુ રત્નસિંહજીસ્વામીને અન્ય શિષ્યો પણ થયા હતા ગુરુદેવનો સંત ડુંગરસિંહજી ઉપર અનન્ય વાત્સલ્યભાવ હતો એ વાત્સલ્યમાં મોહ ન હતો પરંતુ શિષ્યના આત્મકલ્યાણની ભાવના હતી ગુરુદેવ આ નવા પ્રતિભાશાળી અને પુણ્યશાળી શિષ્યરત્નના જીવનવિકાસ અર્થે, તેમની આત્મોન્નતિ અર્થે વધારે સાવધાન રહેતા હતા અને જ્ઞાન, દર્શન, ચારિત્રમાં, ધાર્મિક વ્યવહારમાં તથા વ્યાખ્યાનાદિમાં ડુંગરસિંહસ્વામીને કુશળ થએલા જોઈ તેમને જુદા જુદા સંતો સાથે જુદો વિહાર પણ કરાવતા હતા

જ્યાં જ્યાં ડુંગરસિંહસ્વામીનો વિહાર થતો ત્યાં ત્યાં શાન્તિ-સમાધિની જાણે અમૃતધારા વહેતી. માનવસમાજ તેમના સંસર્ગ દરમ્યાન વૈર-વિરોધ ભૂલી જતો. આ સંતપુરુષની ઓજસ્વિની અને પ્રભાવોત્પાદક ધર્મવાણી સાંભળ્યા બાદ માનવસમાજ તપ, ત્યાગ, પ્રત્યાખ્યાન કરી આત્મકલ્યાણ સાધતો અને જીવન-શુદ્ધિના માર્ગે પ્રયાણ કરતો. ખરેખર ખરા ધર્માત્મા સંતપુરુષોની સંતવાણીનો પ્રભાવ જનસમાજ ઉપર પડ્યા વગર રહેતો જ નથી.

આ પ્રમાણે અનેક ભવ્યાત્માઓ ડુંગરસિંહસ્વામીના પાવનકારી દર્શનનો લાભ લઇ આંખને પવિત્ર કરતા, એમની પ્રેરક ધર્મવાણી સાંભળી કાનને પવિત્ર કરતા અને તેમના જીવન-માંથી ટપકતા સંયમ-ભાવને જોઇ પોતાના જીવનને પણ સંયમ-શીલ-ચારિત્રયુક્ત બનાવી પવિત્ર બનાવતા.

ગુરુદેવ, શિષ્યરત્નના ધર્મ-પ્રભાવનાના ઉત્સાહપ્રેરક સમાચાર સાંભળી આત્મસંતોષ પામતા અને આવો સુશિષ્ય મળવા બદલ જીવનને સમાધિરૂપ ધન્ય માનતા.

આવી રીતે ક્યારેક સાથે તો કયારેક ગુરુદેવથી જુદા એમ ડુંગરસિંહજીસ્વામી વિહાર કરી રહ્યા હતા; પરંતુ કોને ખબર હતી કે એક એવો દિવસ નજદીક આવી રહ્યો હતો કે જયારે હમેશાંને માટે આ ગુરુ-શિષ્યને જુદા પડવાનું હતું ? જે જુદાઇ પછી આ ભવે ફરી કયારે ય મળવાપણું જ ન હતું.

આમ ગુરુ-શિષ્યો પૃથ્વીપટ ઉપર સ્વ-પરના ઉદ્ધાર માટે વિચરતા હતા. એકદા પોતાના દેહત્યાગનો સમય નજીક આવ્યો

જાણી ગુરુશ્રીએ પોતે આલોચી, પ્રતિક્રમી, નિંદી, નિઃશલ્ય થઇ, સર્વ જીવો સાથે ખમતખામણા કરી, સમાધિભાવ પ્રગટ કરી, પંડિતવીર્ય ફેરવી, પંડિતમરણ આરાધી, જિંદગી સાળ કરી, ઔદારિક દેહનો ત્યાગ કરી સ્વર્ગવાસી બન્યા.

આત્મકલ્યાણના સાધક પરમ કારુણિક જગહિતૈષી ગુરુદેવનો વિયોગ સૌને આકરો લાગ્યો છતા ડુંગરસિંહજી મહારાજ મહાન્ જ્ઞાનના ભાવો પ્રગટ કરી, ગુરુના વિયોગને પલટાવી સંયમમાં સ્થિર થયા અને ગુરુદેવ પ્રત્યે આત્મજાગૃતિ રાખી સદાને માટે તેઓનો ઉપકાર માનતા રહ્યા

અનાદિ કાળથી ચાલી આવતા આ અટલ નિયમને પલટાવવાનુ કામ પામર મનુષ્યની શક્તિની મર્યાદા બહારનુ છે એમ જાણનાર શ્રાવકવર્ગે પણ આશ્વાસન લીધુ અને ધર્મધ્યાન એ જ જીવનનુ સાચુ પાથેય છે એમ સમજી તે તરફ વળ્યા.

## પ્રકરણ ૧૯ મું : તરણ-તારણ વિહાર અને દીક્ષા

ગુરુદેવના સ્વર્ગવાસ પછી સંત ડુંગરસિંહસ્વામી ગુરુભાઈઓ સાથે સ્વ-પરકલ્યાણ સાધતાં જનપદવિહાર કરી રહ્યા હતા. ગુરુદેવનો વિયોગ થયા બાદ આત્મોદ્ધાર સાથે પરકલ્યાણ કરવાનું મહાન્ ઉત્તરદાયિત્વ પોતા ઉપર આવી પડયું હતું. સંત-સમુદાયમાં તથા શ્રી સંઘમાં સમાધિભાવ જળવાઈ રહે એ માટે પોતે સાવધાન રહેતા હતા. સંયમ-સાધનામાં સાવધાન રહેવાને કારણે પોતે, પોતાની સાથે રહેલા સંતો તથા પોતાના ગુરુદેવની આજ્ઞા-આરાધક સાધુ-સાધ્વી તથા શ્રાવક-શ્રાવિકાઓ જ્ઞાન તથા ધર્મ-ક્રિયામાં વિશેષ પ્રગતિશીલ બની શકયા હતા.

આ પ્રમાણે જનપદકલ્યાણ કરતાં તથા ધર્મમાર્ગે લોકોને વાળતાં પૂજ્યશ્રી ડુંગરસિંહસ્વામી સંત-પરિવાર સાથે ગ્રામાનુગ્રામ વિહાર કરતાં વિક્રમ સંવત્ ૧૮૨૬ માં ગોંડળ જેવા ધર્મકેન્દ્રમાં પધાર્યા.

આજની માફક તે વખતે પણ ગોંડળ એ મુખ્ય ધર્મકેન્દ્ર હતું. ધર્મારાધનામાં ગોંડળની પ્રસિદ્ધિ ખૂબ જ થએલ હતી

્યશ્રીની ધમકેન્દ્ર ગોંડળમા પધરામણી થતા માનવસમાજમા
અપૂર્વ આનદ પ્રસરી ગયો પૂજ્યશ્રીની પ્રભાવોત્પાદક ધર્મવાણી
સાભળી અનેક ભવ્યાત્માઓ વૈરાગ્ય પામી તપ–રયગના માર્ગે
વ્યા હતા અને તેમના સસગના લાભ લઇ આત્મકલ્યાણ
ાધી શકયા હતા

× × ×

વિ સ ૧૮૨૬ મા ગણેશજી નામના સાધુ મુનિરાજ
ૂજ્યશ્રીની કઠોર તપશ્ચર્યા તથા જ્ઞાન–આરાધનાની પ્રશસા
સાભળી ધોરાજીથી વિહાર કરી તેમને મળવા ગોડળ આવ્યા

સાસારિક જીવનમાં ખેતી ખેડવાના વ્યવસાયથી જીવનની
શરૂઆત કરનાર આ ગણેશજી મુનિએ સસારનો ત્યાગ કર્યો આ
ખાખુ' જીવન ખેડયુ હતુ–કડક તપશ્ચર્યા અને દેહદમનથી

તેમણે કઠોર તપશ્ચર્યા કરી અભિગ્રહો ધાર્યો કે જે અભિગ્રહો
ધારણ કરવા આ પચમકાળ માટે ખરેખર દુષ્કર અને વિષમ છે

તેમણે દીક્ષા તો લીંબડીમા શામજી વોરાને ત્યાથી મહારાજશ્રી
કપુરચદજી સ્વામી પાસે લીધી હતી સયમ સાથે સુત્રજ્ઞાન પણ
તેમણે કપુરચદજી મહારાજશ્રી પાસે મેળવ્યુ હતુ પરતુ એમને જે
કઠોર તપસ સાધના સાધવી હતી તે માટે બીજા કોઇ સાધક–
પુરુષના સહકારની જરૂર લાગતા ગુરુદેવ કપુરચદજી મહારાજની
આજ્ઞા મેળવી તેઓ એકલા સમર્થ ગુરુની–સાધક પુરુષની–શોધમાં
ફરતા હતા ધોરાજીના પોતાના ચાતુર્માસમા તેમણે પૂજ્યશ્રી
ડુ ગરસિહસ્વામીનુ અતિ ઉચ્ચ પ્રકારનુ સૂત્રજ્ઞાન, તેમની કઠોર

તપશ્ચર્યા, સાડાપાંચ વર્ષ સુધીનો નિદ્રા-ત્યાગ વગેરે હકીકત સાંભળતાં તેઓ ગોંડળ આવ્યા અને પોતાને શિષ્ય તરીકે સ્વીકારવા મહારાજશ્રીને વિનંતી કરી.

પૂજ્યશ્રી ડુંગરસિંહસ્વામીએ વિચાર-વિનિમય, પૂછપરછ તથા ખાત્રી કર્યા પછી સૂત્રના ન્યાય પ્રમાણે ગણેશજી*મુનિને પોતાના શિષ્ય તરીકે સ્વીકાર્યા.

× × ×

ત્યારબાદ વિ. સં. ૧૮૩૨માં ગોંડળસ્થાને પૂજ્યશ્રી પાસે વીરજીસ્વામી નામના શિષ્ય થયા. ૨૧ વર્ષની નાની ઉંમરમાં જ સંસાર પ્રત્યે વિરક્તિ-ભાવ પેદા થતાં આ મુનિશ્રીએ દીક્ષા લીધી હતી. સાંસારિક-જીવનમાં તેઓશ્રી જાતે દશાશ્રીમાળી વણિક હતા. જ્ઞાને સામાન્ય હોવા છતાં તેમનો વૈરાગ્યભાવ ઘણો જ ઉત્કટ તેમ જ પ્રશંસનીય હતો. તેઓશ્રી ખાસ કરીને કોળી, ખાંટ, વાઘરી, મુસલમાન આદિ જાતોમાં દારુ, માંસ-મદિરા આદિ કુવ્યસનોનો ત્યાગ કરાવવા માટે વિશેષરૂપે ઉપદેશ આપતા અને અહિંસાધર્મનો પ્રચાર કરતા હતા. રાજ્યાધિકારીઓને તથા ખેડૂતવર્ગને અહિંસા-ધર્મની સમજુતી આપી અગિયારસ-અમાવાસ્યા આદિ તિથિઓ પળાવી મૂંગા પ્રાણીઓને રાહત અપાવતા. આ પ્રમાણે જૈન-ધર્મના પ્રાણભૂત અહિંસાતત્ત્વનો પ્રચાર કરવા માટે તેઓશ્રી ખૂબ જ રસપૂર્વક પ્રયત્ન કરતા હતા.

જુનાગઢના નવાબ સાથેના પરિચયમાં આવવાનો તેમનો

* ગણેશજી મુનિના વિશેષ જીવન-વૃત્તાન્ત માટે જુઓ પરિશિષ્ટ નં. ૩

જીવન-પ્રસંગ ઘણો જ બોધપ્રદ, રોચક તેમ જ ધર્મપ્રેરક છે.*

× × ×

પૂજ્યશ્રીએ જનપદવિહાર કરતા એકદા ગાગજીસ્વામીને દીક્ષા આપી પોતાના શિષ્ય બનાવ્યા

વિ સ. ૧૮૩૯મા પૂજ્યશ્રીનુ ચાતુર્માસ જામનગરમા હતું. જામનગરના શ્રાવકો સૂત્ર-સિદ્ધાન્તમાં તથા ધાર્મિક-જ્ઞાનમા વિશેષ જાણકાર ગણાતા હતા આ મહાનગરીમા પૂજ્યશ્રી પોતાની મધુર વાણી તથા ઉચ્ચ પ્રતિભાશાળી વ્યાખ્યાનશૈલીથી શ્રોતાઓને મનોમુગ્ધ કરતા હતા અને વીતરાગ-માર્ગનું દર્શન કરાવતા હતા. તેમના જ્ઞાન-ક્રિયાની સુવાસ દૂર-દૂર પ્રસરી હતી કચ્છમા પણ પૂજ્યશ્રીની યશ કીર્તિ ફેલાવા પામી હતી

કચ્છમાંથી રવજીભાઈ નામના એક મુમુક્ષુ જેમનું મન સંસારથી તદ્દન ઊઠી ગયુ હતુ-જેઓ વૈરાગ્યદશામાં આરૂઢ થયા હતા અને જેમના હૃદયમાં દીક્ષા લેવાના મનોભાવ જાગ્યા હતા-તેઓશ્રી પૂજ્યશ્રીની સેવામા આવ્યા અને સંયમની પૂર્વતૈયારીરૂપે સૂત્રાભ્યાસ તથા સંયમનો બોધપાઠ લેવા લાગ્યા

એ સમય દરમ્યાન કચ્છમા વાકી ગામના રહેવાસી શ્રી મેઘરાજભાઈ નામના એક વણિકબંધુ તથા તેમના પુત્ર ડાહ્યાભાઈ એમ બન્ને પિતા-પુત્ર વૈરાગ્યદશાને પ્રાપ્ત થતા પૂજ્યશ્રીની ગુણ-ગાથા સાભળી તેમની સેવામા જામનગર આવ્યા અને પોતે જેવા સદ્‌ગુરુની શોધમા હતા તેવા જ તરણ-તારણ સદ્‌ગુરુનુ શરણ મળતા તેમણે પોતાના દીક્ષા લેવાના મનોગત ભાવો ગુરુદેવને જણાવ્યા.

---

* વીરજી મુનિશ્રીના વિશેષ જીવન-વૃત્તાન્ત માટે જુઓ પરિશિષ્ટ નં ૪

પૂજ્યશ્રીએ તે બન્ને દીક્ષાર્થીઓને સાધુ-જીવનનાં નિયમો તથા સૂત્ર-સિદ્ધાન્તનું જ્ઞાન સંપાદન કરવાનું કહ્યું. ગુરુદેવની આજ્ઞાને શિરોધાર્ય કરી બન્ને શાસ્ત્રાભ્યાસમાં જોડાયા અને સાધુ-જીવનનાં નિયમોનું યથાશક્તિ પાલન કરવા લાગ્યા.

× × ×

ચાતુર્માસનો સમય પૂર્ણ થતાં-તે પછી થોડા સમયને આંતરે-દીક્ષોત્સવની ચર્ચા ચાલી રહી હતી-તે અરસામાં નેણશી-ભાઇ નામના કચ્છના રહેવાસી એક મુમુક્ષુ પૂજ્યશ્રી પાસે દીક્ષા લેવાની ઇચ્છાએ આવ્યા.

નેણશીભાઈ ભણેલ-ગણેલ તથા સંસ્કારી હતા. તેઓશ્રી ઘણા વખતથી વૈરાગ્યની મનોદશા ભોગવી રહ્યા હતા. તેમની ધર્મ જાણવાની જિજ્ઞાસા અને મુમુક્ષુતા ઘણી જ ઉત્કટ હતી. ગુરુદેવની ગુણપ્રશંસા સાંભળી તેઓશ્રી જામનગર આવ્યા અને પૂજ્યશ્રીની સેવામાં રહી સંયમની સાધનાનો બોધપાઠ શીખવા લાગ્યા. નેણશીભાઇ જ્ઞાતિએ વીશા ઓશવાળ વણિક હતા.

× × ×

ચાતુર્માસની સમાપ્તિ બાદ અમુક સમયે આ સર્વે દીક્ષાર્થી-ઓને પૂજ્યશ્રીએ પોતાના શ્રીમુખે જામનગરમાં દીક્ષા આપી હતી. રવજીસ્વામીને પૂજ્યશ્રીએ પોતાના શિષ્ય બનાવ્યા. મેઘરાજજી-સ્વામીને રવજીસ્વામીના શિષ્ય બનાવ્યા. ડાહ્યાજીસ્વામીને મેઘરાજજી મુનિના શિષ્ય બનાવ્યા અને નેણશીસ્વામીને ડાહ્યાજીસ્વામીના શિષ્ય બનાવ્યા હતા. ડાહ્યાજી મહારાજશ્રીએ વિ. સં. ૧૮૪૦ માં

દીક્ષા લીધી હતી અને ચાર વર્ષ સુધી સંયમ-પર્યાય પાળ્યો. વિ. સં. ૧૮૪૪ માં ડાહ્યાજીસ્વામીનું ચાતુર્માસ ગોંડળમાં હતું. માદળીના કાન્ગુસર તેમને આ ક્ષણભંગુર દેહ વધારે વખત ટકશે નહિ એમ લાગતા, પોતે જે સાધુ સાથે ચાતુર્માસ રહ્યા હતા તેમને કહી તથા પૂજ્યશ્રીની આજ્ઞા મંગાવી, અનશનવ્રત આદર્યું હતું અને ૭૮ દિવસના દીર્ઘ અનશન પછી, આ ક્ષણભંગુર દેહને છોડી, કાળધર્મ પામ્યા માત્ર ચાર વર્ષમાં જ તેમણે સંયમ-સાધનાદ્વારા માનવભવ સુધારી લીધો. તેમણે સંયમી-જીવનમાં ઉગ્ર તપશ્ચર્યા-ઉપવાસાદિ તપશ્ચર્યા કરી હતી અને તેમણે સંયમી-જીવનનો ઘણોખરો ભાગ સૂકે તથા છાશ ઉપર જ ગાળ્યો હતો. આવું તેમનું તેજસ્વી તપસ્વીજીવન હતું ટૂંક સમયમાં જ જીવન જીતવાનું એમને માટે સર્જાયું હશે !

નેણશીસ્વામી શાસ્ત્ર-સ્વાધ્યાયના પરિણામે શાસ્ત્રજ્ઞાનમાં પારંગત બન્યા હતા અને બહુશ્રુત તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા. નેણશીસ્વામીને પણ અનેક શિષ્યો થયા હતા.*

× × ×

વિ. સં. ૧૮૪૩માં પૂજ્યશ્રી ડુંગરસિંહસ્વામીનું ચાતુર્માસ પ્રાંગધ્રામાં હતું. ત્યાં પૂજ્યશ્રીની ઓજસ્વિની ધર્મવાણી સાંભળી ત્યાંના રહેવાસી પુંજાભાઈ નામના એક વણિકબંધુને વૈરાગ્યભાવ પેદા થતાં પૂજ્યશ્રીએ તેમને સંયમી-જીવનની શિક્ષા આપી. વિ. સં. ૧૮૪૪ માં દીક્ષા આપી અને તેમને મેઘરાજજી મુનિના શિષ્ય બનાવ્યા.

* નેણશીસ્વામીના વિશેષ વૃત્તાન્ત માટે જુઓ પરિશિષ્ટ નં. ૫

પુંજાજીસ્વામી માત્ર ૭ વર્ષ સંયમ-પર્યાય પાળી, છેવટે ૭૮ દિવસ સુધી અનશનવ્રત આદરી સ્વર્ગવાસી થયા હતા. તેમણે સંયમી-જીવનમાં એકાંતર ઉપવાસ, છઠ્ઠ-અઠ્ઠમ, ચોલા, માસખમણ આદિ ઉગ્ર તપશ્ચર્યા કરી જીવનને સાર્થક તથા સફળ બનાવ્યું હતું.×

× × ×

આ પ્રમાણે આત્મકલ્યાણની સાથે ચતુર્વિધ શ્રીસંઘનું+ કલ્યાણ સાધવા માટે પૂજ્યશ્રીએ ખૂબ પ્રયત્ન કર્યો હતો અને ગુરુદેવને અપાતું 'તરણ-તારણ' પદને સાર્થક બનાવ્યું હતું.

---

× પુંજાજીસ્વામી વિષે જુઓ પરિશિષ્ટ નં. ૬

+ સાધુ-સંઘના કલ્યાણ સંબંધી હકીકતનો પ્રસ્તુત પ્રકરણમાં ખ્યાલ આપવામાં આવેલ છે, પરંતુ સાધ્વીઓના દીક્ષા-સંસ્કાર તથા તેમના કલ્યાણ સંબંધી વિશેષ હકીકત 'મહાસતીજી માનકુંવરબાઈ આર્યાજી'ના પ્રકરણમાંથી જોઈ લેવી.

## —પ્રકરણ ૨૦ મું : સંયમયાત્રા—

પૂજ્યશ્રીની આજ્ઞામાં અનેક સાધુ-સંતો તથા સાધ્વીઓનો પરિવાર આત્મકલ્યાણ સાધતો ગ્રામાનુગ્રામ વિચરી રહ્યો (
ગુરુદેવની ધર્મદેશનાના પ્રભાવથી યુગ પ્રમાણે અનેક ભવ્યાત્માએ જીવન-કલ્યાણ અર્થે સંસારનો ત્યાગ કરી સાધુમાર્ગ અંગીકર્યો હતો એ આપણે ઓગણીસમા પ્રકરણમાં જોઈ ગયા.

પૂજ્યશ્રી ઉગ્રવિહારી હતા એટલું જ નહિ પરંતુ ઘણા નિર્ભયી અને આત્મશ્રદ્ધાળુ હતા. તેઓ પોતાના ગુરુદે પરંપરાનુસાર જ્યાં જ્યાં વિચરતા ત્યાં ત્યા કોઈ વખતે ગ બહારના ભાગમાં ઉતરતા હતા તો કોઈ વખતે ગામમાં નિં ઉતરવા લાયક સ્થાન મળતાં ત્યાં પણ ઉતરતા.

એક વખત તેઓશ્રી પોતાના સંતો સાથે ઝાલાવાડમાં વિહાર કરતાં કરતાં થાનગઢ પાસે પધાર્યા. ત્યાં નજીકના ભાગ એક ધાર જેવા પ્રદેશમાં ગુફા હતી* ત્યાં પોતાના સંત-પરિ

*આ ઊંચી ટેકરીરૂપ ધાર અને તેમા સામાન્ય ગુફા આજ થાનના પશ્ચિમ દરવાજા બહાર થોડે દૂર છે, જેમા લગભગ બારથી પ

જગ્યાએ પરઠવવા બહાર નીકળ્યા. લઘુનીત પરઠવી, ગુફાના દ્વાર પાસે ઊભા રહી, કેટલી રાત્રિ બાકી છે તે જોવા આકાશ તરફ નજર કરી.

પૂજ્યશ્રીએ આ સ્થાન ભયજનક હોવાથી નિદ્રામાં પડેલા સંતોને બહાર પરઠવવા મોકલવા કરતાં પોતે જ જવું ઠીક છે એમ વિચારી સંતપ્રેમને કારણે જગાડ્યા નહિ અને પોતે જ બહાર આવ્યા અને આકાશના નક્ષત્રમંડળને જોવા લાગ્યા. સૂત્રાનુસાર જૈન-જ્યોતિષનું પણ પૂજ્યશ્રીને ઘણું સારું જ્ઞાન હતું.

એ વખતે ગુરુદેવે હોક્કા ગગડાવતા તથા અગ્નિ સળગાવીને બેઠેલા બે ચોકીયાતોને જોયા. પૂજ્યશ્રીને જોતાં તેઓએ હોક્કા નીચે મૂકી દીધા. તેમને પૂછતાં પૂજ્યશ્રીને જણાયું કે ગામના શ્રાવકોએ પોતાની રક્ષા કરવા માટે આ ચોકીયાતોને આ રીતે બેસાડ્યા છે. પોતાને માટે થતા અગ્નિકાયના આ આરંભથી પૂજ્યશ્રીને ઘણું જ દુઃખ થયું.

આ ઘટના વિષે વિચાર કરતાં ગુરુદેવને લાગ્યું કે સમય બદલાવા લાગ્યો છે. ગામ બહારનાં સ્થાનો કે જંગલમાં રહેવાથી અશ્રમનું કારણ ઉપજવા સંભવ છે, માટે હવેથી જ્યાં જ્યાં વિચરવું ત્યાં ગામની અંદર જ કોઈ નિર્દોષ સ્થાન શોધી ઊતરવું.

( તે સમયમાં આજની માફક દરેક ગામમાં ખાસ બંધાવેલા જૈનોનાં ધર્મસ્થાનો નહિ હોય તેમ આ ઉપરથી જણાય છે. )

આ પ્રમાણે વિચાર કરી રાત્રિ-પ્રતિક્રમણનો સમય થતાં સુધી પૂજ્યશ્રી શાસ્ત્ર-સ્વાધ્યાયમાં તથા ધ્યાનમાં મગ્ન રહ્યા. પ્રતિક્રમણનો સમય થતાં સૌ સંતોએ પ્રતિક્રમણ કર્યું અને વીતરાગ-

દેવની સ્તુતિ કરી. પ્રાતઃકાળ થતાં પૂજ્યશ્રીએ સર્વે સંતોને રાતે બનેલી ઘટના કહી સંભળાવી અને પોતે કરેલ નિર્ણય પણ જણાવ્યો. પૂજ્યશ્રીનો નિર્ણય સાંભળી બધા સંતોએ પોતાની સમ્મતિ પ્રગટ કરી, પૂજ્યશ્રીને જણાવ્યું કે જેવી આપની ઇચ્છા. આપની આજ્ઞા અમને શિરોધાર્ય છે.

પ્રાતઃકાળની સાધુ–ચર્યા વિધિવત્ પાળ્યા બાદ સાધુસંતો સાથે પૂજ્યશ્રી ત્યાંથી વિહાર કરી થાન ગામમાં પધાર્યા અને નિર્દોષ સ્થળની આજ્ઞા માંગી ઊતર્યા. જે સ્થાને પૂજ્યશ્રી વગેરે ઊતર્યા હતા તે સ્થાન એક જૈનેતરનું હતું. તેને કોઇએ ખોટું સમજાવવાથી તેણે કહ્યું કે–" આપ અમારા મકાનમાં આજ્ઞા મેળવી ઊતર્યા છો એ ઠીક છે. પરંતુ આપના ગયા બાદ અમારે મકાનમાં ગાર કરાવવી પડશે કારણ કે આપના ઉતરવાથી અમારું મકાન અપવિત્ર થયું છે." દરેક જમાનામાં પ્રજાના ધર્મદ્વેષભરેલાં અંધતા અને અજ્ઞાનનાં નમૂનાઓ મળી રહે છે. આ પણ તે પ્રકારનો એવો જ નમૂનો છે.

પૂજ્યશ્રીએ તેની ભ્રમણા ભાંગવાનો તથા સત્ય વસ્તુ સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તે સમજ્યો નહિ. પૂજ્યશ્રીને પ્રસ્તુત મકાન આરંભનું કારણ જણાયાથી તેનો ત્યાગ કરી, બીજું મકાન યાચી તેમાં રહ્યા. પેલા અંધશ્રદ્ધાળુ ગૃહસ્થે મકાનમાં ગાર કરાવી અભડાયેલા મકાનને પવિત્ર બનાવ્યું અને એ રીતે પોતાની અધર્મમૂલક અંધશ્રદ્ધા તથા અજ્ઞાનતાનું પોષણ કર્યું.

આ વસ્તુની જાણ થતાં પૂજ્યશ્રીને લાગ્યું કે–સમય બદલાતો જાય છે. આવાં આરંભનાં કાર્યો અમારા નિમિત્તે થાય તે કરતાં

તો શ્રાવકોએ ધર્મક્રિયા કરવા માટે બંધાવેલા ચોક્કસ ધર્મસ્થાનો જ્યાં હોય ત્યાં શય્યાતરની રજા મેળવી ઊતરવું વધારે સારું છે. પોતાનો આ વિચાર તેમણે સાથેના સંતોને જણાવ્યો અને સૌએ તે વાતને અનુમોદન આપ્યું

આ પ્રમાણે પૂજ્યશ્રી સંતપરિવાર સાથે ગ્રામાનુગ્રામ વિહારના અનુભવો ઉપરથી સંયમયાત્રામાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ તથા ભાવ પ્રમાણે યોગ્ય પરિવર્તન કરતા અનુક્રમે ગોંડળ તરફ વિહાર કરી ગયા.

આ વખતે ગોંડળની રાજગાદી ઉપર નામદાર ઠાકોર સાહેબ શ્રી કુંભાજી રાજ્યતંત્ર ચલાવતા હતા ગોંડળમાં તે વખતે દશા શ્રીમાળી સ્થાનકવાસી સાધુમાર્ગી અનુયાયી જૈનોના લગભગ ૧૨૦૦ ઘરની સંખ્યા ગણાતી હતી ગોંડળનો જૈનસંઘ ધર્મારાધનામાં પ્રવીણ અને પ્રતિષ્ઠિત હતો જૈનોનું રાજ-દરબારમાં પણ ઘણું જ માન હતું.

## પ્રકરણ ૨૧ મું : : ગોંડળ-ધર્મકેન્દ્ર

ગોંડળના જૈનો પૂર્વપુણ્યોદયે ઋદ્ધિ-સમૃદ્ધિથી સુખી અને સાધનસંપન્ન ગણાતા હતા. તેઓ માત્ર શ્રીમંત હતા એટલું જ નહિ પણ શ્રીમંતાઇનો સદુપયોગ પણ કરી જાણતા હતા. તેઓ દયા, દાનાદિ કાર્યોમાં સમયે સમયે ધનનો સદ્વ્યય કરતા અને સત્કાર્યોમાં સૌની મોખરે રહી પોતાની ધાર્મિક વૃત્તિનો પરિચય આપતા.

ગોંડળ જૈન સંઘની કર્તવ્યપરાયણતા અને ધર્મપાલનની દૃઢતા અનુકરણીય હતાં. ત્યાંના જૈન સંઘની સંત-સાધ્વીઓ પ્રત્યે ભવ્ય ભાવના તથા ભક્તિ અપૂર્વ હતી.

પૂજ્યશ્રી ડુંગરસિંહસ્વામી સંતપરિવાર સાથે ગ્રામાનુગ્રામ ધર્મબોધ આપી જનકલ્યાણ કરતાં ગોંડળ પધાર્યા. પૂજ્યશ્રીની પધરામણી થતાં શ્રાવકસંઘના આનંદનો પાર રહ્યો નહિ. પૂજ્યશ્રી માટે ગોંડળ આવવાનો આ પહેલો જ પ્રસંગ ન હતો. ચારિત્ર અંગીકાર કર્યા બાદ પોતાના ગુરુદેવની સાથે અનેક વખત ચાતુર્માસ નિમિત્તે પધારેલા અને ગુરુદેવના વિયોગ પછી પણ પૂજ્યશ્રીએ અત્રે કેટલાંક ચાતુર્માસ પણ કરેલાં હતાં, એટલે

ગોંડળના શ્રાવક-શ્રાવિકાઓ પૂજ્યશ્રીના ઉચ્ચ જ્ઞાન, ઉત્કૃષ્ટ ચારિત્ર, વિશુદ્ધ સંયમ તથા સારગર્ભિત પ્રભાવશાળી વ્યાખ્યાનાદિ સદ્ગુણોથી અજ્ઞાત ન હતા. આ જ પ્રમાણે પૂજ્યશ્રી પણ ગોંડળના શ્રાવક-સંઘની સાધુ પ્રત્યેની અપૂર્વ ભક્તિ, તેમની ધર્મારાધનાની ભાવના, જ્ઞાન-ક્રિયામાં રુચિ, તેમનો પારસ્પરિક પ્રેમભાવ, સંઘનું સંગઠન, સંઘનો સ્નેહ-સદ્ભાવ તથા વાત્સલ્ય ભાવ આદિ ગુણોથી પરિચિત હતા.

આવા ધર્મના સુંદર બગીચારૂપ ગોંડળમાં પૂજ્યશ્રી સંતો સાથે પધાર્યા. પૂજ્યશ્રીની ગોંડળમાં પધરામણી થયાના શુભ સમાચાર સાંભળી તેમની આજ્ઞાનુવર્તી બીજા સંતો તથા સાધ્વીઓ પણ ગુરુદેવના દર્શનાર્થે અનુક્રમે થોડા દિવસોમાં ગોંડળ પધાર્યા.

પૂજ્યશ્રીના દીક્ષોત્સવ બાદ સાધુ-સાધ્વીઓનું આવું સુંદર સમ્મેલન આજ સુધી ક્યારે ય થયું ન હતું. પૂજ્યશ્રીની પ્રભાવોત્પાદક ધર્મવાણીની અમૃતધારાદ્વારા ચતુર્વિધ શ્રી સંઘમાં ધર્મપ્રાણનો સંચાર કરી રહ્યા હતા. સાધુ, સાધ્વી, શ્રાવક તથા શ્રાવિકા ધર્મોપદેશ સાંભળી પોતાના જીવનને પવિત્ર અને ધન્ય માનતા હતા.

પૂજ્યશ્રી વીતરાગભાષિત અને ગણધરગ્રથિત સૂત્રો તથા પ્રમાણિત શાસ્ત્રોના પ્રમાણપૂર્વક સુગમશૈલી ભિન્નભિન્ન વિષયો ઉપર ધર્મ-વ્યાખ્યાનો આપતા હતા. પૂજ્યશ્રીના આવા સમયોચિત સુધારક-વિચારનાં ધાર્મિક વ્યાખ્યાનોથી ચતુર્વિધ શ્રી સંઘમાં ખૂબ જાગૃતિ આવી હતી.

પૂજ્યશ્રીનાં પ્રેરક તથા ઉત્સાહવર્દ્ધક ધર્મ-વ્યાખ્યાનો સાંભળી ગોંડળ શ્રી સંઘના આગેવાન શ્રાવકોના હૃદયમાં એવી ધર્મભાવના

જાગૃત થઇ કે: " આવા યુગપુરુષ સમર્થ જ્ઞાની મહાત્માની શક્તિનો વ્યવસ્થિતરૂપે લાભ લેવાય તો સમાજસુધાર સાથે ધર્મનો ઘણો સારો પ્રચાર થાય અને જનસમાજનું શ્રેય પણ અધિક સાધી શકાય. સંગઠન વિના મહાન્ કાર્યો સફળ રીતે સાધી શકાતાં નથી. સંગઠન કરવા માટે–શક્તિનો સંયમ અને સમન્વય કરવા માટે–કોઇ જગ્યાને કાર્યના કેન્દ્રરૂપે નિયત કરવાની ખાસ આવશ્યકતા રહે છે. પૂજ્યશ્રીની પ્રેરણા મળતી રહે અને તેમની કાર્યસાધક શક્તિનો લાભ આખા સમાજને મળે અને આ ઉપયોગી કાર્યમાં આપણે યથાશક્તિ મદદરૂપ બનીએ તો તેમાં સમાજ, ધર્મ તથા સકળ શ્રીસંઘનું કલ્યાણ રહેલું છે."

ગોંડળ શ્રીસંઘના મુખ્ય શ્રાવકોને આ જાતનો ધર્મવિચાર આવતાં તેમણે ગુરુદેવની સેવામાં જઇ સવિનય પ્રાર્થના કરી કે: " હે ગુરુદેવ! આપના પ્રેરક અને રોચક ધર્મોપદેશથી અમો ખૂબ જાગૃત થયા છીએ. આપશ્રી જેવા પુણ્ય–પ્રભાવશાળી મહાપુરુષોના શુભ પ્રયત્નથી જ સમાજ જાગૃત થાય છે; સમાજમાં આવેલ પ્રમાદ દૂર થાય છે અને સમાજમાં ચેતન આવે છે; માટે ધર્મ–પ્રચારની આ શુભ ઘડીએ આપશ્રી સમાજની જાગૃતિ અને ધર્મોદ્ધારની શુભ પ્રવૃત્તિ પ્રારંભવા માટે ફરીથી ઝુંબેશ ઉઠાવો. આપના આ સત્કાર્યમાં અમે પણ આપને સક્રિય–યથાશક્ય અવશ્ય મદદગાર થઇશું. આપ આપના આજ્ઞાનુવર્તી સંતો તથા સાધ્વી–સમુદાયને પણ એ જ જાતની આજ્ઞા આપો અને આ ધર્મકાર્યને વ્યવસ્થિત કરવા માટે સમાજના ચતુર્વિધ શ્રીસંઘના કેન્દ્રસ્થાનરૂપ આ ગોમંડળને મુખ્ય સ્થાન આપો."

ગોમંડળ શ્રીસંઘની આ વિનંતિ સાંભળી ગુરુદેવ વિચારમાં પડ્યા, તેમને લાગ્યું કે-ધર્મ-સમાજના અનેક કાર્યો ચતુર્વિધ શ્રીસંઘના સંપૂર્ણ સહકાર વિના સફળતાપૂર્વક સાધી શકાતા નથી ગોમંડળનો જૈન સંઘ ધર્મકાર્યોને સફળતાપૂર્વક પાર પાડવા માટે સંપૂર્ણ યોગ્ય અને શક્તિમાન હતો

ગોમંડળના શ્રાવકસંઘની આગ્રહભરી વિનંતિને ધ્યાનમાં લઈ પૂજ્યશ્રીએ પોતાના સંતો તથા સાધ્વી-સમુદાય સાથે ધર્મપ્રચારની યોજના સંબંધી વિચાર-વિનિમય કર્યો અને બધાની સમ્મતિ એક થતા પૂજ્યશ્રીએ ગોંડળને ચતુર્વિધ શ્રીસંઘના ધર્મકાર્યના કેન્દ્રસ્થાન તરીકે નક્કી કર્યું શ્રાવક-સમાજને આ ઉત્સાહપ્રદ સમાચાર જણાવતા કહ્યું કે "વાતો કરવામાં નિપુણ થવું તે એક વાત છે અને વાતો પ્રમાણે સક્રિય કાર્ય કરવું તે બીજી વાત છે. વાતો કરવી સહેલી છે પરંતુ કર્તવ્યનું પાલન કરવું મુશ્કેલ છે. કર્તવ્ય બજાવવાની મુશ્કેલીના સમયે દૃઢ રહી દક્ષતા પૂર્વક કર્તવ્ય બજાવવું એમાં જ જીવનોદ્દેશની સિદ્ધિ રહેલી છે કર્તવ્યનું બરાબર પાલન થાય તો જ બોલેલું વચન ખરેખર પાળ્યું કહેવાય"

ગુરુદેવનો આ કર્તવ્ય-સંદેશ સાંભળી શ્રાવક-સમાજે જવાબ આપ્યો કે "હે પૂજ્ય ગુરુદેવ ! અત્યારે તો આપશ્રી ગોંડળ શ્રી સંઘના સંપ, સંગઠન, સદ્ભાવ આદિ પ્રત્યક્ષ જોઈ રહ્યા છો અને આપ જેવા કરુણાસિંધુ પ્રતાપી ગુરુદેવની દયામય કૃપાદૃષ્ટિથી અમે સંઘનું સંગઠન બરાબર જાળવી રાખવા શક્તિમાન થઈશું એવો અમને વિશ્વાસ છે."

આ પ્રમાણે પારસ્પરિક વિચાર-વિનિમય કરી, ધર્મકાર્યની યોજનાને મૂર્તસ્વરૂપ આપવાનો દૃઢ નિર્ણય કરી વિ. સં. ૧૮૪૫માં ધર્મ-સમાજના કાર્યના કેન્દ્રસ્થાન તરીકે ગોંડળને* નક્કી કર્યું.

આ વ્યવસ્થાથી સાધુ-સાધ્વી તથા શ્રાવક-શ્રાવિકાઓનાં હૃદય પ્રસન્ન થયાં. જેમ જેમ ધર્મ-યોજનાના આ સમાચાર ફેલાતા ગયા તેમ તેમ ચતુર્વિધ સંઘમાં ઉત્સાહ અને આનંદનું વાતાવરણ ફેલાવા લાગ્યું.

અનેક ગામ-નગરના શ્રાવકો તે વખતે પૂજ્યશ્રીના દર્શનાર્થે ગોંડળ આવ્યા. શ્રાવક-સંઘે દર્શનાર્થીઓનો પ્રેમભર્યો સત્કાર કર્યો. પૂજ્યશ્રીના દર્શન કરી સૌ કૃતકૃત્ય થયા. સૌ શ્રાવકોની વિનંતિ થતાં પૂજ્યશ્રીએ દરેક સાધુ-સાધ્વીને જુદે જુદે સ્થળે ચાતુર્માસ ગાળવાની અને સમાજમાં ધર્મજાગૃતિ આણવાની આજ્ઞા આપી. ગોંડળ શ્રીસંઘના અતિ આગ્રહથી અમુક સાધુ-સંતો સાથે પૂજ્યશ્રીએ ગોંડળમાં જ ચાતુર્માસ ગાળવાનું નક્કી કર્યું. અને બીજા સાધુ-સાધ્વીઓને યથાયોગ્ય સ્થાને ચાતુર્માસ નક્કી કરી

*પૂજ્ય પ્રતાપી મૂળચંદજીસ્વામીને સાત શિષ્યો હતા. તેઓ ગુજરાત કાઠિયાવાડમાં પોતપોતાના સંતપરિવાર સાથે વિચર્યા હતા, પૂજ્ય મૂળચંદજીસ્વામીનું ધર્મસમાજકાર્યનું કેન્દ્રસ્થાન અમદાવાદ હતું. અનુક્રમે ત્યાંથી તેમના શિષ્યો, તેમના પ્રશિષ્યો અને તેમના પ્રશિષ્યના શિષ્યો છૂટા થઈ જુદે જુદે સ્થળે કાઠિયાવાડમાં ધર્મજાગૃતિ કરીને ધર્મકાર્યના કેન્દ્રસ્થાનો નક્કી કર્યાં હતાં. તે કેન્દ્રસ્થાનો 'સંઘાડા' અગર સંપ્રદાય તરીકે પ્રસિદ્ધિને પામ્યાં હતાં. મહાપુરુષોએ ઉચ્ચ આશયથી ધર્મસમાજનાં કાર્યોને વ્યવસ્થિતપણે ચલાવવા માટે કેન્દ્રસ્થાનો નિયત કર્યાં હતાં.

આવ્યા શેષકાળનો સમય પૂર્ણ થતા પૂજ્યશ્રીના આજ્ઞાનુવર્તી સંતો અને સાધ્વીઓ પોતપોતાના નિર્ધારિત ચાતુર્માસના સ્થાન તરફ વિહાર કરી ગયા.

આ રીતે પૂજ્યશ્રી તથા તેમના આજ્ઞાનુવર્તી સંતો તથા સાધ્વીઓ જુદા જુદા સ્થળે વિહાર કરી શેષકાળ અને ચાતુર્માસ ગાળવા લાગ્યા તેમજ વીતરાગનો ધર્મ ઉપદેશી-ધર્મભાવના પ્રગટાવી શાસન-જ્યોતનો પ્રકાશ ફેલાવવા લાગ્યા.

વિ. સં ૧૮૪૫ બાદ પૂજ્યશ્રીના શ્રીમુખેથી અનેક સાધુ-સાધ્વીઓ દીક્ષિત થયા હતા આ સિવાય અનેક ગામ-નગરોમાં સખ્યાબંધ શ્રાવક-શ્રાવિકાઓ વ્રતધારી બન્યા હતા.

પૂજ્યશ્રીની ધર્મપ્રેરણાથી સમાજમાં વ્રત-નિયમ, પ્રત્યાખ્યાનો આદિ ધર્મકરણી સારી રીતે થઇ રહી હતી અને જૈનેતરોમાં પણ કેટલાકે દારુ, માસ, જુગાર, પરસ્ત્રીગમન આદિ કુવ્યસનોનો ત્યાગ કર્યો હતો. આ બધું પૂજ્યશ્રીના ઉગ્રવિહારનું, તેમના પુણ્ય-પ્રભાવનું તથા તેમની સમયસૂચકતાનું જ સુંદર પરિણામ હતું.

# પ્રકરણ ૨૨ મું : શોભેચંદ શાહ : એક આદર્શ શ્રાવક

विहरइ वसुहं महप्पा

**અ**ર્થાત્–મહાત્મા પુરુષો ધર્મપ્રચારાર્થે વસુધા ઉપર વિચરે છે. આ સૂત્રાનુસાર મહાપુરુષ શ્રી ડુંગરસિંહજીસ્વામી સંતપરિવાર સહિત ગ્રામાનુગ્રામ વિહાર કરતાં કરતાં એકદા દીક્ષાભૂમિ દીવ-નગરમાં પધાર્યા. ત્યાં જનસમાજને અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ આદિ વ્રત–નિયમોના પાલન વિષે પ્રોત્સાહિત કરી પ્રભાસ–પાટણ તરફ વિહાર કર્યો. તે સમયે પાટણ સારી સ્થિતિવાળું નગર હતું. પાટણ ખરેખર એક સમૃદ્ધ પટ્ટન–પત્તન*

---

*કહેવાય છે કે તે વખતે પ્રભાસ–પાટણમાં સ્થાનકવાસી જૈનોના ૭૦ ઘરોની સંખ્યા હતી. ત્યાં સાધુ-સાધ્વીઓના ચાતુર્માસ થતાં. વિ. સં. ૧૮૬૫થી ૧૯૩૧ સુધીના ૬૭ ચોમાસા કરનારની નામાવલી પણ મળી છે. અત્યારે ત્યાં એક પણ સ્થાનકવાસી જૈનઘરની સંખ્યા નથી. ફક્ત સ્થાનકવાસીનાં બે ધર્મસ્થાનકો રહેલાં છે. ત્યાં વર્તમાનમાં સ્થાનકવાસી સમાજ ન હોવાનું કારણ ધાર્મિક મતભેદને કારણે સ્થા૦ સમાજમાં કન્યા ન પરણાવવાથી ધીરેધીરે સ્થા૦ સમાજ બીજી માન્યતામાં ભળતો ગયો અને પરિણામે અત્યારે સ્થાનકવાસી સમાજ ત્યાં કેવળ નામશેષ રહી ગયો.

(નગર) હતું. ત્યાં પણ અમુક સમય રહી પૂજ્યશ્રીએ ત્યાંના શ્રાવકસંઘમાં સારો ધર્મપ્રકાશ પાડ્યો હતો.

પાટણથી વિહાર કરી કાઠિયાવાડ તરફ આવવા માટે પૂજ્યશ્રી પોતાના સંતો સાથે પાટણ અને વેરાવળ વચ્ચે આવેલ ભીડભંજન મહાદેવના સ્થાને અનુજ્ઞા મેળવી રોકાયા.

વેરાવળનિવાસી મહાભાગ્યશાળી પુણ્યવંત શેઠ શોભેચંદ+ કરસનજી શાહ શૌચાદિ નિમિત્તે પ્રતિદિન દરિયાકાંઠે ભીડભંજન સુધી આવતા. આજે પણ તેઓશ્રી નિયમાનુસાર ત્યાં આવેલા અને પાછા ફરતી વખતે ભીડભંજનમાં થોડો વિશ્રામ લેવા બેઠા. અચાનક તેમનું ધ્યાન ગુરુદેવ પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજશ્રી પ્રત્યે ગયું. ગુરુદર્શન કરતાં જ તેમના હૃદયમાં અનહદ આનંદ થયો; અને ગુરુદેવ પાસે આવી વંદનાવિધિ કરી, સુખશાતા પૂછી તેમની સેવામાં બેઠા.

શેઠજીની ભવ્ય મુખમુદ્રા જોઈ ગુરુદેવે આ કોઈ ભવ્યાત્મા

---

+કરસનજી શાહને ચાર પુત્ર હતા: ૧ શોભેચંદ, ૨ કાનજી, ૩ દેવચંદ અને ૪ રૂકડચંદ.

| શોભેચંદશાહ | કાનજીશાહ | દેવચંદશાહ | રૂકડચંદશાહ |
|---|---|---|---|
| લાલભાઈ | તેમનો પરિવાર અદ્યાપિ વેરાવળમાં છે | તેમનો પરિવાર અદ્યાપિ વેરાવળમાં છે. | તેમનો પરિવાર અદ્યાપિ પ્રભાસપાટણમાં છે. |
| ઘેલાભાઈ (નિ:સંતાન હતા) | | | |

આ ઘેલાશાહની વિધવા ધર્મપત્ની કેસરબાઈ વિ. સં. ૧૯૫૮માં કાળધર્મ પામ્યા ત્યારથી વંશ બંધ થયો છે

તથા સુલભબોધિનો અધિકારી પુણ્યાત્મા હોવાની કલ્પના કરી તેમનો પરિચય પૂછ્યો.

શેઠજીએ પોતાનો સંક્ષિપ્ત પરિચય આપતાં જણાવ્યું કેઃ 'પોતે સામે જ દેખાતા વેરાવળ શહેરના રહીશ છે, પોતાનું નામ શોભેચંદ કરસનજી શાહ છે તથા જ્ઞાતિએ વીશા ઓસવાળ વણિક છે' એમ કહ્યું.

શાહનો પરિચય સાંભળી પૂજ્યશ્રીને આ આર્યપુરુષની વિનમ્ર ભાષા તથા ભવ્ય મુખાકૃતિ જોતાં તેમની કુલીનતા વિષે શંકા ન રહી.

આવો ભાગ્યશાળી પુણ્યાત્મા ધર્મ પામે તો ધર્મપ્રચારનું કેટલું સંગીન કાર્ય થઇ શકે ? આ વિષે વિચાર કરતાં પૂજ્યશ્રીએ પ્રસંગોપાત્ત દુર્લભ માનવજીવન, અહિંસા–સત્ય આદિ ધર્મતત્ત્વોના સામાન્ય વિવેચન સાથે શેઠજીને ધર્મોપદેશ આપ્યો. શેઠજી, ગુરુદેવની અમૃતસમી ધર્મવાણી સાંભળી અતિ ઉલ્લાસમાં આવી ગયા અને નમ્રભાવે કહેવા લાગ્યા કેઃ " પૂજ્યશ્રી ! પાટણથી રવાના થઇ આપ વેરાવળ નહિ આવતાં અત્રે કેમ રોકાયા ? આપ જેવા મહાપુરુષ વેરાવળ પધારે તો ઘણા ભવ્યાત્માઓનો ઉદ્ધાર થાય. "

પૂજ્યશ્રીએ શાન્તિથી જવાબ આપ્યો કેઃ " શેઠજી ! અમે તો અનગાર છીએ એટલે અમારા માટે તો સર્વ સ્થળો સરખાં જ છે. વેરાવળ પણ આવીએ; પરંતુ ત્યાં આવીએ છીએ તો કેટલાક આત્મબંધુઓ ધર્મમતભેદના ક્ષુલ્લક કારણે દ્વેષબુદ્ધિ લાવી ઉપસર્ગ ઊભા કરે છે અને અમારા નિમિત્તે તેઓ દ્વેષી બની કષાય સેવે છે અને પાપ બાંધે છે. આ કારણે જ અમે ત્યાં આવતા નથી. બીજું કશું કારણ નથી. "

પૂજ્યશ્રીની આ વાત સાભળી, ધર્મમતભેદને કારણે આવા મહાન્ પ્રતિભાશાળી પુણ્યાત્માને હેરાન કરનારની ક્ષુદ્રક વૃત્તિથી શેઠશ્રેષ્ઠ શાહને હાર્દિક દુ ખ થયુ તેમને લાગ્યુ કે—આવા મહાત્મા પુરુષના જો વેરાવળમા પુનિત પગલાં થાય તો જનસમાજને ઘણો જ લાભ મળે આ પ્રમાણે વિચાર કરી તેમણે પૂજ્યશ્રીને વિનતિ કરી કે ' મહાત્મન્ ' આપ મતસમુદાય સાથે અવશ્ય વેરાવળ પધારો આપની પધરામણી થવાથી વેરાવળનો ભાગ્યોદય થશે અને અનેક મુમુક્ષુ જીવોને આત્મશાન્તિ પ્રાપ્ત થશે આપની તથા સર્વે સતપુરુષોની સુખ-સમાધિ તથા શાન્તિ જળવાય તે માટે હુ અવશ્ય પ્રયાસ કરીશ

શેઠજીની આગ્રહભરી વિનતિ સાભળી પૂજ્યશ્રીએ અવસર જોઇ વેરાવળ પધારવાનો ભાવ પ્રગટ કર્યો શેઠજી આ સાભળી ખૂબ જ હર્ષિત થયા તેમના આનદનો પાર રહ્યો નહિ ગુરુદેવને વદન કરી તેઓશ્રી વેરાવળ ગયા અને પૂજ્યશ્રીની વેરાવળમાં થવાની પધરામણીની વધામણી શ્રીસઘને આપી

બીજે દિવસે પ્રાત કાળ થયા બાદ પૂજ્યશ્રી પોતાના સત પરિવાર સાથે વેરાવળ તરફ પ્રયાણ કરવાની તૈયારીમા હતા ત્યા જ ધર્મોત્સાહી સુશ્રાવક શ્રી શેઠશ્રેષ્ઠ શાહ પોતે પોતાના કુટુબ તથા શ્રીસઘ-શ્રાવક-શ્રાવિકાના સમૂહ સાથે પૂજ્યશ્રીનો ભાવભીનો સત્કાર કરવા આવી પહોચ્યા સૌએ પૂજ્યશ્રીને તથા સતોને વદન-નમસ્કાર કરી સુખશાન્તિના સમાચાર પૂછ્યા અને પછી ત્યાથી બધા સાથે મગળ ગીતો ગાતા તથા જયજયકારનાં શબ્દો ઉચ્ચારતા વેરાવળ તરફ રવાના થયા

થોડી વારમાં સૌ નગર નજીક આવ્યા અને નગરમાં સન્માનપૂર્વક પૂજ્યશ્રીની સંતપરિવાર સાથે પધરામણી કરાવી શેઠજીએ પોતાની દુકાનના મકાનમાં ઊતરવાની પોતાના નોકરદ્વારા આજ્ઞા અપાવી. પૂજ્યશ્રી તથા સંતો તે સ્થાનમાં અનુજ્ઞા મેળવી ઊતર્યા અને ત્યાં શેષકાળ બિરાજ્યા.

પૂજ્યશ્રી પ્રતિદિન પોતાની પ્રભાવોત્પાદક વ્યાખ્યાનવાણીનો ધર્મલાભ આપી રહ્યા છે. શોભેચંદ શાહ પણ ધર્મપ્રભાવનાનો આવો દુર્લભ અવસર વારંવાર નહિ મળે એમ સમજી શ્રોતાઓને સાકરની લ્હાણી તથા કોઇક વાર કોરી સુધીની લ્હાણી આપી જૈન ધર્મની ખૂબ જ પ્રભાવના કરવા લાગ્યા. ધર્મપ્રભાવના કરવી એ પણ શાસનસેવા જ છે એમ સમજી શોભેચંદ શાહ તન, મન તથા ધનથી જૈન ધર્મની પ્રભાવના કરી શાસનસેવા કરવા લાગ્યા.

× × ×

શોભેચંદ શાહ વેરાવળ નગરમાં એક પ્રતિષ્ઠિત ધનિક વ્યાપારી હતા. તેમનો વ્યાપાર ઘણો જ વિસ્તૃત હતો. કેવળ સ્વદેશમાં જ નહિ પણ અરબસ્તાન આદિ પરદેશોમાં પણ તેમનો વ્યાપાર ફેલાએલો હતો. પૂજ્યશ્રીના સંસર્ગથી તેમજ તેમના પ્રભાવથી તેમણે વ્યાપારતૃષ્ણાનો સંક્ષેપ કર્યો એટલું જ નહિ પણ સદ્ધર્મ પામી શ્રદ્ધાપૂર્વક બાર વ્રતો પૂજ્યશ્રી પાસેથી અંગીકાર કર્યાં. સુવ્રતોનું પાલન કરવું અને સામાયિકાદિ આવશ્યક અંગોનું નિયમિત સેવન કરવું એ સાચા શ્રાવકનું કર્તવ્ય છે.

આદર્શ ગૃહસ્થ શ્રાવકનું જીવન કેવું વ્રતમય હોય છે તે વિષે શાસ્ત્રકારોએ ઠીક જ કહ્યું છે કે

अगारी सामाइयंगाणि, सड्ढी काएण फासए ।
पोसहं दुहओ पक्खं, एगरायं न हावए ॥ उ० ५० २३
एवं सिक्खा-समावन्ने, गिहिवासे वि सुव्वए ।
मुच्चई छविपव्वाओ, गच्छे जक्खसलोगयं ॥ उ० ५० २४

અર્થાત્-ગૃહસ્થ-શ્રાવક સામાયિકાદિ* આવશ્યક અંગોનું શ્રદ્ધાપૂર્વક પાલન કરે છે અને પ્રતિમાસ બન્ને પાખીઓમાં એક પાખી પણ પૌષધ વિના ખાલી જવા દેતા નથી.

આ પ્રમાણે મમત્વપૂર્વક ગૃહસ્થાવાસમાં પણ સુવ્રતી (સદાચારી) રહેનારો શ્રાવક આ મલિન શરીરનો ત્યાગ કરી આખરે ઉત્તમ ગતિને પામે છે

× × ×

શ્રાવકનાં બાર વ્રતોને અંગીકાર કરવા એટલે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ આદિ જીવન-વ્રતોની આરા-

---

*સામાયિક એ જૈનદર્શનની આત્મચિંતનની ક્રિયા છે યોગસાધનની-સમભાવ કેળવવાની આ ક્રિયા ગૃહસ્થોએ પ્રાય પ્રતિદિન કરવાની હોય છે આ ક્રિયા શુદ્ધ રીતે કરતા આત્મસાક્ષાત્કાર થય છે અને પરિણામે મોક્ષ પણ મેળવી શકાય છે સામાયિક માત્ર એક જ કલાકની ક્રિયા છે અને પૌષધ ક્રિયા એ આખી અહોરાત્રિ (રાત્રિ-દિવસ) આત્મચિંતન કરવાની ક્રિયા છે. પૌષધને દિવસે ઉપવાસ કરી સૌમ્ય સુખાસને બેસી આત્મ ચિંતવન કર્યા કરવું શાસ્ત્રવિધાન છે

ધના કરવી. આ એક એક વ્રતની સમ્યગ્ આરાધનામાં વિશ્વશાંતિની, માનવજીવનની વ્યવસ્થાની તથા જગદુદ્ધારની ચાવી રહેલી છે. જીવન-કલહમાં તણાતું આજનું જગત્ વિશ્વશાન્તિની પ્રાપ્તિ માટે અનેક જાતનાં ફાંફાં મારે છે પરંતુ તેને કોઈ રસ્તો સૂઝતો નથી; શાન્તિનું આશાકિરણ તેને દેખાતું નથી. પરિગ્રહ-મમત્વબુદ્ધિ એ જ આજના કલેશનું બીજ છે એ વાતને જગત્ હજી પણ સમજી શક્યું નથી. જૈનધર્મની સંસ્કૃતિ-તો સ્પષ્ટ કહે છે કે જગત્ જ્યાં સુધી અહિંસાના અમોઘ સાધનદ્વારા વિશ્વશાન્તિ તથા અનેકાન્તવાદદ્વારા વિશ્વાત્મૈક્યના સફળ પ્રયોગ તરફ પાછું નહિ વળે ત્યાં સુધી જગતમાં શાન્તિ તથા ઐક્ય સ્થાપિત કરવાં લગભગ અશક્ય છે. જૈનધર્મે પાપનાં બીજ-અશાન્તિનાં મૂળ હિંસામાં, પરિગ્રહમાં, અપ્રામાણિકતામાં, અબ્રહ્મચર્ય-વૈભવ-વિલાસમાં જોયાં અને જગતને વિશ્વ-વ્યવસ્થા સાચવવા માટે, વિશ્વશાન્તિને સ્થાપવા માટે તથા ઈહલોક-પરલોકના કલ્યાણ માટે પ્રેમ-અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ આદિ જીવનસૂત્રો માનવ-સમાજ આગળ ધર્યાં. ખરેખર વિશ્વશાન્તિ સ્થાપિત કરવા માટે વ્રતનિયમોનું પાલન આવશ્યક છે. આત્મકલ્યાણ માટે વ્રતનિયમોને અંગીકાર કરવાં અત્યાવશ્યક છે. સાચો શ્રાવક સુવ્રતી હોય છે.

ભલે વિપત્તિઓનાં વાદળાં તૂટી પડે, ખાવા-પીવાનાં ફાંફાં હોય છતાં પણ જે પોતાની ઉદાર પ્રકૃતિને સાચવી, સદાચારને તિલાંજલિ આપતો નથી તે જ સાચો સુવ્રતી કહેવાય છે. નીતિકારોએ સુવ્રતીઓનું વ્રત કેવું હોય છે તે વિષે કહ્યું છે કેઃ—

प्रिया न्याय्या वृत्तिर्मलिनमसुभङ्गेऽप्यसुकरम्,
असन्तो नाभ्यर्थ्याः सुहृदपि न याच्यस्तनुधन ।
विपद्युच्चैः स्थेयं पदमनुविधेयं च महतां,
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥

અર્થાત્ આપત્તિ-વિપત્તિ પડવા છતાં પણ પોતાનું મસ્તક ઊંચુ રાખવું, મહાપુરુષોના પગલે ચાલવું, ન્યાયોપાર્જિત આજીવિકામાં* પ્રેમ રાખવો, પ્રાણનાશ થાય તો પણ પાપકર્મમાં પ્રવૃત્તિ ન કરવી, દુર્જનો પાસે કોઈ પણ ચીજની યાચના ન કરવી, નિર્ધન મિત્રો પાસે હાથ ન લંબાવવો-સજ્જનોને આવું કઠિન અસિધારા-વ્રત કોણે શીખવ્યું ? પ્રશ્નનો જવાબ તો સ્પષ્ટ છે કે સજ્જનોમાં આ સદ્‌ગુણો સ્વાભાવિક જ હોય છે

શેઠશ્રી કેશવચંદ શાહમાં આ સદ્‌ગુણો જાણે સ્વભાવત પ્રગટયા હતા તેઓશ્રી ખરેખર ગુણીયલ શ્રાવક હતા

મહાપુરુષોએ ધર્મની જે સીમા બાંધી છે એ ધર્મસીમાનું ઉલ્લંઘન ન કરવું એ તેમનું મહાવ્રત-જીવનવ્રત હતું

ન્યાયવૃત્તિ રાખવી, પ્રામાણિક બનવું એ તો સુવ્રતી તરીકે તેમનો મુદ્રાલેખ હતો આ મુદ્રાલેખને તો તેઓશ્રી પ્રાણથી વધારે પ્રિય ગણતા હત જે સુવ્રતીઓ હોય છે, જેમનો આત્મા ધર્મ રંગથી રંગાએલો હોય છે એવા ધર્મવીરો જ ધર્મવ્રતનું પાલન

*શ્રાવકો માટે ન્યાયોપાર્જિત આજીવિકા કરવી જોઇએ એમ શાસ્ત્રમા કહેવામા આવ્યુ છે–

धम्मिया धम्मियाणन्दा धम्मोवएसगा धम्मेण च वित्तिं कप्पमाणे विहरइ ।

અર્થાત્-શ્રાવક ધાર્મિક હોય છે, ધર્મમા આનંદ માનનાર હોય છે, ધર્મનો ઉપદેશ આપનાર હોય છે અને ધર્મપૂર્વક આજીવિકા કરતા વિચરે છે

બરાબર કરી શકે છે. જે શ્રાવક સાચો વ્રતધારી છે, સદ્ધર્મી છે તે શ્રાવકશિરોમણિ પ્રાણનો નાશ થાય તો પણ ધર્મનો નાશ થવા દેતો નથી. શોભેચંદ શાહ પણ એવા દૃઢ વ્રતધારી શ્રાવક હતા.

×　　　　×　　　　×

ભીડભંજનમાં થએલો અકસ્માત સત્સંગ પોતાના જીવન-પરિવર્તનમાં આટલો મહત્ત્વપૂર્ણ ભાગ ભજવશે તેની શોભેચંદ શાહને કલ્પનાએ ન હતી. સત્સંગથી થતા લાભનું આથી વિશેષ દૃષ્ટાન્ત બીજું શું હોઇ શકે ! સત્સંગનો મહિમા શાસ્ત્રમાં અપૂર્વ બતાવ્યો છે.

સજ્જનોની પર્યુપાસનાનું ફળ ધર્મશ્રવણ છે. જ્યારે મુમુક્ષુ સાચા ધર્મનું શ્રવણ કરે છે ત્યારે તેનામાં જ્ઞાન ઉત્પન્ન થાય છે, જ્ઞાન થયા પછી જ વિશિષ્ટ જ્ઞાન મેળવે છે. એવા આત્મજ્ઞાન પછી વૈરાગ્ય સ્ફુરે છે, વૈરાગ્ય સ્ફુર્યો પછી વ્રતોની આરાધના થાય છે. વ્રતો ધારણ કર્યાબાદ સંયમ સાધ્ય બને છે. સંયમ જન્મ્યા પછી પાપવૃત્તિનો નિરોધ થાય છે અને ત્યારબાદ તપશ્ચરણદ્વારા કર્મ-માયાનાં આવરણો શિથિલ થાય છે. અંતે સર્વથા કર્મરહિત થએલું શુદ્ધ ચૈતન્ય સંપૂર્ણ સિદ્ધિને પામે છે.

આ સૂત્રકથનાનુસાર શોભેચંદ શાહે પૂજ્યશ્રીની સેવા-પર્યુ-પાસના કરી, શ્રવણ કરી તથા વ્રત-નિયમો અંગીકાર કરી આત્મ-શુદ્ધિનો માર્ગ ગ્રહણ કર્યો.

શેઠજીની તથા વેરાવળવાસીઓની આગ્રહભરી વિનંતિથી પૂજ્યશ્રીએ આ સાલનું ચાતુર્માસ વેરાવળ ગાળવું એમ નક્કી થયું.

પૂજ્યશ્રી સંતપરિવાર સહિત શેષકાળ પૂરો થતા મગસાપુરી (માંગરોળ) તરફ પધાર્યા અને ત્યાં ખૂબ ધર્મપ્રચાર કર્યો પૂજ્યશ્રી ની પ્રતિભાશાળી વ્યાખ્યાનશૈલીથી જૈન-જૈનેતર લોકો તેમના તરફ આકર્ષાયા હતા. પૂજ્યશ્રીની વ્યાખ્યાનશક્તિની સાથે સૂત્ર સાહિત્ય તથા અનુભવજ્ઞાનનો સુંદર સુમેળ થયો હોવાથી તેમનુ વ્યાખ્યાન ઘણુ જ સારગર્ભિત, રોચક તથા પથ્ય થતુ હતુ તેમની વ્યાખ્યાનવાણી સાભળી માંગરોળમા પણ લોકોએ વ્રત-પ્રત્યાખ્યાન, યમનિયમો ધારણ કર્યા હતા આ પ્રમાણે ત્યાં પણ ખૂબ ધર્મપ્રભાવના થઇ માંગરોળનિવાસી શેઠશ્રી નારણજીભાઇ તથા તેમના પુત્ર રવજીભાઇ વગેરેએ પૂજ્યશ્રીના મત્મ ગથી બાર વ્રતો સમજ તથા શ્રદ્ધાપૂર્વક અગીકાર કર્યો હતા આ શ્રાવકોએ માંગરોળમા પણ ધર્મપ્રભાવના કરવા માટે શેઠ મેઘચંદ શેઠની માફક જ સત્યધર્મના પ્રચારની ઝુંબેશ ઉઠાવી હતી.

માંગરોળમા આ પ્રમાણે જૈન ધર્મનો વિજયધ્વજ ફરકાવી ચાતુર્માસ વેરાવળનુ નક્કી થયુ હતુ એટલે ચાતુર્માસ પહેલાના સમયમા પૂજ્યશ્રી આસપાસના અમુક અમુક સ્થળોએ વિચરી, ધર્મપ્રભાવના કરી, ચાતુર્માસ ગાળવા વેરાવળ બંદરે પધાર્યા

ચાતુર્માસના દીર્ઘ સમયમાં પૂજ્યશ્રીએ વ્યાખ્યાનવાણીદ્વારા અમોઘ અમૃતધારા વરસાવી જૈન-જૈનેતર લોકોના હૃદયને દયાર્દ્ર બનાવ્યા હતા અને અનેક આત્માઓ ધર્મરંગે રગાયાં હતા અનેક શ્રાવક-શ્રાવિકાઓએ વ્રત-નિયમ ધારણ કરી ધર્મવૃત્તિનો પરિચય આપ્યો હતો.

શોભેચંદ શાહ વ્રતધારી શ્રાવક તો બન્યા હતા, પરંતુ પૂજ્યશ્રીના વિશેષ ધર્મપ્રભાવ તથા સત્સંગથી તેમણે શારીરિક કારણની અડચણ ઊભી ન થાય અને વૃદ્ધાવસ્થાને લઈ કોઈ કારણે ન બની શકે તો તે સાગાર-છૂટ રાખી કાયમને માટે છટ્ઠ છટ્ઠના પારણા કરવાનું અર્થાત્ બે દિવસ ઉપવાસ કર્યા બાદ પારણું કરવું એવું વ્રત પૂજ્યશ્રી પાસે અંગીકાર કર્યું હતું. છટ્ઠના પારણે પણ તેઓ ઘણો જ સાદો અને નીરસ ખોરાક ગ્રહણ કરતા અને કોઈક વાર વિગય* વિનાનો ખોરાક પણ લેતા. આ વ્રત-નિયમ શોભેચંદ શેઠે ૩૫ વર્ષ સુધી બરાબર પાળ્યો હતો. વ્રત-નિયમના નિરતિચાર પાલનથી જીવનની શુદ્ધિ થાય છે એ સૂત્રકથનના પ્રમાણે શોભેચંદ શેઠે પણ વ્રત-નિયમના પાલનથી જીવનની શુદ્ધિ કરી હતી.

પૂજ્યશ્રીના ચાતુર્માસ દરમ્યાન સ્થળે સ્થળે ખાસ સંદેશવાહકો મોકલી શોભેચંદ શાહ પોતાના ધર્મબંધુઓને પૂજ્યશ્રીના દર્શન તથા તેમની ધર્મવાણીનો લાભ લેવા આમંત્રણ મોકલતા અને આવેલા ધર્મભાઈઓનો યથાયોગ્ય આતિથ્ય-સત્કાર કરતા.

અતિ શ્રીમંત હોવા છતાં, શ્રીમંતાઈનું અભિમાન શોભેચંદ શેઠના જીવનને સ્પર્શ્યું ન હતું. આ જ તેમની મોટાઈ હતી. તેઓ ગરીબ કે શાહુકાર પ્રત્યે સમાન દૃષ્ટિએ જોતા અને પોતાના આંગણે આવેલા ધર્મબંધુઓનું કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના આતિથ્ય કરતા.

---

* વિગય અર્થાત્ શરીરમાં વિકૃતિ પેદા કરે એવાં ઘી-તેલ આદિ કામોત્તેજક પદાર્થો.

કોઇક વાર તેમના છઠ્ઠના પારણાને દિવસે અચાનક કોઇ ધર્મબંધુ તેમના ઘેર આવી જતા તો તેમની સાથે જ પોતે જમવા બેસતા આવેલા અતિથિનુ મિષ્ટાન્ન વગેરે સરસ ભોજનથી આતિથ્ય કરતા ત્યારે પોતે તો લૂખુસૂકુ સાદુ જ ભોજન લેતા[1] આ પણ તેમના જીવનની સહૃદયતા અને સાદાઇનો નાદર નમૂનો છે

તેમનુ હૃદય ધર્મ કસોટીના સમયે વજ્રથી પણ કઠોર હતુ અને દયા દાનાદિ કરવાના પ્રસગે કુસુમથી પણ વધારે મૃદુ હતુ નીતિકારોએ ઠીક જ કહ્યુ છે કે—

वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणा चेतासि, को हि विज्ञातुमर्हति ॥

નીતિકારોના આ કથનાનુસાર શેઠશ્રી ચદ શાહ એક આદર્શ નરરત્ન હતા તેમનુ હૃદય કોમળ અને દયાળુ હતુ. બીજાના દુ ખ જોઇ તેમનુ હૃદય રડી ઊઠતુ–દ્રવી જતુ ખરેખર તેઓશ્રી પુણ્યાત્મા હતા

यस्य चित्त द्रवीभूत, कृपया सर्वजन्तुषु ।
स धन्य ससृतौ पुण्य ॥

જેનુ ચિત્ત–હૃદય જગજીવોને દુ ખી જોઇ દયાર્દ્ર બની જાય છે તે સજ્જન ખરેખર સસારમા પુણ્યશાળી તેમજ સ્વનામધન્ય છે

ગરીબ ભાઇઓને અન્ન-વસ્ત્રાદિ દ્વારા સહાયતા આપવી, દુ ખીજનોના દુ ખોને દૂર કરવા, હતોત્સાહ લોકોને આર્થિક સહકાર

પ્રોત્સાહિત કરવા તેમજ દાન, શીલ, તપ તથા ભાવનાની વૃદ્ધિ થાય તેવાં ધર્મકાર્યોમાં તન, મન, ધનથી યોગ આપવો—એ તો શોભેચંદ શાહનાં દૈનિક કર્ત્તવ્યો બની ગયાં હતાં.

ગુપ્તદાનમાં શાહને ખૂબ જ શ્રદ્ધા હતી. થોડું આપવું અને યશઃકીર્તિના બણગાં વધારે ફૂંકવા એ નીતિથી તેઓશ્રી વિરુદ્ધ હતા. કોઈ પોતાના ઘેર છાશ લેવા આવે ત્યારે છાશ સાથે કોરી તેના ઠામમાં નાંખી દેવી અથવા છૂપી રીતે ગરીબ ભાઈઓને ત્યાં અનાજ, ઘી, ગોળ આદિ ખાદ્ય સામગ્રી પહોંચાડી આપવી અને તે અનાજની સાથે કોરીઓ પણ મોકલી આપવી એ તેમના ગુપ્તદાનનાં પ્રકારો હતાં. જ્યારે છાશ લેનાર પોતાનું ઠામ ખાલી કરતો ત્યારે જ છાશ લેનારને શોભેચંદ શાહની દાનશીલતા તથા તેમના હૃદયની વિશાળતાનો ખ્યાલ આવતો. સુપાત્રદાનની સાથે ગુપ્તદાન કરવાની રીતિથી લોકોના હૃદયમાં શોભેચંદ શાહનું અપૂર્વ સ્થાન હતું.

આજના જમાનામાં શ્રીમંતો—જેઓ થોડું આપી વધારે જગત આગળ ગાઈ સંભળાવે છે—જેઓ માનપત્ર આદિના દંભથી પોતાના આપેલા દાનનાં યશોગાન ગવરાવે છે તેવા યશકામી શ્રીમંતોને માટે શોભેચંદ શાહનું ગુપ્તદાન આપવાનું જ્વલંત દૃષ્ટાન્ત કેવળ જાણવા જેવું જ નહિ પણ જીવનમાં ઉતારવા જેવું છે.

શોભેચંદ શાહ જેમ માનવરક્ષા કરવામાં પ્રયત્નશીલ હતા તેમ ઢોર આદિ બીજાં નાનાં મોટાં મૂક પ્રાણીઓ પ્રત્યે પણ

તેમને ખૂબ જ અનુકંપા હતી પશુ-પક્ષીઓની રક્ષા કરવા ચા
તથા અનાજ આદિ વસ્તુઓનો સદ્વ્યય કરવામાં તેઓશ્રી પાછ
પાની કરતા નહિ દયા-ધર્મનું પાલન કરવામાં તેમનું ચિ
બરાબર ચોંટેલું હતું

આમ શાહના હૃદયમાં દયા અને સર્વે જીવો પ્રત્યે પ્રેમભાવ
ઓતપ્રોત થઈ ગઈ હતી ટૂંકમાં મૈત્રીભાવના, પ્રમોદભાવન
કરુણાભાવના તથા માધ્યસ્થભાવનાએ તેમના જીવનમાં મૂર્તસ્વરૂ
ધારણ કર્યું હતું. ખરેખર તેમના જીવનમાં સદાચાર અને સા
વિચારનો સુંદર સમન્વય થયો હતો કહેવાય છે કે

यौवन धनसंपत्ति, प्रभुत्वमविवेकिता ।
एकैकमपि अनर्थाय, किमु यत्र चतुष्टयम् ? ॥

અર્થાત્-યૌવન, ધનસંપત્તિ, સત્તા તથા અવિવેક એ ચા
અનર્થના કારણ છે શોભેચંદ શાહની પાસે ધનસંપત્તિ, શેઠપદવ
આદિ હોવા છતા તેમના જીવનમાં અવિવેક નહિ હોવાને કારણ
તેઓશ્રીએ ધનલક્ષ્મી તથા શેઠપદવીનો ઉપયોગ પોતાની 'શ્રીમંતાઈ
બતાવવા માટે નહિ પણ જનકલ્યાણ સાધવામાં કર્યો આ પ્રમાણ
તેમના જીવનમાં ધન અને સદાચારનો વિરલ દુર્લભ સંયોગ કોઈ
મહાપુણ્યના પ્રતાપે જ પ્રાપ્ત થઈ શક્યો હતો

શોભેચંદ શેઠ કેવળ ધર્મપ્રેમી જ હતા એમ નહિ પરં
સમાજપ્રેમ તથા દેશપ્રેમ પણ તેમની રગેરગમાં વ્યાપ્ત થએલો હતો
સમાજહિત તથા દેશકલ્યાણ કરવાની ભાવનાથી પણ તેમને
આત્મા ભાવિત થએલો હતો

× × ×

શોભેચંદ શેઠ જીવ–અજીવ આદિ નવતત્ત્વના સ્વરૂપના જાણકાર હતા. નય–નિક્ષેપદ્વારા પ્રત્યેક વસ્તુનું સ્વરૂપ સમજવાનો પ્રયત્ન કરતા હતા. જાણે શાસ્ત્રમાં વર્ણવેલા તુંગીયાના શ્રાવકોના જીવનનું અનુકરણ શાહજી કરતા હતા. તુંગીયાના શ્રાવકોની માફક આ નાના શ્રાવક શાહજી પણ ગુરુકૃપાને પરિણામે જીવાજીવ આદિ ધર્મસિદ્ધાન્તોના જાણકાર બન્યા હતા. તેમને પાપ–પુણ્યનો ખ્યાલ હતો; શાથી પાપકર્મ બંધાય છે, કેવી રીતે તેને રોકી શકાય, કેવી રીતે તેને ખંખેરી નાખી શકાય, શારીરિક આદિ ક્રિયાઓમાં કઇ શુભ છે કે અશુભ છે તેમજ જીવન–વ્યવહારનાં વિવિધ સાધનોમાંથી કયાં સ્વીકાર્ય કે અસ્વીકાર્ય છે, એ બધું તેઓ સમજી શકતા હતા. તેઓ કોઇ પણ કાર્યમાં બીજાની આશા ઉપર નિર્ભર ન હતા તથા કોઇથી ગાંજ્યા જાય તેવા પણ ન હતા. જૈન સિદ્ધાન્તમાં તેઓ ચુસ્ત હતા. **જૈન** સિદ્ધાન્ત ઉપર હાડોહાડ પ્રેમ વ્યાપેલો હોવાથી તેઓ એમ કહેતા કે: " **જૈન** સિદ્ધાન્ત જ અર્થરૂપ કે પરમાર્થરૂપ છે, બાકી બધું અનર્થરૂપ છે."

**જૈન**ધર્મનું સત્ય સ્વરૂપ, સત્સમાગમ, ગુરુકૃપા તથા શાસ્ત્રના વાચન–મનનના પરિણામે શાહજી જાણી શકયા હતા. ધર્મસ્વરૂપ જાણ્યાબાદ આત્મસ્વરૂપને ઓળખી તેઓશ્રી સત્ય વસ્તુને શ્રદ્ધાપૂર્વક અપનાવતા, અહિંસાદિ ગુણોનો વિકાસ કરતા અને ચારિત્રનું વિશુદ્ધભાવે પાલન કરતા.

આ પ્રમાણે જ્ઞાન–દર્શન–ચારિત્ર અને તપની સમ્યગ્ આરાધના કરી શાહજી આદર્શ શ્રાવક બન્યા હતા. આ બધો ..

પરમોપકારી પૂજ્યશ્રી ડુંગરસિંહસ્વામીના સત્સંગનો તથા તેમની પર્યુપાસનાનો હતો

શેઠ મેઘજી શાહના હૃદયની ઉદારતા તથા તેમના ચારિત્રાદિ ગુણોની છાપ જૈનો તેમ જ જૈનેતરો ઉપર ઘણી જ ઊંડી પડી હતી. લોકો પ્રાતઃકાળમાં શેઠ મેઘજી શાહના નામોચ્ચારમાં તથા તેમના નામસ્મરણમાં જીવનની સફળતા તથા શુભ સંકલ્પસિદ્ધિની કલ્પના કરતા હતા ખરેખર સજ્જનો તથા સત્પુરુષોની યશકીર્તિ ચોતરફ પ્રસરે એ સ્વાભાવિક જ છે

કહેવાય છે કે–વેરાવળના વહાણવટીઓ શેઠ મેઘજી શાહનું નામસ્મરણ કરી દરિયાઈ મુસાફરી ખેડતા તેમના નામનું ઉચ્ચારણ કરી વહાણો સફર માટે રવાના થતા અને ભરદરિયે તોફાનમાં સપડાઈ જતા ત્યારે આ સત્યવાદી શ્રાવકનું નામસ્મરણ કરી તોફાનમાંથી બચી જતા શેઠ મેઘજી શાહની ધર્મપ્રતિષ્ઠા આટલી બધી પ્રખ્યાતિ પામી હતી

સૌરાષ્ટ્રના ઘણા ગામોમાં તે સમયે નૂતનવર્ષના પ્રારંભે ચોપડામાં પ્રથમ નામ જમા બાજુ શેઠ મેઘજી કરસનજી શાહનું લખવામાં આવતું. અદ્યાપિ પણ આ રિવાજ ક્યાંક જોવામાં આવે છે

શેઠ મેઘજી શેઠના સદ્‌ભાગ્યની તથા તેમની ધર્મપરાયણતાની સુવાસ દેશ–વિદેશમાં પ્રસરી હતી સૌરાષ્ટ્રના ખૂણે ખૂણે તેમની યશગાથા ગવાતી. સાધુ–સાધ્વી તથા શ્રાવક–શ્રાવિકા–ચતુર્વિધ સંઘમાં તેમનું નામ જીભના ટેરવે રમતું હતું.

દિવસો વ્યતીત થતા પૂજ્યશ્રી ડુંગરસિંહસ્વામીનું વેરાવળના

આંગણે થએલું પ્રથમ ચાતુર્માસ આ પ્રમાણે અતિ સફળતાપૂર્વક પૂર્ણ થવા આવ્યું ત્યારે શોભેચંદ શાહે પૂજ્યશ્રીને નમ્રતાપૂર્વક વિનંતિ કરી કેઃ "હે ગુરુદેવ! જ્યાંસુધી આપના આ શિષ્યશ્રાવકનું આયુષ્ય પહોંચે ત્યાંસુધી સંતપુરુષ અથવા સાધ્વીજીના દર્શન વિના આ શિષ્યનો દિવસ ખાલી જવો ન જોઇએ, એવી મારી નમ્ર માંગણી છે." પૂજ્યશ્રીએ જવાબમાં ફરમાવ્યું કેઃ "શ્રાવકજી! તમારા હૃદયના ભાવ ઘણા ઉચ્ચ છે. અમે તે વિષે ખ્યાલ રાખશું અને સમય પરત્વે જેવી અનુકૂળતા હશે તે પ્રમાણે તમારા હૃદયગત ભાવને પરિપૂર્ણ કરવા પ્રયત્ન કરશું."

પૂજ્યશ્રીએ આ આદર્શ શ્રાવકની વિજ્ઞપ્તિને ધ્યાનમાં લીધી હતી અને તે પ્રમાણે સંત-સાધ્વીજીના દર્શનનો લાભ તેમને મળે તેવો પ્રબંધ પણ ગોઠવ્યો હતો.

ધન્ય છે પુણ્યશ્લોક પૂજ્યશ્રીને કે જેમણે સંત-શિષ્યની વિજ્ઞપ્તિને ધ્યાનમાં લઇ સંતદર્શનનો લાભ આપ્યો અને ધન્ય છે તે સંત-શિષ્ય સુશ્રાવક શોભેચંદ શાહને કે જેમણે સંત-સાધ્વીજીના પાવનકારી દર્શનનો લાભ લઇ પોતાના જીવનને ધન્ય અને અત્યંત પવિત્ર બનાવ્યું.

ચાતુર્માસ પૂર્ણ થતાં ગુરુદેવ સંતો સાથે ભાવીના શ્રાવકોનું હૃદય ધર્મભાવે આકર્ષી અન્યત્ર વિહાર કરી ગયા.

### દૃઢધર્મી શોભેચંદ શાહઃ

સુશ્રાવક શોભેચંદ શાહ ધર્મપાલનમાં કેવા દૃઢ હતા તે તેમના જીવનવૃત્તમાં આપણે આગળ જોઈ ગયા, પરંતુ તેમની ધર્મ-દૃઢતા

કેવી સતેજ હતી અને ધર્મ-પાલનમા તેમની કેવી દૃઢતા હતી બતાવતો એક પ્રસગ તેમના જીવનમા બની ગયો હતો જે [ અત્રે ઉલ્લેખ કરવો પ્રાસગિક જણાય છે

શોભેચદ શાહ પૂજ્ય ગુરુદેવ ડુ ગરસિંહજી મહારાજશ્રીના સં સમાગમથી ધર્મબોધ પામ્યા અને અનેક ભવ્ય જીવોને પણ ધર્મ આરાધક બનાવ્યા ધર્મની જાગ્રતિ વિશેષ રહે એ દૃષ્ટિએ શ્રાવ શ્રાવિકાઓને ધર્મ-ધ્યાન તથા ધર્મક્રિયા કરવા માટે તેમણે પોતા જગ્યામા એક ધર્મસ્થાનક બધાવવાનુ શરૂ કર્યું. પરંતુ શ્રેયા બહુવિઘ્નાનિ એ નિયમાનુસાર ધર્મદ્વેષના કારણે કોઇ વ્યક્તિ: રાજ્ય-અમલદારની સાથે મળી જઇ આ ધર્મસ્થાનક બધાવવાર વિઘ્ન (બાધા) ઊભુ કર્યું શાહે તે વ્યક્તિને તથા રાજ્ય-અમલદાર શાન્તિપૂર્વક સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તેમા તેમ સફળતા ન મળી આખરે શાહને પોતાના ધર્મ-ધ્યાન તથા ધર્મ ક્રિયામા પણ વિઘ્ન-(બાધા) ઉપસ્થિત થશે એવા સયોગો જણાત તેમણે धर्मार्थं ग्रामं त्यजेत्-એ નીતિવાક્યને અનુસરી પોતાના કુટુ બ- સાથે વેરાવળ છોડી માગરોળ રહેવા ગયા માંગરોળના નવાબ સાહેબે શાહનુ અતિ સન્માન જાળવ્યું.

કેટલાક સમય બ દ અરબસ્તાનના આરબો ખજુરનો માલ લઇ પ્રતિવર્ષની ગ્રાહક શોભેચદ કરસનજી શાહને વેચવા મા વેરાવળ આવ્યા, પરંતુ જ્યારે તેમને ખબર પડી કે શાહજી તે માંગરોળ રહેવા ગયા છે તો તેઓ પણ પોતાના ખજુરના વહાણ

જુનાગઢના નવાબને પરદેશના માલની વેરાવળની જકાતમાં સારી આવક થતી હતી પરંતુ આ વર્ષે અરબસ્તાનના આરબો વેરાવળ માલ ન વેચતા માંગરોળ ચાલ્યા ગયા અને ત્યાં શોભેચંદ શાહને પોતાનો માલ વેચ્યો આ કારણે વેરાવળના જગાતખાતાને પરદેશના માલની જકાતની આવક જે પ્રતિવર્ષ થતી તે ઘણી ઓછી થઇ. જુનાગઢના નવાબને તથા દીવાનને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે આવક ઓછી થવાનું કારણ તપાસતાં માલમ પડ્યું કે ધર્મકાર્યમાં વિઘ્ન (બાધા) ઉપસ્થિત થવાને કારણે શોભેચંદ શાહ માંગરોળ રહેવા ચાલ્યા ગયા છે અને તેમના આડતીયા અરબસ્તાનના આરબો પણ પોતાના માલ લઇ માંગરોળ ગયા અને તેથી તેમના માલની જકાત ન મળવાના કારણે આવક ઓછી થઇ છે. પોતાના રાજ્યમાંથી આવા સમૃદ્ધ અને સખી ગૃહસ્થ વ્યાપારી કેવળ ધર્મપાલનમાં વિઘ્ન પડવાને કારણે અન્ય રાજ્યમાં ચાલ્યા જાય એ અનુચિત છે એમ લાગવાથી નવાબે તથા દિવાને પોતાના બીજા અમલદારને ખાસ માંગરોળ શાહજી પાસે મોકલ્યો અને તેમને કોઇ પ્રકારની અશાન્તિ નહિ થાય તેમજ તેમના ધર્મ માટે કે ધર્મસ્થાન માટે ઇચ્છાનુસાર વર્તન રાખવામાં આવશે એવી ખાત્રી આપી શાહજીને તેમના કુટુંબ સહિત પાછા લાવ્યા અને અતિ સન્માનપૂર્વક (વેરાવળમાં) તેમના ઘેર પહોંચતા કર્યા.

ત્યારબાદ શોભેચંદ શાહે ધર્મકરણી કરવા માટે ધર્મસ્થાનનું કાર્ય પૂરું કર્યું અને ધર્મધ્યાન તથા ધર્મક્રિયા કરતાં આત્માનો ઉદ્ધાર કરવા લાગ્યા.

ધન્ય છે ધર્મની રક્ષા માટે ગામનો પણ ત્યાગ કરી ધ
પરાયણતાનો પરિચય આપનાર દૃઢધર્મી સુશ્રાવક શોભેચંદ શાહને

---

*અદ્યાપિપર્યંત વેરાવળમા જે સ્થાનકવાસી સમાજ ધર્મજ્ઞાન, ધ્યાન, ધર્મક્રિયા વગેરે કરી રહ્યો છે તેના મૂળ લાભનુ કારણ તે શોભેચંદ શે ફાળે જાય છે અત્યારે વેરાવળમા શ્રાવકવર્ગને ધર્મધ્યાન કરવાના વિર રેલીજ્યસ મકાનો છે તે બધા શાહ શોભેચંદ કરસનજી તરફથી આ પએલા છે અને ત્યાના સ્થાનકવાસી સમાજનો ચાલતો વહીવટ પણ એ ભાગ્યશાળી શાહના નામે ચાલી રહ્યો છે આ શાહજીના પુત્રનુ સ્વગ્રામ અને પરગામના શ્રાવકવર્ગમા ઘણુ જ માન હતુ.

# પ્રકરણ ૨૩ મું
## બાળબ્રહ્મચારિણી મહાસતી માનકુંવરબાઈ આર્યાજી

अधुवं जीविअं नच्चा, सिद्धिमग्गं विआणिया ।
विणिअट्टिज्ज भोगेसु, आउं परिमिअमप्पणो ॥ दश० ८-३४

મનુષ્ય-જીવનનું આયુષ્ય બહુ ટૂંકું છે માટે જ પ્રાપ્ત થયેલું જીવિત પણ અનિત્ય છે. માત્ર આત્મસંસિદ્ધિનો માર્ગ જ નિત્ય છે અને તેથી શાશ્વત સિદ્ધિને શોધતો સાધક આમ વિચારીને તુરત જ ભોગોથી નિવૃત્ત બને.

उवलेवो होइ भोगेसु, अभोगी नोवलिप्पइ ।
भोगी भमइ संसारे, अभोगी विप्पमुच्चइ ॥ ઉ० २५-४१

કામભોગોથી કર્મબંધન થઈ જીવાત્મા મલિન થાય છે પણ ભોગરહિત જીવાત્મા શુદ્ધ થઈ કર્મથી લેપાતો નથી. ભોગી સંસારમાં ભમે છે અને ભોગમુક્ત સંસારથી મુક્ત થાય છે. સારાંશ કે– ભોગીને જ બંધન છે, અભોગીને બંધન હોતા નથી.

आयावयाहि चय सोगमल्लं, कामे कमाहो कमियं खु दुक्खं ।
छिंदाहि दोसं विणएज्ज रागं, एवं सुही होहिसि संपराए ॥

એટલા માટે તપશ્ચરણવડે શરીરને કસીને સુકુમારતા દૂર કરો, એ રીતે જેમણે કામભોગોને ઓળંગ્યા છે તેમણે દુઃખસમુદ્રને પણ ઓળંગ્યો છે એમ સમજવુ જેમણે પદાર્થો પ્રત્યેના રાગદ્વેષ દૂર કર્યા છે તે આ સંસારમા સુખી થાય છે

× × ×

બાલજીવનથી પ્રારંભી સયમી જીવનની સાધના પર્યંત પૂજ્ય શ્રીના સતત સાનિધ્યમા આવવાનો, તેમના ધાર્મિક સંસ્કાર તથા ધર્મશિક્ષણથી સંસ્કારી ત્યા શિક્ષિત થવાનો, ગુરુદેવના શ્રીમુખે શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત કરવાનો અને પૂજ્યશ્રીની યો ય પર્યુપાસના કરવાનો બાળબ્રહ્મચારિણી મહાસતી માનકુવરબાઇ આર્યાજીને સૌથી વિશેષ લાભ મળ્યો હતો

બાલ્યજીવનમા વેલબાઇએ માનકુવરબાઇના હૃદયમાં સામાન્ય ધર્મના સંસ્કારબીજો રોપ્યા હતા પૂજ્યશ્રીએ રત્નસિંહજી મહારાજશ્રીએ વિશેષ ધર્મસંસ્કારના ઉત્તમ બીજોને રોપી ધર્મ વાણીની અમૃતવર્ષાથી સિંચ્યા હતા, ગુરુદેવે તે બીજોને નિયમિત ધર્મજળથી પોષ્યા હતા અને માનકુવરબાઇએ પોતે વૈરાગ્યથી તેમજ તપસ્તેજથી એ ધર્મબીજોને ખૂબ વિકસાવ્યા હતા

બાલબ્રહ્મચારિણી મહાસતીજી માનકુવરબાઇ આર્યાજી બહુ જ પ્રતિભાસંપન્ન તથા તેજસ્વિની હતા તેમની બુદ્ધિ તીક્ષ્ણ હતી આકૃતિર્ગુણાન્ કથયતિ । એ કથનાનુસાર બાહ્ય આકૃતિ-રૂપ-કાંતિ સુદર હતી તેમ તેમની અદરની પ્રકૃતિ પણ ભદ્ર હતી ધર્મ પ્રત્યે

તેમની અભિરુચિ સવિશેષ હતી અને એ કારણે જ તેમનું હૃદય બાળપણથી જ ધર્મરંગથી રંગાએલું હતું. પૂજ્યશ્રી રત્નસિંહજી મહારાજશ્રીની ધર્મવાણી સાંભળ્યા બાદ અને ગુરુદેવ ડુંગરસિંહજી મહારાજશ્રીની અગાઉ વર્ણવાયેલી ધર્મપ્રેરણાથી પ્રેરિત થયા બાદ સંસાર પ્રત્યે તેમને વિરક્તિભાવ પેદા થયો હતો. અને ઉત્કટ વૈરાગ્યભાવપૂર્વક તેમણે, તેમના માતુશ્રી વેલબાઈએ અને પૂજ્યશ્રીના માતુશ્રી હીરબાઈએ પૂજ્યશ્રીની સાથે જ ભાગવતી દીક્ષા ગ્રહણ કરી હતી.

ખરેખર જેમનો આત્મા વૈરાગ્યભાવથી વાસિત થએલો હોય છે તે સંસારમાં રાચી શકતો નથી. તે તો સંસારને એક પ્રકારનું કેદખાનું સમજે છે. પીંજરામાં પુરાએલા પક્ષીને જેમ ક્યાંય ચેન પડતું નથી તેમ વૈરાગ્યવાસિત આત્માને સંસારમાં ક્યાંય સુખ-શાન્તિનો અનુભવ થતો નથી. તે તો સંસારભાવથી મુક્ત થઈ, અનગાર બની, આત્મસાધના કરી આત્માનંદમાં જ તલ્લીન રહે છે.

ભાગવતી દીક્ષા અંગીકાર કર્યા બાદ મહાસતીજી હીરબાઈ આર્યાજી તથા મહાસતીજી વેલબાઈ આર્યાજી તથા બા. બ્ર. મહાસતીજી માનકુંવરબાઈ આર્યાજી જ્ઞાન,દર્શન, ચારિત્ર, તપની સમ્યક્ પ્રકારે આરાધના કરતાં આત્મ-સાધના કરવા લાગ્યા. બા. બ્ર. મ. માન-કુંવરબાઈ આર્યાજી તો પ્રથમથી જ ઓજસ્વિની હતા પરંતુ દીક્ષા-અંગીકાર કર્યાબાદ તેમની પ્રતિભા વિશેષ તેજસ્વિની બની હતી. પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજની માફક તેમણે પણ સૂત્રાભ્યાસ પ્રારંભ કર્યો હતો અને વાચના, પૃચ્છના, પર્યટના, ધર્મકથા તથા

સાધુ-જીવનના આચાર-વિચારોનું તથા નિયમોનું તેઓશ્રી યથાવિધિ ચૂસ્ત પાલન કરતા હતા બ્રહ્મચર્યનું તેજ તેમના મુખ-મંડલ ઉપર પ્રકાશતું હતું સંયમની રક્ષા અર્થે તેમણે રસાસ્વાદ ઉપર વિજય મેળવ્યો હતો તપશ્ચર્યાદ્વારા શરીરની સુકુમારતા દૂર કરી હતી અને કામવાસના ઉપર કાબૂ મેળવ્યો હતો આ પ્રમાણે ઇન્દ્રિયજયના પરિણામે તેમના જીવનમાં તેજસ્વિતા, ક્ષમાવૃત્તિ, સંયમવૃત્તિ, સહિષ્ણુતા નિ સ્પૃહતા, નિર્મમતા, પરીષહો તથા ઉપસર્ગોને જીતવાની શક્તિ આદિ ગુણો પ્રગટ્યા હતા

બા બ્ર મહાસતી માનકુવરબાઇ આર્યાજીમા પ્રથમથી બુદ્ધિ-પ્રતિભા તો હતી પણ શાસ્ત્ર-સ્વાધ્યાય તથા તપશ્ચરણના પરિણામે તેમનામા અપૂર્વ તેજસ્વિતા પ્રગટી હતી આ તેજસ્વિતાથી તેમની વ્યાખ્યાનવાણીનો પ્રભાવ જૈન-જૈનેતર સમાજ ઉપર ઘણો જ પડતો હતો મુમધુર કંઠ, વિધવિધ વિષયોને ન્યાયપૂર્વક સમજાવવાની શૈલી શ્રોતાઓના જીવનને સ્પર્શે એવી પ્રતિપાદનશક્તિ અને શાસ્ત્રાધારે કહેવામા આવેલી રોચક, પ્રેરક અને બોધક વ્યાખ્યાન વાણી શ્રોતાઓના મન ઉપર સચોટ અસર ઉપજાવી શકતી હતી તેમના સદુપદેશનું શ્રવણ કરી અનેક ભવ્યાત્માઓ વ્રત-પ્રત્યાખ્યાન, તપ, ત્યાગ તથા જ્ઞાન-ધ્યાનના માર્ગે ચડી જીવન-કલ્યાણ સાધી શક્યા હતા

બા બ્ર મ. માનકુવરબાઇ આર્યાજી જેમ શાસ્ત્રાભ્યાસમા આગળ વધેલા હતા તેમ વિનય, આચાર તથા તપ આદિ સદ્ ગુણોને જીવનમા મૂર્તસ્વરૂપ આપવામાં આગળ વધેલા હતા પોતાથી મોટા આર્યાજીઓની આજ્ઞા પોતે શિરોધાર્ય કરવામા અને તેમની

વિનયપૂર્વક સેવા-સુશ્રૂષા કરવામાં પોતાને ધન્ય અને કૃતાર્થ સમજતા.

જ્યાં સુધી સુવર્ણ તાપ-કષ-છેદની કસોટીએ ચડતું નથી ત્યાં સુધી તેની ખરી કીંમત અંકાતી નથી. આ જ પ્રમાણે બા. બ્ર. મહાસતી માનકુંવરબાઈ આર્યાજીના શીલવ્રતની પરીક્ષા થઈ હતી અને તેમાં તેઓશ્રી કેવી રીતે શુદ્ધ સુવર્ણની માફક શુદ્ધ શીલની રક્ષા કરવામાં ઉત્તીર્ણ થયા હતા તે ઉજ્જ્વલ પ્રસંગનો અત્ર ઉલ્લેખ કરવો પ્રાસંગિક છે.

કોઈ એક વખત જનપદવિહાર કરતાં બા. બ્ર. મહાસતી માનકુંવરબાઈ આર્યાજી, અન્ય આર્યાજીઓની સાથે એક નાન ગામમાં પધાર્યા. તે ગામમાં એક વણિક શ્રાવકનું ઘર હતું. ત વણિકના ડેલીબંધ ઘરમાં કામ કરનાર માણસની અનુજ્ઞા લઈ તેઓ ત્યાં ઊતર્યા. ગામના લોકો બપોરના સમયે મહાસતીજીન વ્યાખ્યાનવાણીનો લાભ લેવા આવ્યા હતા. મહાસતીજીન ધર્મદેશના સાંભળવા એક સાધારણ ગરાસદાર પણ આવેલ મહાસતીજીનું તેજસ્વી મુખમંડલ તથા રૂપલાવણ્ય જોઈ મૂઢમતિની બુદ્ધિ બગડી અને તેના હૃદયમાં વિકારરૂપ શેતા વાસ કર્યો.

તે વિષયાંધ મનુષ્ય પોતાનું ભાન ભૂલી ગયો અને જત જતાં પેલા શ્રાવકને એકાંતમાં બોલાવી કહેતો ગયો કે: "આ ઉપદેશ આપનાર બાઈને કયાંય જવા દઈશ નહિ અને રાત્રે બા વાગ્યા પછી હું આ સ્થાને આવીશ. આ વાત જો કોઈને પ્રગ કરીશ તો યાદ રાખજે તને હું જીવતો રહેવા દઈશ નહિ." ત વણિક શ્રાવક આ વાત સાંભળી મૂંઝાયો. શું કરવું તેની કાંઈ

સૂઝ પડી નહિ તે તો કિંકર્તવ્યમૂઢ બની ગયો. અત્યારે મધ્યાહ્ન પછીના ચાર વાગ્યા હતા હજી ત્રણેક કલાક દિવસ બાકી હતો મહાસતીજીને આ વખતે વિહાર કરવાની સલાહ પણ કેમ અપાય? જાણે ધર્મરક્ષાની કરોડોની પજોમાથી તે પસાર થઇ રહ્યો હોય એમ તેને લાગ્યુ આ ધર્મસંકટમાથી અણિશુદ્ધ બચવાનો તે સત્ય માર્ગ શોધવા લાગ્યો

તે મૂર્ખ માનવીની મતિ કોઇના ઉપર નહિ અને આ સંસાર ત્યાગી જ્ઞાનાદિ આ ધિક બાળબ્રહ્મચારિણી મહાસતીના રૂપને જોઇને બગડી! શુ મનુષ્ય આટલા દુર્જન પતિત થઇ શકતો હશે?

જેમના પવિત્ર દર્શનથી ચક્ષુ પાવન થાય જેમની ઉપદેશ વાણી સાંભળી કર્ણ પવિત્ર થાય અને જેમની પર્યુપાસના કરવાથી જીવન ધન્ય થાય તેવી આ પવિત્ર મૂર્તિ જોઇ આ મનુષ્યમા દુર્જનતા પ્રગટી? એના જીવનનો પાક કેવો હશે? એની ગતિ શી થશે?

આવા ધર્મસંકટમા અને મનોમંથનમા પડેલા તે વણિક શ્રાવકને સતીજીના તપસ્તેજના પ્રભાવે કે પુણ્યયોગે એક વાત યાદ આવી કે-પરમપ્રતાપી પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજ મુનિમંડળ સહિત અહીં નજીકના જ કોઇ ગામમા વિચરી રહ્યા છે તેમની સેવામાં જઇ આ હકીકત કહુ અને ઉપસ્થિત થએલ આ જટિલ પ્રશ્નનો ઉકેલ આણુ

આ ખ્યાલ ધ્યાનમાં આવતા જ તે વણિક શ્રાવક ઘોડી ઉપર સવાર થઇ પૂરપાટ દોડયો અને હાફતે હાફતો તે ગુરુદેવ

પાસે પહોંચી ગયો અને નમસ્કાર કરી, હૃદયની ચિંતા પ્રગટ કરી.

ગુરુદેવે શ્રાવકની સઘળી વાત અથેતિ સાંભળી કહ્યું કે: તમે ચિંતા ન કરો. અમે હમણાં જ આવીએ છીએ. તે સમય દરમ્યાન તમે મહાસતીની રક્ષા કરો. આટલું કહી ગુરુદેવે સંતોને લઇ તે ગામ તરફ વેગપૂર્વક પ્રયાણ કર્યું. વણિક શ્રાવક મારતી ઘોડીએ પોતાના ગામ આવ્યો અને ગુરુદેવ પણ અતિ વેગે પોતાના સંતો સાથે આવી પહોંચ્યા. હજી એકાદ કલાક દિવસ બાકી હતો. પૂજ્યશ્રીને સંતશિષ્યો સાથે અચાનક ડેલામાં આવેલા જોઇ મહાસતીજી તથા બીજા આર્યાજીઓએ સવિધિ નમન કર્યાં. પૂજ્યશ્રીએ તેઓને પાંચ મિનિટમાં બેટ બાંધી વિહાર કરવા માટે તૈયાર થવાની આજ્ઞા આપી. કારણની પૃચ્છાવિના સતીજી તથા અન્ય આર્યાજીઓ પૂજ્યશ્રીની આજ્ઞાને શિરોધાર્ય કરી તૈયાર થયા એટલે પૂજ્યશ્રી, સંતો અને સાધ્વી–સમુદાય ત્યાંથી ઉગ્ર વિહાર કરી નજીકમાં બીજું ગામ હતું ત્યાં થોડીવારમાં પહોંચી ગયા અને તે ગામમાં સાધ્વીઓને મલાજાવાળા મકાનમાં રાખી પોતે નજદીકના ( ખ્યાલ રાખી શકાય તેવા ) બીજા મકાનમાં આજ્ઞા મેળવી ( પૂજ્યશ્રી તથા સંતો ) ઉતર્યા અને આખી રાત સાવચેતી રાખી. બીજે દિવસે સવારે ત્યાંથી હરકત ન આવે તેવી રીતે જુદા જુદા ગામે વિહાર કર્યો. ત્યાંથી વિહાર કરતી વેળાએ બનેલી બીના મહાસતીજીને કહી સંભળાવી અને જ્યાં જ્યાં વિચરવું થાય તે તે સ્થાને ઘણી જ સાવચેતી રાખવા ખાસ ભલામણ* કરી.

---

*પૂજ્યશ્રીએ ત્યાંથી જુદો વિહાર કરતી વેળા મહાસતીજીને એવી સલાહ આપી હતી કે: તમે જ્યારે જ્યારે વિહાર કરો ત્યારે સુખે તથા

અહીં પેલા મગરસીયાને જ્યારે મહાસતીજી બીજા ગામમાં વિહાર કરી ગયા છે એવા સમાચારની માહિતી જાણ થઈ ત્યારે તે ક્રોધથી લાલચોળ થઈ ગયો અને વણિક પાસે આવી તેને ખૂબ ધમકાવવા લાગ્યો. વણિકે કહ્યું કે "બાપુ, મેં તેમને રજા આપી નથી, પણ તેમના ગુરુદેવ અત્રે આવેલ અને તે તેમને તેડી ગયા."

મગરસીયાનું વિકારવિષ જ્યારે ઊતરી ગયું અને જ્યારે તે શાન્ત થયો ત્યારે તેને આત્મભાન થયું કે વિકારદષ્ટિથી તેણે કેટલું બધું અનિષ્ટ કર્યું છે. આ આત્મભાન થતાં જ તેની વિચારશ્રેણી બદલી અને પોતાના દુષ્ટ વિચાર માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે: "હાય રે! મેં કોઈ ઉપર નહિ અને એક સતી સાધ્વી ઉપર કુદષ્ટિ કરી! મારા જેવો પાપાત્મા બીજો કોણ હશે!" પોતાના પશ્ચાત્તાપભર્યા શબ્દો તેણે તે વણિક શ્રાવકને કહ્યા અને દુષ્ટ ભાવના માટે પોતાનો હૃદયતાપ પ્રગટ કર્યો. વણિકે જવાબમાં કહ્યું કે "બાપુ! તમે નશીબદાર કે બચી ગયા." તે વખતે મગરસીયાએ તે વણિકભાઈને સાક્ષી રાખી સૂર્ય સામું જોઈ કહ્યું કે:

"હે સૂર્યદેવ! હું તમારી સાક્ષીએ આજથી પ્રતિજ્ઞા કરું છું કે મારી પરણેતર પત્ની સિવાયની જગતની કોઈ પણ સ્ત્રી

હાથે પગે કોલસા વાટી ચોપડશો કે જેથી તમારા રૂપલાવણ્ય ઉપર કોઈ વિષયાંધ મનુષ્યને મોહ કે વિકારવૃત્તિ પેદા ન થાય. પૂજ્યશ્રીની આ હિત-સલાહને મહાસતીજીએ પોતાના આત્મલાભરૂપ ગણી નમ્રતાપૂર્વક શિરસાવંદ્ય કરી હતી. ધન્ય છે એ ઉપકારી મહાપુરુષ ગુરુદેવને અને ધન્ય છે એ ગુરુદેવની આજ્ઞાધારક મહાસતીજીને. આ બીના વૃદ્ધ-પરંપરાથી સાંભળતી આવી છે.

મારા માટે માતા કે બહેન સમાન છે. હે! ત્રણ લોકના નાથ! મારી વિકૃતદષ્ટિથી બાંધેલ પાપ માટે મને ક્ષમા આપજે.'

આ પ્રમાણે પ્રતિજ્ઞા લઇ ગરાસીઓ પોતાને ઘેર ગયો અને તે વણિકને પણ ગરાસીયાની આ પ્રતિજ્ઞાથી શાન્તિ વળી.

× × ×

બા. બ્ર. મહાસતી માનકુંવરબાઇ આર્યાજી, સાધ્વીમંડળ સાથે ગ્રામાનુગ્રામ વિહાર કરી, ધર્મોપદેશ આપી જનસમાજને ધર્મમાર્ગે વાળતા હતા. મહાસતીજીની મીઠી ધર્મવાણી સાંભળી અનેક લોકો તપ-ત્યાગ, વ્રત-પ્રત્યાખ્યાન તથા જ્ઞાન-ધ્યાનના માર્ગે વળ્યા હતા અને આત્મકલ્યાણ સાધતા હતા. બા. બ્ર. મહાસતી માનકુંવરબાઇની ધર્મદેશનાથી અનેક બહેનોએ ભાગવતી-દીક્ષા અંગીકાર કરી પોતાના જીવનને પવિત્ર તેમજ ધન્ય બનાવ્યું હતું.

ગોંડળના રહીશ સંઘાણી વાલજી વશરામની પુત્રી ડાહીબહેનને મહાસતીજીના સંસર્ગથી વૈરાગ્યભાવ પેદા થયો હતો. આ સંઘાણી કુટુંબ ઘણું જ ખાનદાન તથા આર્થિક સ્થિતિએ સુખી તેમ જ સાધનસંપન્ન હતું. ડાહીબહેનને અંતઃકરણથી વૈરાગ્યભાવ પેદા થયો હતો. તેમના કુટુંબીજનોએ તેમને અનેક યુક્તિ-પ્રયુક્તિઓથી સમજાવીને સંસારમાં રાખવા માટે ઘણો પ્રયાસ કર્યો હતો. પણ જ્યાં પ્રબળ વૈરાગ્ય હોય ત્યાં તર્કો કે યુક્તિઓ શું કામમાં આવે? એટલે કુટુંબીજનોએ ડાહીબેનને વૈરાગ્યભાવમાં નિશ્ચળ જોઇ દીક્ષા લેવાની અનુમતિ આપતાં તેમણે કૌમાર અવસ્થામાં પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજની અનુજ્ઞાપૂર્વક મહાસતીજી બા. બ્ર. માન-

કુંવરબાઇ આર્યાજી પાસે દીક્ષા અંગીકાર કરી અને તે બા બ્ર ડાહીબાઇ આર્યાજી તરીકે પ્રસિદ્ધિમા આવ્યા અને સંયમની સાધના સાધી આત્મકલ્યાણ કરવા તત્પર થયા *

× × ×

આ ઉપરાંત મેંદરડાના રહીશ બદાણી કુટુંબની ત્રણ બહેનો- ( કે જેઓ પૂજ્યશ્રીના સાંસારિક કુટુંબી જ હતા )ને પણ પ્રતાપી મહાસતીજીના સમાગમમા આવવાથી સંસાર પ્રત્યે તીવ્ર વૈરાગ્ય ભાવ પ્રગટ્યો હતો

આ ત્રણ બહેનોના નામો અને તેમની જાણવા યોગ્ય બીના નીચે પ્રમાણે છે –

૧ રતનબાઇ, ૨ તેમની પુત્રી કુમારી કડવીબેન, ૩ રતનબાઇના યુવાન પુત્ર ગુર્જરી ગયેલ-તેમની વિધવા પત્ની નાથીબાઇ પોતાના યુવાન પુત્રનું અવસાન થયા બાદ બા બ્ર મહાસતી માનકુંવરબાઇ આર્યાજીના સમાગમમાં આવતા રતનબાઇનુ મન ધર્મમાર્ગે વળ્યુ હતુ અને તેમણે પુત્રવધુ તથા પુત્રીને પણ એ જ પ્રકારના ધર્મ-સંસ્કારમા વૃદ્ધિ કરાવી છેવટે ત્રણેને આ અસાર સંસારનો પરિત્યાગ કરી ભાગવતી દીક્ષા ગ્રહણ કરવાના ભાવ જાગ્રત થતા તેઓએ કુટુંબીજનોની દીક્ષા માટે અનુજ્ઞા માગી કુટુંબીજનો રતનબાઇને દીક્ષાની અનુમતિ આપવા તો રાજી થયા પરંતુ કડવીબાઇ તથા નાથીબાઇને કોઇ રીતે અનુજ્ઞા આપવા

*આ બાળબ્રહ્મચારિણી ડાહીબાઈ આર્યાજીના ઉત્તરોત્તર પરિવારમા ઘણા આર્યાજીઓ થયા છે

તૈયાર ન થયા; એટલું જ નહિ પણ નણંદ–ભોજાઇને (યોગ્યતા જોયા વિના) દીક્ષા ન અપાય એ દષ્ટિએ બન્નેને એક ઓરડામાં પૂરી બરાબર કબજે રાખવામાં આવ્યા.

સંસ્કાર અને જીવનની જાગૃતિને સમયનાં બંધન હોતાં નથી. પુત્રી, પુત્રવધુ અને પોતે એક સાથે જ દીક્ષા લેવી એવી રતનબાઇની અડગ મનોભાવના હતી, એટલે ત્રણે દીક્ષાર્થીઓએ બદાણી કુટુંબની અનુજ્ઞા કઇ રીતે મેળવવી એ વિચારણામાં રતનબાઇ રાતદિવસ નિર્ગમન કરતા હતા.

એક દિવસ રતનબાઇએ માવાણી કુટુંબના અમુક બાઇઓને આ બાબતમાં મદદ કરવાને કહ્યું અને તેઓએ ધર્મમાર્ગના આ કાર્યમાં પોતાથી બનતી મદદ આપવાની ' હા ' પાડી.

ધન, સંપત્તિ, જમીન કે દેશ કબજે કરી શકાય છે પરંતુ હૃદય એક એવી વસ્તુ છે કે જે સત્તાથી કે બળજબરીથી તાબે કરી શકાતું નથી. બાહ્ય બંધનો આત્માને કચડી શકતાં નથી. ક્યારેક એવાં બંધનો કે બહારની સખ્તાઇ કે બળજબરી માનવીના નિશ્ચયને વધાર દઢીભૂત બનાવે છે અને તેના આત્મનિર્ણયની સત્યતા વિષે વધારે પ્રતીતિ કરાવે છે.

કુટુંબ તરફથી થતું નિયમન નાથીબાઇ તથા કડવીબાઇના મનોભાવને દબાવી શક્યું નહિ. દિનપ્રતિદિન વૈરાગ્ય પ્રત્યેની તેમની મનોભાવના વધારે દઢ બનવા લાગી. સંસારત્યાગ સિવાય તેમને બીજે કયાંય ચેન પડે તેમ ન હતું.

એક દિવસ તક મળતાં રતનબાઇએ પુત્રવધુ તથા પુત્રીને

આ બંધનમાથી મુક્ત કર્યા અને માવાણીની મદદથી ગીરમા એક ચારણના નેસમા તેમને લઇ જવામા આવ્યા.

માનવીની પ્રબળ ઇચ્છા આગળ કોઇ પણ વિઘ્ન (બાધા) ટકી શકતુ નથી અસભવિત જણાતી વસ્તુ પણ સભવિત બની જાય છે અને સાહસશક્તિ અને સહનશક્તિ સબળ ને પ્રબળ બની જાય છે.

બદાણી કુટુંબે રતનબાઇને પુત્રી તથા પુત્રવધુની બંધન-મુક્તિ સબધમાં પૂછપરછ કરી પણ જવાબ ન મળતાં આસપાસના ગામોમાં તપાસ કરી–કરાવી પરંતુ કઇ પત્તો લાગ્યો નહિ છેવટે કુટુબે રતનબાઇને કહ્યુ કે–તમારી બધાની દીક્ષા લેવાની ઉત્કટ ભાવના છે તેની અમને હવે ખાત્રી થઇ છે માટે અમે તમને દીક્ષા લેવાની અનુમતિ ખુશીથી આપશુ હવે બન્ને બહેનો ક્યાં છે તે કહો ?

રતનબાઇએ જવાબમાં કહ્યુ કે "પ્રથમ અમારી ત્રણેની રજા પત્રદ્વારા લખી આપો." છેવટે બદાણી કુટુબે ત્રણેને દીક્ષા આપવાની અનુમતિરૂપે આજ્ઞાપત્ર લખી આપ્યુ. એટલે ત્રણ દિવસ પછી તે બન્ને બહેનોને ચારણના નેસમાંથી પાછા લાવવામાં આવ્યા અને દીક્ષા આપવાનુ નક્કી કરવામા આવ્યુ

તે વખતે મેદરડાના રહેવાશી પાચીબાઇ નામના એક બહેન પણ ઘણા વખત થયા દીક્ષા લેવાના ભાવવાળા હતા તેમણે પણ સાથે જ દીક્ષા લેવાનુ નક્કી કર્યું. અને પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજની અનુજ્ઞા મગાવી ચારે બહેનોને દીક્ષા આપવામા આવી. આ ચારે આર્યાજીઓ બા. બ્ર મહાસતીજી માનકુવરબાઇ

આર્યાજીની શિષ્યાઓ* થઇ.

× × ×

આ સિવાય મહાસતીજી વેલબાઇ આર્યાજીના નામથી પણ પૂજ્યશ્રીની હાજરીમાં તથા આજ્ઞામાં પ્રેમકુંવરબાઇ આર્યાજી આદિ ઘણી શિષ્યાઓ થઇ હતી.+

× × ×

બા. બ્ર. મહાસતી માનકુંવરબાઇ આર્યાજીના સદ્બોધથી જીકીબાઇ ( તે ધોરાજીવાળા કામદાર વનમાળી ચાંપશીના સંસાર-પક્ષે માસીબા થતા હતા ) તથા તેમના પુત્રી બા. બ્ર. ગંગાબાઇએ ઉત્કટ વૈરાગ્ય પામી તેમની પાસે ભાગવતી–દીક્ષા ગ્રહણ કરી હતી. ( અને સંયમ પાળી આત્મકલ્યાણ સાધ્યું હતું ) દીક્ષા ગ્રહણ કરતી વખતે ગંગાબાઇ આર્યાજીની ઉંમર ૧૧ વર્ષની હતી.

બા. બ્ર. ગંગાબાઇ સ્વામીની બુદ્ધિ ઘણી જ તીક્ષ્ણ હતી અને તેમની ધારણાશક્તિ પણ ઉત્તમ હતી. તેમણે ખંતપૂર્વક સૂત્રાભ્યાસ સારી રીતે કર્યો હતો અને એક વિદુષી સાધ્વી તરીકે

* બા. બ્ર. કડવીબાઈ મહાસતીજીને જમનાબાઈ આર્યાજી, મોંઘીબાઈ આર્યાજી વગેરે પરિવાર થયો હતો.

+ મહાસતીજી વેલબાઈ આર્યાજીની અનેક શિષ્યા થઇ હતી અને તેમનો પણ ઉત્તરોત્તર પરિવાર ચાલેલો છે. ( જેમાંના અમુક આર્યાજીના નામ આ પ્રમાણે છેઃ પ્રેમકુંવરબાઇ આર્યાજી, ઝમકબાઇ આર્યાજી, ચાંપાબાઇ આર્યાજી, કમરબાઈ આર્યાજી, જસોદાબાઈ આર્યાજી, બા. બ્ર. રાજકુંવરબાઇ આર્યાજી, જીવીબાઈ આર્યાજી, વાલબાઈ આર્યાજી આદિ શિષ્યા–પ્રશિષ્યાઓ અનેક હતા. )

સારી પ્રતિષ્ઠા મેળવી હતી તેમણે પોતાની જ્ઞાનશક્તિનો લાભ જનસમાજને આપી ધર્મોદ્યોત સારી રીતે કર્યો હતો. તેમણે ઘણા લાંબા વર્ષો સુધી સંયમ-પર્યાય પાળ્યો હતો. તેમને અનેક શિષ્યાઓ તથા પ્રશિષ્યાઓ થઇ હતી. છેવટે વૃદ્ધાવસ્થામાં તેમણે મામરોળ ગામમાં સ્થિરવાસ કર્યો હતો. જીવનની અંતિમ અવસ્થામાં તેમને કેડ તથા વાંસાના ભાગમાં ગુમડાં થએલ અને તેમાથી સારી વેદના પામી હતી પરંતુ તેઓશ્રી તો જ્ઞાનભાવે દેહદુઃખને સહન કરતા હતા અને જ્ઞાન-ધ્યાનમાં નિમગ્ન રહેતા હતા મહાસતીજીની સેવા-સુશ્રૂષા કરવાના ભાવથી સાધ્વીઓ તથા શ્રાવિકાઓ રાત્રિ-જાગરણ કરતી અને ધર્મારાધના કરવાની સાથે મહાસતીજીની સેવા-સુશ્રૂષા કરતી હતી. એક વખત રાત્રિએ સાધ્વીઓને તથા શ્રાવિકાઓને નિદ્રાનું ઝોલું આવી જતા ઉંદરડાઓ મહાસતીજીના ગુમડાને ફોલવા લાગ્યા પરંતુ ક્ષમામૂર્તિ મહાસતીજીએ આ ઉપસર્ગને શાન્તભાવે સહન કર્યો અને આત્મ-સમાધિભાવમાં તલ્લીન બની ગયા. ઉંદરાના ફોલવાથી થતા અવાજને સાભળી એક શ્રાવિકા બહેન જાગી ઊઠી અને તેણે મહાસતીજીના શરીરને નિશ્ચેષ્ટ જોતાં વ્યાકુળ થઇ જઇ સાધ્વીજીઓને તથા શ્રાવિકાઓને જાગ્રત કર્યા. મહાસતીજીનું શરીર નિશ્ચેષ્ટ જોઇ બધાને ઉદ્વેગ થયો પરંતુ થોડી-વારમાં તો મહાસતીએ કાયોત્સર્ગ પારી આર્યાજીઓ તથા શ્રાવિકાઓને કહ્યું કે-' આ શરીરને ઉંદરનો ઉપસર્ગ હતો. હું કાયોત્સર્ગમાં હતી એટલે ઉંદરોને વ્યાઘાત કર્યા સિવાય દેહની અનિત્યતા આદિનો વિચાર કરી હું સહન કરતી હતી. ' આ કથન સાભળી મહાસતીજીની સહિષ્ણુતા સમતા તથા ક્ષમાની સૌ કોઇ પ્રશંસા કરવા લાગ્યા.

થોડા દિવસ બાદ સર્વ જીવોને ખમાવી, આલોચી, પ્રતિક્રમણ કરી, નિંદી, નિઃશલ્ય બની મહાસતીજી ગંગાબાઇ આર્યાજીએ વિ. સં. ૧૯૦૯ના આસો વદિ અમાવાસ્યાને દિવસે ઔદારિક દેહનો ત્યાગ કર્યો હતો.

આ આર્યાજીનો પ્રભાવ તે સમયમાં ઘણો સારો ગણાતો હતો. તેમના સત્ય-શીલ, જ્ઞાનધ્યાનાદિ સદ્‌ગુણોથી જૈનસમાજ આકર્ષાયો હતો.*

× × ×

બા. બ્ર. મહાસતીજી માનકુંવરબાઇ આર્યાજીની જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપની સમ્યગ્ આરાધનાની સુવાસ ચારે તરફ ફેલાઇ રહી હતી. મહાસતીજીની પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠા સાંભળી કચ્છમાંથી આવેલા આર્યાજી માણેકબાઇ તથા આર્યાજી કેશરબાઇ વગેરે આર્યાજી પૂજ્યશ્રીની અનુજ્ઞામાં શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે ભળી જઇ તેમની સાથે વિચરવા લાગ્યા.×

આ જ અરસામાં પૂજ્ય મૂળચંદજી સ્વામીના શિષ્ય વીઠલજી-સ્વામી, તેમના શિષ્ય હરખજીસ્વામી (તેમના શિષ્ય ભૂખણજી સ્વામી) મોરબીમાં સ્થિરવાસ રહ્યા હતા. ત્યારે તેમના આર્યાજી ગણુબાઈ આર્યાજી વગેરે પણ પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજશ્રીની અને બા. બ્ર. મહાસતીજી માનકુંવરબાઇ આર્યાજીની પ્રશંસા

* તેમના ઉત્તરોત્તર પરિવારમાં લક્ષ્મીબાઇ આર્યાજી તથા મોતીબાઇ આર્યાજી આદિ થયા હતા, અને તેમનો પણ પરિવાર ચાલેલો છે.

× આ આર્યાજીનો પણ પરિવાર ઉત્તરોત્તર ચાલેલો છે.

સાંભળી, તેઓ પોતાના ગુરુની આજ્ઞા મેળવી શાસ્ત્રીય નિયમાનુસાર પૂજ્યશ્રીજીની અનુજ્ઞામાં આવીને વિચર્યાં હતા

આ મહાન્ પ્રતાપી બા બ્ર મહાસતીજી માનકુવરબાઇ આર્યાજીએ સંયમસાધના કરવાની સાથે અનેક આત્માઓને પણ કલ્યાણ સધાવી પોતાના જીવનને ધન્ય અને પવિત્ર બનાવ્યું હતું *

---

* બા બ્ર મહાસતીજી માનકુવરબાઇ આર્યાજીને આ પ્રકરણમા બતાવેલ આર્યાજીઓ સિવાય પણ કુવરબાઈ આર્યાજી વગેરે બીજી પણ શિષ્યા તથા પ્રશિષ્યા થયા હતા

*મહાસતીજી હીરબાઇ આર્યાજી ૫૮ દિવસનો સંથારો કરી સ્વર્ગવાસ* પામ્યા હતા ( આ આર્યાજી પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીના સંસારીપક્ષે માતુશ્રી થતા હતા )

મહાસતીજી વેલબાઈ આર્યાજી–૧૫ દિવસનો સંથારો કરી સ્વર્ગવાસ પામ્યા હતા ( આ આર્યાજી પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીના સંસારીપક્ષે બહેન થતા હતા )

બા બ્ર મહાસતીજી માનકુવરબાઈ આર્યાજી પણ લગભગ ૮૦ વર્ષનું ચારિત્ર પાળી વિ સં ૧૮૯૪ના અસાડ વદી ૧૨ ને દિવસે સાત પ્રહરનો સંથારો કરી સ્વર્ગવાસી બન્યા હતા ( આ આર્યાજી પૂજ્યશ્રી ડુંગરસિંહજી-સ્વામીના સંસારીપક્ષે બાહેનજી થતા હતા )

## —— પ્રકરણ ૨૪ મું : જનપદ–કલ્યાણ ——

વિ. સં. ૧૮૫૪માં પ્રતાપી પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજની આજ્ઞાનુવર્તિની મહાસતીજી વેલબાઇ આર્યાજી આદિ ઠાણા પોરબંદરમાં ચાતુર્માસાર્થે પધાર્યા હતા. મહાસતીજી પ્રતિદિન ધર્મોપદેશ આપી લોકોને સદ્ધર્મનો સંદેશ સંભળાવી રહ્યા છે. લોકો પણ ધર્મદેશના સાંભળી વ્રત–નિયમ, તપ–ત્યાગ આદિ અનુષ્ઠાનો અંગીકાર કરી ધર્મારાધન કરી રહ્યા છે.

પોરબંદરમાં શાહ દેવચંદભાઇ નામના શ્રાવક રહેતા હતા. તેમના ધર્મપત્ની કેસરબાઇની કુક્ષીએ કસ્તુરબાઇ અને હેમકુંવરબાઇ નામની કન્યાઓ જન્મી હતી. આ બન્ને બહેનો સંસ્કારવાળી તથા સુશીલા હતી. જન્મથી જ ધર્મ પ્રત્યે અનુરાગ હોવાને કારણે તે બન્ને બહેનો મહાસતીજીના દર્શન–ઉપદેશશ્રવણ કરવા માટે દરરોજ જતી હતી. મહાસતીજીના ધર્મોપદેશના પ્રભાવથી તેમજ તેમના સંસર્ગથી આ બન્ને બહેનોને સંસાર પ્રત્યે વિરક્તિભાવ પેદા થયો. ચાતુર્માસ દરમ્યાન બન્ને બહેનોએ સાધુજીવનનાં નિયમોનો તથા શાસ્ત્રજ્ઞાનનો અભ્યાસ કર્યો. દીક્ષાને પાત્ર જણાતાં

બન્ને બહેનોને દીક્ષા દેવાનુ નક્કી થતા ગોડળમાં બિરાજમાન પૂજ્યશ્રી ડુ ગરસિંહસ્વામી તથા પ ડિત મુનિશ્રી નેણસીસ્વામી આદિ સ તોને પોરબ દરમા દીક્ષા દેવા માટે પધારવાની વિન તિ કરવામાં આવી

ચાતુર્માસ સમાપ્ત થયા બાદ પૂજ્યશ્રી સ તપરિવાર સાથે ગોડળથી વિહાર કરી ગ્રામાનુગ્રામ સદ્ધર્મનો સ દેશ સ ભળાવતા પોરબ દર સુખશાતાપૂર્વક પધાર્યા અને તે બન્ને દીક્ષાર્થી બહેનોને દીક્ષા આપી કસ્તુરબાઇને વેલબાઇસ્વામીની શિષ્યા બનાવ્યા અને હેમકુ વરબાઇને માનકુ વરબાઇ મહાસતીજીની શિષ્યા બનાવ્યા

આ પ્રમાણે પૂજ્યશ્રી તથા તેમના આજ્ઞાનુવર્ત્તી સાધુ-સાધ્વીજીઓએ અનેક સ્થાને વિચરી, ધર્મદેશના આપી અનેક આત્માઓને પ્રબોધ્યા તેમા અનેક ભવ્યાત્માઓએ-સાધુ તથા સાધ્વીજીએ પૂજ્યશ્રીના સ્વહસ્તે તથા પૂજ્યશ્રીની આજ્ઞાથી દીક્ષા ગ્રહણ કરી હતી તેમજ અનેક શ્રાવક-શ્રાવિકાઓ ધર્મમાર્ગ ગ્રહણ કરી પૂજ્યશ્રીના અનુયાયી બન્યા હતા

× × ×

આ પ્રમાણે જનપદ કલ્યાણ કરતા તથા સ યમયાત્રાપૂર્વક ગ્રામાનુગ્રામ વિચરતા પૂજ્યશ્રી સ તપરિવાર સાથે વિ સ. ૧૮૫૯ની સાલમાં ધોરાજી પધાર્યા અને ત્યાં જ ચાતુર્માસ કર્યું. આ ચાતુર્માસમા પણ ખૂબ જ ધર્મ-પ્રભાવના થઇ આ ચાતુર્માસમા ભીમજીભાઇ નામના એક સ સ્કારી, વૈરાગ્યવ ત તથા ધર્મપ્રેમી યુવાન શ્રાવક પૂજ્યશ્રીના પરિચયમાં આવ્યા અને પૂજ્યશ્રીની

પ્રતિભાથી પ્રભાવિત થઇ વૈરાગ્યદશાને પ્રાપ્ત થતાં વિ. સં. ૧૮૬૦માં તેમણે ગુરુદેવ પાસે દીક્ષા ગ્રહણ કરી.

આ *ભીમજીભાઇ ધોરાજીના રહેવાશી હતા. તેમના પિતાશ્રીનું નામ ચાંપશીશાહ તથા માતુશ્રીનું નામ કમકુબાઇ હતું. તેમનો જન્મ વિ. સં. ૧૮૪૨માં થયો હતો. પૂજ્યશ્રીના પરિચયમાં આવતાં તેમને વૈરાગ્યભાવ પેદા થયો એટલે અમુક માસ સુધી પૂજ્યશ્રીની સેવામાં રહી ધાર્મિક અભ્યાસ કરવાની સાથે સંયમી જીવનની તેમણે તાલીમ લીધી.

વિ. સં. ૧૮૬૦માં પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામી તથા આંબાજીસ્વામી+ વગેરે સંતોનું માંગરોળ બંદર પધારવું થયું.

---

*કામદાર કુટુંબ તેમાં દેવચંદ દેવશી

- દામોદર
- કમળશી
- જાદવજી
  - ચાંપસી
    - ભીમજી (દીક્ષિત થયા તે)
- મેઘજી
  - અમરશી
    - જગજીવન
      - ખીમા (આ પુરુષે પણ દીક્ષા લીધી)

કામદાર દામોદર દેવચંદનો પરિવાર ગોંડળમાં, કામદાર જાદવજી દેવચંદ અને મેઘજી દેવચંદનો પરિવાર ધોરાજીમાં, પૂ. ભીમજીસ્વામી તથા ખીમાજીસ્વામી એ બન્ને ધોરાજીમાં સંતસમાગમથી પ્રતિબોધ પામ્યા હતા.

+આ આંબાજીસ્વામીને પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીએ સ્વમુખે દીક્ષા આપી હતી અને તેમને મોટા નેણશીસ્વામીના શિષ્ય બનાવ્યા હતા.

ત્યાં પૂજ્યશ્રીએ ભીમજીભાઈને સ્વમુખે દીક્ષા આપી અને તે
આંબાજીસ્વામીના શિષ્ય બનાવ્યા

આગળ જતા આ ભીમજીસ્વામી સૂત્ર-સિદ્ધાન્તના મહાજ્ઞા
બહુશ્રુત, કુશળ વ્યાખ્યાતા તથા ગુરુદેવની સેવામા ઘણો વખ
રહી તેમની કૃપાના ભાજન બન્યા હતા પંડિત મુનિશ્રી ભીમ
સ્વામી જ્ઞાન તથા ચારિત્રના પ્રભાવથી જૈન તેમજ જૈને
જનતાને પોતાની તરફ ખૂબ જ આકર્ષી શક્યા હતા તેઓશ્રી
ખૂબ જ યશસ્વી તથા મહાજ્ઞાની તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હત

આ જ્ઞાની, તપસ્વી, યશસ્વી પંડિત મુનિશ્રીનો વિનય-ગુ
અતિ પ્રશંસનીય હતો. આ મહાપુરુષ આગળ જતા પૂજ્યશ્રીન
ઉત્તરાધિકારી બન્યા હતા.*

× × ×

પૂજ્યશ્રી સાધુ, સાધ્વી, શ્રાવક તથા શ્રાવિકા-એ ચતુર્વિ
સંઘમાં સુખ-શાન્તિ તથા જપ-તપ રક્ષા કરે અને ધર્મોદ્યો
વિશેષ પ્રમાણમા થતો રહે એ વાતનો દીર્ઘદૃષ્ટિએ વિચાર કર
વિ. સં. ૧૮૪૫ની સાલથી ચતુર્વિધ શ્રી સંઘને હિતકારી જ્ઞાનશિક્ષ
આપતા રહેતા હતા. પરંતુ સમય-પરિવર્તનનો પ્રભાવ આચાર-
વિચારોમાં પણ પડવાને કારણે ભવિષ્યમા તેનું પરિણામ વિપરીત
ન આવે તેટલા માટે વિ સં. ૧૮૬૧ની સાલમાં ગોંડળ જેવ
ધર્મકેન્દ્રસ્થાને પોતાના આજ્ઞાનુવર્તી સાધુ-સાધ્વીઓને એકત્રિત

*પં. મુનિશ્રી ભીમજીસ્વામીના વિશેષ જીવનવૃત્ત જાણવા માટે જુઓ
પરિશિષ્ટ નં. ૭ મું.

કર્યો. આ વખતે પૂજ્યશ્રી, બીજા સંતો તથા આર્યાજી ગણુબાઇ તથા બા. બ્ર. માનકુંવરબાઇ વગેરે સાધુ-સાધ્વીજી લગભગ ૪૫ની સંખ્યામાં એકત્રિત થયા હતા. એકત્રિત થએલ સાધુ-સાધ્વીજીના આચાર-વિચારની સુધારણા કરવા માટે પૂજ્યશ્રીએ સૂત્ર-સિદ્ધાન્તની આજ્ઞાઓને બાધા ન પહોંચે એ રીતે યુગદૃષ્ટિએ કેટલીક કલમો બાંધી હતી, જેમાંની મુખ્ય કલમોનો સાર નીચે મુજબ હતોઃ

૧. પૂજ્યશ્રીથી આજ્ઞાનું પાલન.
૨. દીક્ષાના ઉમેદવારની ચિકિત્સાનો કાળ.
૩. સંસારી આત્માના પરિચયમાં બહુ ન આવવું તેમજ સાંસારિક વાતનો ત્યાગ.
૪. દીક્ષાસમયે દીક્ષિત માટે ઉપધિ-ઉપકરણ વગેરેનું પરિમાણ નક્કી કરવું.
૫. સંસારીઓને ત્યાં ઉપધિ-ઉપકરણો ન રાખવાં.
૬. પાત્ર આદિને ધોળા રંગ સિવાય બીજો રંગ ન ચડાવવો.
૭. પાનાં-પુસ્તક સાચવવાના ડબા આદિ ઉપર ચિત્ર-વેલ વગેરે ચીતરવું નહિ તેમજ ચીતરાવવું નહિ.
૮. સંતો તથા સાધ્વીઓના અન્યોન્ય સ્થાન-મર્યાદા રાખવી.
૯. ભાષા-સમિતિનો વિવેક બરાબર જાળવવો.
૧૦. સંસારી લોકો સાથે ગુપ્ત વાતોનો ત્યાગ.
૧૧. સાધુ-સાધ્વીજીએ (અમુક વય તથા અમુક મર્યાદા સુધી)

વિગયવાળી-વિકૃતિ પેદા કરનારી-વસ્તુનો ત્યાગ કરવો.

૧૨ પોતાના તથા અન્ય ગુરુકુળના સાધુ-સાધ્વીઓમાં સંપ-સુમેળ રાખવો

૧૩ મન તથા ઇંદ્રિયોને જીતી આત્મલાભ પ્રાપ્ત કરવો

આવી અનેક કલમો ઘડી સાધુ-સાધ્વી, શ્રાવક તથા શ્રાવિકા-એમ ચતુર્વિધ શ્રી સંઘનું કલ્યાણ સાધવાનો પૂજ્યશ્રીએ પ્રશંસનીય પ્રયત્ન કર્યો હતો.

× × ×

ગ્રામાનુગ્રામ ઉગ્ર વિહાર કરી, જૈનધર્મનો વિજયધ્વજ ફરકાવતાં પૂજ્યશ્રી સંતપરિવાર સહિત જામનગરમાં પધાર્યા ત્યાં કચ્છના રહેવાસી શ્રી દેવરાજભાઈ તથા તેમના સંસ્કારી પુત્ર શ્રી ડાહ્યાભાઈ પૂજ્યશ્રીની ગુણપ્રશંસા સાંભળી તેમની સેવામાં દીક્ષા લેવાના ભાવથી આવ્યા અને થોડો સમય પૂજ્યશ્રીની પાસે રહી વિદ્યાભ્યાસ કર્યો અને દીક્ષા લેવાનું નક્કી કર્યું

પરંતુ શ્રેયાંસિ બહુવિઘ્નાનિ એ લોકોક્તિ અનુસાર કોઈ ધર્મ-દ્વેષી વ્યક્તિએ આડીઅવળી વાતો કરી દીક્ષા ન લેવા વિષે ડાહ્યા-ભાઈને ભરમાવ્યું પરંતુ ડાહ્યાભાઈ સંસ્કારી તેમજ વૈરાગ્યવંત હોવાને કારણે કોઈના ભરમાવ્યા ભરમાયા નહી. તેઓશ્રીનું હૃદય વૈરાગ્યરંગે રંગાએલું હોવાથી તેઓશ્રીએ પૂજ્યશ્રીની પાસે આવી બહારથી સાંભળેલી સાચી-ખોટી વાતો કહી સંભળાવી ગુરુદેવે ડાહ્યાભાઈનું દીક્ષા લેવાનું મન તો દૃઢ જણાયું છતાં તેમના મનમાં કોઈ પ્રકારની કુશંકા રહેવા ન પામે એ માટે સાંભળેલી વાતોનું

સ્પષ્ટીકરણ કરી તેમની શંકાને નિર્મૂલ કરી નાંખી. સંસાર-સાગર-ને પાર કરવાની ઇચ્છાવાળા આ બન્ને દીક્ષાર્થી પિતા-પુત્રને ગુરુદેવે સ્વમુખે જામનગરમાં દીક્ષા આપી અને તેમને બન્નેને પંડિત મુનિશ્રી ભીમજીસ્વામીના શિષ્ય બનાવવામાં આવ્યા.

ડાહ્યાજીસ્વામીની બુદ્ધિ ઘણી જ તીક્ષ્ણ અને તેજસ્વિની હતી તથા તેમની સ્મરણશક્તિ પણ ઘણી જ તીવ્ર હતી. તેઓશ્રી જ્ઞાન-ધ્યાન, તપ-ત્યાગ તથા સ્વાધ્યાય કરવામાં જ તલ્લીન રહેતા હતા. તેઓશ્રી કોઇ વખત ગુરુદેવ સાથે તો કોઇ વખત ભીમજી મહારાજશ્રી સાથે વિહાર કરતા હતા અને વિનમ્રભાવે બન્ને ગુરુદેવોની સેવા-ભક્તિ કરતા. વિનીત શિષ્યની સેવા-ભક્તિ કોઇ કાળે અફળ જતી નથી. શાસ્ત્રકારોએ સ્પષ્ટ કહ્યું છે કેઃ-

पुज्जा जस्स पसीयन्ति, संबुद्धा पुव्वसंथुया ।
पसन्ना लाभइस्संति, विउलं अट्ठियं सुयं ॥ उ० १-४६

**અર્થાત્** પૂજ્ય, જ્ઞાની, પ્રસિદ્ધ અને કૃપાવંત આચાર્યદેવો જેમના ઉપર પ્રસન્ન થાય છે તેને અર્થવાળી-કલ્યાણકારી વિપુલ વિદ્યા આપે છે.

સૂત્રના આ કથનાનુસાર ડાહ્યાજીમુનિએ ગુરુદેવોનો પ્રેમ વિનય-ભક્તિદ્વારા સંપાદિત કર્યો હતો. ગુરુદેવો પણ ડાહ્યાજીમુનિને શાસ્ત્રમાં પારંગત બનાવવા માટે જ્ઞાન-દાન આપતા અને તેમની જ્ઞાન-શક્તિનો વિકાસ કરવા માટે ઘણી જ મહેનત લેતા હતા.

એક વાર પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામી, પં. મુનિશ્રી ભીમજી-સ્વામી તથા ડાહ્યાજીસ્વામી આદિ સંતપરિવાર સાથે ગ્રામાનુગ્રામ

વિહાર કરી રહ્યા હતા. તે અરસામાં એક સમયે કોઈ ગામમા પંડિતવર્ય બહુશ્રુત પૂજ્યશ્રી અજરામરજીસ્વામીનુ મિલન* થયું હતુ. બન્ને આચાર્યવરોએ અરસપરસ સંતોષ તથા હર્ષપૂર્વક લઘુતા-પ્રભુતાના પ્રમાણથી વદન-વ્યવહાર તથા સુખ-શાન્તિના વ્યવહારો જાળવ્યા હતા અને તેઓથી બન્ને સંતપરિવાર સાથે જ્ઞાન-ધ્યાન તથા સમાધિના ઉત્તમ લાભપૂર્વક એક જ સ્થાને કેટલાક દિવસો સાથે બિરાજ્યા હતા

કોઈ વખત પૂજ્યશ્રી ડુ ંગરસિહજીસ્વામી તો કયારેક પૂજ્યશ્રી અજરામરજીસ્વામી તો કયારેક બીજા સંતો પોતાની જ્ઞાન-વાણીનો લાભ સમાજને આપતા હતા

એક વાર પૂજ્યશ્રી અજરામરજીસ્વામીએ પૂજ્યશ્રી ડુંગરસિહજી સ્વામીને કહ્યુ કે-પૂજ્ય મહારાજશ્રી ! આપના શિષ્ય ડાહ્યાજી મહારાજની તીવ્ર સ્મરણ-શક્તિ વિષે મે ઘણુ સાંભળ્યુ છે આપની આજ્ઞા હોય તો હુ તેની ચિકિત્સા કરી જોઉં. પૂજ્યશ્રીએ ખુશીથી હા પાડી એટલે પૂજ્યશ્રી અજરામરજી મહારાજે પોતાની પાસે સંસ્કૃત ભાષામાં જે ૪૦ શ્લોકો લખેલા હતા તે ડાહ્યાજીસ્વામીને

---

* આ રીતે જ પૂજ્યશ્રી ડુંગરસિહજીના વિહાર દરમ્યાન કચ્છ-કાઠિયાવાડ-ગુજરાતમા વિચરી રહેલ અનેક સાધુ-સંતોનો સમાગમ થયો હતો અને પરસ્પર પ્રેમપૂર્વક વિચાર-વિનિમય થયો હતો

પૂજ્યશ્રી ડુંગરસિહજીસ્વામીથી પૂજ્યશ્રી અજરામરજીસ્વામી દીક્ષા પર્યાયમા નાના હતા પૂજ્યશ્રી ડુંગરસિહજીસ્વામીની દીક્ષા વિ સ ૧૮૧૫ના કાર્તિક વદ ૧૦ ને દિવસે થઈ હતી અને પૂજ્યશ્રી અજરામરજીસ્વામીની દીક્ષા વિ સ. ૧૮૧૯ની સાલમા થઈ હતી

આપતાં કહ્યું કે: " મુનિરાજ ! હું તથા પૂજ્ય મહારાજશ્રી વ્યાખ્યાનમાં બેસીએ છીએ. તમે આ શ્લોક લઇ જુદા બેસો અને દિવસભરમાં જેટલા શ્લોકો કંઠસ્થ કરી શકો તેટલા કરો. " ગુરુ-આજ્ઞા શિરોધાર્ય કરી ડાલાજી મુનિ એકાન્તમાં જઇ બેઠા અને બીજી તરફ વ્યાખ્યાનનો પ્રારંભ થયો.

વ્યાખ્યાન પૂર્ણ થતાં ડાલાજી મુનિ બન્ને પૂજ્યશ્રી પાસે આવ્યા. પૂજ્યશ્રી અજરામરજી મહારાજે પૂછ્યું કે: " કેમ ડાલાજી મુનિ ! કેટલા શ્લોકો કંઠસ્થ થયાં ? " ડાલાજી મુનિએ વિનમ્રભાવે જવાબ આપ્યો કે: " ગુરુકૃપાથી બધા શ્લોકો યાદ થઇ ગયા છે. " એટલે પૂજ્યશ્રી અજરામરજી મહારાજશ્રીએ ૪૦ શ્લોકો તેમના મુખેથી સાંભળી લીધા. આ પ્રમાણે ડાલાજી મુનિની સ્મરણશક્તિની પરીક્ષા લીધા બાદ પૂજ્યશ્રી અજરામરજી મહારાજશ્રીએ ઘણા જ પ્રસન્ન થઇ પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીને કહ્યું કે: " પૂજ્ય મહારાજશ્રી ! આ મુનિની સ્મરણશક્તિ ઘણી જ તીવ્ર છે, કંઠ પણ ઘણો સુમધુર છે અને ઉચ્ચાર કરવાની શૈલી પણ શુદ્ધ અને સુંદર છે."

આ ઉપરાંત પૂજ્યશ્રી અજરામરજી મહારાજશ્રીએ ડાલાજી મુનિના સૂત્ર-જ્ઞાનની પણ અમુક પ્રશ્નો પૂછી ચિકિત્સા કરી સંતોષ વ્યક્ત કર્યો હતો અને પૂજ્યશ્રીને કહ્યું હતું કે: " આ આત્મા (ડાલાજી મુનિ) કોઇ પૂર્વભવમાં ઘણું જ્ઞાન પામી પડવાઇ (પતિત) થઇ અહીં આવ્યો હોય તેમ જણાય છે; નહિંતર આવી તીક્ષ્ણ ઉત્તમ બુદ્ધિ ન હોય."

વિહાર કરી રહ્યા હતા. તે અરસામા એક સમયે કોઈ ગામમ પંડિતવર્ય બહુશ્રુત પૂજ્યશ્રી અજરામરજીસ્વામીનુ મિલન* થયુ હતુ. બન્ને આચાર્યવરોએ અરસપરસ સંતોષ તથા હર્ષપૂર્વક લઘુતા-પ્રભુતાના પ્રમાણુથી વદન-વ્યવહાર તથા સુખ-શાન્તિના વ્યવહારો જાળવ્યા હતા અને તેઓથી બન્ને સંતપરિવાર સાથે જ્ઞાન-ધ્યાન તથા સમાધિના ઉત્તમ લાભપૂર્વક એક જ સ્થાને કેટલાક દિવસો સાથે બિરાજ્યા હતા.

કોઇ વખત પૂજ્યશ્રી ડું રસિંહજીસ્વામી તો કયારેક પૂજ્યશ્રી અજરામરજીસ્વામી તો કયારેક બીજા સતો પોતાની જ્ઞાન-વાણીનો લાભ સમાજને આપતા હતા.

એક વાર પૂજ્યશ્રી અજરામરજીસ્વામીએ પૂજ્યશ્રી ડુંગરસિંહજી સ્વામીને કહ્યુ કે-પૂજ્ય મહારાજશ્રી ! આપના શિષ્ય ડાહ્યાજી મહારાજની તીવ્ર સ્મરણ-શક્તિ વિષે મે ઘણુ સાંભળ્યુ છે આપની આજ્ઞા હોય તો હું તેની ચિકિત્સા કરી જોઉં. પૂજ્યશ્રીએ ખુશીથી હા પાડી એટલે પૂજ્યશ્રી અજરામરજી મહારાજે પોતાની પાસે સંસ્કૃત ભાષામા જે ૪૦ શ્લોકો લખેલા હતા તે ડાહ્યાજીસ્વામીને

---

* આ રીતે જ પૂજ્યશ્રી ડુંગરસિંહજીના વિહાર દરમ્યાન કચ્છ-કાઠિયાવાડ-ગુજરાતમા વિચરી રહેલ અનેક સાધુ-સંતોનો સમાગમ થયો હતો અને પરસ્પર પ્રેમપૂર્વક વિચાર-વિનિમય થયો હતો.

પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીથી પૂજ્યશ્રી અજરામરજીસ્વામી દીક્ષા-પર્યાયમા નાના હતા. પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીની દીક્ષા વિ સ ૧૮૧૫ના કાર્તિક વદ ૧૦ ને દિવસે થઇ હતી અને પૂજ્યશ્રી અજરામરજીસ્વામીની દીક્ષા વિ. સ. ૧૮૧૯ની સાલમા થઈ હતી.

આપતાં કહ્યું કે: " મુનિરાજ ! હું તથા પૂજ્ય મહારાજશ્રી વ્યાખ્યાનમાં બેસીએ છીએ. તમે આ શ્લોક લઇ જુદા બેસો અને દિવસભરમાં જેટલા શ્લોકો કંઠસ્થ કરી શકો તેટલા કરો. " ગુરુ-આજ્ઞા શિરોધાર્ય કરી ડાહ્યાજી મુનિ એકાન્તમાં જઇ બેઠા અને બીજી તરફ વ્યાખ્યાનનો પ્રારંભ થયો.

વ્યાખ્યાન પૂર્ણ થતાં ડાહ્યાજી મુનિ બન્ને પૂજ્યશ્રી પાસે આવ્યા. પૂજ્યશ્રી અજરામરજી મહારાજે પૂછ્યું કે: " કેમ ડાહ્યાજી મુનિ ! કેટલા શ્લોકો કંઠસ્થ થયાં ? " ડાહ્યાજી મુનિએ વિનમ્રભાવે જવાબ આપ્યો કે: " ગુરુકૃપાથી બધા શ્લોકો યાદ થઇ ગયા છે. " એટલે પૂજ્યશ્રી અજરામરજી મહારાજશ્રીએ ૪૦ શ્લોકો તેમના મુખેથી સાંભળી લીધા. આ પ્રમાણે ડાહ્યાજી મુનિની સ્મરણશક્તિની પરીક્ષા લીધા બાદ પૂજ્યશ્રી અજરામરજી મહારાજશ્રીએ ઘણા જ પ્રસન્ન થઇ પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીને કહ્યું કે: " પૂજ્ય મહારાજશ્રી ! આ મુનિની સ્મરણશક્તિ ઘણી જ તીવ્ર છે, કંઠ પણ ઘણો સુમધુર છે અને ઉચ્ચાર કરવાની શૈલી પણ શુદ્ધ અને સુંદર છે."

આ ઉપરાંત પૂજ્યશ્રી અજરામરજી મહારાજશ્રીએ ડાહ્યાજી મુનિના સૂત્ર-જ્ઞાનની પણ અમુક પ્રશ્નો પૂછી ચિકિત્સા કરી સંતોષ વ્યક્ત કર્યો હતો અને પૂજ્યશ્રીને કહ્યું હતું કે: " આ આત્મા (ડાહ્યાજી મુનિ ) કોઇ પૂર્વભવમાં ઘણું જ્ઞાન પામી પડવાઇ ( પતિત ) થઇ અહીં આવ્યો હોય તેમ જણાય છે; નહિંતર આવી તીક્ષ્ણ ઉત્તમ બુદ્ધિ ન હોય. "

આ પ્રમાણે બન્ને પૂજ્યવરો અમુક સમય સાથે રહ્યા પછી અન્યત્ર વિહાર કરી ગયા બન્ને પૂજ્યવર્યો તથા તેમના આજ્ઞાનુવર્તી સંત-શિષ્યો વચ્ચે જે સ્નેહ-સદ્ભાવ તથા પ્રેમભાવ હતો તે ખરેખર પ્રશંસનીય તેમજ આદરણીય હતો.

આ ડાહ્યાજીસ્વામી અલ્પ સમયમાં ઘણો જ શાસ્ત્રાભ્યાસ કરી શક્યા હતા તેમણે પૂજ્યશ્રીની આજ્ઞા મેળવી શ્રી ચંદ્રપ્રજ્ઞપ્તિસૂત્રનો વિસ્તારથી ટબો(અર્થ) લખવાનો પ્રારંભ કર્યો હતો, પરંતુ તે કોઈ કારણવશાત્ ૪૨ પૃષ્ઠ* લખાયા બાદ બંધ રહેવા પામેલ

આ ઉપરથી ડાહ્યાજી મુનિને આધ્યાત્મિક જ્ઞાન ષટ્ પદાર્થના દ્રવ્યાનુયોગનુ જ્ઞાન, ચરણ-કરણને લગતુ ચરિતાનુયોગનું જ્ઞાન હોવાની સાથે ગણિતાનુયોગ તેમજ જ્યોતિષશાસ્ત્ર આદિનુ જ્ઞાન પણ ઉચ્ચ પ્રકારનુ હતુ એમ જણાય છે

× × ×

વિ. સં ૧૯૬૮મા સાધુ-સંતો વચ્ચે ગુરુદેવને ધ્યાન ન પડે તેવી રીતે મનોમાલિન્ય ચાલતુ હતુ આમ થવાનુ કારણ તે અરસામાં રામચન્દ્ર નામની વ્યક્તિને દીક્ષા આપવા વિષેનો પ્રસગ હતો ઉક્ત વ્યક્તિને દીક્ષા આપવા માટે પૂજ્યશ્રીની આજ્ઞા મગાવવામા આવી પરંતુ પૂજ્યશ્રીએ આ દીક્ષા-પ્રસગને કારણે સઘનું અશ્રેય ન થાય તેમજ સાધુસતો વચ્ચે પારસ્પરિક સમાધિ અને શાન્તિ પૂર્વવત્ જળવાઈ રહે તે માટે વિ સ. ૧૯૬૮ના ફાગણ

* ચંદ્રપ્રજ્ઞપ્તિ સૂત્રના ટબાના ૪૨ પાના સાભળવા પ્રમાણે અત્યારે માગરોળના ભંડારમા સુરક્ષિત છે

વદિ ૬ને દિવસે પૂજ્યશ્રીએ કેટલાંક નિયમો નિર્ધારિત કર્યાં: જેમાં ચતુર્વિધ શ્રીસંઘમાં ભેદ ન પડે, સાધુ–સંતો વચ્ચે ભેદ ન પડે તથા દીક્ષાર્થી વ્યક્તિને સંયમ તથા જ્ઞાનવૃદ્ધિમાં સહાયભૂત બને એવી યોગ્ય વ્યક્તિ–સાધુપુરુષની નીચે રાખવા સંબંધી આદિ સંઘ-સંગઠનને લગતાં નિયમો નક્કી કરી પોતાના આજ્ઞાનુવર્તી-સાધુ-સાધ્વીઓને તેનું બરાબર પાલન કરવાની આજ્ઞા આપવામાં આવી. જ્યારે સાધુ–સાધ્વીઓએ પૂજ્યશ્રીની આજ્ઞાનુસાર નિયમોનું પાલન કરવાની વાત માન્ય રાખી ત્યારે દીક્ષાર્થી રામચંદ્રજીને દીક્ષા આપવામાં આવી અને તેમને ગાંગજીસ્વામીના શિષ્ય બનાવવામાં આવ્યા.

આ ઉલ્લેખ ઉપરથી પૂજ્યશ્રી સંઘ–સંગઠન સાધવા માટે કેટલા બધા સાવધાન અને પ્રયત્નશીલ હતા તેનો ખ્યાલ આવે છે.

× × ×

વિ. સં. ૧૮૬૮માં પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીની આજ્ઞાનુસાર મહાપુરુષ પંડિતવર્ય મુનિશ્રી ભીમજીસ્વામી આદિ સંતોનું ચાતુર્માસ ધર્મકેન્દ્રસ્થાન ગોંડળમાં હતું. ત્યાં તેઓશ્રી ગોંડળના ભાવિક શ્રાવક–શ્રાવિકાને તથા ધર્મપિપાસુ જૈનેતર સમાજને પોતાની જ્ઞાનવાણીનો લાભ આપી રહ્યા હતા.

તે ચાતુર્માસમાં પૂજ્યશ્રીના પ્રબોધથી અરડોઇના રહીશ શ્રી નેણશીભાઇ તથા તેમના નાનાભાઈ કાનજીભાઇ–આ ભ્રાતૃદ્વય-નું હૃદય વૈરાગ્યથી વાસિત થયું અને તેમણે મહાપુરુષ ભીમજીસ્વામી પાસે થોડો સમય જ્ઞાનાભ્યાસ કરી, પોતાના વડિલોની આજ્ઞા મેળવી, દીક્ષા ગ્રહણ કરવાનો નિર્ણય કર્યો.

આ બન્ને દીક્ષાર્થી ભાઇઓને પૂજ્ય ગુરુદેવ ડુંગરસિંહજી સ્વામીની અનુજ્ઞા મંગાવી વિ. સ. ૧૮૬૯ના માગશર શુદિ ૧૩ ને દિવસે ગોંડળમાં જ અતિ ઉત્સાહપૂર્વક દીક્ષા આપવામા આવી અને તેમને બન્નેને* પંડિતવર્ય ભીમજીસ્વામીના શિષ્ય તરીકે જાહેર કરવામા આવ્યા

× × ×

વિ. સ. ૧૮૬૯મા આબાજીસ્વામીના શિષ્ય હેમચંદજીસ્વામીએ રતલામનિવાસી રાજપુત જ્ઞાતિના શ્રી વર્દ્ધમાનજી તથા તેમના પુત્ર જેસંગજીને દીક્ષા આપવા માટે પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજશ્રી પાસે અનુજ્ઞા મંગાવી અને પૂજ્યશ્રીની આજ્ઞા મળતા તેમને બન્નેને દીક્ષા આપવામાં આવી

મુનિશ્રી જેસંગજી× મહારાજશ્રીના સંસારીપક્ષના બીજા મોટાભાઇ ભગવતીદાસજી હતા એમણે પણ વૈરાગ્યપૂર્વક માળવામાં દીક્ષા લીધી હતી, પરંતુ પાછળથી પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીના સંત-પરિવારમાં જેસંગજીસ્વામી સાથે શાસ્ત્રની પરંપરા-પદ્ધતિ પ્રમાણે મળી ગયા હતા.

× × ×

વિ. સં. ૧૮૬૯માં રાજકોટમાં પુંજાભાઇ, ડોસાભાઇ તથા કુંવરબાઇ આ ત્રણેને મહાપુરુષ શ્રી મૂળજીસ્વામી, કે જેઓ

* પૂજ્ય નેણશીસ્વામી તથા ઉપાધ્યાય શ્રી જ્ઞાનજીસ્વામીના વિશેષ જીવનવૃત્ત જાણવા માટે જુઓ પરિશિષ્ટ નં ૮ મું.

×પૂ. જેસંગજીસ્વામીના વિશેષ જીવનવૃત્ત માટે જુઓ પરિશિષ્ટ નં ૯મું.

પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીના શિષ્યપરિવારમાં મોટા નેણશી-સ્વામીના શિષ્ય હતા—તેમના ધર્મોપદેશથી વૈરાગ્ય પેદા થતાં દીક્ષા લેવાના ભાવ થયા. આ વૈરાગ્યવંત દીક્ષાર્થીઓને દીક્ષા આપવા માટે પૂજ્યશ્રીની આજ્ઞા મંગાવવામાં આવી અને તેમની આજ્ઞા મળતાં તે ત્રણેને દીક્ષા આપવામાં આવી અને પુંજાજીસ્વામીને તથા ડોસાજીસ્વામીને પોતાના શિષ્ય બનાવવામાં આવ્યા.

× × ×

આ પ્રમાણે પ્રતાપી પૂજ્યશ્રીએ ગ્રામાનુગ્રામ ઉગ્ર વિહાર કરી તથા ધર્મોપદેશની અમૃતધારા વરસાવી ખૂબ જ જનપદ-કલ્યાણ કર્યું હતું.

પૂજ્યશ્રીએ ગોંડળને ધર્મકાર્યના કેન્દ્રસ્થાન તરીકે નિશ્ચિત કર્યાં બાદ તેની નીચે નીચેના નગરો અને ગામો સંગઠિત થએલાં હતાં. ગોંડળ, રાજકોટ, જામનગર, પોરબંદર, માંગરોળ, વેરાવળ બંદર, પ્રભાસપાટણ, દીવ બંદર, ધોરાજી, જેતપુર આદિ અનેક નાનામોટા નગરો તથા ગામો ગોંડળની સાથે ધર્મકાર્યની યોજનામાં સમ્મિલિત હતાં.

પૂજ્યશ્રી આ બધાં નગરોમાં શેષકાળ અને ચાતુર્માસકાળમાં અનેક વાર વિચર્યા હતા. આ ઉપરાંત બીજાં અનેક નગરો તથા ગામોમાં વિહાર કરી જૈન ધર્મનો વિજયધ્વજ ફરકાવ્યો હતો.

અનશન પર્યંત પૂજ્યશ્રી ગુરુદેવે બાસઠ ચાતુર્માસો સૌરાષ્ટ્ર-કચ્છ વગેરેનાં શહેરો તથા ગામોમાં કર્યાં હતાં. જેની બધાની સાલવાર નોંધ કે માહિતી મળતી નથી, છતાં ગોંડળ, ધ્રાંગધ્રા, પોરબંદર

વગેરેની કેટલીક ટૂંક નોંધો મળી આવે છે જેનો સામાન્ય ઉલ્લેખ આગળ કરવામાં આવ્યો છે.

આ પ્રમાણે પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીએ સૌરાષ્ટ્ર (સોરઠ), હાલાર, ગોહિલવાડ, ઝાલાવાડ એટલે લગભગ આખા કાઠિયાવાડ, કચ્છ તથા ગુજરાતના કેટલાક ભાગોમાં ઉગ્ર વિહાર કરી જૈન તથા જૈનેતર સમાજમાં ધર્મ-પ્રચાર ઘણા સારા પ્રમાણમાં કર્યો હતો અને પોતાના જ્ઞાન-ચારિત્રની પ્રતિભાની છાપ જનસમાજ ઉપર ખૂબ જ પાડી હતી

## પ્રકરણ ૨૫ મું : સ્થિરવાસ

વિ. સં. ૧૮૭૧ ચૈત્ર શુદિ ૧૫નો દિવસ નજીક આવતો હતો. તે વખતે ગોંડલને આંગણે કાઠિયાવાડની મહાનગરીઓના, ગામોના તથા નાનાં ગામડાંઓના શ્રાવક-સંઘો તથા સાધુ-સાધ્વીઓનો સમુદાય ઊતર્યો હતો-કંઠાળ તરફનો પણ સંઘ-સમુદાય આવેલ હતો.

એ સૌ આવેલા હતા પુરુષસિંહ પૂજ્યશ્રી ડુંગરસિંહજી-સ્વામીને વિનંતિ કરવા. શેની વિનંતિ? આજે આ પુરુષસિંહને દીક્ષા લીધા લગભગ ૫૬ વર્ષો થયા હતા. એમની અવસ્થા લગભગ ૭૮ વર્ષ વ્યતીત કરી ચૂકી હતી.

આ ૫૬ વર્ષ દરમ્યાન આ મહાપુરુષે કાઠિયાવાડનાં નગરોમાં, ગામોમાં તથા નાનાં ગામડાંઓમાં ધર્મદીપક પ્રગટાવ્યો હતો, જૈન ધર્મનો વિજયધ્વજ ફરકાવ્યો હતો, ધર્મદેશનાની અમૃતધારા વરસાવી હતી, અનેક ભવ્યાત્માઓના હૃદયોમાં વૈરાગ્યભાવ પ્રગટાવ્યો હતો. આ સાધુપુરુષે કઠોર વ્રતોનું નિરતિચાર પાલન કરી, અસહ્ય ઉપસર્ગો-પરીષહો સહી જીવન-સાધના પૂરી કરી હતી.

એમણે જીવનમાં મીઠાશ ઘૂંટી હતી એઓશ્રી કડવાશને પીતા શીખ્યા હતા. એમના ઉપાલભમાં પણ કલ્યાણભાવના નીતરતી હતી. એમણે વિરોધીઓના વિરોધો શમાવ્યા હતા–પ્રેમથી અને પોતાની લઘુતાથી

૫૬–૫૬ વર્ષ એમણે જીવનને તપોમય, જ્ઞાનમય, શ્રદ્ધામય તથા ચારિત્રમય બનાવવા માટે એકનિષ્ઠ આત્મસાધના સાધી હતી અને જીવન–સાધનાનો સંદેશ તેમણે સૌરાષ્ટ્ર, કચ્છ તથા ગુજરાતના ખૂણે ખૂણે ઉગ્ર વિહાર કરી તથા અસહ્ય મહેનત સહીને પણ સંભળાવ્યો હતો અને એ રીતે પોતાના જીવનને કર્તવ્યપાલન દ્વારા ધન્ય બનાવ્યું હતું ૭૮ વર્ષની વૃદ્ધાવસ્થા સુધી એમણે બહુજનહિતાય, બહુજનસુખાય–અનેક લોકોના કલ્યાણ તથા સુખ માટે ઉગ્ર વિહારો કર્યા હતા એમનું શરીર હવે થાકયું હતું–વૃદ્ધ થયું હતું, છતાં એમના આત્મામાં વૃદ્ધતા આવી ન હતી એમનું કર્મઠ તપોમય જીવન, જીવનની છેલ્લી ઘડી સુધી કર્મઠ અને તપસ્વી રહ્યું હતું.

× × ×

આજે ગામેગામના આ મહાસંઘો–મહાજનો ગુરુદેવને વિનંતિ કરવા આવ્યા હતા. એમના હૃદય બોલતા હતા, એમના મુખ મૌન હતાં આ પુરુષસિંહને કેમ કહેવું કે આપ વૃદ્ધ થયા છો !

આટલી વૃદ્ધાવસ્થાએ પણ જેઓ જીવનને ખેડી રહ્યા છે, જીવનની પ્રત્યેક ક્ષણ ચતુર્વિધ શ્રી સંઘની હિતકામનામાં જ જેઓ ગાળી રહ્યા છે, જેમના હૃદયમાં સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકાની ભલાઈની જ–તેમના જીવન–સુધારાની જ ચિંતા

રહેલી છે તેમને કેમ કહેવું કે આપ વૃદ્ધ થયા છો, હવે આપ પરિભ્રમણ બંધ કરો ?

વિ. સં. ૧૯૭૦ની સાલથી પૂજ્યશ્રીને ગામેગામના શ્રી સંઘો પોતાને ત્યાં સ્થિર થવાને વિનવી રહ્યા હતા અને આ પુરુષસિંહ એ વિનંતિને "ભવિષ્યમાં વાત" કહી આગળ ઠેલી રહ્યા હતા.

× × ×

વિ. સં. ૧૯૭૧માં ગોંડલ-ધર્મકેન્દ્રસ્થાને સાધુ-સાધ્વી સંઘનું મહાસંમેલન મળ્યું હતું અને આ ભવ્ય પ્રસંગે શ્રાવક-સંઘો પણ એકત્રિત થયા હતા. પ્રત્યેક નાના-મોટા ગામોના સંઘોની એ જ વિનંતિ હતી કેઃ ગુરુદેવ પોતાના ગામે સ્થિરવાસ કરે અને આ મહાસ્થાવર ગુરુદેવના સ્થિરવાસથી પોતાનો સંઘ પવિત્ર અને ધન્ય બને.

ગોંડલના શ્રાવકસંઘે સર્વપ્રથમ આગેવાની કરી ગુરુદેવને પ્રાર્થના કરી કેઃ "પૂજ્યશ્રી ! આપનું શરીર, આપની વૃદ્ધાવસ્થા જોતાં હવે વિહાર કરવાને લાયક રહ્યું નથી. અમારી આપશ્રીને વિનમ્ર વિનંતિ છે કે હવે આપ ગોંડલમાં જ સ્થિરવાસ કરો અને આ ધર્મકાર્યના કેન્દ્રને વધારે સ્થિર કરો. પ્રત્યેક ગામના સંઘો પણ આપને એ જ વિનંતિ કરવા આવ્યા છે; પરંતુ આપને વિનંતિ કરવાનો-આપને વિશેષ આગ્રહપૂર્વક અહીં જ સ્થિરતા કરવાની વિનંતિ કરવાનો-પ્રથમ હક્ક ગોંડલ શ્રી સંઘનો

ગુરુદેવે હસતાં હસતાં જવાબ આપ્યો કે: "દેવાનુપ્રિયો! આ શરીર ચાલે છે ત્યાં સુધી તો ચાલવા દો!" અને ફરી કંઇક વિચારી કહ્યું કે "છતાંયે ચતુર્વિધ શ્રી સંઘનો આગ્રહ હું પાછો નહિ ઠેલુ. આ વિષે પૂર્વાપર પૂર્ણ વિચાર કર્યા પછી હું મારો અંતિમ નિર્ણય જણાવીશ તેમજ અન્ય સંઘોને પણ મારા અંતર્ગત ભાવો જણાવીશ."

ત્યારબાદ પૂજ્યશ્રીએ પોતાના સંતોનો અભિપ્રાય લીધો. આ સંતોને આ વૃદ્ધ પુરુષસિંહે અનેક વર્ષો સુધી સંયમયાત્રામાં સાથ આપ્યો હતો, તેમની સાર-સંભાળ રાખી હતી, તેમના આધ્યાત્મિક વિકાસ માટે સતત જાગૃતિ રાખી હતી; ક્યારેક તેમના શિથિલાચારની કે સાધુ-આચારમાં થોડી પણ શિથિલતાની ગંધ આવતાં કડવાશ વહોરીને પણ પ્રેમભાવે તેમને ઉપાલંભ આપ્યો હતો અને કર્મ-દોષમાં પડતાં તેમને બચાવ્યા હતા.

આ વૃદ્ધકાય તેજસ્વી મહાપુરુષ પ્રત્યે બધા સાધુસંતો તથા સાધ્વીઓને પિતાથી પણ અધિક પ્રેમ હતો. ગુરુદેવ પ્રત્યે સૌના હૃદયમાં જ્વલંત આદરભાવ અને પૂજ્યભાવ હતો.

પૂજ્યશ્રીના ભવ્ય લલાટ ઉપર અવિશ્રાંત પરિશ્રમને લીધે તરવરતી થાકની કરચલીઓ નિહાળી ચતુર્વિધ શ્રી સંઘના હૃદયમાંથી એક જ ધ્વનિ નીકળતો હતો કે: ગુરુદેવને હવે પૂર્ણ વિશ્રાંતિની આવશ્યકતા છે. પગપાળા વિહાર કરવાની શક્તિ હવે આ વૃદ્ધત્વને પામેલા શરીરમા રહી નથી. સૌએ પૂજ્યશ્રીને સ્થિરવાસ કરવાનો નમ્રતાપૂર્વક આગ્રહ કર્યો.

શ્રાવકોના સંઘો વિચાર–સમિતિમાં વિચાર ચલાવી રહ્યા હતા. પ્રથમ તો સૌએ ગુરુકૃપાનો લાભ પોતાના ગામને જ સાંપડે એવી શુદ્ધ ભાવનાપૂર્વક આગ્રહ કર્યો.

માંગરોળ, વેરાવળ, પોરબંદર, દીવબંદર આદિ કંઠાળ તરફથી આવેલા શ્રાવકો તરફથી માંગરોળના આગેવાન શ્રાવક શ્રીમાન્ શેઠ રવજી નારણજી ગોશળીયાએ શ્રાવક–સંઘને છેવટે પૂર્વાપર પરિસ્થિતિનો ખૂબ જ વિચાર કર્યા બાદ સલાહ આપી કેઃ " પૂજ્યશ્રી આટલી વૃદ્ધાવસ્થાએ બીજે કયાંય વિહાર કરવાનો પરિશ્રમ લે એના કરતાં તેઓશ્રી અત્રે જ સ્થિરવાસ કરે તે સારું છે. આ ઉપરાંત ચતુર્વિધ સંઘના ધર્મકાર્યની યોગ્ય વ્યવસ્થા કરવાની દૃષ્ટિએ પણ ગોંડળ વિશેષ અનુકૂળ સ્થાન જણાય છે. "

સૌ સંઘોએ આખરે ગોશળીયાજીની વાતને અનુમોદન આપ્યું એટલે ગોશળીયાજીએ પૂજ્યશ્રીને સર્વવતી વિનંતિ કરી કહ્યું કેઃ " ગુરુદેવ! આપનો અપૂર્વ લાભ લેવાનો કોને આગ્રહ ન હોય? અમારી તો ઇચ્છા હતી કે આપને માંગરોળ લઇ જવા, પરંતુ આપની વૃદ્ધાવસ્થા જોતાં અમે સૌએ મળીને આપશ્રી અહીં જ સ્થિરવાસ રહો એવું વિચાર્યું છે. "

પૂજ્યશ્રીએ આ પ્રમાણે ચતુર્વિધ શ્રી સંઘનો એટલે કે સાધુ–સાધ્વી તથા શ્રાવક–શ્રાવિકાનો–સૌનો ગોંડલ જ સ્થિરવાસ કરવા વિષેનો આગ્રહ જોતાં વિ. સં. ૧૮૭૧ ચૈત્ર શુક્લા ૧૫ના દિવસે પૂર્વાપરની પરિસ્થિતિનો વિચાર કરી, ખાસ કોઇપણ કારણ ઉપસ્થિત

"મારા આત્મસ્વરૂપ સાધુ-સાધ્વી અને શ્રાવક-શ્રાવિકાઓ ! આપની સૌની ઇચ્છાને માન આપી અને મને પોતાને પણ વૃદ્ધ અને દિનપ્રતિદિન અશક્ત થતા આ દેહને જોઇ હવે વધારે કે ઓછો પ્રવાસ ખેડી શકાય એમ નહિ લાગતા મારુ શેષ જીવન-કોઇ ખાસ કારણ ઉપસ્થિત ન થાય તો-ગોડળમા સ્થિર થઇને વ્યતીત કરુ તેમ ઉચિત જણાતા ગોડલમા સ્થિર રહેવાનો મારો ભાવ પ્રદર્શિત કરુ છુ આ નિર્ણયથી રખે કોઇ સઘ એમ માને કે ગોંડળ પ્રત્યે મને વિશેષ ભાવ છે અને બીજા સઘો પ્રત્યે ઓછો ભાવ છે મારે મન તો સર્વે સઘો સમાન જ છે

"સૌની ઇચ્છા અને અભિપ્રાય જાણ્યા પછી જ ગોંડલ ચતુર્વિધ સઘના શ્રેયની દૃષ્ટિએ વિશેષ અનુકૂળ સ્થાન જણાયાથી મે પણ ગોડળ સ્થિરતાપૂર્વક રહેવાનુ ઠરાવ્યુ છે

ગુરુદેવનો સ્થિરવાસ સબધી નિર્ણય સાભળી સૌને સતોષ તથા હર્ષ થયો ત્યારબાદ પૂજ્યશ્રીની ધર્મોત્થાન તથા સઘોત્થાન સબધી ધર્મદેશના સાભળી-ધર્મ તથા સઘના ઉત્થાન માટે સક્રિય પ્રયત્ન કરવાનો નિશ્ચય કરી-સૌ છૂટા પડ્યા ગોડલના નર-નારીઓના હર્ષનો પાર ન હતો તેમનો આતરિક ઉલ્લાસ આજે સાગરતરગોની મફક ઊછળતો હતો પોતાના આગણે સ્થિરવાસ કરતા ગુરુદેવની તન-મન તથા હૃદયથી સેવા-સુશ્રુષા કરવાનો, ધર્મક્રિયા તથા ધાર્મિક કાર્યોનો લાભ લેવાનો જાણે સૌએ નિર્ણય કર્યો

બહારગામથી આવેલા શ્રાવકોએ ગુરુદેવને ભાવપૂર્વક વદના કરી, સુખશાતા પૂછી, શ્રાવક સઘની રજા મેળવી વિદાય લીધી.

× × ×

સ્થિરવાસ કર્યાં પછી પણ ગુરુદેવ પ્રતિદિન પ્રાતઃકાલમાં વ્યાખ્યાનવાણીનો લાભ જનસમાજને આપતા અને બાકીનો આખો દિવસ જ્ઞાન–ધ્યાનમાં, શાસ્ત્ર–સ્વાધ્યાયમાં, સાધુ–સાધ્વી તથા શ્રાવક–શ્રાવિકાના હિતચિંતનમાં, ધર્મસલાહ આપવામાં વ્યતીત કરતા:હતા.

વિ. સં. ૧૮૭૧નું ચાતુર્માસ ચાલી રહ્યું છે. ગોંડળને આંગણે જ્ઞાન–ધ્યાનની, ધર્મકરણીની, દાન–ધર્મની જાણે રેલ આવી હતી. ગોંડલમાં જાણે ધર્મોત્સવ ઊજવાઇ રહ્યો હતો. જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા તપના પ્રભાવથી જૈનશાસન દીપી રહ્યું હતું. આ સતધર્મનો લાભ જૈનો તેમજ જૈનેતરો ભક્તિભાવપૂર્વક લઇ રહ્યા હતા.

સૌરાષ્ટ્રમાં આજે ગોંડલ ખરેખર ભાગ્યશિરોમણિ ગણાતું હતું. ગોંડલના કીર્ત્તિમંદિર ઉપર જાણે સોનાનો કળશ ચડયો હતો.

આ પ્રમાણે હૃદયમાં ધર્મોત્સાહ વધારતું, કર્મદોષને કાપતું, ધર્મભાવનામાં વૃદ્ધિ કરતું, શાસનની શોભા વધારતું, પૂજ્યશ્રીની તથા સંઘની યશકીર્ત્તિ પ્રસરાવતું ગોંડળનું તે સ્મરણીય ચાતુર્માસ આનંદોલ્લાસપૂર્વક પૂર્ણ થયું.

× × ×

દિવસો વ્યતીત થવા લાગ્યા. પૂજ્યશ્રીના યશસ્વી શેષ જીવનમાં પણ અસમાધિ થાય તેવો અવાંછનીય પ્રસંગ ઉપસ્થિત થવાનો લખાયો હશે. પૂજ્યશ્રીના કેટલાક શિષ્યો–સાધુસંતો વચ્ચે છેલ્લા ત્રણચાર વર્ષ થયાં કંઇક મતભેદ ચાલતો હતો. પૂજ્યશ્રી પણ આ વાતથી અજ્ઞાત ન હતા, પરંતુ હવે તે મતભેદ ઉગ્ર બનતો જતો હોય–કડવાશના કારણરૂપ બનતો હોય–તેમ પૂજ્યશ્રીને લાગ્યું.

સાધુ-સંતો* વચ્ચે નજીવા કારણોસર મતભેદ ચાલતો હતો. આ મતભેદને નિર્મૂળ કરવા માટે પૂજ્યશ્રીએ પ્રયત્ન પણ કર્યો હતો. પૂજ્યશ્રીએ એક દિવસ શાસ્ત્રના નિયમાનુસાર સંતોને બોલાવીને પ્રેમપૂર્વક સમજાવતાં કહ્યું કે:

"મારા આત્મબંધુઓ ! આપણે તો માયાના બંધનો તોડી, સંસાર છોડી આત્મ-કલ્યાણ અર્થે નીકળ્યા છીએ. મુમુક્ષુ મુનિઓને મોહ કે રાગદ્વેષ વધારે તેવો મતભેદ ઊભો કરવો એ આપણને શોભે ખરું ? જો આપણે ભવતારિણી સાધુતાને અંગીકાર કર્યાં બાદ નજીવી મમતાની માયાજાળમા અટવાઈ જઈએ તો જે આત્મ-સાધના સાધવા માટે આપણે સંસારનો ત્યાગ કર્યો, કઠોર સાધુવ્રત અંગીકાર કર્યું તે ઇષ્ટસિદ્ધિને તો સાધી શકતા નથી.

"આત્મબંધુઓ ! આપણે જે શ્રમણપદ સ્વીકાર્યું છે તે આત્માની સાધના માટે લીધું છે તો પારસ્પરિક મતભેદમા, કલેશકંકાસમાં આત્મશક્તિને વેડફી દેવી તે આત્મસાધક શ્રમણોને માટે શોભાસ્પદ નથી. શ્રમણપદની સાર્થકતા તો ઉપશાન્તિ ધારણ કરવામા છે. મહાવીર ભગવાને પણ આપણને એ જ આજ્ઞા આપી છે કે.

जो उवसमइ तस्स अत्थि आराहणा, जो न उवसमइ तस्स नत्थि आराहणा, तम्हा अप्पणा चेव उवसमियव्वं स किमाहु भंते उवसमं । उवसमसारं सामण्णं । બૃહત્કલ્પ.

અર્થાત્–જે બીજાને ખમાવીને શાન્ત થઇ જાય છે તે સાધુ આત્માની-સાધુત્વની આરાધના કરી શકે છે પરંતુ જે બીજાને ખમાવતો નથી તે સાધુત્વની આરાધના કરી શકતો નથી. શા

* ગણેશજીસ્વામી, રામચન્દ્રજીસ્વામી તથા અન્ય સંતો વચ્ચે

માટે બીજાને ખમાવવું જોઇએ? એ પ્રશ્નના જવાબમાં ભગવાને ફરમાવ્યું છે કે-શ્રામણ્યનો-સાધુત્વનો સાર ઉપશાન્તપણું છે. એટલા માટે સાધુએ ઉપશાન્તવૃત્તિ ધારણ કરવી જોઇએ.

"આત્મબંધુઓ! ભગવાનની કલ્યાણ કરનારી આ વાણીને હૃદયમાં ધારણ કરો અને પારસ્પરિક ક્ષમાપના આપી થયેલી ભૂલોને ભૂલી જાઓ. એમાં જ આત્માનું કલ્યાણ રહેલું છે. ક્ષમાપના આપવાથી હૃદયને પશ્ચાત્તાપ અને કલેશકંકાસ મટી જાય છે. વૈરની શાન્તિ ક્ષમાથી જ થાય છે. તમે સૌ ક્ષમાભાવ ધારણ કરો અને પારસ્પરિક મતભેદને ભૂલી જઇ આત્મ-સાધનામાં તલ્લીન બનો.

"આપણા અંતરાત્મામાં જો મલિન ભાવની વૃદ્ધિ અને પુષ્ટિ કરવામાં આવે તો વસ્તુ, વસ્તુના ભાવ પ્રમાણે ઉપજે અને લય પામે અર્થાત્ તે સંયોગ-વિયોગરૂપે પરિણમે, પરંતુ તે નિમિત્તે બાંધેલાં કર્મો તો આપણા આત્માએ જ ભોગવવાં પડે. એટલા માટે તમને સૌ સંતોને મારે એ જ હિત-સલાહ આપવાની છે કે તમે વસ્તુતત્ત્વના સ્વરૂપને બરાબર સમજો અને રાગદ્વેષને વશીભૂત થઇ નજીવા કારણસર મતભેદને મહત્ત્વ આપો નહિ તેમજ તેને વધારે પણ નહિ; એમાં જ આત્માનું કલ્યાણ તથા ચતુર્વિધ શ્રી સંઘનું પણ કલ્યાણ રહેલું છે."

હિતબુદ્ધિએ પૂજ્યશ્રીએ આપેલી આ અમૂલ્ય શિક્ષાની તથ તેમની હિતસલાહની, પોતાની વાતને વળગી રહેનારા સંતો પ કંઇ અસર પડી નહિ. ખરેખર પ્રતાપી પૂજ્યશ્રીના યશસ્ જીવનમાં આ દુઃખદ પ્રસંગ હતો.

## પ્રકરણ ૨૬ : : ભાવિનું નિર્માણ

'यद्भावि तद्भविष्यति'–'कालस्य गहना गतिः'

સમય સમયનું કામ કરે છે. ભાવિના થએલ નિર્માણ ટાળી શકાતાં નથી. જેમણે જૈનશાસનના અભ્યુદય માટે, સાધુ-સમાજના ઉત્કર્ષ માટે તથા શ્રાવકસંઘના શ્રેય માટે અહોનિશ હિતકામના જ સેવી હતી એવા પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીને ગોંડલમાં સ્થિરવાસ કર્યા પછી આ વૃદ્ધાવસ્થાએ ગોંડળ છોડવું પડે તે કોણ કલ્પી શકે? પરંતુ જે કલ્પનાની બહારની વસ્તુ બનવા પામે તેનું નામ જ ભાવિનું નિર્માણ.

સાધુ-સાધુ વચ્ચેના મતભેદો વિશેષ ઉગ્ર થવા લાગ્યા અને પક્ષભેદો પડવા લાગ્યા. શ્રાવકો પણ પક્ષભેદમાં ખેંચાયા અને આ રીતે પક્ષભેદ પડતાં ચતુર્વિધ શ્રી સંઘમાં રાગદ્વેષનાં કારણો ઊભાં થવાં લાગ્યા.

ગુરુદેવ સમાજની આ વિષમ પરિસ્થિતિ જોઈ વિચારમાં પડયા. કોની ભૂલ છે? કોણ સાચું છે? કોને ઠપકો આપવો? વગેરે ચર્ચાસ્પદ વિષયોનું વિશ્લેષણ કરવાથી અને કાવાદાવાના

કાદવને ડહોળવાથી આ બગડતું જતું વાતાવરણ સુધરે તેમ જણાતું નથી. એટલે આ અવસ્થામાં તો સૌથી સારી વાત તો એ છે કે–સંસારવર્દ્ધક કષાયોમાં પડવા કરતાં પ્રેમભાવે રાગ-દ્વેષની પ્રવૃત્તિમાંથી છૂટા થવું. છૂટા થઇ જતાં જ રાગદ્વેષ સ્વતઃ શમી જશે અને સહવાસને લીધે ઊભા થતાં ક્લેશ–કંકાસનાં કારણો પણ સ્વતઃ નાબૂદ થશે.

આ પ્રમાણે વિચાર કરી એક દિવસ પૂજ્યશ્રીએ મતાગ્રહી સંતોને પોતાની પાસે બોલાવીને કહ્યું કેઃ "એક બીજા વચ્ચેના મતભેદો કોઇપણ ઉપાયે ટળી શકે એવા ન જ હોય તો આપણો બધાનો સંબંધ તો ધર્મનો છે. તમે આજ સુધી મારી આજ્ઞામાં તમારી ઇચ્છાપૂર્વક જ વિચરતા હતા. કોઇની પાસે બળજબરીથી આજ્ઞા પળાવી શકાતી નથી. ધર્મના રાજ્યમાં તો આજ્ઞા પ્રેમથી જ પળાવી શકાય. હવેથી મારી આજ્ઞા પ્રમાણે તમારાથી વર્તી શકાતું નથી તો તમારી જેવી ઇચ્છા. તમારા આત્માને સુખ ઊપજે તે રીતે વર્તો. મારી પાસે તો પ્રેમબળ સિવાય બીજું કોઇ બળ નથી."

ગુરુદેવની આ હિતસલાહની પણ કંઇ અસર થઇ હોય તેમ લાગ્યું નહિ. ખરેખર જ્યાં પોતાની જ વાતને પકડી રાખવાનું મમત્વ હોય છે ત્યાં સત્ય કથન પણ નિષ્ફળ નીવડે છે.

ગુરુદેવને પરિસ્થિતિનો પૂર્વાપર વિચાર કરતાં લાગ્યું કે–જ્યાં દિનપ્રતિદિન અસમાધિ વધતી જતી હોય, કષાયનું બીજા-રોપણ થતું હોય, કર્મબંધનનાં થર ચડતાં હોય, જ્યાં ધાર્મિક

ભાવનાનો લોપ થતો હોય અને ચતુર્વિધ શ્રી સઘનું શ્રય જોખમમા મુકાતુ હોય ત્યા વધારે વખત રહેવુ તે અશાન્તિરૂપ જણાય વળી સાધુઓમા પડેલા પક્ષભેદને કારણે શ્રાવકોમા પણ પક્ષો પડતા હોય તેમ જણાય છે કેટલાકના ભાવમા પણ ફેરફાર થએલો જણાય છે કેટલાક સાધુ-સતો મારી આજ્ઞામા રહેતા હતા તેઓ આજે સાથે રહેવા છતા આજ્ઞા માન્ય રાખતા નથી આ કારણે અન્ય સાધુ-સાધ્વીએ મતાગ્રહી આત્મબધુઓ પ્રત્યે દ્વેષભાવ સેવી કર્મ બાધી રહ્યા છે આ બધા અસમાધિ તેમજ અશાન્તિના કારણો છે, એટલા માટે આવા કારણોમાથી દૂર થવુ એ જ એક માત્ર શાન્તિનો તેમજ સમાધિનો ઉપાય છે

આ પ્રમાણે પૂજ્યશ્રીએ આત્મનિર્ણય કરી પોતાનો અતર્ગત ભાવ પોતાની આજ્ઞામા વર્તતા મુનિવરોને જણાવ્યો સર્વે સતોએ ગુરુદેવના આદેશને શિરોધાર્ય કર્યો અને પૂજ્યશ્રીને ખાત્રી આપતા કહ્યુ કે " ગુરુદેવ ! અમે તો આપશ્રીની આજ્ઞાનુસાર જીવનપર્યંત વર્તવાને તૈયાર છીએ અમે તો અમારુ જીવન આપની સેવામા સમર્પિત કર્યુ છે આપ નિશ્ચિત રહો આપશ્રીની ઇચ્છા હોય ત્યા વિહાર કરવાને અમે તૈયાર છીએ આપશ્રી આદેશ આપો એટલી જ વાર છે "

× × ×

ગુરુદેવે ગભીરભાવે મુનિવરોને અન્યત્ર વિહાર કરવાની તૈયારી કરવાનો આદેશ આપ્યો અને વિહારની વાત વિષે વિશેષ ઊહાપોહ ન થાય તેનો ખ્યાલ રાખવાની ચેતવણી આપી

ગુરુદેવની આજ્ઞાનુસાર મુનિવરોએ વિહાર કરવા માટે પૂજ્યશ્રી

માટે ડોળી તૈયાર કરી અને બીજે દિવસે પ્રભાતે પૂજ્યશ્રીને ડોળીમાં બેસાડી તે ધર્મસ્થાનકને* છોડી ગોમટા બાજુ વિહાર કર્યો.

સંતો પૂજ્યશ્રીને ડોળીદ્વારા લઇ અનુક્રમે ગોમટા પધાર્યા. તે વખતે ગોમટામાં દશાશ્રીમાળી વણિક રવજીરામ વગેરે જૈનોનાં ઘરો ઠીક પ્રમાણમાં હતાં તેમજ જૈનેતરોનાં ઘરો પણ સારા પ્રમાણમાં હતાં, એટલે પૂજ્યશ્રી થોડાં દિવસ ત્યાં રોકાવાનું ઉચિત ધારી સંતપરિવાર સહિત રોકાયા.

× × ×

પૂજ્યશ્રીના અન્યત્ર વિહાર કરી ગયાના સમાચાર ગોંડળના વાતાવરણમાં ફેલાતાં ગોંડળ શ્રી સંઘ ચિંતાસાગરમાં ડૂબી ગયો. આસપાસના સ્થળોમાં પણ આ ચિંતાજનક સમાચાર વીજળી વેગે પ્રસરતાં સંઘમાં વિશેષ ખળભળાટ ઉત્પન્ન થયો.

બીજા દિવસે ઉપસ્થિત થએલી પરિસ્થિતિ વિષે વિચાર કરવા માટે તથા ગોંડળ શ્રી સંઘની લાજ કેમ રાખવી તેનો વિચાર કરવા માટે ગોંડળના આગેવાન શ્રાવકો+ એકત્રિત થયા અને પ્રસ્તુત પ્રશ્નનું

* તે ધર્મસ્થાનક એટલે શ્રાવકસંઘને ધર્મધ્યાન–ધર્મક્રિયા કરવાનું ઠેકાણું–જે પાછળથી સંઘાણી ધર્મસ્થાનક ( ઉપાશ્રય ) તરીકે ઓળખાણું હતું. અને ત્યાંની નિશ્રાએ રહેનાર સાધુ–સાધ્વીજી, શ્રાવક–શ્રાવિકાઓનો ચતુર્વિધ સંઘ પણ તે નામે જ ઓળખાવા લાગ્યો.

+ એકત્રિત થએલ શ્રાવક–સંઘમાં નીચેના શ્રાવકો મુખ્ય હતા—

૧. કામદાર દામોદર દેવચંદ, ૨. શ્રી માવજી દેવકરણ. ૩. ગો[illegible] સંઘજી મંગળ, ૪. પીપરીયા વીરજી ગોરધન, ૫. સંઘાણી વાલજી વશ[illegible]

નિરાકરણ લાવવાની ગંભીર વિચારણા કરી. ગોંડળના શ્રાવકો, સાધુઓ વચ્ચે થોડા વખત થયાં ચડભડાટ ચાલતો હતો અને પરિણામે મનોમાલિન્ય પણ વધવા પામ્યું હતું એ બીના જાણતા હતા; પરંતુ એકાએક આવો ચિંતાજનક પ્રસંગ ઉપસ્થિત થશે એમ કોઈએ સ્વપ્નમાં પણ ધાર્યું ન હતું !

ગોંડળના શ્રાવક-સંઘની સ્થિતિ આ કારણે વધારે કફોડી બની જવા પામી હતી. ગુરુદેવ તો શાન્તિ અને સમાધાનની દૃષ્ટિએ ગોંડળ છોડી અન્યત્ર વિહાર કરી ગયા હતા પરંતુ આમાં ગોંડળ શ્રી સંઘની પ્રતિષ્ઠા શી ?

જે ગોંડળ શ્રી સંઘને પૂજ્યશ્રીએ વિ. સં ૧૮૪૫ માં ધર્મ-સમાજના કાર્યના મુખ્ય કેન્દ્રસ્થાન તરીકે મહત્ત્વપૂર્ણ માન આપ્યું હતું તથા જે ગોંડળ સંઘે જ ગોંડળમાં પૂજ્યશ્રીને સ્થિરવાસ રહેવાનો આગ્રહ કરવામાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો આજે તે જ ગોંડળ-ધર્મકેન્દ્રને છોડી પૂજ્યશ્રી અન્યત્ર વિહાર કરી ચાલ્યા

---

૬. કોઠારી રવજી લાધા, ૭. મો દી વણાગ, ૮. કચરા વાઘજી, ૯. છબા હંસરાજ, ૧૦. જદુ જેચંદ, ૧૧. વધા વસનજી, ૧૨. મેદી ખીમા કેશવજી, ૧૩. માધાણી અદરજી ગલુરા, ૧૪. કોઠારી ડોસા મીઠા, ૧૫. પારેખ મૂળજી હીરાજ, ૧૬ વોરા હરિદાસ પંચાણ, ૧૭ જેઠા પીતાંબર, ૧૮. હેમરાજ ભગવાન, ૧૯ ચીતલીયા મનજી કેશવજી, ૨૦. દોશી ગોકળ અમીચંદ, ૨૧ દોશી ભદવજી ગણા, ૨૨. જાદેરીયા ખેતા ડોસા, ૨૩. કચરા કરમશી, ૨૪. તળશી ગોવર્ધન, ૨૫. ગાંધી પીતાંબર ડાયા, ૨૬. મૂળજી જીવણ, ૨૭ ખીમા જીવણ, ૨૮. ખીમા કરસનજી, ૨૯. ભીમજી ડાયા, ૩૦. પીતાંબર પ્રેમજી, ૩૧. મૂળજી માવાણી આદિ.

થયા તેમાં ગોંડળના ચતુર્વિધ શ્રી સંઘનું ભૂષણ શું ? બહારના જગતમાં આ ઘટનાનો શો અર્થ થશે ? જગતમાં ગોંડળસંઘના વિવેક વિષે, જૈનધર્મના અનુરાગ વિષે કેવી કેવી કલ્પનાઓ થશે ? કાઠિયાવાડના સંઘોમાં ગોંડળ સંઘને નીચે જોવા જેવું નહિ થાય ? ગોંડળસંઘની ઉજ્જવલ ધર્મકીર્ત્તિને તથા તેની પ્રાપ્ત-પ્રતિષ્ઠાને બટ્ટો નહિ લાગે ?

આ બધી વાતો વિષે ઊંડો વિચાર કરી એકત્રિત થએલા ગોંડળના શ્રાવક-સંઘે છેવટે નિર્ણય કર્યો કે: ગુરુદેવને ગમે તે ભોગે ગોંડળમાં પાછા લાવવા અને સંઘવતી પૂજ્યશ્રીને વિનંતિ કરવા જવા માટે સૌ શ્રાવકોએ મળીને શ્રી દામોદર દેવચંદ કામદાર. માવજી દેવકરણ, ગોડા સંઘજીભાઇ મંગળ તથા પીપરીયા વીરજી-ભાઇ ગોવર્ધન-એ ચાર આગેવાન શ્રાવકોને નીમ્યા અને પૂજ્યશ્રીને ઊતરવા માટે નવાગઢમાં* દરબારી મકાનમાં+ ઉતારવાની ગોઠવણ કરવાનું ઠરાવવામાં આવ્યું.

આ સમય દરમ્યાન પોરબંદર, વેરાવળ, માંગરોળ, જામનગર,

---

* ગોંડળની નાની બજાર તરફનો બધો ભાગ ગોંડળ-નવાગઢ તરીકે ઓળખાય છે.

+ તે દરબારી મકાનને હાલમાં 'રામણાના ડેલા' તરીકે ઓળખવામાં આવે છે. આ 'રામણાનો ડેલો' ગોંડલ-નવાગઢ દેરાસર શેરીમાં છે. આ સ્થળે અમુક કાળ રહ્યા પછી દરબારની બારી-જે કામદાર દામોદર દેવચંદના મકાન પાસે આવેલ હતી-ત્યાં પણ અમુક સમય રહ્યા હતા. ત્યારબાદ ગોંડળ નવાગઢમાં શ્રાવકોએ ધર્મધ્યાન કરવા માટે લીધેલ સ્થાનમાં પૂજ્યશ્રી છેવટ સુધી બિરાજ્યા હતા.

જેતપુર વગેરે દૂર દૂર સ્થળોના શ્રાવક આગેવાનોને આ ખબર પડતાં તેઓ પણ આવી પહોંચ્યા. તે બધા સાથે મળી શ્રાવક-સમુદાય પૂજ્યશ્રીની સેવામા ગોમટા આવ્યો.

ગોમટાના શ્રાવક શ્રી રવજીરામે* આ શ્રાવકવૃંદનો અતિ સ્નેહભાવે ભાવભીનો સત્કાર કર્યો

બહારના શ્રાવકસમુદાયે ગોંડલની ઘટના વિષે દિલગીરી જાહેર કરી અને પૂજ્યશ્રીને જ્યાં સુખશાતા રહે તેવે સ્થાને પધરામણી કરવાની વિનંતિ કરી.

પરંતુ ગોંડળના શ્રાવક-સંઘે ગોમટામા એકત્રિત થયેલ સર્વે સંઘોને નમ્રતાપૂર્વક વિનંતિ કરી કે: "પૂજ્યશ્રી પુનઃ ગોંડળમાં જ પધારે એ માટે આપ સૌ અમારી વિનંતિમાં સાથ પુરાવો. આપ સૌ ઇચ્છતા હશો કે પૂજ્યશ્રીની આપને ત્યાં પધરામણી થાય તો ધર્મકરણીનો લાભ મળે પરંતુ ગોંડળ રહેવાની-સ્થિર થવાની વાત પહેલા નક્કી થઈ ગઇ છે. હવે ગોડલ-સંઘની પ્રતિષ્ઠા આપ સૌએ સાચવવાની છે."

બહારના શ્રાવક-સંઘોએ જવાબમા જણાવ્યુ કે: "ભાઇઓ! પૂજ્યશ્રીને જ્યા શાન્તિ-સમાધિનો ભંગ થતો જણાયો, જ્યાં રહેવાથી અસમાધિ વધતી જતી લાગી અને એ કારણે તેઓશ્રી ત્યાંથી અત્રે પધાર્યા તો હવે તેમને ત્યાં રહેવાનો આગ્રહ કરવો અસ્થાને છે. પૂજ્યશ્રીએ પણ ગોંડળ સ્થિરવાસ રહેવાની વાત જાહેર કરેલી ત્યારે પણ આવા કોઇ કારણુસર વિહાર કરવાની

*હાલ ગોમટામા રવજીરામનો ઉત્તરોત્તર પરિવાર પણ છે.

છૂટ રાખેલી. હવે તેમને જે રીતે સુખ-શાતા ઊપજે તે રીતે તેઓશ્રી કરે એમાં જ સૌનો આનંદ છે."

ગોંડળના શ્રાવકોએ પુનઃ આગ્રહ કરતાં કહ્યું કેઃ "ગોંડળમાં અમુક સંતો કે સાધ્વીઓ ગુરુદેવની આજ્ઞાને શિરોધાર્ય કરતા નથી તેમજ તેમના પક્ષમાં અમુક શ્રાવકો પણ ભળેલા છે અને તે કારણે અસમાધિનું વાતાવરણ ઊભું થયું છે એ વાત સાચી છે; પરંતુ એ કારણે પૂજ્યશ્રીનો અન્યત્ર વિહાર થવાથી ગોંડળના સેંકડો શ્રાવકો તથા શ્રાવિકાઓ કે જેમના હૃદયમાં ગુરુદેવ પ્રત્યે અપૂર્વ શ્રદ્ધાભાવ તથા ભક્તિભાવ છે તેમના દિલ અતિશય દુભાય છે તેનું શું ? વળી એક વાત એ પણ વિચારવા યોગ્ય છે કે–ગોંડળની (જે મુખ્ય કેન્દ્ર છે તેની) આ રીતે પ્રતિષ્ઠા જશે તો ચતુર્વિધ શ્રી સંઘનું આખું બંધારણ છિન્નભિન્ન થઈ જશે અને વાતાવરણ પણ વિકૃત બની જશે, એટલા માટે આ પ્રશ્ન વિષે દીર્ઘદર્શિતાપૂર્વક ઊંડો વિચાર કરી આપ સૌ કોઈ તોડ કાઢો અને સંઘનું શ્રેય થાય તેવું કોઈ નિરાકરણ કરો એવી અમારી વિનંતિ છે."

ગોંડળ સંઘની આ વાત ઉપર વિશેષ વાટાઘાટ તથા વિનિમય કરવા માટે સર્વે શ્રાવકો પૂજ્યશ્રીને વંદન કરી અન્ય સ્થળે એકત્રિત થયા અને પૂર્વાપર પરિસ્થિતિની ખૂબ જ ચર્ચા કર્યા બાદ બધા એકમતે એવા નિર્ણય ઉપર આવ્યા કેઃ પૂજ્યશ્રી ફરી ગોંડળ પધારે એમાં જ ચતુર્વિધ શ્રી સંઘની તથા જૈનશાસનની શોભા છે. આ પ્રમાણે નિર્ણય કરી સર્વે શ્રાવકોએ ત્યાંથી ઊભા થઈ, ગુરુદેવ પાસે આવી વિનંતિ કરી કેઃ "ગુરુદેવ ! બધી રીતે

પૂર્વાપર પરિસ્થિતિનો વિચાર-વિનિમય કરતાં અમને લાગ્યું છે કે આપ ફરી ગોંડળ પધારો એમાં જ સંઘની તથા શાસનની શોભા છે અને આપને અસમાધિનું કોઇપણ કારણ ઉપસ્થિત ન થવા દેવાની અહીં આવેલ શ્રાવક-સંઘ ખાત્રી આપે છે."

ગુરુદેવે શ્રાવક-સંઘની વિનંતિનો ગંભીરતાપૂર્વક જવાબ આપતા કહ્યું કે " સંઘવતી થએલી વિનંતિને હું માન્ય રાખું છું. તમે બધા વીતરાગમાર્ગના જાણકાર છો અને ધર્મપ્રેમી આત્માં છો. સકળ સંઘની ઇચ્છાને માન આપતા મને પણ આનંદ થાય છે.

"વીતરાગ દેવે પણ શ્રી સ્થાનાંગસૂત્રમાના ચોથા સ્થાનમાં ચાર પ્રકારના શ્રાવકોનુ વર્ણન કરેલ છે તેમાં પ્રથમ પ્રકારના ગુણસંપન્ન શ્રાવકોને *अम्मापियासमाणे* અર્થાત્ સાધુ-સાધ્વીઓના માતા-પિતા સમાન વર્ણવેલ છે. માતા-પિતા જેમ પોતાના બાળકોની સાર-સંભાળ રાખે છે તે જ પ્રમાણે શ્રાવકો તથા શ્રાવિકાઓ પણ સાધુ-સાધ્વીઓની સારસંભાળ રાખનાર છે. એટલું જ નહિ પરંતુ શ્રાવક-શ્રાવિકા અને સાધુ-સાધ્વી મળીને જ ચતુર્વિધ સંઘ થાય છે. એ સંઘની વ્યવસ્થા અર્થે થતા નિયમોપનિયમોનું પાલન નાનાથી માંડી મોટા સુધી-મહાપુરુષ ગણાતા સાધુવર્યે કે નાનામા નાના શ્રાવકે પણ-પાળવા જ જોઇએ. એમાં જ સંઘ-શાસનની શોભા છે અને ધર્મની પ્રગતિ છે. એટલે સંઘે મળીને સંઘશ્રેય માટે કરેલો નિર્ણય મને માન્ય છે, પરંતુ તમારે પણ મારી એક વાત સ્વીકારવી પડશે."

શ્રાવકોએ હાથ જોડી કહ્યું કે " ગુરુદેવ ! એ આપ શું બોલ્યા ? આપની કોઇ પણ આજ્ઞા અમને શિરસાવંદ્ય છે-મંજૂર છે."

ગુરુદેવે ગંભીરતાપૂર્વક કહ્યું કે: "મારી એક જ વાત છે અને તે એ છે કે-જે કારણે મારે ગોંડળ છોડવું પડેલ તે સંબંધી કોઇ પણ જાતની રાગદ્વેષભરી હીલચાલ થવી ન જોઇએ પરંતુ બનેલી બીનાને ઉદારભાવે જતી કરી દેવી. બસ મારી આ એક જ શરત છે."

ગુરુદેવના હૃદયની આવી વિશાળતા તથા ઉદારતા જોઇ શ્રાવક-સંઘને પૂજ્યશ્રી પ્રત્યે વિશેષ પૂજ્યભાવ પ્રગટ્યો અને સૌ તેમની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરવા કબૂલ થયા.

× × ×

પૂજ્યશ્રી શ્રાવક સંઘને સંઘધર્મનો મર્મ સમજાવી રહ્યા હતા ત્યાં રથની ઘુઘરમાળ વાગતી સાંભળી સૌને આશ્ચર્ય થયું. શ્રાવકોમાંના કેટલાકે બહાર આવી જોયું તો રથમાંથી કોઇ બહાર નીકળી ધર્મસ્થાનક તરફ આવી રહ્યું હતું.

આ હતા ગોંડળના રાજમાતાજી !*

પૂજ્યશ્રીએ ગોંડળમાંથી અન્યત્ર વિહાર કર્યો છે એવા સમાચાર જ્યારે તેમના જાણવામાં આવ્યાં ત્યારે તેમને પારાવાર દુઃખ થયું. આવા સંતશિરોમણિ મહાત્મા ગોંડળને છોડી બીજે જાય,

---

*દરબારશ્રી કનુજીસાહેબના માતુશ્રી "વ્રજકુંવરબા" નામે હતા. તેઓશ્રીના જૂની માતાજીનું નામ "કસીબા" હતું અને તેઓશ્રીના પિતાશ્રીના મોટાભાઇ "મૂળુજીસાહેબની" રાણી "અદીબા" કરીને હતા. આ ત્રણમાંથી કોઇ એક રાજમાતા છે. પરંતુ બનતાં સુધી "અદીબા" કે "કસીબા" બેમાંથી એક હોવાનો સંભવ છે. (ગણેશજીસ્વામીની બીનામાં પણ આ બન્ને નામ આવે છે. જુઓ પરિશિષ્ટ ત્રીજું)

તે ગોંડળના દુર્ભાગ્ય નહિ તો બીજું શું ? સંતસમાગમ અને સન્તદર્શનનો લાભ કંઈ ઓછો છે ? ગોંડળના તો એ સદ્‌ભાગ્ય હતાં કે આવા મહાપુરુષનો લાભ તેને મળી રહ્યો હતો. એ ધર્મલાભ આપનાર સંતશિરોમણિ–એ પારસમણિ હાથમાંથી જાણે છૂટી જતો હોય તેમ રાજમાતાને લાગ્યું. તેમણે પૂજ્યશ્રીની પાસે જઈ ગોંડળ ફરી પધારવાની વિનંતિ કરવાનો અને તેમનાં પાવન દર્શન કરવાનો નિર્ણય કર્યો અને રાજ્યના એક કાર્યકર કે જેઓ જૈન હતા તેમને પોતાના મનોભાવ જણાવ્યા જ્યારે તેમને ખબર પડી કે પૂજ્યશ્રીને વિનવવા શ્રાવકો ગોમટા ગયા છે ત્યારે તેમણે પણ તે જ વખતે ગોમટા જવા માટે પ્રયાણ કર્યું.

ધર્મસ્થાનકમાં આવી રાજમાતાએ પૂજ્યશ્રીનાં દર્શન કર્યાં અને ગોંડળ પુનઃ પધારવાની આગ્રહભરી વિનંતિ કરી.

સંઘ સંઘના આગેવાનોએ રાજમાતાજીને કહ્યું કે " અમે પણ એ અર્થે જ આવ્યા છીએ અને હર્ષની વાત છે કે પૂજ્યશ્રીએ પણ પુનઃ ગોંડળ પધારવાની વિનંતિ માન્ય રાખી છે "

આ શુભ સમાચાર સાંભળી રાજમાતાને અનહદ આનંદ થયો. ગોંડળના ભાગ્ય શુભરૂપે ફરતાં તેમને દેખાયાં.

ગોમટાના શ્રાવકોએ રાજમાતાને શોભે તેવો આતિથ્યસત્કાર કર્યો અને માતાજી ઉલ્લાસભર્યા વદને પાછા ગોંડળ આવ્યા.

બીજે દિવસે પૂજ્યશ્રીએ પોતાના સંત-પરિવાર સાથે ડોળાથી ગોંડળ તરફ વિહાર કર્યો. ગોંડળના શ્રાવકો તથા બહારગામના આવેલા શ્રાવકો પણ ગોમટાથી પૂજ્યશ્રીની સાથે આવ્યા.

પૂજ્યશ્રી પુનઃ ગોંડળ પધારે છે તે શુભ સમાચાર પ્રસરતાં ગોંડળનું આકાશ જાણે ફરી ચમકી ઊઠ્યું. લોકોના આનંદનો પાર ન હતો. આજે ગોંડળનો ભાગ્યોદય થયો હતો.

પૂજ્યશ્રીનો ભાવભીનો સત્કાર કરવા માટે ગોંડળનો જન-સમૂહ ઉલટ્યો. ગુરુદેવને સન્માનપૂર્વક ગોંડળ પધરાવ્યા અને પૂજ્યશ્રી તથા સંતો દરબારી ડેલામાં આજ્ઞા લઈને ઊતર્યા.*

બહારથી આવેલા શ્રી સંઘોનો પણ ગોંડળ શ્રી સંઘે ખૂબ આદરસત્કાર કર્યો. આવેલા શ્રાવકો બે ત્રણ દિવસ પૂજ્યશ્રીની વ્યાખ્યાનવાણી તથા દર્શનનો લાભ લઈ યથાસ્થાને ગયા.

---

*પૂજ્યશ્રીની આજ્ઞામાં વર્તનાર સાધુ-સાધ્વીજીઓ ઉત્તરોત્તર પૂજ્ય ડુંગરસિંહજીસ્વામીના પરિવારમાં ગણાય અને શ્રાવક-શ્રાવિકાઓ ગોંડળ નવાગઢ-મોટા સંઘ તરીકે ઓળખાય છે અને તે ચતુર્વિધ સંઘ ગોંડલ સંઘાડાના સંઘ તરીકે પણ ગણાય છે. ગોંડળ નવાગઢ ધર્મસ્થાન શ્રાવકોએ પોતાને ધર્મક્રિયા કરવા માટે વિ. સં- ૧૮૭૩માં વસાવ્યું. પછી તેનો ૧૯૦૩-૧૯૦૪માં સુધારો કર્યો હતો અને એમ સુધારોવધારો થતાં છેલ્લો સુધારો ૧૯૪૫માં થયો.

## —પ્રકરણ ૨૭ મું ::: જાગ્રત-જીવન—

जो पुव्वरत्तावररत्तकाले, संपेहए अप्पगमप्पएणं ।
किं मे कडं किं च मे किच्चसेसं, किं सक्कणिज्जं न समायरामि ॥

किं मे परो पासइ किं च अप्पा, किं वाऽहं खलिअं न विवज्जयामि ।
इच्चेव सम्मं अणुपासमाणो, अणागयं नो पडिबंध कुज्जा ॥

जत्थेव पासे कइ दुप्पउत्तं, काएण वाया अदु माणसेणं ।
तत्थेव धीरो पडिसाहरिज्जा, आइन्नओ खिप्पमिव क्खलीणं ॥

जस्सेरिसा जोग-जिइंदियस्स, धिईमओ सप्पुरिसस्स निच्चं ।
तमाहु लोए पडिबुद्धजीवी, सो जीअइ संजमजीविएणं ॥

अप्पा खलु सययं रक्खियव्वो, सव्विंदिएहिं सुसमाहिएहिं ।
अरक्खिओ जाइपहं उवेइ, सुरक्खिओ सव्वदुहाण मुच्चइ ॥

–દશવૈકાલિક ચૂલિકા ૨, શ્લો. ૧૨–૧૬

અર્થાત્ રાત્રિના પ્રથમ અને અંતિમ પ્રહરમાં હંમેશાં પોતાની જાતનું નિરીક્ષણ કરવું કે "મેં શું કર્યું છે, મારે હજુ શું કરવાનું બાકી છે, મારાથી થાય તેવું હું શું નથી કરતો, કયો

દોષ બીજાઓ મારામાં જુએ છે; કયો દોષ મને પોતાને દેખાય છે, અને કયો દોષ હું જાણવા છતાં ત્યાગતો નથી ? "

આ જાતનું બરાબર આત્મ-નિરીક્ષણ કરનારો સાધુપુરુષ આગામી દોષોનું નિવારણ કરી શકે છે. જે બાબતમાં તેને મન, વાણી, કાયાથી ક્યાંક દુરાચરણ થયેલું લાગે, તે બાબતમાં તે તરત પોતાની જાતને ઠેકાણે લાવી દે-જાતવાન અશ્વ લગામની સૂચનાને ઝટ સ્વીકારી ઠેકાણે આવી જાય છે તેમ.

જે જિતેન્દ્રિય અને ધૃતિમાન સાધુપુરુષ આ પ્રમાણે આત્મ-નિરીક્ષણની પ્રવૃત્તિ કરે છે તે જગતમાં 'જાગ્રત-સાધુપુરુષ' છે; અને તે જ સાચું સંયમી-જીવન જીવે છે એમ કહેવાય.

સર્વ ઇન્દ્રિયોને વિષયોમાંથી નિવૃત્ત કરી, આત્માનું નિરંતર રક્ષણ કર્યા કરવું જોઇએ; કારણ કે તેનું જો રક્ષણ ન કર્યું તો તે જન્મ-મરણને માર્ગે વળે છે; અને તેનું બરાબર રક્ષણ કર્યું હોય તો તે સર્વ દુઃખોમાંથી મુક્ત થાય છે.

× × ×

ગોંડળમાં સ્થિર થયા બાદ પૂજ્યશ્રી આંતર-જીવનને વધારે પડતું ઢંઢોળવા લાગ્યા. આત્મસાધનામાં તલ્લીન બની જીવન-જાગૃતિ માટે સતર્ક-સાવધાન રહેવા લાગ્યા. ચતુર્વિધ શ્રી સંઘને ધર્મમાર્ગે લઇ જવાની તેમના માથે મોટી જવાબદારી રહેલી હતી પરંતુ જીવન-સંધ્યાના સમયે આત્મ-નિરીક્ષણ કરી જીવનશુદ્ધિ સાધવાનો અને જીવન-જાગૃતિનો વિજયસંદેશ સમસ્ત સંઘને સંભળાવવાનો અવસર આવી પહોંચ્યો છે એમ જાણી

તેઓશ્રી સમાધિભાવ ધારણ કરી આત્મશાન્તિપૂર્વક શાસ્ત્ર-સ્વાધ્યાય, આત્મ-ચિંતન તથા આત્મશુદ્ધિ પરત્વે વિશેષ ધ્યાન આપવા લાગ્યા. અને વિનય, શ્રુત, તપ અને આચારની જેટલી આરાધના વિશેષ પ્રમાણમાં થઇ શકે તેટલી કરવા લાગ્યા. સદ્ધર્મ એ જ જીવનશ્રેયસ્કર પરમ તત્ત્વ છે એટલા માટે પૂજ્યશ્રી સદ્ધર્મની સમ્યગ્ આરાધના કરવામાં વિશેષ જાગૃતિ સેવવા લાગ્યા.

धम्मारामे निरारम्भे, उवसन्ते मुणी चरे ।

उत्तरा० अ० २, गा. १५

અર્થાત્ જ્યાં કોઇ પ્રકારનો આરંભ-સમારંભ કરવામાં આવતો નથી એવા ધર્મરૂપી બગીચામાં મુનિવરોએ ઇન્દ્રિયોને શાન્ત કરી વિચરવું જોઇએ.

આ પ્રમાણે પૂજ્યશ્રી આત્મધર્મની આરાધના કરવાની સાથે પોતાની આજ્ઞામાં રહેતા સાધુ-સાધ્વીઓને તથા શ્રાવક-શ્રાવિકાઓને પણ ધર્મારાધના કરવાની પ્રેરણા આપ્યા કરતા હતા

× × ×

પૂજ્યશ્રી ગોંડળ ફરી પધારીને સ્થિર થયા છે એવા શુભ સમાચાર મળવાથી દૂર દૂરના સ્થળોએથી પૂજ્યશ્રીને વંદન કરવા શ્રાવકોના ટોળેટોળાં ગોંડળમાં ઊતરવા લાગ્યા. આજની માફક રેલ્વેટ્રેનની ત્યારે સગવડતા ન હતી છતાં અનેક દિવસોના ગાડાના રસ્તા કાપી લોકો આવવા લાગ્યા. આ રીતે પૂજ્યશ્રીના સ્થિરવાસ દરમ્યાન અનેક શ્રાવક-શ્રાવિકાઓ કાઠિયાવાડથી તો ઠીક પરંતુ કચ્છ અને ગુજરાતના શ્રાવકો પણ પૂજ્યશ્રીના દર્શનનો તથા તેમની પ્રેરક ધર્મવાણીનો લાભ લેવા માટે આવવા લાગ્યા.

વિ. સં. ૧૮૭૪ માં કાર્તિક શુક્લામાં કચ્છ-મુંદ્રાના તથા માંડવી બંદરના શ્રાવક-શ્રાવિકાઓ પૂજ્યશ્રીના દર્શન તથા ધર્મલાભ માટે ગોંડળ આવેલા. તેઓએ તન, મન, ધનથી પોતે ધર્મનો મહાન્ લાભ ઉઠાવ્યો અને જૈનધર્મની પ્રભાવના પણ સારી રીતે કરી.

મુંદ્રાના શ્રાવક શ્રી દેવકરણ શામજીએ તથા માંડવીના શ્રાવક શ્રી વાઘજી ભાણજીએ ગોંડળ નવાગઢ* ધર્મ-સ્થાનકને સમય પ્રમાણે સારી ભેટ પણ આપી હતી.

આ રીતે દૂર-દૂરના નગરો તથા ગ્રામોમાંથી શ્રાવક-શ્રાવિકાઓ પૂજ્યશ્રીને વાંદવા અવારનવાર આવ્યા કરતા હતા.

પૂજ્યશ્રી પોતાની વૃદ્ધાવસ્થાને નહીં ગણતા સદાને માટે જ્ઞાન-ધ્યાન, તપ-ત્યાગ તથા વ્યાખ્યાન-વાણીમાં તન્મય રહેતા હતા. પોતાની આજ્ઞામાં રહેતા સંત-શિષ્યોને સૂત્રોના જ્ઞાનની વિવિધ પ્રકારની સમજુતી આપી વાચના આપતા અને એ રીતે સંતોને શાસ્ત્રના અભિલાષી તથા અભ્યાસી બનાવતા હતા.

જે પ્રમાણે પૂજ્યશ્રી સંતોને શાસ્ત્રના ચારે અનુયોગપૂર્વકની કેળવણીથી કેળવી રહ્યા હતા તે જ પ્રમાણે પ્રસંગોપાત્ત સાધ્વીઓને પણ શેષકાળ તથા ચાતુર્માસ દરમ્યાન સુયોગ મળતો તો તેમને પણ પોતે સૂત્રની વાચના આપતા અને હિતભરેલી ધર્મશિક્ષાઓથી શિક્ષિત બનાવતા હતા.

સાધ્વી-સમુદાયમાં બાળબ્રહ્મચારિણી મહાસતીજી માનકુંવરબાઇ

* ગોંડળમાં મોટાસંઘને ધર્મધ્યાન, ધર્મક્રિયા કરવાનું જે ધર્મસ્થાનક (ઉપાશ્રય) છે તે બાજુના ભાગને નવાગઢથી ઓળખવામાં આવે છે.

આર્યાજીને ધર્મશિક્ષાથી કેળવવા માટે પ્રસગે પ્રસગે તેમણે ઘણી જ મહેનત લીધી હતી અને શાસ્ત્રાભ્યાસ, સયમ-સાધના વ્યાખ્યાન-વાણીમા તથા જ્ઞાનવૃદ્ધિમા મહાસતીજીની પ્રતિભા તથા તેજસ્વિતા વિશેષ પ્રગટે અને સમાજને જ્ઞાનલાભ વિશેષ મળે એ દૃષ્ટિએ પૂજ્યશ્રીએ ઘણીવાર ચાતુર્માસના સ્થળમા સાથે રાખી તેમને સારી રીતે ધર્મશિક્ષાથી કેળવી, એક પ્રતિભાસપન્ન, તેજસ્વિની આદર્શ સાધ્વીજી બનાવ્યા હતા

પૂજ્યશ્રીના પરિચયના પરિણામે બા બ્ર મહાસતી માનકુવરબાઈ આર્યાજીમાં પૂજ્યશ્રીના ધીરતા, ગભીરતા, ઉદારતા, નિ સગતા, સૂત્રારાધના આદિ સદ્‌ગુણો ઊતર્યા હતા વેલબાઈ મહાસતીજી પણ પૂજ્યશ્રીની જાતીય દેખરેખ તથા સાવધાનીથી શાસ્ત્રજ્ઞાનમાં કુશળ બની શકયા હતા આ જ પ્રમાણે પૂજ્યશ્રીએ સ્વ-શિષ્યો ઉપરાત પ્રશિષ્યો આદિ સતપરિવારને તથા આર્યાજીના સાધ્વી-પરિવારને પરિશ્રમપૂર્વક શાસ્ત્રજ્ઞાન આપી સુસસ્કારી, શાસ્ત્ર તથા જીવનના ઊડા અભ્યાસી બનાવ્યા હતા

માત્ર પોતાના જ શિષ્ય-પરિવારની જ નહિ પરંતુ સમસ્ત સયમધારી સતો અને આર્યાજીઓ પોતાના આત્માનુ કલ્યાણ કેમ સાધી શકે અને શ્રાવક-શ્રાવિકાઓ તથા અન્ય ભવ્યાત્માઓ પણ પોતાના જીવનનો વિકાસ કેમ સાધી શકે ? એમના જીવન-વિકાસમાં પોતે સહાયભૂત કેમ થઈ શકે ? એ લક્ષ્યબિન્દુને દૃષ્ટિ સમક્ષ રાખી તેઓશ્રી હમેશા ચિંતન કરતા અને યથાસમયે આત્મબોધ પણ આપતા

શ્રી ચતુર્વિધ સંઘના ધર્મકાર્યની વ્યવસ્થા કરવામાં કે અન્ય કોઇ ધાર્મિક કાર્ય પરત્વે ક્યારેક વિવેકહીન માનવીના જીવન-પ્રસંગમાં પણ આવવું પડતું. કોઇક વાર કોઇના કર્ણકટુ શબ્દો પણ સાંભળવા પડતાં. આવા પ્રસંગે ગુરુદેવ હમેશાં હસતું મુખ રાખી સામાને સાંભળી લેતા અને તેમની કટુતાને અમૃત માની ગળી જતા. 'ગમ ખાવી' અને 'શાન્તિ સ્થાપવી' એ તેમનો જીવનમંત્ર હતો. આમ છતાં ક્યારેક સામી વ્યક્તિ વધારે ઉગ્ર બની જતી તો પૂજ્યશ્રી શાસ્ત્રના વાક્યોથી તેને હિતભરેલી સલાહ આપતા અને તેને શાન્ત કરવાનો પ્રયત્ન કરતા. બનતાં સુધી તેને શાન્ત કરી, તેણે પોતે ભૂલ કરી છે તેની પ્રતીતિ કરાવી, ફરી ભૂલ ન થાય તેની સાવચેતી આપતા.

આ પ્રમાણે અપકારનો બદલો ઉપકારથી વાળવાની મહાપુરુષોની નીતિને ચરિતાર્થ કરતા નીચેના કાવ્યના આદર્શને જાણે પૂજ્યશ્રીએ પોતાના જીવનમાં વણી લીધો હોય તેમ જણાઇ આવતું.

'સજ્જન ચિત્ત કછુ ના ધરત, દુર્જન જન કે બોલ;
પત્થર મારો આંબ પે, તઉ ફલ દેત અમોલ.
સજ્જન એૈસો ચાહિયે, જૈસો મોકો દૂધ;
અવગુન ઉપર ગુન કરે, તો જાનો કુળ શુદ્ધ.'

**ભાવાર્થ**–સજ્જનો–સત્પુરુષો ક્યારેય દુષ્ટ મનુષ્યના વચનને મનમાં લાવતા નથી. આંબાના ઝાડ ઉપર પત્થર મારવામાં આવે પણ તે તો તમને અમૃત સમાન મીઠું ફળ જ આપશે. જે પ્રમાણે

માતાનું દૂધ અવગુણ ઉપર પણ ગુણકારી નીવડે છે તે પ્રમાણે સત્પુરુષો પણ અપકાર ઉપર ઉપકાર કરે છે. આ ખાનદાનીની નિશાની છે

સાધુચર્યામાં સતત સાવધાની સેવતા આ સંતમહાપુરુષ પોતાની દિનચર્યા અને રાત્રિચર્યાનું પર્યન્વેષણ કરી પોતાના જીવનને તાવી જોવાનુ કયારે ય ભૂલતા નહિ જીવનશુદ્ધિ માટે તેઓશ્રી સતત જાગૃતિ સેવતા આત્મનિરીક્ષણ કરી તેઓશ્રી આત્મશોધન કરતા અને થએલા દોષોનુ નિવારણ કરવામા સદૈવ તત્પર રહેતા હતા.

પોતાના અનુગામી સંતોને, સાધ્વીઓને, શ્રાવક–શ્રાવિકાઓને આત્મહિતના માર્ગે ચડાવનાર–સત્ય રસ્તે દોરનાર પોતે તો કયાય ભૂલતા નહોતા ને? આચાર્યનુ બિરુદ ધરાવનાર કોઇને કયારે ય અન્યાય તો કરી બેસતા નહોતા ને? કોઇને ભૂલ વિના ઉપાલભ આપતા તો નહોતા ને? અનાયાસે કોઇના આત્માને રાગદ્વેષ ઊપજાવતા તો નહોતા ને? આવી અનેક સામાન્ય જણાતી વાતોની પણ આત્મસાક્ષીએ ચકાસણી કરતા અને પૂર્વાપર વિચાર કરી ભૂલથી પણ કોઇની લાગણી ન દુભાય તે માટે સાવચેત રહેતા આમ છતા છદ્મસ્થ સહુ કોઇ ભૂલને પાત્ર છે એવુ સમજનાર પોતે કયારેક ખ્યાલ વિના ભૂલવશ થઇ જતા અને તે ભૂલ જ્યારે તેઓશ્રીના ખ્યાલમાં આવી જતી ત્યારે તેઓ સંતો, સાધ્વીઓ તથા શ્રાવક–શ્રાવિકાઓ સમક્ષ પોતાની ભૂલને કહી,બતાવી, આલોચી, નિંદી અને પ્રતિક્રમણ કરી પ્રાયશ્ચિત્તદ્વારા શુદ્ધિ કરી લેતા હતા પૂજ્યશ્રીના આત્માની આ કેટલી બધી નિર્દોષતા તથા

ા હતી તે આ ઉપરથી જાણી શકાય છે.

દાચ પોતાના સાધુ-સાધ્વીઓમાં કોઇની ભૂલ થઇ જતી આનુસાર તેમને સમજાવતા, કબૂલાવતા અને યોગ્ય ત આપી તેમના આત્માને શુદ્ધ કરતા અને સાધુ-સંતો ધ્વીઓ પણ પોતાની ભૂલો થતી તો ગુરુદેવની સમક્ષ રી લેતા અને પૂજ્યશ્રી શાસ્ત્રાનુસાર જે પ્રાયશ્ચિત્ત આપતા ધાર્ય કરી લેતા અને આત્મશુદ્ધિ સાધતા.

રેખર વિશુદ્ધભાવે પ્રાયશ્ચિત્ત લેનાર તથા પ્રાયશ્ચિત્ત આપ-ને આત્મશુદ્ધિના સાધક છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

। णं पायच्छित्तं पडिवज्जमाणे मग्गं मग्गफलं च विसोहेइ

-વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત લેનાર જીવ કલ્યાણમાર્ગ તથા તેના વેશોધન કરે છે. પ્રાયશ્ચિત્તથી જીવાત્માને શો લાભ પ્રાપ્ત ? તે વિશે ભગવાને પણ ફરમાવ્યું છે કે—

ायच्छित्तकरणेणं पावकम्मविसोहिं जणयइ, निरइयारे भवइ, सम्मं च णं पायच्छित्तं पडिवज्जमाणे मग्गं च लं च विसोहेइ, आयारं च आयारफलं च आराहेइ ।

—उत्त० २९-१

મર્થાત્-પ્રાયશ્ચિત્ત કરવાથી પાપની વિશુદ્ધિ થાય છે અને અતિચારોથી રહિત થવાય છે; અને શુદ્ધ મનથી પ્રાયશ્ચિત્ત રીને જીવાત્મા કલ્યાણના માર્ગ અને તેના ફળની વિશુદ્ધિ તથા ક્રમથી ચારિત્ર અને તેના ફળ( મોક્ષ )ને પ શકે છે.

આ પ્રમાણે પૂજ્યશ્રી પ્રાયશ્ચિત્તદ્વારા પોતાનું તથા પોતાના સંતપરિવારનું જીવન શુદ્ધ બનાવતા. સાધુઓ તથા સાધ્વીઓની થયેલી ભૂલો કે તેની વિશુદ્ધિ માટે આપવામાં આવેલું પ્રાયશ્ચિત્ત યોગ્ય સાધુ સિવાય (જેમને ભવિષ્યમાં આચાર્યપદની પદવી આપવી હોય તેવા ગુણવાન યોગ્ય સાધુ) કોઇને જાણ કરતા નહિ, જાહેરમા તેની ટીકા કરતા નહિ તેમજ પ્રત્યેક સાધુ-સાધ્વીઓનું ચારિત્ર પાલન નિરતિચારપણે થાય તે માટે પૂજ્યશ્રી ખૂબ જ ખ્યાલ રાખતા. સંયમ-પાલન પરત્વે પૂજ્યશ્રી ખૂબ જ જાગૃતિ સેવતા. પૂજ્યશ્રીનું દિલ સાગરસમ વિશાળ અને ગંભીર હતું,

આહાર, વસ્ત્ર, પાત્ર અને સ્વાધ્યાયના નિમિત્તરૂપ પુસ્તક અંગે જે પ્રકારે જે જે સંતોનુ તથા સાધ્વીઓનું ધ્યાન રાખવુ ઘટે તે પ્રમાણે પૂજ્યશ્રી ખાસ ખ્યાલ રાખતા અને જેઓ શાસ્ત્રાભ્યાસમા આગળ વધ્યા હોય કે જેઓ સમાજ તથા શાસનોન્નતિમાં આગળ વધ્યા હોય કે વધે તેવા હોય તેમનું વિશેષ ધ્યાન રાખતા અને તપસ્વી, ધ્યાની મહાત્માઓની આત્મ-શાન્તિ કેમ જળવાય તેનો ખ્યાલ રાખી દરેક પ્રકારની વ્યવસ્થા કરવાની પૂજ્યશ્રી ચીવટ રાખતા. પૂજ્યશ્રીની સમયસૂચકતા તથા વિચક્ષણતા ખરેખર અપૂર્વ હતી.

પૂજ્યશ્રી ગોંડળમા સ્થિર બિરાજમાન હોવા છતાં ચે ત્યાંથી અનેક શ્રી સંઘોની ગતિ-વિધિ નિહાળતા અને ચતુર્વિધ શ્રી સંઘમાં ધર્મોદ્યોત તથા ધર્મજાગ્રતિ વિશેષ કેમ થાય તેનો અહર્નિશ ખ્યાલ રાખી યોગ્ય સૂચનાઓ પણ આપતા.

પૂજ્યશ્રીએ ચતુર્વિધ સંઘમાં ધર્મપ્રેમ કેમ વધે ? સંતો

પ્રત્યે શ્રાવક-શ્રાવિકાઓનું બહુમાન-સેવાભક્તિ કેમ વધે? શ્રાવક-શ્રાવિકાઓ જીવાદિ તત્ત્વોના જ્ઞાનને શી રીતે પામે? આત્મશ્રદ્ધાવાળા, ષડ્દ્રવ્યોના જ્ઞાતા તથા વ્રતપાલનમાં દૃઢ, સદ્દેવ, સદ્ગુરુ અને સદ્ધર્મ-જૈન ધર્મ પ્રત્યે અટલ શ્રદ્ધાશીલ, દૃઢધર્મી તથા શ્રાવકનાં ગુણોથી વિભૂષિત કેમ બને? એ માટે જીવનપર્યંત સતત પ્રયત્ન કર્યો હતો.

જૈનોની માફક જૈનેતરોમાં પણ દયા, દાન, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, તૃષ્ણાનિરોધ આદિ સામાન્ય નીતિધર્મનો ઉપદેશ આપી જૈનેતરોમાં પણ જૈન ધર્મ પ્રત્યે અભિરુચિ પેદા કરી હતી.

આમ ચતુર્વિધ શ્રી સંઘની સેવામાં પૂજ્યશ્રીએ પોતાનું જીવન સમર્પ્યું હતું અને સ્થિરવાસ કર્યા પછી પણ સંઘ-શાસનના અભ્યુદય માટે તેઓશ્રી સદા ચિંતન, મનન તથા યથાશક્ય પ્રયત્ન કરતા હતા.

આ પ્રમાણે પૂજ્યશ્રી ધર્મ તથા સમાજની ઉન્નતિનાં કાર્યો કરવાની સાથે આત્મોન્નતિની સાધના કરવામાં સતત જાગ્રત રહેતા હતા. જિનાજ્ઞા અનુસાર તેઓશ્રી સાધુ-સમાચારીનું યથાવિધિ પાલન કરતા હતા તથા શાસ્ત્ર-સ્વાધ્યાય, તપ-ત્યાગ, જ્ઞાન-ધ્યાન આદિમાં તલ્લીન રહેતા હતા. જિન-પ્રવચનમાં તેમને અપૂર્વ શ્રદ્ધા હતી. तमेव सच्चं निस्संकियं जं जिणेहिं पवेइयं-વીતરાગભાષિત શાસ્ત્રો જ પ્રમાણભૂત છે, તે જ સત્ય અને નિઃશંકિત છે એવી તેમની આત્મશ્રદ્ધા હતી. જિન ભગવાનની વાણીનું ચિંતન, મનન તથા નિદિધ્યાસન કરવામાં તથા તેને જીવનમાં ઉતારવાથી આત્મકલ્યાણ થઈ શકે એવી તેમની ખાત્રી હતી. અને એટલા જ માટે શાસ્ત્ર-

સ્વાધ્યાય કરવામાં જ નિમગ્ન રહેતા હતા અને તેમાં તેમને અપૂર્વ આનંદ આવતો હતો.

જે જિનાગમો આત્માના શુદ્ધ ગુણોને ખીલવનાર છે, જૈનધર્મનાં મૂળ તત્ત્વોનું પ્રતિપાદન કરનારાં છે, કર્મપ્રકૃતિને વિલય કરનાર છે તથા વીતરાગદેવદ્વારા સ્થાનકવાસી જૈનોને વારસામાં મળેલ છે તે ૩૨ આગમસૂત્રો નીચે પ્રમાણે છે —

૧૧ અંગ સૂત્રો

૧. શ્રી આચારાંગ સૂત્ર ૨. શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર
૩. શ્રી સ્થાનાંગ સૂત્ર ૪. શ્રી સમવાયાંગ સૂત્ર
૫. શ્રી વ્યાખ્યા-પ્રજ્ઞપ્તિ સૂત્ર (ભગવતી સૂત્ર)
૬. શ્રી જ્ઞાતાધર્મકથાંગ સૂત્ર ૭. શ્રી ઉપાસક દશાંગ સૂત્ર
૮. શ્રી અંતકૃતાંગ સૂત્ર ૯. શ્રી અનુત્તરોપપાતિક સૂત્ર
૧૦. શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્ર ૧૧. શ્રી વિપાક સૂત્ર

૧૨ ઉપાંગ સૂત્રો

૧. ઓપપાતિક સૂત્ર ૨. રાજપ્રશ્નીય સૂત્ર
૩. જીવાભિગમ સૂત્ર ૪. પ્રજ્ઞાપના સૂત્ર
૫. જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્ર ૬. ચન્દ્રપ્રજ્ઞપ્તિ સૂત્ર
૭. સૂર્યપ્રજ્ઞપ્તિ સૂત્ર ૮. નિરયાવલિકા સૂત્ર
૯. કપ્પવડંસિયા સૂત્ર ૧૦. પુપ્ફિયા સૂત્ર
૧૧. પુપ્ફચૂલિકા સૂત્ર ૧૨. વણ્હિદશા સૂત્ર

૪ છેદસૂત્ર

૧. દશાશ્રુતસ્કંધ સૂત્ર ૨. બૃહત્કલ્પ સૂત્ર
૩. વ્યવહાર સૂત્ર ૪. નિશીથ સૂત્ર

### ૪ મૂલસૂત્ર

૧. ઉત્તરાધ્યયન સૂત્ર　　૨. દશવૈકાલિક સૂત્ર
૩. નંદી સૂત્ર　　૪. અનુયોગ દ્વાર

બત્રીશમું આવશ્યક સૂત્ર

આ બત્રીશ જિનાગમોમાંથી પૂજ્યશ્રીએ કેટલાક આગમોને સૂત્રથી, અર્થથી અને રહસ્યાર્થથી કંઠાગ્ર કર્યાં હતાં અને બાકીના આગમોનું વાંચન, ચિંતન, મનન અને નિદિધ્યાસન કરેલ હતું. આ જિનાગમોનું સતત જાગૃતિપૂર્વક પોતાના સંયમી જીવન દરમ્યાન પૂજ્યશ્રીએ અનેક વાર પુનરાવર્તન કર્યું હતું અને પાન કરી આત્મપ્રદેશમાં ઊતાર્યું હતું. પૂજ્યશ્રીએ જે ઉત્તમ શ્રદ્ધાપૂર્વક શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કર્યું હતું તે જ રીતે સમજણપૂર્વક અનેક સંતો તથા સાધ્વીજીઓને ઉદાર દિલથી જ્ઞાન-દાન આપ્યું હતું. પ્રસંગોપાત્ત જ્યારે કોઇ વ્યક્તિઓ પૂજ્યશ્રીને શાસ્ત્રીય ગૂઢ પ્રશ્નો પૂછતા તો તે પ્રશ્નોનો પૂજ્યશ્રી સૂક્ષ્મ બુદ્ધિથી અને શાસ્ત્રના આધારે ઘણો જ સારો ઉત્તરરૂપ ઉકેલ કરી પ્રશ્નકર્ત્તાઓની શંકાનું સમાધાન કરતા.

પૂજ્યશ્રીને ૩૨ જિનાગમો પ્રત્યે અચલ અને અનન્ય શ્રદ્ધા-ભક્તિ હતી. તેઓશ્રી નિશ્ચયરૂપે એમ માનતા હતા કે-જિનાગમોમાં પ્રરૂપેલું વીતરાગભાષિત જ્ઞાન, દર્શન, ચારિત્ર એ રત્નત્રયનું સમ્યગ્ આરાધન એ જ આત્માને તારવાનો સાચામાં સાચો મહાન્ પ્રયોગ છે. આ પ્રયોગની સિદ્ધિ અર્થે પૂજ્યશ્રી સંયમ-સાધનાને અંગે કરાતાં કાર્યો, શરીર-શાન્તિનો અમુક સમય તથા શારીરિક કારણની ઉપસ્થિતિ સિવાયનો શેષ

સમય સૂત્ર-સિદ્ધાન્તની વાચના, પૃચ્છના, પર્યટના, ધર્મકથા તથા અનુપ્રેક્ષામાં તેમજ શાસ્ત્રનો સ્વાધ્યાય કરવામાં વ્યતીત કરતા હતા શાસ્ત્ર-સ્વાધ્યાય પૂજ્યશ્રીની આત્મશાન્તિ તથા સયમ-સાધનામાં પરમ સહાયભૂત સિદ્ધ થયો હતો

ભગવદ્‌વાણી ખરેખર ભવતારિણી છે શાસ્ત્રકારો પણ એ જ વાતની ઉદ્‌ઘોષણા કરે છે કે-

**इच्चेइयमि दुवालसग गणिपिडगे अणता भावा, अणता अभावा, अणता हेऊ अणता अहेऊ, अणता कारणा, अणता अकारणा, अणता जीवा, अणता अजीवा, अणता भवसिद्धिया, अणता अभवसिद्धिया, अणता सिद्धा, अणता असिद्धा पण्णत्ता ।**

× × ×

**इच्चेइय दुवालसगं गणिपिडगऽतीए काले अणता जीवा आणाए आराहित्ता चाउरत ससारकतार वीईवइंसु, इच्चेइय जाव पडुप्पन्नकाले परित्ता जीवा-जाव वीइवयति इच्चेइय जाव अणागए काले अणताजीवा-जाव-वीइवईस्सति ।**

× × ×

(આ દ્વાદશાંગીમા-ઉપાંગોમા, છેદસૂત્રો, મૂળસૂત્રો તથા આવશ્યક સૂત્રમા) આ જિનાગમોમા અનંત ભાવો, હેતુઓ, કારણો, પ્રમાણો આદિ ભરેલા છે આવી અનત ભાવોથી ભરેલી ભગવદ્‌વાણીનુ સમ્યગ્ આરાધન કરી અનત ભવ્ય જીવો ભવાટવીને પાર કરી ગયા છે, પાર કરી રહ્યા છે અને ભવિષ્યમાં પણ પાર કરશે.

આવી ભવતારિણી જિનવાણીનું સમ્યક્ પ્રકારે આરાધન કરી પૂજ્યશ્રીએ શાસ્ત્રસાગરમાંથી અનેક ધર્મગુણરત્નોને હંસની માફક વિવેકબુદ્ધિપૂર્વક ગ્રહણ કરી આત્મસાધના સાધી સ્વ-પર-કલ્યાણ કરવા તત્પર બન્યા હતા.

પૂજ્યશ્રીએ આ પ્રમાણે શાસ્ત્રસ્વાધ્યાયરૂપ તપ કરવાની સાથે બીજું પણ અનેક બાહ્યાભ્યંતર તપશ્ચરણ કર્યું હતું અને શરીરને તપાવીને આત્માની વિશુદ્ધિ કરી હતી.

સંક્ષેપમાં પૂજ્યશ્રીએ પોતાના સંયમી જીવનને જાગ્રત રાખી, જ્ઞાનનો પ્રકાશ કરી, અજ્ઞાન-મોહને દૂર કરી, રાગ-દ્વેષની પ્રવૃત્તિને ઓછી કરી, સદ્ગુરુ તથા જ્ઞાનવૃદ્ધ મહાત્માઓની સેવા કરી, અજ્ઞાનીઓના સંગનો પરિત્યાગ કરી, એકાગ્રચિત્તથી સત્શાસ્ત્રનો સ્વાધ્યાય, શાસ્ત્રાર્થનું ચિંતન, મનન તથા નિદિધ્યાસન કરી ચિત્તની સ્વસ્થતારૂપી ધૃતિ કેળવી હતી. સંયમ-સાધનામા સદા જાગ્રત એવા પૂજ્યશ્રીએ આત્મોન્નતિ સાધવાની સાથે ચતુર્વિધ શ્રી સંઘની તથા જૈન શાસનની પણ ખૂબ ઉન્નતિ સાધી હતી.

## ——પ્રકરણ ૨૮ : : : જીવનસંધ્યા——

પ્રભાતે સૂર્ય ઊગે છે એ ઉદીયમાન સૂર્યનાં કિરણો કોમળ અને આહ્‌લાદક હોય છે મધ્યાહ્ને સૂર્ય તપે છે ત્યારે એનો પ્રતાપ ઉગ્ર અને તેજોમય હોય છે સંધ્યા-એ દિવસ અને રાત્રિનો સંક્રાન્તિકાળ છે આ સંધ્યાસમયે સૂર્યનું તેજ નિસ્તેજ અને ઉદાસીભર્યું લાગે છે અને છેવટે રાત્રિ આવે છે ત્યારે સૂર્ય અસ્ત પામે છે માનવ-જીવનને પણ કંઇક આના જેવું કલ્પી શકાય

માનવી જન્મે છે એનું બાળપણ ઊગતા સૂર્યના કિરણ જેવું છે એનું યૌવન મધ્યાહ્ને તપતા સૂર્ય જેવું છે એની વૃદ્ધાવસ્થા સંધ્યાના ઓસરતા તેજ જેવી છે અને મૃત્યુ અસ્ત થતા સૂર્ય જેવું છે

જન્મ, જરા અને મરણના ક્રમને બદલાવી શકાતો નથી. એક દિવસ જવાનું જ છે-એ વાત મિથ્યા થવાની નથી આવવું અને જવું એ કુદરતના અચલ નિયમો છે

માનવી-જીવનની આળપંપાળો, કલ્પનાઓ, મહેચ્છાઓ અને લોભલાલસાઓ એક દિવસ અચાનક ભાંગીને ભુક્કો થવાની જ છે

માત્ર સાથ પુરાવવાના છે કરેલાં કર્ત્તવ્યોનાં ફળો.

× × ×

પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીને એક દિવસ લાગ્યું કે–જીવનનું દીવેલ ખૂટવા લાગ્યું છે, જીવન–સંધ્યા પણ જાણે વિદાય લઇ રહી છે; અને રાત્રિનો પ્રગાઢ અંધકાર આવવાની આગાહી થઈ રહી છે. શરીરની શક્તિ ક્ષીણ થતી હોય એમ લાગે છે. હવે ચાલવામાં, બોલવામાં, સ્વાધ્યાય કરવામાં પણ પરિશ્રમ પડતો હોય તેમ જણાય છે. ખરી પડવાની અણી ઉપર આવેલા વૃક્ષના પાંદડા જેવી આ વૃદ્ધ દેહની સ્થિતિ છે. એને ખરી પડતાં કેટલી વાર લાગે ? પ્રભુ મહાવીરે ગૌતમસ્વામીને પોતાનો જીવનસંદેશ આપતાં ફરમાવ્યું છે કેઃ—

दुम–पत्तए पंडुयए जहा, निवडइ राइगणाण अच्चए ।
एवं मणुयाण जीवियं, समयं गोयम ! मा पमायए ॥
कुसग्गे जह ओसबिन्दुए, थोवं चिट्ठइ लंबमाणए ।
एवं मणुयाण जीवियं, समयं गोयम ! मा पमायए ॥
इइ इत्तरियम्मि आउए, जीवियए बहुपच्चवायए ।
विहुणाहि रयं पुरे कडं, समयं गोयम ! मा पमायए ॥

उत्त० १०–१–२–३

અર્થાત્–મનુષ્યનું જીવિત દિવસ જતાં પીળું થઈ ખરી જતા ઝાડના પાન જેવું અને દાભની અણી ઉપર લટકી રહેલા ઝાકળના ટીપા જેવું ક્ષણિક તથા થોડો કાળ રહેનારું છે. વળી તે અનેક વિઘ્નોથી ઘેરાયેલું છે; માટે હે ગૌતમ ! એક ક્ષણ પણ પ્રમાદ ન કર અને પૂર્વે એકઠાં કરેલાં કર્મોને ખંખેરી નાંખ.

× × ×

પૂજ્યશ્રી મહાવીર ભગવાનના આ જીવનસંદેશમાંથી પ્રેરણા મેળવી પોતે કોઈ નિર્ણય ઉપર આવ્યા અને તુરત શ્રાવક-સંઘને તેમણે સૂચના કરી કે " દરેક સ્થળે એ ખબર પહોંચવા જોઈએ કે ચાતુર્માસ પૂર્ણ થતા જ દરેક સાધુ-સાધ્વી સુખ-શાન્તિપૂર્વક આ તરફ વિહાર કરી પધારે "

પૂજ્યશ્રીની આજ્ઞા શિરોધાર્ય કરી શ્રાવકસંઘે સર્વ સ્થળે ઉક્ત સમાચાર મોકલી આપી પોતાની ફરજ અદા કરી પૂજ્યશ્રીના સમાચાર મળતા ઘણાખરા સાધુ-સાધ્વીઓએ ગોંડળ તરફ વિહાર કર્યો અને લગભગ ઘણાખરા સાધુ-સાધ્વીઓ ફાગણ શુદિ ૨ સુધીમાં પૂજ્યશ્રીની આજ્ઞામાં આવી વસ્યા* અને પૂજ્યશ્રીની વિનય ભક્તિ કરવા લાગ્યા

જગતમંદિરમાં જ્ઞાન-દીવડી સતત બળતી રહે તે અર્થે એક પછી એક એ જ્ઞાન-દીપકમાં દીવેલ પૂરનારા આવતા જ રહ્યા

* સાધુ-સંતની ઉપસ્થિતિ-વીરજીસ્વામી, મૂળજીસ્વામી, નાગજીસ્વામી, ધર્મસિંહજીસ્વામી મોટા, આબાજીસ્વામી ભીમજીસ્વામી હેમચંદ્રજીસ્વામી, જીવરાજજીસ્વામી, નેણશીસ્વામી નાના, કાનજીસ્વામી, વર્ધમાનજીસ્વામી મોટા, પુનજીસ્વામી, રોસાજીસ્વામી, શામજીસ્વામી વગેરે સંતો

સાધ્વીજી મહાસતીજીની ઉપસ્થિતિ-બા બ્ર મહાસતીજી માનકુંવરબાઈ સ્વામી, બા બ્ર કડવીબાઈ સ્વામી, નાથીબાઈ સ્વામી, બા બ્ર ડાહીબાઈ સ્વામી, જડીબાઈ સ્વામી, બા બ્ર સંતોકબાઈ સ્વામી લક્ષ્મીબાઈ સ્વામી, જીવીબાઈ સ્વામી, પ્રેમકુંવરબાઈ સ્વામી, બા બ્ર રાજકુંવરબાઈ સ્વામી, જમનાબાઈ સ્વામી, અવલબાઈ સ્વામી, રતનબાઈ સ્વામી, અમરબાઈ સ્વામી આદિ આર્યાજીઓ પૂજ્યશ્રીની આજ્ઞામાં ગોંડળમાં તે વખતે પધાર્યા હતા

છે અને ભવિષ્યમાં પણ આવતા જ રહેશે. 'એક આવે–એક જાય'–એ જગતના સનાતન નિયમના હોકાયંત્રના આધારે માનવ–જીવનની નૌકા સંસારસાગરમાં સુખરૂપ વહી રહી છે.

પ્રત્યેક મહાપુરુષ પોતાની વ્યવસ્થાને વ્યવસ્થિત રીતે આગળ ધપાવવા માટે, પોતાના જીવનકાર્યની પૂર્તિ કરવા માટે, પોતાના જીવન–સંદેશને કાર્યરૂપમાં પરિણત કરવા માટે તથા પોતાની અધૂરી રહેલી યોજનાઓને પાર પાડવા માટે પોતાની પાછળ યોગ્ય વ્યક્તિને તૈયાર કરી પોતાનું જીવનતંત્ર તેમને સોંપતા જાય છે.

પૂજ્યશ્રીએ પોતાની ગેરહાજરીમાં પોતાનું સ્થાન બરાબર સંભાળી શકે તથા શોભાવી શકે તેમજ પોતાના પૂજ્ય–આચાર્યપદના ઉત્તરદાયિત્વને યોગ્યતાપૂર્વક વહોરી શકે એ દૃષ્ટિએ ભીમજીસ્વામીને તેમણે તૈયાર કર્યા હતા.

ભીમજીસ્વામી આચાર્યપદને દરેક રીતે યોગ્ય હતા. તેમનામાં આચાર્યપદને શોભાવી શકે એવાં જ્ઞાન, ધ્યાન, ચારિત્ર, ક્ષમા, વિવેક, વૈરાગ્ય, નમ્રતા, વ્યવહારપટુતા, ધર્મદક્ષતા આદિ અનેક અપૂર્વ સદ્‌ગુણોનું તેમના જીવનમાં અજબ આરોપણ થએલું હતું.

ગુરુદેવને આજે પોતાના માથેથી સંઘવ્યવસ્થાની જવાબદારીનો ભાર પોતાના ઉત્તરાધિકારીને સોંપવાનો ખ્યાલ આવ્યો અને ભીમજીસ્વામીના મસ્તકે સંઘવ્યવસ્થાની જવાબદારી મૂકવાનો પોતે જે વિચાર કરી રાખેલો તે એકત્રિત થએલા સર્વ સાધુ–સંતો તથા સાધ્વીઓને જણાવ્યો.

ગુરુદેવના સમયાનુકૂળ નિર્ણય પરત્વે કોઈને કાંઈ કહેવા જેવુ

હતું નહિ એટલે સર્વે સાધુ-સાધ્વીએ એમના નિર્ણયનુ સહર્ષ સમર્થન કર્યું.

આ પ્રમાણે સંત-પરિવારની સમ્મતિ મેળવ્યા બાદ ગુરુદેવે ગોંડળના શ્રાવક સંઘને બોલાવીને પોતાનો નિર્ણય જણાવતા કહ્યું કે. "દેવાનુપ્રિયો ! લગભગ ૭૯ની અવસ્થાએ મારું આ શરીર પહોચ્યુ છે તે તમે સૌ જાણો જ છો. આ અવસ્થાએ પહોચ્યા બાદ આ શરીર કેટલો વખત હવે ટકશે તેનો ભરોસો શો !

"હવે પછીથી ચતુર્વિધ શ્રી સંઘનો કાર્યભાર-જે હું ઉપાડી રહ્યો છું તે-સંત શ્રીમજી મુનિશ્રી સંભાળે અને મારા પછી પૂજ્ય આચાર્યપદે તે પ્રતિષ્ઠિત થાય એવી મારી હૃદયગત ભાવના છે.

"સંત શ્રીમજી મુનિશ્રી હજી ઉમરે માત્ર ૩૫ વર્ષના જ છે. અન્ય સંતો કરતા દીક્ષાપર્યાયે પણ તે નાના છે, છતા તેઓશ્રી સ્વભાવે સ્થિર તેમજ શાન્ત છે. તેમના જ્ઞાન-ધ્યાન, ક્ષમા, વિનય-વિવેક વગેરે સદ્ગુણો કોઈથી ઓછા નથી. તેમનામા રહેલા કેટલાંક નૈસર્ગિક ઉચ્ચ ગુણોને જોઈ તથા સંઘના કાર્યને મારા પછી તેઓ સારી રીતે સંભાળી શકશે એવી તેમનામા કાર્યશક્તિ તથા બુદ્ધિ-પ્રતિભા જોઈ મે તેમને પહેલેથી એ રીતે જ કેળવ્યા છે એટલે આચાર્યપદને સારી રીતે દીપાવી શકશે એવો મને વિશ્વાસ છે "

ગુરુદેવનો સમયાનુકૂલ તથા દીર્ઘદર્શિતાપૂર્વક કરેલો નિર્ણય સાભળી શ્રાવકસંઘ અતિ હર્ષાવેશમાં આવીને કહેવા લાગ્યો કે. "ગુરુદેવ ! આપે સમયાનુસાર જ નિર્ણય કરેલ છે, તેમજ પૂજ્ય-આચાર્યપદ માટે યોગ્ય વ્યક્તિ ચૂટેલ છે આપનો નિર્ણય અમને સૌને મંજૂર છે."

ની લાગણી દુભાણી હોય, છદ્મસ્થતાને કારણે કોઈનો વાંક કાઢ્ય હોય કે કટુવચન કહ્યા હોય તો તે સર્વ માટે ક્ષમા માગુ છ અને ક્ષમા આપુ છુ

"હવે પછી તમે બધા જેમ મારી આજ્ઞાનુ પાલન કરતા હત તેમ તમારા નવા આચાર્યની આજ્ઞાનુ બરાબર પાલન કરજો તેઓશ્રી જેમ કહે તેમ વર્તજો અન્યોન્ય એક-બીજા સપ અ પ્રેમથી રહેજો શાન્તિ અને સમાધિ ધારજો મુનિશ્રી ભીમજીસ્વામ પણ વિશાળ હૃદયના તેમજ ક્ષમા-શાન્તિ-સમાધિ આદિ ઉચ્ચ ગુણોના ધારક હોવાથી મને પૂર્ણ ખાત્રી છે કે તેઓશ્રી તમને બધાને મારી માફક જ જાળવશે અને તમારા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ આદિની સયમયાત્રામા પૂર્ણ મદદગાર થશે વધારે શુ કહુ?

' વીતરાગદેવ તમને સૌને ગુરુધર્મને શોભાવવાની જૈનશાસનને દીપાવવાની તથા શાન્તિના માર્ગે ચડી કલ્યાણ-સાધનાને સાધવાની પ્રેરણા અને શક્તિ આપે અને તમે સૌ સયમધર્મને શોભાવી ચતુર્વિધ શ્રી સઘનુ શ્રેય સાધો એ જ મારી અતરની અભિલાષા છે " આટલુ બોલી પૂજ્યશ્રી વિરામ પામ્યા

પૂજ્યશ્રીની આ હિત-શિક્ષા તથા વિદાય-વાણી સાભળી સતો અને સાધ્વીઓ ગદ્ગદિત બની ગયા અને સૌ ઊભા થઈ નમ્રતાપૂર્વક કહેવા લાગ્યા કે "કૃપાળુ ગુરુદેવ! આપની આજ્ઞા અમને શિરસાવદ્ય છે અમે આપની આજ્ઞાનુસાર પૂજ્યશ્રી ભીમજી સ્વામીની આજ્ઞાનુ બરાબર પાલન કરીશુ " આ પ્રમાણે સાધુ-સાધ્વીસઘે પૂજ્યશ્રીને ખાત્રી આપી અને યથાવિધિ વદન કરી

યથાસ્થાને સૌ બેઠા. સારબાદ પૂજ્યશ્રીએ શ્રાવક–શ્રાવિકા સંઘને હિતશિક્ષા આપતાં કહ્યું કે :

"હે દેવાનુપ્રિયો ! આજ દિવસ સુધી જે રીતે તમે જૈન શાસનને શોભાવતા આવ્યા છો તથા સંઘવ્યવસ્થાને સંભાળતા આવ્યા છો તે જ રીતે હવે પછી પણ શાસનોદ્ધાર તથા સંઘ-સેવાનું કામ કરતા રહેશો. તમારા નવા આચાર્ય ભીમજી મુનિની આજ્ઞાનું પાલન કરજો. ધર્મધ્યાન તથા ધર્મક્રિયા નિયમિત કરજો, ધર્મવૃદ્ધિ તથા જ્ઞાનવૃદ્ધિ માટે પ્રયત્નો આદરજો અને સંતો તથા સાધ્વીઓના અમ્માપિયા–માતપિતા બની તેમના સંયમની રક્ષા કરજો."

પૂજ્યશ્રીનાં આ હૃદયોદ્‌ગારો સાંભળી શ્રાવક–શ્રાવિકાએ પૂજ્યશ્રીની આજ્ઞા શિરોધાર્ય કરી અને સંઘ તથા ધર્મના ઉત્થાન-કાર્યમાં તેઓ સદા જાગ્રત રહેશે અને સંઘધર્મને દીપાવશે એવી ખાત્રી આપી, સૌ ગુરુદેવને તથા સંતપરિવારને સવિધિ વંદન કરી, સુખશાતા પૂછી ભારે હૃદયે પોતપોતાના સ્થાને ગયા.

× × ×

પૂજ્યશ્રીએ સંઘ–પ્રવૃત્તિની જવાબદારીનો ભાર પંડિત મુનિ શ્રી ભીમજીસ્વામીને સોંપી પોતે આધ્યાત્મિક જીવનમાં પ્રવેશ કર્યો. આધ્યાત્મિક જીવન–શોધન કરી આત્મ–શાંતિ પ્રાપ્ત કરવી એ એમનું ચરમ લક્ષ્ય હતું. આ લક્ષ્યની સિદ્ધિ માટે તથા 'સ્વ'-રાજ્યની પ્રાપ્તિ માટે કર્મશત્રુઓ સાથે આંતરયુદ્ધ કરવાની વિશેષ તૈયારી કરવાની હતી. પૂજ્યશ્રીએ જીવનપર્યંત કષાયો સાથે, કર્મ-શત્રુઓ સાથે, અંતર્વૃત્તિઓ સાથે 'જીવનયુદ્ધ' ખેલ્યું હતું. પૂજ્ય-

શ્રીનો દેહ જીર્ણ-શીર્ણ થઈ ગયો હતો પરંતુ તેમનો આત્મા જીર્ણ થયો નહોતો. તે તો વીરાત્મા બન્યો હતો. આત્મબળ આગળ સર્વ બળો નિર્બળ બની જાય છે. આજે આત્મબલિષ્ટ પૂજ્યશ્રી આધ્યાત્મિક સાધનો-ક્ષમા-સંયમ-તપ-તિતિક્ષા-ત્યાગ આદિ દ્વારા કર્મશત્રુઓને પરાસ્ત કરવા તત્પર બન્યા હતા.

આધ્યાત્મિક શસ્ત્રોથી સુસજ્જિત થઇ કર્મશત્રુઓ સાથે આંતરયુદ્ધ ખેડવા માટે જીવન-સંધ્યાએ પહોંચેલ આ વૃદ્ધ કામવિજેતા ગુરુદેવે સંઘ-પ્રવૃત્તિની બધી જવાબદારી નવા આચાર્ય શ્રીમદ્સ્વામીને સોંપી કમર બાંધી અને આત્મ-વિજય પ્રાપ્ત કરવા માટે કટિબદ્ધ થયા.

## પ્રકરણ ૨૯ : : : આત્મ-શુદ્ધિના માર્ગે

[ આધ્યાત્મિક જીવનશોધન ]

आत्मानमात्मना वेत्ति, मोहत्यागाद्य आत्मनि ।
तदेव तस्य चारित्रं, तज्ज्ञानं तच्च दर्शनम् ॥
आत्माज्ञानभवं दुःखमात्मज्ञानेन हन्यते ।
तपसाप्यात्मविज्ञान-हीनैश्छेत्तुं न शक्यते ॥
अयमात्मैव चिद्रूपः, शरीरी कर्मयोगतः ।
ध्यानाग्निदग्धकर्मा तु, सिद्धात्मा स्यान्निरञ्जनः ॥
अयमात्मैव संसारः, कषायेन्द्रियनिर्जितः ।
तमेव तद्विजेतारं, मोक्षमाहुर्मनीषिणः ॥ —યોગશાસ્ત્ર

नायमात्मा बलहीनेन लभ्यः । —ગીતા

વાસ્તવિક રીતે તો આત્મા પોતે જ સમ્યગ્જ્ઞાનરૂપ, સમ્યગ્દર્શનરૂપ અને સમ્યક્ચારિત્રરૂપ છે. એટલે કે સાચું જ્ઞાન મેળવવું ( નવે તત્ત્વોના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવોને જાણવા તે જ્ઞાન ), જાણીને તેની ઉપર વિશ્વાસવૃત્તિ ઉત્પન્ન કરવી તે શુદ્ધ સમ્યક્ત્વ (સમકિત ) અને મોહાદિ વિભાવભાવોનો ત્યાગ એટલે કે નિવૃત્તિ

અને સત્ય વસ્તુની પ્રવૃત્તિ વ્રત-પ્રત્યાખ્યાનવડે કરવી તે ચરિત્ર

આત્માએ ઉત્પન્ન કરેલું અજ્ઞાન એ આત્મા જ્ઞાનવડે ક્ષય કરે, જ્ઞાન સહિત તપદ્વારા કર્મોની જેટલી નિર્જરા થઇ શકે છે તેટલી જ્ઞાન રહિત તપદ્વારા થઇ શકતી નથી

ચેતન સ્વભાવી આત્મા જ કર્મના સબંધથી શરીરી થાય છે પરંતુ તે જ આત્મા ધ્યાનાગ્નિથી પોતાનાં કર્મો બાળી નાખે છે, ત્યારે નિરંજન, નિરાકાર અને સિદ્ધ બને છે

ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાયો અને પાંચ ઇન્દ્રિયો વડે જિતાયેલો આ આત્મા જ સંસારી છે, અને તે કષાયો અને ઇન્દ્રિયોને જીતનારો આત્મા જ મોક્ષગામી છે, એમ બુદ્ધિમાન પુરુષો કહે છે

**દેહાધ્યાસ-પતનનું મૂળ કારણ**

દેહાધ્યાસ અથવા આસક્તિભાવ આત્માને અવનતિના માર્ગે લઇ જાય છે આત્મા સ્વભાવત ઊર્ધ્વગામી છે, પરંતુ રાગ દ્વેષાત્મક પ્રવૃત્તિઓથી આત્મા કર્મગુરુ બની અધોગામી બને છે અપ્પા સો પરમપ્પા આત્મા એ જ પરમાત્મા છે એ શાસ્ત્રીય ઉક્તિ પ્રમાણે આત્મામા પરમાત્મપદને પ્રાપ્ત કરવાનું સામર્થ્ય હોવા છતાં દ્રવ્ય કર્માવરણોને તથા ભાવકર્મોને કારણે આત્મા પોતાનું ભાન પણ ભૂલી ગયો છે

**'આત્મ' તત્ત્વની ઉપલબ્ધિ**

આત્મતત્ત્વની ઉપલબ્ધિ (એક સિદ્ધાન્તના રહેલા વાચ્ય, વાચકભાવોને એક પદથી અનેક પદમાં રહેલા વાચ્ય, વાચકભાવોને

જાણવા ) આત્મજ્ઞાન દ્વારા જ થાય છે. જ્યાં સુધી ભેદજ્ઞાન જીવનમાં પ્રગટતું નથી ત્યાંસુધી આત્મ-સ્વરૂપ બરાબર સમજી શકાતું નથી. દેહાધ્યાસ અથવા આસક્તિભાવને કારણે જ શરીર અને આત્માને અભિન્ન માનવામાં *આવે છે અને સંસાર-સુખને જ સર્વોત્કૃષ્ટ સુખ માનવામાં આવે છે; પરંતુ આ એક ભ્રમણા છે; ભેદજ્ઞાન ન પ્રગટવાને કારણે જ આ ભ્રમણા પેદા થએલ છે. શાસ્ત્રકારોએ આસક્તિભાવને અથવા દેહાધ્યાસવૃત્તિને આત્મજ્ઞાનનું બાધક કારણ બતાવેલ છે. આધ્યાત્મિક શુદ્ધિ માટે જીવનમાં ભેદજ્ઞાન-વિવેકજ્ઞાન પ્રગટાવવું અત્યાવશ્યક છે. સંસારવર્ધનનું મૂળ કારણ મિથ્યાત્વ અર્થાત્ ઊલટી ( વિપર્યય ) સમજ છે અને સંસારનાશનું કારણ સમ્યક્ત્વ અર્થાત્ ખરી સમજ છે. ઊલટી સમજ હોવાને કારણે સંસાર જે વાસ્તવમાં દુઃખરૂપ છે તેને સુખરૂપ માનવામાં આવે છે અને મોક્ષને સુખરૂપ માનવામાં આવતું નથી. આ ઊલટી સમજ દૂર કરવા માટે જીવનમાં ભેદજ્ઞાન પ્રગટાવવું આવશ્યક છે. આ ભેદજ્ઞાનને બીજા શબ્દોમાં કહીએ તો આધ્યાત્મિક જ્ઞાન કહી શકાય. જયાંસુધી આધ્યાત્મિક જ્ઞાન પ્રગટે નહિ ત્યાંસુધી આત્મિક સુખની પ્રાપ્તિ થવી એ ઝાંઝવાનાં જળ સમાન છે.

**આત્મિકજ્ઞાનઃ**

" જ્યાં લગી આતમા-તત્ત્વ ચીન્યો નહિ,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી;

* એટલે નિશ્ચયથી આત્મા અને શરીર જુદા છે અને વ્યવહારથી આત્મા એ જ શરીર અને શરીર એ જ આત્મા છે. જો એમ ન હોય તો પ્રાણાતિપાત-હિંસા પ્રથમ પાપનો સંભવ હોઈ શકે નહિ.

માનુષાદેહ તારો એમ એળે ગયો;
માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી ”

આ નાના પદમા આધ્યાત્મિક જ્ઞાનની મહત્તા બતાવવામાં આવી છે જ્યાસુધી આત્મ-સ્વરૂપ સમજવામા આવે નહિ ત્યાંસુધી બધી સાધનાઓ નિષ્ફળ નીવડે છે આધ્યાત્મિક જ્ઞાન એ તો અન્તર્જીવનનો જ્ઞાન-દીપક છે જો આ જ્ઞાનદીપ બુઝાઇ જાય તો આખું જગત અંધકારમય બની જાય જીવનને સિદ્ધ, શુદ્ધ અને મુક્ત બનાવવા માટે આધ્યાત્મિક જ્ઞાનને પ્રાપ્ત કરવુ અનિવાર્ય છે. વાસ્તવમા આધ્યાત્મિક શુદ્ધિદ્વારા જ પરમાત્મ-પદની પ્રાપ્તિ થાય છે. જ્ઞાનાર્ણવના કર્તાએ જ્ઞાનાર્ણવમા મોક્ષ-પ્રાપ્તિ માટે આત્મ-જ્ઞાનપૂર્વક તપ કરવાની શિક્ષા આપતા ઠીક જ કહ્યુ છે કે

आत्मायत्तं विषयविरत तत्त्वचिन्तावलीन
निर्व्यापार स्वहितनिरत निर्वृतानन्दपूर्ण।
ज्ञानारूढ शमयमतपोध्यानलब्धावकाश,
कृत्वात्मान कलय सुमते ! दिव्यबोधाधिपत्यम्

હે સુબુદ્ધ ! આત્માને સ્વાધીન કરો, વિષય-વાસનાથી વિરક્ત બનો, તત્ત્વોનુ ચિંતન કરવામા તન્મય બનો, સાંસારિક પ્રવૃત્તિઓથી દૂર રહો, આત્મ-કલ્યાણમા તલ્લીન રહો, નિરાકુલ આનંદથી આત્માને પરિપૂર્ણ કરો, જ્ઞાનપ્રાપ્તિ કરો, શાન્તભાવ, મનોનિગ્રહ, તપશ્ચરણ, આત્મધ્યાન આદિ સત્પ્રવૃત્તિ કરો આ પ્રમાણે સદ્ભાવનાઓથી પોતાના આત્માને ભાવિત કરવાથી દિવ્ય-બોધ-કેવળજ્ઞાનના તમે અધિકારી બની શકશો.

ઉક્ત શ્લોકમા આત્મિક જ્ઞાનને પ્રાપ્ત કરવાથી શો લાભ

પ્રાપ્ત થાય છે એ સંક્ષેપમાં અત્રે બતાવવામાં આવેલ છે.

**આધ્યાત્મિક જ્ઞાનનો અધિકારીઃ**

હવે અત્રે આધ્યાત્મિક જ્ઞાનનો અધિકારી કોણ બની શકે એ વિષે વિચારવું પ્રાસંગિક જણાય છે.

ખરી રીતે આત્મ-સ્વરૂપ બધાંનું એક સરખું છે; પરંતુ અધિકારીના ભેદથી આત્માના પણ ત્રણ ભેદો છે.

૧. બહિરાત્મા ૨. અંતરાત્મા ૩. પરમાત્મા

'બહિરાત્મા'નું લક્ષણ બતાવતાં સૂત્રગ્રંથોમાં કહેવામાં આવ્યું છે કેઃ

आत्मबुद्धिः शरीरादौ, यस्य स्यादात्मविभ्रमात् ।
बहिरात्मा स विज्ञेयो, मोहनिद्रस्थचेतनः ॥ १ ॥

અર્થાત્—જે વ્યક્તિ, શરીર, પુત્ર, ધન, માતા-પિતા, પતિ-પત્ની તથા સાંસારિક પદાર્થોમાં આત્મબુદ્ધિ રાખે છે અર્થાત્ પોતાના આત્માને સાંસારિક પદાર્થોથી ભિન્ન માનતા નથી પરંતુ મોહ-મમતાની નિદ્રામાં જે મસ્ત રહે છે તેવી વ્યક્તિને 'બહિરાત્મા' કહેવામાં આવ્યો છે.

'અંતરાત્મા' કેવો હોય છે તેનું લક્ષણ બતાવતાં કહેવામાં આવ્યું છે કેઃ

बहिर्भावानतिक्रम्य यस्यात्मन्यात्मनिश्चयः ।
सोऽन्तरात्मा मतस्तज्ज्ञैर्विभ्रमध्वान्तभास्करैः ॥

અર્થાત્—જે પુણ્યાત્મા સાંસારિક બાહ્ય-પદાર્થોમાંથી મોહભાવને હઠાવી લે છે અને આત્મામાં જ આત્માનો નિશ્ચય કરી લે છે

તે સારી રીતે સમજે છે કે-આત્મા ભિન્ન છે અને બાહ્ય પદાર્થો પણ ભિન્ન છે આત્મા તો નિત્ય છે અને આ ભોગ્ય પદાર્થો અનિત્ય છે આવી ભાવનામા દૃઢ રહેનારો 'અંતરાત્મા' કહેવાય છે

અંતરાત્માને ઓળખ્યા બાદ પરમાત્મપદનુ સ્વરૂપ સરળતા પૂર્વક જાણી શકાય છે 'પરમાત્મા નુ લક્ષણ બતાવતા કહેવામા આવ્યુ છે કે

निर्लेपो निष्कल: शुद्धो निष्पन्नोऽत्यन्तनिर्वृत ।
निर्विकल्पश्च शुद्धात्मा परमात्मेति वर्णित ॥

જે જીવાત્મા નિર્લેપ એટલે આવરણ-કર્મ રહિત છે, અશરીરી છે, શુદ્ધ છે, રાગદ્વેષાદિ વિકારોથી રહિત છે, સિદ્ધસ્વરૂપ છે, જે અત્યન્ત નિવૃત્ત છે, અવિનાશી સુખરૂપ છે, નિર્વિકલ્પ-જેમાં કોઈ ભેદ નથી એવુ શુદ્ધ સ્વરૂપ 'પરમાત્મા'નુ છે

બહિરાત્મા, અંતરાત્મા, પરમાત્મા આ ત્રણ આત્માની સ્થિતિ છે બહિરાત્મા એ આત્માની અધ-સ્થિતિ છે, અંતરાત્મા એ આત્માની મધ્યમ સ્થિતિ છે અને પરમાત્મા એ આત્માની સર્વોચ્ચ સ્થિતિ છે

### આત્મોદ્ધારનુ સાધન ધર્મારાધન

આત્માને અધ-સ્થિતિમાથી ઉગારવો હોય તો આત્મોદ્ધાર કરવો આવશ્યક છે બહિરાત્મામાંથી અંતરાત્મામા જવાનો એક માત્ર ઉપાય 'ધર્મારાધન' છે કારણ કે ધર્મમાં જ ઉદ્ધાર કરવાની શક્તિ રહેલી છે ધર્મનું પાલન કરવાથી જ બહિરાત્મા અંતરાત્મા બને છે અને અંતરાત્મા પરમાત્મા બની શકે છે

આત્મા'ને ઓળખો:

આત્મસ્વરૂપ સમજ્યા વિના આત્મોદ્ધાર થઇ શકતો નથી એટલા માટે શાસ્ત્રકારો પોકારી-પોકારીને કહે છે કે સર્વપ્રથમ આત્માને ઓળખો, ભેદજ્ઞાનને પ્રાપ્ત કરો ' એ જ આત્મ-વિજય-નો મૂળ મંત્ર છે.

આત્મધર્મ તથા આત્મોદ્ધારનો માર્ગ બતાવતાં શાસ્ત્રકારોએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે:

अप्पा चेव दमेयव्वो, अप्पा हु खलु दुद्दमो ।
अप्पा दन्तो सुही होइ, अस्सिं लोए परत्थ य ॥
वरं मे अप्पा दन्तो, संजमेण तवेण य ।
माहं परेहि दम्मंतो, बंधणेहि वहेहि य ॥

उ० १-१५-१६

અર્થાત્-પોતાના આત્માને સમજવો તથા દમવો બહુ મુશ્કેલ છે પરંતુ જેણે આત્મસ્વરૂપ જાણી લીધું છે અને આત્માને દમી લીધો છે તે જ આ લોક તથા પરલોકમાં સુખી થાય છે.

બીજાં સાંસારિક બંધનો કે વધ-દમનાદિથી મારા આત્માને દમવામાં આવે તેના કરતાં હું પોતે જ મારા આત્માને સંયમ અને તપદ્વારા દમું એ વધારે સારું છે.

આ સૂત્રગાથામાં શાસ્ત્રકારોએ પોતાના આત્માને ઓળખવો, આત્માને ઓળખી, સાંસારિક પદાર્થોમાં મોહિત આત્માને દમવો અને કામ-ક્રોધ-માન-માયા-લોભ આદિ ષડ્રિપુઓદ્વારા આત્મા દબાઇ ન જાય તે માટે આત્માને સંયમ-તપદ્વારા જીતવો એ જ સુખી થવાનો માર્ગ છે.

**જૈન ધર્મનો મર્મ: આધ્યાત્મિક ધર્મ:**

આત્માને ઓળખી સંયમ-તપ-અહિંસા આદિ આધ્યાત્મિક સાધનોદ્વારા આત્માનો ઉદ્ધાર કરવો એ જ આધ્યાત્મિક ધર્મ છે અને આધ્યાત્મિક ધર્મ એ જ જૈનધર્મનો મર્મ છે.

જૈનદર્શનનું મૂળ પ્રયોજન મોક્ષ છે. આત્માની સદેહસ્થિતિ એ જ દુઃખનું મૂળ છે. જ્યાં સુધી આત્માને દેહબંધન છે ત્યાંસુધી તેને અંતિમ દુઃખમુક્તિ કે સુખપ્રાપ્તિ થવાના જ નથી, તેથી આત્માનું સ્વાભાવિક સ્વરૂપ શું છે અને તેને દેહ શા કારણે પ્રાપ્ત થયો છે એ જાણવું અને તે જાણી તેને દૂર કરવાનો ઉપાય યોજવો એ જ મનુષ્યજીવનનો પરમ પુરુષાર્થ છે. જૈન દર્શનનું એવું મંતવ્ય છે કે-એ બધું જાણવાનો ઉપાય 'સદ્ધર્મ' સિવાય બીજો કોઈ નથી. 'સદ્ધર્મ' એટલે કેવળજ્ઞાની પુરુષોએ વર્ણવેલું ભાવોનું યથાર્થ સ્વરૂપ. જેના આત્મા ઉપરથી મોહનીય, આવરણીય અંતરાય વગેરે કર્મબંધનો દૂર થવાથી જેને આત્માના શુદ્ધ જ્ઞાન-સ્વરૂપની પ્રાપ્તિ થઇ છે તેવો પુરુષ બધા ભાવોને યથાતથ જાણી તથા વર્ણવી શકે છે તેથી કેવળજ્ઞાની જિન ભગવાને વર્ણવેલ ભાવો જાણવા, તેમાં શ્રદ્ધા કરવી અને તે પ્રમાણે આચરણ કરવું એ જ આધ્યાત્મિક ધર્મ છે, એ જ મોક્ષમાર્ગ છે.

× × ×

**'અધ્યાત્મ' શું છે? આત્મ-સાક્ષાત્કાર:**

આધ્યાત્મિક પુરુષો 'અધ્યાત્મ'નું રહસ્ય બતાવતાં કહે છે કે-આત્માને ઓળખો, આત્મ-સાક્ષાત્કાર કરો અને 'સ્વ'રૂપ સમજી 'પર'રૂપનો ત્યાગ કરો એ જ આધ્યાત્મિકતા છે. આધ્યાત્મિકતા

કાંઇ બહારથી આવનારી વસ્તુ નથી. એ તો પોતાના જીવનમાંથી પુરુષાર્થદ્વારા પ્રગટાવવાની વસ્તુ છે. આત્મ-સાક્ષાત્કાર કરી પરમાત્માનો સાક્ષાત્કાર કરવો એ જ પરમ-પુરુષાર્થ છે.

'અધ્યાત્મ'ની વ્યાખ્યા કરતાં અધ્યાત્મયોગી આનંદઘનજીએ ઠીક જ કહ્યું છે કેઃ

' નિજ સ્વરૂપ જે ક્રિયા સાધે
તેહ ' અધ્યાત્મ ' કહીએ રે. '

અર્થાત્-બાહ્ય ઔપાધિક તથા પૌદ્ગલિક વસ્તુઓ તરફથી મનને પાછું ખેંચી ' સ્વ ' સ્વરૂપ તરફ વાળવાની જે ક્રિયા તે અધ્યાત્મ ક્રિયા છે. ટૂંકમાં આત્મસ્વરૂપમાં તન્મય બની જવું એ જ આધ્યાત્મિકતા છે. આત્માનો આત્માદ્વારા જ ઉદ્ધાર કરવો એ જ આધ્યાત્મિકતાનો મૂલમંત્ર છે.

*अप्पा कत्ता विकत्ता य, सुहाण दुहाण य ।
अप्पा मित्तममित्तं च, सुप्पट्ठिओ दुप्पट्ठिओ ॥ उ० २०-३७

અર્થાત્-આત્મા જ સુખ-દુઃખનો કર્તા તથા હર્તા છે. તેમજ આત્મા જ પોતાનો મિત્ર તેમજ શત્રુ છે.

**શરીર અને આત્માનું ભેદ-વિજ્ઞાનઃ**

આ સંસારમાં અનેક પ્રકારની માન્યતા અને ભિન્નતા જોવામાં

---

* उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥—गीता

અર્થાત્-આત્માદ્વારા આત્માનો ઉદ્ધાર કરો; આત્માનું પતન ન કરો. ખરી રીતે આત્મા જ પોતાનો બંધુ છે અને આ આત્મા જ પોતાનો શત્રુ છે.

આવે છે કેટલાક લોકો તો શરીરને જ બધુ માની બેઠા છે તેઓ કહે છે કે–જે કાઇ છે તે આ શરીર જ છે શરીર સિવાય બીજુ કઇ નથી જે કઇ છે તે આ પચભૂત પૂતળામા જ છે કેટલાક લોકો એથી પણ આગળ વધેલા છે તેઓ કહે છે કે શ્વાસ વગેરે પ્રાણો જ સર્વસ્વ છે પ્રાણ જ તે 'હુ છુ આજનુ વિજ્ઞાન મન સુધી પહોચ્યું છે પણ ભગવાન કહે છે કે તુ શરીર નથી પ્રાણ નથી મન નથી કે ભૌતિક વિજ્ઞાન નથી પણ એ બધાથી પર જે છે તે જ તુ–આત્મા સેહ છે એ આત્માનો સાક્ષાત્કાર કરવો એ જ સાચુ તત્ત્વજ્ઞાન છે

' હુ કોણ છુ ? કયાથી થયો ? શુ સ્વરૂપ મારુ છે ખરુ ?
કોના સબધે વળગણા છે, રાખુ કે એ પરિહરુ ? '

ઉક્ત પ્રશ્નોનુ નિરાકરણ આત્મતત્ત્વનુ સ્વરૂપ જ્યા સુધી જાણવામા આવતુ નથી ત્યા સુધી થઇ શકતુ નથી એટલા માટે આત્મહિતૈષીઓએ આત્મચિંતન, આત્મમનન તથા આત્મતત્ત્વનુ જ નિદિધ્યાસન કરવુ જોઇએ–એમા જ આત્મકલ્યાણ રહેલુ છે

× × ×

## બહિર્દૃષ્ટિ અને અન્તર્દૃષ્ટિ

જ્યારે બહિરાત્મા દેહાસક્તિ તથા બહિર્વૃત્તિનો ત્યાગ કરી અન્તર્જગતમા પ્રવેશ કરે છે ત્યારે તેની અન્તર્દૃષ્ટિ ખુલે છે અન્તર્દૃષ્ટિ ખુલતા જ જે સાસારિક પદાર્થો સારભૂત તથા સુખપ્રદ તેને જણાતા હતા તે જ પદાર્થો પીડા દેનારા જણાય છે અને જે આધ્યાત્મિક સુખને કલ્પિત અને નિસ્સાર માનતો હોય છે તે જ આધ્યાત્મિક સુખને ખરુ સુખ માને છે દૃષ્ટિમાં વિભ્રમ–અન્તર

પડવાને કારણે જ ખરી વસ્તુ ખોટી અને ખોટી વસ્તુ ખરી જણાય છે. અન્તઃચક્ષુ ખુલતાં જ આત્માની પ્રતીતિ થાય છે. જ્યાં સુધી અન્તર્દષ્ટિ ખુલતી નથી ત્યાં સુધી આધ્યાત્મિકતા જીવનમાં પ્રગટી શકતી નથી. જ્યારે વિવેકદષ્ટિ ખુલે છે ત્યારે તે એમ માનવા લાગે છે કે:

बहिर्विषयसम्बन्धः, सर्वः सर्वस्य सर्वदा ।
अतस्तद् भिन्नचैतन्य-बोधयोगौ तु दुर्लभौ ॥
पद्मनंदि मुनि

અર્થાત્—બાહ્યજગત્‌નાં શરીર, ભોગ્ય પદાર્થો આદિનો સંબંધ થવો તો સહજ સુલભ છે પરંતુ બાહ્ય પદાર્થોથી ભિન્ન આત્માનું જ્ઞાન તથા આત્માનું ધ્યાન મહામુશ્કેલીએ પ્રાપ્ત થાય છે એટલા માટે આત્માનું જ્ઞાન—ધ્યાન કરવું એ જ મારા માટે હિતાવહ છે.

વિવેકબુદ્ધિ તથા ભેદજ્ઞાનશક્તિ પ્રગટ્યા વિના આત્માની આવી અનુભૂતિ થઇ શકતી નથી.

× × ×

**આધ્યાત્મિક જીવનશોધનઃ**

અત્રે એક મહાપ્રશ્ન ઉપસ્થિત થાય છે કે અમૂર્ત્ત આત્માની ઉપલબ્ધિ તથા તેની અનુભૂતિ કરવા માટે દુષ્કર પ્રયત્નો શા માટે કરવામાં આવે છે? પરોક્ષ આત્માની આરાધના કરવા માટે પ્રત્યક્ષ સુખોપભોગોનો ભોગ શા માટે આપવામાં આવે છે?

આ પ્રશ્નનો સંક્ષેપમાં એ જ ઉત્તર આપી શકાય કે—આધ્યાત્મિક સુખની પ્રાપ્તિ માટે આધ્યાત્મિક જીવન—શોધન તથા આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે. જો આત્મતત્ત્વ જ

માનવામાં ન આવે તો આધ્યાત્મિક સુખનાં ભોક્તા કોણ હોઈ શકે ! એટલા માટે આત્મતત્ત્વ છે અને એ આત્માને આધ્યાત્મિક સુખની આવશ્યકતા પણ છે સાંસારિક ભોગોપભોગોમા જે સુખ કલ્પવામા આવે છે તે વાસ્તવમા સુખ નથી પરંતુ દુ ખરૂપ છે, કારણ કે તે ક્ષણિક સુખરૂપ છે આત્યન્તિક સુખ તો આધ્યાત્મિકતામા જ રહેલુ છે

## આધ્યાત્મિક સુખ

આ આધ્યાત્મિક સુખ આત્મામા જ રહેલુ છે જ્યારે આત્મા પોતાના મૂળ સ્વરૂપમા આત્મરમણ કરે છે તે વખતે તેને જે સુખ મળે છે તે સુખ અનિર્વચનીય અને અગોચર છે

આ આધ્યાત્મિક સુખ—પ્રાપ્તિના ત્રણ ઉપાયો છે-જ્ઞાન, દર્શન અને ચારિત્ર અથવા ઉચ્ચાર, વિચાર અને આચાર આ રત્નત્રયનુ સમ્યગ્ આરાધન કરવાથી આત્મિક સુખની પ્રાપ્તિ થઈ શકે છે

જો આધ્યાત્મિક સુખને પ્રાપ્ત કરવુ હોય તો તેના સાધન રૂપ આધ્યાત્મિક ધર્મને પણ જીવનમા સ્થાન આપવુ જોઈએ આત્મચિંતન સિવાય સાંસારિક બધી ચિંતાઓને ચાકડે મૂકી દઈ એવો આધ્યાત્મિક વિચાર કરવો જોઈએ કે

> શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા
> માન અમાને વર્તે તે જ સ્વભાવ જો
> જીવિત કે મરણે નહિ ન્યૂનાધિકતા
> ભવ મોક્ષે પણ વર્તે શુદ્ધ સ્વભાવ જો —રાજચંદ્ર

આધ્યાત્મિક વિચારશુદ્ધિ વિના સમત્વ, નિર્મમત્વ આદિ ગુણો પ્રગટી શકે નહિ એટલા માટે આત્મિક શુદ્ધિની સર્વપ્રથમ આવશ્યકતા રહે છે.

આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યો વિના આત્માની ઉપલબ્ધિ તથા આધ્યાત્મિક શુદ્ધિ થઇ શકતી નથી એટલા માટે અત્રે આત્મજ્ઞાનનાં સાધનો વિષે વિચાર કરવો પણ આવશ્યક છે.

**આત્મજ્ઞાનનાં સાધનો :**

આત્મિક ગુણો એ જ આત્મજ્ઞાનનાં સાધનો છે. આત્મિક ગુણો અનેક છે એટલા માટે આત્મજ્ઞાનના સાધનો પણ અનેક છે. ક્ષમા, માર્દવ, આર્જવ, લઘુતા, સત્ય, સંયમ, શુચિતા, બ્રહ્મચર્ય, ત્યાગ આદિ દશ યતિધર્મગુણો એ પણ આત્મિક ગુણો જ છે. શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્તિક્ય એ પાંચ સમ્યક્ત્વ ગુણો પ્રગટ્યા વિના જ્ઞાનગુણો પ્રગટતાં નથી અને જ્ઞાનગુણો પ્રગટ્યા વિના ચારિત્રગુણો જીવનમાં ખીલતાં નથી. એટલા માટે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ-ગુણોનો વિકાસ કરવો, તેની પ્રાપ્તિ કરવી એ જ આત્મજ્ઞાનનાં સાધનો છે.

આત્મામાં અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્ય આદિ અનંત શક્તિઓ રહેલી છે. આ શક્તિઓ આત્મજ્ઞાનનાં વિઘાતક કર્મોનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ થતો નથી ત્યાંસુધી ખીલતી નથી.

**આસુરી-શક્તિ અને દૈવી-શક્તિ અર્થાત્ કર્મ અને ધર્મ:**

આત્મામાં કર્મશક્તિ અને આત્મિકશક્તિ વચ્ચે હંમેશાં

સંઘર્ષણુ દ્વન્દ્વયુદ્ધ ચાલ્યા જ કરે છે. કર્મશક્તિ એ આસુરી શક્તિ સમાન છે અને આત્મિક શક્તિ એ દૈવીશક્તિ સમાન છે. આસુરી શક્તિનો વિનાશ કરવા માટે દૈવીશક્તિની ઉપાસના કરવી અત્યાવશ્યક છે આત્મિક શક્તિનો વિકાસ ન થાય ત્યાં સુધી કર્મશક્તિઓ બળવતી રહે છે પરન્તુ આત્મામા દૈવીશક્તિ—આત્મિક શક્તિ પ્રગટતા કર્મશક્તિ નિર્બલ બનતી જાય છે દૈવીશક્તિઓ—આત્મિક શક્તિઓ કઇ છે તે વિષે વિવેચન કરતાં ગીતામા કહ્યુ છે કેઃ—

अभय सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थिति ।
दान दमश्च यज्ञश्च, स्वाध्यायस्तप आर्जवम् ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागा शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलौलुप्यं, मार्दवं ह्रीरचापलम् ॥
तेजः क्षमा धृति शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति सम्पदं दैवीमभिजातस्य भारत ! ॥ —ગીતા

નિર્ભયતા, સત્વસશુદ્ધિ, દાન, દમ, સ્વાધ્યાય, તપ, આર્જવતા, અહિંસા, સત્ય, ક્ષમા, ત્યાગ, શાન્તિ, દયા, અલોલુપતા, માર્દવતા, તેજસ્વિતા, ધૈર્ય આદિ દૈવી પ્રકૃતિના—આત્મિક શક્તિનાં લક્ષણો છે.

આ આત્મિક ગુણો એ કર્મશત્રુઓને પરાજિત કરવા માટે અમોઘ આધ્યાત્મિક શસ્ત્રો છે. પ્રત્યેક ધર્મશાસ્ત્રોમાં આ આધ્યાત્મિક ગુણોને જીવનમાં પ્રગટાવવા માટે વધતા—ઓછા પ્રમાણમાં ઉપદેશ આપવામા આપેલ છે. જ્યાં સુધી ઉક્ત આત્મિક ગુણો જીવનમાં પ્રગટતા નથી ત્યાંસુધી આસુરી શક્તિ—કર્મશક્તિ પરાસ્ત થઇ શકતી નથી. આ આસુરી શક્તિ વિષે ગીતામાં કહ્યું છે કે—

दम्भो दर्पो अभिमानश्च, क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य, पार्थ ! सम्पदमासुरीम् ॥ ગીતા

દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, નિર્દયતા, અજ્ઞાનતા આદિ આસુરી શકિત–કર્મશક્તિનાં લક્ષણો છે.

**આધ્યાત્મિક દોષો:**

ક્રોધ, માન, માયા તથા લોભ એ ચાર કષાયોને શાસ્ત્રકારોએ આધ્યાત્મિક* દોષો તરીકે વર્ણવ્યાં છે.

આ આધ્યાત્મિક દોષોથી આત્માને શું નુકશાન થાય છે તે વિષે સૂત્રમાં લખ્યું છે કે:

कोहो पीइं पणासेइ, माणो विणयनासणो ।
माया मित्ताणि नासेइ, लोहो सव्वविणासणो ॥
दश. अ० ८, गा. ३८

ક્રોધ પ્રીતિનાશક છે, માન વિનયનાશક છે, માયા મિત્રતાવિનાશક છે અને લોભ સર્વવિનાશક છે.

આ ચાર કષાયોમાં ક્રોધનું સ્થાન સર્વપ્રથમ છે. આ ક્રોધ આત્માનો મહાશત્રુ છે. આ મહાશત્રુ કેટલો બધો ભયંકર છે તે વિષે ગ્રન્થોમાં લખ્યું છે કે:

---

*कोहं च माणं च तहेव मायं
लोभं चउत्थं अज्झत्थदोसा ॥

શ્રી સૂત્રકૃતાંગ સૂત્રમાં કહ્યું છે કે–

ચાર કષાયો જ ખરી રીતે આધ્યાત્મિક દોષો હોવાથી સંસારવર્ધક છે.

कोहो अप्पीइकरो उव्वेयकरो य सग्गइमिट्टलणो ।
वेरणुयघज्जलणो अलणो परगुणगणस्स वणस्स ॥
कोहधा निहणन्ति पुत्तं मित्तं गुरुं कलत्तं च ।
जणयं जणणीं अप्पि पि, तिग्घणा किं च न कुणन्ति ॥

અર્થાત્ ક્રોધ અપ્રીતિકર, ઉદ્વેગકર અને સદ્ગતિનો વિનાશક છે. તે ક્રોધ વૈરાનુબંધનો બાપ છે અને સદ્ગુણરૂપી વનને ભસ્મીભૂત કરનાર છે. ક્રોધાંધ પુત્રને, મિત્રને, ગુરુજનોને, કલત્રને, જનકને જનનીને પણ હણનાર થાય છે ક્રોધાગ્નિ બીજાને જ બાળતી નથી પરંતુ જે ક્રોધ કરે છે તેને પોતાને તો અવશ્ય બાળે છે ટૂંકામાં ક્રોધ અનેક ગુણોનો જનક હોવાથી તેને ક્ષમાગુણદ્વારા શાન્ત કરવો જોઈએ

કષાયનો સામાન્ય અર્થ સંસાર થાય છે, અર્થાત્ ક્રોધ, માન, માયા તથા લોભ એ ચાર કષાયો સંસારની વૃદ્ધિ કરે છે. શાસ્ત્રમાં કહ્યુ પણ છે કે

कोहो य माणो य अणिग्गहिया,
माया य लोहो य पवड्ढमाणा ।
चत्तारि एए कसिणा कसाया,
सिंचंति मूलाइं पुणब्भवस्स ॥

दश० अ० ८, गा. ४०

અર્થાત્ ક્રોધ તથા માનનો નિગ્રહ કરવો મુશ્કેલ છે અને માયા તથા લોભ દિનપ્રતિદિન વધતા જ જાય છે. સંક્ષેપમાં આ ચારે ય કષાયો સંસારના મૂળને સિંચન કર્યા કરે છે.

મુમુક્ષુ આત્માઓએ સંસારની અસારતા જાણી આ ચારે ય

કષાયોને જીતવાનો પ્રયત્ન કરવો જોઇએ. કષાયોને જીતવાનો ઉપાય બતાવતાં શાસ્ત્રકારોએ ફરમાવ્યું છે કે:

उवसमेण हणे कोहं, माणं मद्दवया जिणे ।
मायमज्जवभावेणं, लोहं संतोसओ जिणे ॥

અર્થાત્ ક્રોધને ક્ષમાદ્વારા જીતવો જોઇએ, મૃદુતા–નમ્રતાથી અભિમાનને જીતવો જોઇએ, સરળતાથી માયાને જીતવી જોઇએ અને સંતોષથી લોભને જીતવો જોઇએ.

**ઇન્દ્રિયજય અને મનોનિગ્રહ:**

આ ચતુર્વિધ સંસારવર્દ્ધક કષાયો પાંચ ઇન્દ્રિયોને હઠાવ્યા વિના જીતી શકાતા નથી. સોનાને પિગાળવું હોય તો પ્રજ્વલિત અગ્નિ જ જોઇએ. ન જીતાયેલી ઇન્દ્રિયો મનુષ્યને અધઃપતનના માર્ગે લઇ જાય છે. જિતેન્દ્રિય પુરુષ જ કષાયોને જીતી શકે છે. ઇન્દ્રિયોની સર્વથા અપ્રવૃત્તિ એ કાંઈ ઇન્દ્રિયજય ન કહેવાય. ઇન્દ્રિયોના વિષયોમાંથી રાગદ્વેષ ચાલ્યા જાય તો પછી ઇન્દ્રિયોની પ્રવૃત્તિ પણ ઇન્દ્રિયજય જ છે. વાસ્તવમાં વિષયલોલુપતા અને આસક્તિ ભાવના જ દુઃખોત્પાદક છે. कामाणुगिधिप्पभवं खु दुक्खं અર્થાત્ વિષયાસક્તિથી જ દુઃખ પેદા થાય છે. એટલા માટે–

जे इन्दियाणं विषया मणुन्ना, न तेसु भावं निसिरे कयाइ ।
न यामणुन्नेसु मणंऽपि कुज्जा, समाहिकामे समणे तवस्सी ॥
उ० ३२-२१

અર્થાત્ સમાધિની ઇચ્છાવાળા તપસ્વી ભિક્ષુએ ઇન્દ્રિયોને પ્રિય લાગતા કે અપ્રિય લાગતા વિષયોમાં રાગદ્વેષ ન કરવો જોઇએ.

ઇન્દ્રિયોને જીતવા માટે સર્વપ્રથમ ઇન્દ્રિયજન્ય વિષયસુખમાં જે આસક્તિભાવ છે તેને દૂર કરવો જોઇએ.

**મનઃશુદ્ધિ:**

આ ઇન્દ્રિયોનો વિજય મનઃશુદ્ધિવડે જ થઇ શકે તેમ છે. મનઃશુદ્ધિ વિના અંતરશુદ્ધિ થઇ શકતી નથી. મનોવિજય પ્રાપ્ત કરવાથી એકાગ્રચિત્તતા પ્રાપ્ત થાય છે અને સંયમ-પાલન સરળતા-પૂર્વક થઇ શકે છે. મનોનિગ્રહ કરવો એ આત્મશુદ્ધિનું સાધન છે. એટલા માટે ચંચલ ચિત્તને કાબૂમાં રાખવું અત્યાવશ્યક છે. મુમુક્ષુ આત્માએ આખા જગતમાં ભટકયા કરનારા મનરૂપી વાંદરાને પ્રયત્નપૂર્વ નિયંત્રણમાં લાવવો જોઇએ. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે-આ મનરૂપી અશ્વ સાહસિક, ભયંકર, દુષ્ટ અને આમથી તેમ દોડનારો છે માટે તેને ધર્મશિક્ષારૂપી લગામવડે કાબૂમાં રાખવો જોઇએ.

**રાગ-દ્વેષનો ક્ષય કેમ થાય ?**

મનઃશુદ્ધિ કરવી હોય તો રાગ-દ્વેષની વૃત્તિને જીતવી આવશ્યક છે. रागो य दोसो वि य कम्मबीयं-રાગ અને દ્વેષ એ બન્ને કર્મબીજો છે. આ કર્મબીજોનું આરોપણ કેવી રીતે થાય છે? તે કર્મબીજો જ્યારે ફળરૂપે પરિણમે છે ત્યારે આત્માને કેટલું દુઃખ સહેવું પડે છે અને રાગ-દ્વેષનો મૂલોચ્છેદ કરવાથી કેવું આત્મસુખ પ્રાપ્ત થાય છે? તે વિષે સૂત્રકારોએ ઠીક જ કહ્યું છે કે-

**રાગ-દ્વેષ ઉત્પત્તિનું મૂળ કારણ:**

जहा य अण्डप्पभवा बलागा, अण्डं बलागप्पभवं जहा य

एमेव मोहाययणं खु तण्हा, मोहं च तण्हाययणं वयन्ति ॥
रागो य दोसोऽवि य कम्मवीयं, कम्मं च मोहप्पभवं वयन्ति ।
कम्मं च जाइमरणस्स मूलं, दुक्खं च जाइमरणं वयन्ति ॥

उ. अ० ३२, गा. ६–७

અર્થાત્ જેમ બગલી ઇંડામાંથી પેદા થાય છે અને ઇંડું બગલીમાંથી પેદા થાય છે તેમ (સંસારવર્દ્ધક) મોહનું ઉત્પત્તિસ્થાન તૃષ્ણા છે અને તૃષ્ણાનું ઉત્પત્તિસ્થાન મોહ છે. રાગ અને દ્વેષ એ કર્મના બીજ છે; અને તેનું ઉત્પત્તિસ્થાન મોહ છે. કર્મ જ જન્મ–મરણનું મૂળ છે અને જન્મ–મરણ એ જ દુઃખ છે.

આ પ્રમાણે દુઃખપરંપરાનું મૂળ કારણ મોહ તથા રાગ–દ્વેષ છે. જે નિર્મોહી તથા રાગ–દ્વેષથી વિરત થઇ જાય છે તે જન્મ–મરણનાં દુઃખથી મુક્ત બની આત્મિક સુખને પામે છે. સૂત્રકારે દુઃખમુક્તિ અને સુખપ્રાપ્તિનો સરળ માર્ગ બતાવ્યો છે કેઃ

*दुक्खं हयं जस्स न होइ मोहो,
मोहो हओ जस्स न होइ तण्हा ।
तण्हा हया जस्स न होइ लोहो,
लोहो हओ जस्स न किंचणाइं ॥ उ० ३२–८

અર્થાત્ જેને મોહ નથી તેનું દુઃખ ગયું, જેને તૃષ્ણા

---

* मणगुत्तयाए जीवे एगग्गं जणयइ एगग्गचित्तेणं
जीवे मणगुत्ते संजमाराहए भवइ । उ० अ. २९–५३

નથી તેનો મોહ ગયો, જેનામાં લોભ નથી તેની તૃષ્ણા ગઈ અને જેને લોભ નથી તેને કાંઈ નથી.

**મમત્વ અને નિર્મમત્વ:**

આ પ્રમાણે રાગદ્વેષને જીતવા માટે મુમુક્ષુ જીવોએ નિર્મોહી, નિર્મમત્વી, નિર્લોભી તથા નિરતૃષ્ણ બનવું જોઈએ. સંસાર પ્રત્યેનું મમત્વ–મારાપણું જ્યાંસુધી છૂટતું નથી, વિરક્તિભાવ જીવનમાં પ્રગટતો નથી ત્યાંસુધી રાગદ્વેષના બીજ નષ્ટ થઈ શકતા નથી આસક્તિભાવ દૂર થાય તો રાગદ્વેષજન્ય દુઃખ પણ દૂર થાય. જીવનમાં વૈરાગ્યભાવ, ભેદ–વિજ્ઞાન, સમભાવ, નિર્મમભાવ પેદા થાય તો રાગદ્વેષ પાતળાં થઈ શકે, એટલા માટે નિર્વાણપદની આકાંક્ષાવાળા મનુષ્યોએ પ્રમાદ કર્યા વિના 'મમત્વ' વડે રાગદ્વેષરૂપી શત્રુને જીતવો જોઈએ સમભાવના એ રાગદ્વેષના વિષને ઉતારનારું અમૃત છે. આત્માના સ્વરૂપનું ભાન થતા જીવનમા 'સમત્વ'નો સાક્ષાત્કાર થઈ શકે છે.

આ 'સમત્વ' નિર્મમત્વ પ્રાપ્ત થવાથી જ પ્રાપ્ત થઈ શકે છે. જીવનમા નિર્મમત્વ–નિર્મોહભાવ પ્રગટાવવા માટે અનિત્ય–અશરણ–સંસાર–એકત્વ– અન્યત્વ– અશુચિત્વ–આશ્રવ–સંવર– નિર્જરા–ધર્મ–લોક તથા બોધિદુર્લભત્વ–આ બાર ભાવનાઓનું અવલંબન લેવું આવશ્યક છે.

**ભાવના:**

આ પ્રમાણે બાર ભાવનાઓવડે અવિશ્રાંતપણે મનને સુવાસિત કરતો સાધુપુરુષ નિર્મમત્વ પ્રાપ્ત કરી, સર્વ ભાવોમાં સમત્વ પ્રાપ્ત કરે છે. વિષયોમાંથી વિરક્ત થયેલા અને સર્વત્ર 'સમબુદ્ધિ' પ્રાપ્ત કરીને સુવાસિત થયેલા ચિત્તવાળા સાધુ–પુરુષોનો જ

કષાયરૂપી અગ્નિ શાન્ત થાય છે; અને બોધિરૂપી દીપક ઉજ્જ્વળ થાય છે.

**ઇન્દ્રિયનિગ્રહનાં સાધનો:**

રાગ, દ્વેષ તથા મોહ જે દુઃખોત્પત્તિનાં મૂળ કારણો છે તેને નિર્મૂળ કરવા માટે શાસ્ત્રકારોએ જે ઉપાયો બતાવ્યા છે તે આ પ્રમાણે છે:

**रसा पगामं न निसेवियव्वा, पायं रसा दित्तिकरा नराणं।**
**दित्तं च कामा समभिद्दवन्ति, दुमं जहा साउफलं व पक्खी ॥**
**जहा दवग्गी पउरिन्धणे वणे, समारुओ नोवसमं उवेइ ।**
**एविन्दियग्गीऽवि पगामभोइणो, न बंभयारिस्स हियाय कस्सई ॥**
**विवित्तसेज्जासणजन्तियाणं, ओमासणाणं दमिइन्दियाणं ।**
**न रागसत्तू धरिसेइ चित्तं, पराइओ वाहिरिवोसहेहिं ॥**

—उ० ३२, १०-११-१२

અર્થાત્ દૂધ, દહીં વગેરે દીપ્તિકર-કામોત્તેજક રસો યથેચ્છ ન સેવવાં, કારણ કે જેમ સ્વાદુ ફળવાળા વૃક્ષ તરફ પક્ષીઓ ટોળાબંધ દોડી આવે છે તેમ દીપ્ત મનુષ્ય તરફ કામવાસનાઓ દોડી આવે છે. જેમ બહુ કાષ્ઠવાળા વનમાં પવન સહિત સળગેલો દાવાગ્નિ શાન્ત થતો નથી, તેમ યથેચ્છ આહાર કરનાર બ્રહ્મચારીનો ઇન્દ્રિયાગ્નિ શાન્ત થતો નથી.

અતિ આહાર કોઇને હિતકર નથી, એકાન્તમાં રહેનારા, ઓછું ખાનારા અને ઇન્દ્રિયોનું દમન કરનારા પુરુષોને જ રાગરૂપી શત્રુ નથી નમાવી શકતો; પરંતુ ઔષધોથી વ્યાધિની પેઠે પોતે જ પરાજિત થઇ જાય છે.

**ખાન-પાનનો સંયમ**

આ પ્રમાણે ઇન્દ્રિયજય પ્રાપ્ત કરવા માટે ખાન-પાનમાં સંયમ, શયનાસનનો અભ્યાસ તથા દેહદમન કરવાની સાથે બ્રહ્મચર્ય-વીર્યરક્ષા કરવાની ખાસ આવશ્યકતા રહે છે એટલા માટે શાસ્ત્રકારો આ વિષે ચેતવણી આપતા કહે છે કે

जहा बिरालावसहस्स मूले, न मूसगाण वसही पसत्था।
एमेव इत्थीनिलयस्स मज्झे न बंभयारिस्स खमो निवासो ॥
न रूव-लावण्ण-विलास-हास, न जंपिय-इंगिय पेहियं वा।
इत्थीण चित्तंसि निवेसइत्ता, दट्ठुं ववस्से समणे तवस्सी ॥
अदंसणं चेव अपत्थणं च, अचिन्तणं चेव अकित्तणं च ।
इत्थीजणस्सारियझाणजुग्गं हियं सया बंभवए रयाणं ॥

उ० ३२-१३-१५

અર્થાત્ બિલાડીના રહેઠાણ પાસે ઉંદરોએ રહેવું એ જેમ કહાપણભરેલું નથી તેમ સ્ત્રીઓવાળા મકાનમાં બ્રહ્મચારીએ રહેવું સલામતીભરેલું નથી આત્મશોધક સાધુ-પુરુષે સ્ત્રીઓના રૂપ, લાવણ્ય, વિલાસ, હાસ્ય, મંજુલ વચન, અંગમરોડ અને કટાક્ષ વગેરેનું મનમાં ચિંતન ન કરવું, તેમનું કીર્તન ન કરવું, તેમની અભિલાષા ન કરવી તેમજ તેમને રાગપૂર્વક નીરખવા નહિ સદા બ્રહ્મચર્યમાં-આત્મરમણમાં તન્મય રહેવા ઇચ્છતા પુરુષોને આ નિયમ હિતકર છે તથા ઉત્તમ ધ્યાન પ્રાપ્ત કરવામાં મદદરૂપ છે

**પ્રમાદત્યાગ**

આ ઉપરાંત આત્મશુદ્ધિ અર્થે મદ, વિષય, કષાય, નિદ્રા

તથા વિકથા આ પાંચે પ્રમાદો સંસારવર્દ્ધક હોવાથી તેમનો ત્યાગ કરવો જોઈએ.

**ચાર કલ્યાણ–સાધનો :**

આ પ્રમાણે આત્મહિતૈષી સાધકો કષાયોને, ઇન્દ્રિયોને તથા મનને જીતવા માટે ખાનપાનમાં સંયમ રાખે છે, બ્રહ્મચર્યની રક્ષા કરે છે, પાંચ પ્રમાદોનો ત્યાગ કરે છે તથા 'कम खाओ और गम खाओ' ના નિયમનું યથાવિધિ પાલન કરે છે. જ્યારે ભવ્ય આત્માઓ સન્માર્ગગામી બને છે ત્યારે તેઓ સાંસારિક ક્ષણિક વિષય–સુખોમાં રાચતા નથી પરંતુ વિનય, સૂત્ર, આચાર અને તપ* એ ચાર કલ્યાણ–સાધનોને અપનાવી આત્મહિત સાધે છે.

આત્મસાધક મહાત્માઓનું ધ્યેય હમેશાં મોક્ષ–પ્રાપ્તિ હોય છે. મોક્ષ એ જ એમને પરમ પુરુષાર્થ હોય છે. આ મોક્ષ–સાધ્યને સિદ્ધ કરવા માટે તેઓ ધર્મ–સાધનનો આશ્રય લે છે. કર્મોનો ક્ષય કે ક્ષયોપશમ આત્મજ્ઞાનથી થાય છે. પરંતુ આત્મજ્ઞાન તો ધ્યાનથી સિદ્ધ થાય છે. એટલા માટે ધ્યાન એ પણ આત્માને માટે અત્યંત હિતકર છે.

**'ધ્યાન' અને ધર્માનુપ્રેક્ષા :**

ધ્યાનનો સામાન્ય અર્થ મનને એકાગ્ર કરી નિદિધ્યાસન કરવું. આત્માનું સૂક્ષ્માવલોકન નિરીક્ષણ એકાગ્ર ધ્યાનથી સિદ્ધ થાય છે. 'ધર્માનુપ્રેક્ષા' એ ધ્યાનનો વિષય હોવો જોઈએ.

---

* विणए सुए य तवे, आचारे निश्च पंडिआ ।
अभिरामयंति अप्पाणं, जे भवंति जिइंदिया ॥–दश० ९–१

ધ્યાનનો પ્રવાહ ચાલુ રાખવા માટે એટલે કે તૂટતા ધ્યાનને ધ્યાનાંતર સાથે જોડવા માટે મૈત્રીભાવના, પ્રમોદભાવના, કારુણ્યભાવના અને માધ્યસ્થ્યભાવના—આ ચાર ભાવનાઓ રસાયનરૂપ છે.

આ ધ્યાનની સિદ્ધિ અર્થે યોગીપુરુષો વીરાસન, પદ્માસન, ભદ્રાસન, પર્યંકાસન, વજ્રાસન, દંડાસન, કાયોત્સર્ગ આદિ આસનોનો પ્રયોગ કરે છે.

**આત્મશુદ્ધિનાં માર્ગો :**

આ પ્રમાણે સમત્વ, નિર્મમત્વ, શમ–દમ, તપ, ત્યાગ જ્ઞાન–ધ્યાન આદિ આત્મગુણોમાં આત્મા તલ્લીન—તન્મય બની જાય છે ત્યારે આત્મસિદ્ધિ અને જીવનશુદ્ધિનો માર્ગ અતિ સરળ બની જાય છે. આ વિકાસમાર્ગમાં નીચેના ચાર વિશુદ્ધિસ્થાનો બહુ જ ઉપયોગી નીવડે છે :

लज्जा दया संजम बंभचेरं, कल्लाणभागिस्स विसोहिठाणं ।

અર્થાત્ બ્રહ્મચર્ય, દયા, પાપભીરુતા અને સંયમ એ ચારે વિશુદ્ધસ્થાનો, કલ્યાણેચ્છુક મુમુક્ષુ સાધકને વિકાસમાર્ગમાં ઉપયોગી સહાયકો છે. આત્મશુદ્ધિના આ માર્ગે–ઉક્ત આધ્યાત્મિક વિકાસક્રમાનુસાર–જે પ્રયાણ કરશે તેઓ સ્વકલ્યાણ સાધવા સાથે પરકલ્યાણ સાધી શ્રેષ્ઠ આત્મિક સુખને પામશે એ નિઃસંશય છે.

मैत्रीकरुणामुदितोपेक्षाणां,सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् ।

યોગસૂત્ર ૧–૩૩

× × ×

પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજ આધ્યાત્મિક જીવનશુધ્ધિના માર્ગે જઈ એકાન્તિક અને આત્યન્તિક આત્મસુખને પ્રાપ્ત કરવા

ચાહતા હતા અને એટલા જ માટે આત્મ સ્વરૂપને સમજીને વૈરાગ્યપૂર્વક ભાગવતી દીક્ષા અંગીકાર કરી અને મુનિધર્મ જીવનને સાર્થક તથા સફળ બનાવવા માટે કષાયવિજય,ઇન્દ્રિયજય, મનોનિગ્રહ, આત્મધ્યાન કરવામાં સવિશેષ સતર્ક રહ્યા અને ઉત્તરાવસ્થામાં તો અધ્યાત્મમાં એવા તલ્લીન બની ગયા કે જાણે તેઓશ્રી અધ્યાત્મયોગી હોય ! ખરેખર પૂજ્યશ્રીના સર્વાંગીણ જીવન-વિકાસ ઉપર વિચાર કરીએ છીએ તો જણાય છે કે પૂજ્યશ્રીનું જીવન આધ્યાત્મિક હતું. પૂજ્યશ્રી આધ્યાત્મિક જીવનકળા-ધર્મકળા ને પ્રબળ પુરુષાર્થદ્વારા સંપાદિત કરી શકયા હતા અને આત્મસાધનામાં સફળ પણ બની શકયા હતા.

શાસ્ત્રકારોએ सव्वा कला धम्मकला जिणइ અર્થાત્ બધી કળાઓમાં ધર્મ કળા—આત્માને ઓળખવાની કળાને શ્રેષ્ઠ કળા કહેલી છે. આ જીવનકળા જ સાચી કળા છે. જો આત્મ-તત્ત્વને આધ્યાત્મિકતાને જીવનમાં સ્થાન ન આપ્યું તો જીવન સાર્થક તેમજ સફળ બની શકતું નથી.

કળાવિહીન જીવન નિષ્ફળ અને 'નિકૃષ્ટ' હોય છે. પણ પ્રમાદી ન બનતાં જે આજીવિકાના નિર્વાહ અર્થે પણ શિલ્પ કળા શીખે છે તે સાધારણ 'ઠીક' છે. પરંતુ જે જીવન 'જીવી' જાણવા માટે આત્મસાધનાની—આધ્યાત્મિકતાની ધર્મકળા શીખે છે અને આત્મસાધના સાધવામાં જ તત્પર રહે છે તે ઉત્તમ છે. પણ જે મહાપુરુષો આત્મસાધનાની ધર્મકળા પોતે શીખ્યા બાદ બીજાને પણ તે ધર્મકળા શીખડાવે છે અને 'જન' માંથી—જ્ઞાન અને ચારિત્રની શકિત આપી—જૈન બનવાની ધર્મકળા શીખડાવે છે તે 'સર્વોત્તમ' છે.

પ્રથમ કોટિના મનુષ્યો કીટ-પતંગવત્, બીજી કોટિના મનુષ્યો પશુ પક્ષીવત્, ત્રીજી કોટિના મનુષ્યો મનુષ્યવત્ અને ચોથી કોટિના મનુષ્યો દિવ્ય જીવન જીવે છે.

પહેલી બે કોટિના મનુષ્યો બહિર્વૃત્તિવાળા હોય છે અર્થાત્ તેમનું ધ્યેય 'અર્થ અને કામ' હોય છે તેઓ બહિર્જગતના સુખ-સાધનો જોડવામાં અને તેનો જ સુખોપભોગ કરવામાં આ સક્ત રહે છે જ્યારે ત્રીજી-ચોથી કોટિના મનુષ્યો બહિર્વૃત્તિથી પરાઙ્મુખ બની અન્તર્જગતમાં જ ઐકાન્તિક અને આત્યન્તિક આત્મિક સુખની પ્રાપ્તિ માટે 'ધર્મ' અને મોક્ષ' એ બે જ પરમ પુરુષાર્થને લક્ષ્ય રાખી નિશદિન આત્મસાધના કરે છે અને આધ્યાત્મિક જીવન વ્યતીત કરે છે.

એક સામાન્ય શિલ્પકલા શીખવા માટે કેટલો પરિશ્રમ, કેટલી સાધના અને કેટલો સતત અભ્યાસ તથા ચિંતન, મનન અને નિદિધ્યાસન કરવાની આવશ્યકતા રહે છે ? તો જે ધર્મકળા-જીવનકળા-આત્મશોધનની વસ્તુ છે-તેને સંપાદિત કરવા માટે કેટલી સંયમ-સાધના, તીવ્ર વૈરાગ્યવૃત્તિ, તપ-ત્યાગ, જ્ઞાન-ધ્યાનની આરાધના, આચાર-વિચારની શુદ્ધિ અને જીવન-જાગૃતિની આવશ્યકતા રહેતી હશે તેનો સામાન્ય ખ્યાલ આવી શકે છે

પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજ ચોથી કોટિના એક સાધક મહાત્મા હતા. તેમણે પોતાનું સંપૂર્ણ જીવન આત્મસાધના અને જનકલ્યાણ-સાધનારૂપ ધર્મકળાની ઉપાસના કરવામાં અને તેનો જ પ્રચાર કરવામાં વ્યતીત કર્યું હતું.

પૂજ્યશ્રીની સુદીર્ઘ સંયમી જીવનની 'સાધના'એ તેમને

ધર્મ જીવનના કુશળ કલાકાર અને 'સંયમ–સ્થવિર'–ધર્મનાયક બનાવી દીધા હતા.

ખરેખર પૂજ્યશ્રી એક અધ્યાત્મયોગી હતા. તેમણે આત્મશુદ્ધિને લક્ષ્યમાં રાખી 'ધર્મ અને મોક્ષ' એ બે પુરુષાર્થોની ખૂબ જ સાધના કરી હતી અને પરિણામે સ્વ–કલ્યાણ સાથે પર-કલ્યાણ સાધી પોતાનું આધ્યાત્મિક જીવન સફળ અને ધન્ય બનાવ્યું હતું. આવા અધ્યાત્મયોગી મહાપુરુષનું ઉદાત્ત અને ઉન્નત યશસ્વી આદર્શ સંયમી જીવન જગતજીવોનું કલ્યાણ કરવામાં સહાયક બનો એ જ પ્રાર્થના અને અંતરેચ્છા છે.

## પ્રકરણ ત્રીશમું : અનશનવ્રત અને સમાધિમરણ

क्रुमिजालशताकीर्णे, जर्जरे देहपञ्जरे ।
भज्यमाने न भेतव्यं, यतस्त्वं ज्ञानविग्रहः ॥

અર્થાત્ હે આત્મન્ ! તું જ્ઞાનરૂપી દિવ્ય શરીરને ધારણ કરનાર છે તો પછી સેંકડો કીડાઓથી ભરેના આ જર્જરિત દેહરૂપી પાંજરાનો નાશ થવાથી તારે શા માટે ડરવું જોઈએ ?

आगर्भाद्दुःखसंतप्तः प्रक्षिप्तो देहपञ्जरे ।
नात्मा विमुच्यतेऽन्येन मृत्युभूमिपतिं विना ॥

અર્થાત્ કર્મરૂપી શત્રુએ ગર્ભથી લઈ અત્યાર સુધી દેહરૂપી જેલખાનામાં આત્માને પકડી રાખ્યો હતો. મૃત્યુરૂપી રાજા સિવાય બીજા કોની શક્તિ છે કે તે આ કેદખાનામાંથી છોડાવી શકે ?

આ પ્રમાણે મહાપુરુષોએ 'મૃત્યુ'નું માહાત્મ્ય વર્ણવેલ છે. અને મૃત્યુ એ તો જીવન પરિવર્તન કરાવનાર સન્મિત્ર છે, એમ બતાવી તેથી ભય પામવાનું કશું કારણ નથી એમ જણાવેલ છે.

પરંતુ જે બહિરાત્મા હોય છે, જે શરીર અને આત્માને અભિન્ન માની-શરીરસુખને જ આત્મસુખ માની તેમાં રચ્યોપચ્યો

રહે છે, અને પરપદાર્થોમાં—બહિર્જગતનાં રંગરાગમાં જ—જે આસક્ત રહે છે તેવા બહિર્દષ્ટિ પામર આત્માઓને 'મૃત્યુ' એક ભયંકર વસ્તુ ભાસે એ સ્વાભાવિક છે. જીવન-પર્યંત જેમણે પાપ-પ્રવૃત્તિઓ આદરી હોય, પોતાના સ્વાર્થને સાધવા માટે પર-પ્રાણીઓને પીડા આપી હોય, અને ક્રૂર કર્મો કરવામાં જેણે પાછું વાળી જોયું ન હોય તે મૃત્યુ શબ્દ સાંભળતાં જ થરથર કાંપી ઊઠે, તેનાં ગાત્ર ઢીલાં થઇ જાય અને તેનું શરીર શિથિલ થઇ જાય એ સ્વાભાવિક છે. ખરેખર પાપાત્માઓનાં પાપનો ઘડો ભરાઇ જાય છે ત્યારે તેનું દુષ્પરિણામ ઘણું જ ભયંકર આવે છે અને મૃત્યુ ક્ષણેક્ષણે ડંખે છે.

પરંતુ જે અંતરાત્મા હોય છે, જે શરીર અને આત્માને ભિન્ન માની દેહાધ્યાસને છોડી દે છે અને આત્માની શુદ્ધિ માટે સદા જાગ્રત રહે છે, તથા જે અંતર્જગતમાં આત્મોદ્ધારની અહેલક જગાવે છે તે મૃત્યુથી ભય પામતા નથી પરંતુ મૃત્યુને પોતાના સન્મિત્ર માની પ્રેમપૂર્વક ભેટે છે. જેણે મૃત્યુને જીતી લીધું છે—જે મૃત્યુંજય છે—તેને શાનો ભય હોય. ખરી રીતે તો દેહાસક્તિ જ ભયનું પ્રધાન કારણ છે પરંતુ મૃત્યુંજયી મહાત્માઓ તો દેહ અને આત્માને સર્વથા ભિન્ન માને છે, અને મૃત્યુને જીવન-પરિવર્તનનું કારણ માને છે.

શરીર જીર્ણ-શીર્ણ થતું હોવાને કારણે નાશવંત છે અને આત્મા સચ્ચિદાનંદ તથા અજરામર હોવાને કારણે અવિનાશી છે. આત્મા દેહી છે અને શરીર દેહ છે. આત્મા દેહરૂપી ગૃહમાં નિવાસ કરે છે. આત્મા જો શરીરને છોડવા ચાહે તો છોડી શકે

છે. શરીર પ્રત્યે આસક્તિ રાખવાને કારણે જ આત્માને જ
જન્માંતરો સુધી દુઃખો સહન કરવાં પડે છે. શરીર અને આ
ભિન્ન છે, એવું ભેદજ્ઞાન પેદા થાય ત્યારે જ મૃત્યુ ઉપર વિ
મેળવી શકાય છે. જેમને અંતરમા ભેદજ્ઞાન પેદા થાય છે તે
એમ માને છે કે

वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपरा
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि दे

ગીતામાં શ્રી કૃષ્ણ અર્જુનને સંબોધીને કહે છે કે
અર્જુન ! તું શરીરને જ સર્વસ્વ માનીને બેઠો છો પરંતુ
શરીર તો વસ્ત્ર સમાન છે. જે પ્રમાણે જીર્ણ શીર્ણ થએલા વસ્ત્રો
ત્યાગ કરી નવા વસ્ત્રો પરિધાન કરવામાં આનંદ આવે છે, તે
પ્રમાણે દેહી–આત્મા પણ શરીરરૂપી વસ્ત્રનો ત્યાગ કરી બીજ
શરીર–વસ્ત્ર ધારણ કરે છે.

આ પ્રમાણે જીવન–પરિવર્તન કરવામાં મૃત્યુ તો સન્મિત્ર
માફક પરમ સહાયક છે તો પછી તેથી શા માટે ડરવું જોઇએ

જેઓ આત્મ–સ્વરૂપને સમજે છે તેમને આત્માની અજર-
અમરતા વિષે જરા પણ શંકા હોતી નથી. તેમનું તો એ
મન્તવ્ય હોય છે કે

नैनं छिन्दन्ति शस्त्राणि, नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो, न शोषयति मारुतः ॥

આ આત્માને શસ્ત્રો છેદી–ભેદી શકતાં નથી, અગ્નિ તેને બાળી
શકતો નથી, જલ તેને ભીંજાવી શકતું નથી અને પવન તેને શોષી

શકતો નથી કારણ કે આત્મા તો અજર-અમર છે. આ પ્રમાણે જે મહાત્માઓ શરીર અને આત્માને સર્વથા ભિન્ન* માની, દેહ-સક્તિનો પરિત્યાગ કરી આત્માનંદમાં જ અલમસ્ત રહે છે તેમને મૃત્યુથી ડરવાનું કશું કારણ નથી. મૃત્યુંજયી મહાત્માને વળી ભય શાનો?

જે જન્મે છે તેનું મૃત્યુ તો અવશ્યંભાવી છે, પરંતુ જેઓ પોતાના જીવન-હેતુને સફળ કરે છે તે મૃત્યુંજયને પામે છે. શાસ્ત્રકારોએ આને જ 'પંડિત-મરણ' કહેલ છે. આવું પ્રશંસનીય પંડિતમરણ પ્રાપ્ત કરવા માટે શું કરવું જોઈએ? તે વિષે શાસ્ત્રમાં ફરમાવવામાં આવ્યું છે કે:

सुत्तेसु यावि पडिवुद्धजीवी, न वीससे पंडिए आसुपन्ने ।
घोरा मुहुत्ता अवलं शरीरं, भारंडपक्खीव चरऽपमत्ते ॥

उ. अ. ४

અર્થાત્ ગાઢ મોહનિદ્રામાં પડેલાં મનુષ્યોની વચ્ચે વિવેકશીલ મુમુક્ષુએ સદા જાગ્રત રહેવું તથા કોઈપણનો વિશ્વાસ ન કરવો; કારણ કે કાળ નિર્દય છે અને શરીર અબળ છે એમ સમજી ભારંડ પક્ષીની પેઠે સદા અપ્રમત્ત અને જાગ્રત રહેવું.

× × ×

જન્મ અને મરણ જીવનની એ બે અનિવાર્ય ઘટનાઓ છે.

---

*સરખાવો—

न जायते म्रियते वा कदाचित् नायं भुक्त्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥—गीता

જે જન્મે છે તે મરે તો છે જ, પરંતુ સાધારણ માનવીના અને મહાપુરુષોના મરણમાં ય ભેદ હોય છે સાધારણ મનુષ્ય 'મૃત્યુ'થી કંપે છે, એ મૃત્યુમાંથી કોઈ રીતે બચી જવા ઈચ્છે છે જ્યારે મહાપુરુષો મૃત્યુથી ડરતા તો નથી પરંતુ મૃત્યુને ય તેઓ આમંત્રણ આપે છે–મૃત્યુને ધર્મદૂત માની સ્વેચ્છાપૂર્વક નોતરે છે

જૈનશાસ્ત્ર આને ક્રમશ અકામમરણ–બાલમરણ અને બીજાને સકામમરણ–સમાધિમરણ–પંડિતમરણ નામથી સંબોધે છે

અકામમરણ એટલે પોતાને ન ગમતુ હોય છતાં પ્રાપ્ત થતુ મરણ આ અકામમરણ કામાસક્ત, ક્રૂરકર્મી તથા અજ્ઞાની જીવોને પ્રાપ્ત થાય છે આ બાલજીવો જીવન દરમ્યાન પ્રત્યક્ષ દેખાતાં સાસારિક સુખોમાં જ પોતાનુ જીવન વ્યતીત કરે છે તેઓ એમ માને છે કે " આ વિષયભોગો તો પ્રત્યક્ષ છે, પણ પરલોક કોણે દેખ્યો છે? માટે બધા ચાલે છે તેમ ચાલવુ જ ઠીક છે " આવો નિશ્ચય કરી તે ભોગાસક્ત લોકો પછી પોતાના ભોગો ખાતર ગમે તેવા અકર્મ આચરે છે તથા સ્થાવર–જંગમ અનેક પ્રાણીની હિંસા કરે છે પોતાના સુખ ખાતર કોઈ પણ પાપકર્મ કરતા તેઓ અચકાતા નથી તેઓ ગમે તેવુ અસત્ય બોલે છે, ગમે તેવા કપટ આચરે છે તથા ગમે તેવી નિંદા કરે છે સુરા અને માંસનુ અદ નિંશ સેવન કરનારા તે શઠ પુરુષો અનેક કુકર્મોથી પ્રાપ્ત કરેલા કામભોગોને જ શ્રેયરૂપ માને છે તથા મન, વચન અને કાયાથી કામિની–કાંચનમાં મૂર્છિત રહે છે આમ તેઓ આતર તેમજ બાહ્ય બન્ને પ્રકારની મલિનતા એકઠી કરે છે

આ પ્રમાણે અપર્યાપ્ત કામભોગો ભોગવતા ભોગવતા અંતે

જ્યારે તેમનું શરીર રોગો અને વૃદ્ધાવસ્થાથી ઘેરાઇ જાય છે ત્યારે તેમને મૃત્યુનો તથા ત્યારપછી પ્રાપ્ત થનારી પોતાની કારમી સ્થિતિનો ભય લાગવા માંડે છે. તે વખતે ક્રૂર કર્મો કરનારા અશીલ-દુઃશીલ લોકોને પ્રાપ્ત થતાં નરકસ્થાનો અને ત્યાં ભોગવવી પડતી યંત્રણાઓ તથા કર્મ અનુસાર પ્રાપ્ત થયેલા નવા સ્થાને જતાં થતો પરિતાપ-એ બધા વિષે પોતે સાંભળેલી વાતો તેમને યાદ આવે છે. પછી સપાટ રસ્તો છોડી ખાડાટેકરાવાળા રસ્તે ગાડું લઇ જતાં ધરી ભાંગવાથી પસ્તાતા ગાડાવાળાની પેઠે તે બાલજીવો પણ શોક-સંતાપ કરે છે.

આમ, પોતાની મરણ પછી થનારી સ્થિતિની કલ્પનાથી ભયભીત બનેલા તે મૂઢ પુરુષોને મરણનો અત્યંત ભય લાગે છે, તેથી તેઓ દાવમાં હારેલા જુગારીની પેઠે, પરવશપણે અનિચ્છાએ મરે છે. આનું નામ અકામમરણ*

આથી વિપરીત સકામમરણ-સમાધિમરણ કોને પ્રાપ્ત થાય છે? કોણ સ્વેચ્છાપૂર્વક મૃત્યુને આહ્વાન આપી શકે છે? તે વિષે શાસ્ત્રકારો ફરમાવે છે કે:

> मरणंऽपि सपुण्णाणं, जहा मेयमणुस्सुयं ।
> विप्पसण्णामणाघायं, संजयाण वुसीमओ ॥

उ० ५-१८

અર્થાત્ જે પુણ્યશાલી તથા સંયમી સાધુપુરુષોએ પોતાનું જીવન જ્ઞાનીપુરુષોએ બતાવેલ ધર્મમાર્ગે વ્યતીત કર્યું હોય છે તેઓનું મરણ પ્રસન્નતાભરેલું તથા આઘાત વિનાનું હોય છે;

* જુઓ ઉત્તરાધ્યયન સૂત્ર અ૦ ૫મું, શ્લોક ૩ થી ૧૬ સુધી.

કારણ કે તેમને નિશ્ચિત હોય છે કે મરણ એ તો જીવનકાર્યનો સરવાળો હોવાથી તેઓ ઉચ્ચ અથવા પરમગતિને અવશ્ય પામવાના છે.

तेसिं सोच्चा सपुज्जाण, संजयाण वुसीमओ ।
न संतसन्ति मरणन्ते, सीलवंतो बहुस्सुया ॥
तुलिया विसेसमादाय, दया-धम्मस्स खन्तिए ।
विप्पसीएज्ज मेहावी, तहाभूएण अप्पणा ॥
तओ काले अभिप्पेए, सड्ढी तालिसमन्तिए ।
विणएज्ज लोमहरिसं, भेयं देहस्स कंखए ॥
अह कालम्मि संपत्ते, आघायाय समुस्सयं ।
सकाममरणं मरई, तिण्हमन्नयरं मुणी ॥

उत्तरा० ५-२९-३१

આવી રીતે શીલવાળા બહુશ્રુત માણસો મરણ આવ્યે ત્રાસ ન પામતા હોવાથી તથા મરણ વખતે ધીરજ ગુમાવ્યા વિના પ્રસન્ન રહેતા હોવાથી, તેમનું મરણ સકામમરણ-સમાધિમરણ કહેવાય છે.

આખી જિંદગી દયાધર્મને અણીશુદ્ધ પાળનાર મેધાવી પુરુષ યોગ્ય વખત આવ્યે, શ્રદ્ધાપૂર્વક, ગુરુ સમક્ષ, લોમહર્ષનો ત્યાગ કરી, દેહના પડવાની વાટ જોતો તૈયાર રહે છે અને ત્રણ *પ્રકારમાંથી એક પ્રકારના સકામમરણથી મરે છે.

× × ×

* ૧-ભક્તપ્રત્યાખ્યાન-મરણ પર્યંત આહારાદિનો ત્યાગ કરવો તે

૨-ઇંગિત મરણ-આહાર ત્યાગ કરવા ઉપરાંત હાલવાચાલવાના ક્ષેત્રની પણ મર્યાદા બાંધવાની હોય છે.

૩-પાદોપગમન-આહારત્યાગ ઉપરાંત શારીરિક ચેષ્ટામાત્રનો ત્યાગ કરી પાદપ-વૃક્ષની જેમ નિશ્ચલ રહેવાનું હોય છે.

આ પ્રમાણે જ્ઞાની જનો મૃત્યુથી ગભરાઇ જતા નથી પણ તેઓ તો મૃત્યુને પણ મહોત્સવ માને છે. મૃત્યુથી તો અજ્ઞાની જનો ગભરાય છે. જ્ઞાની જનો તો એમ કહે છે કે બધી વસ્તુઓ મૃત્યુ પછી જ સારી લાગે છે. કલ્યાણનો માર્ગ મૃત્યુ જ છે. કલ્પવૃક્ષની તો કલ્પના જ કરી શકાય છે, પણ મૃત્યુ તો પ્રત્યક્ષ જ કલ્પવૃક્ષ છે. મૃત્યુથી તો જેવું ચાહો તેવું ફળ મેળવી શકાય છે કારણ કે મૃત્યુસમયે જેવા ભાવ રાખવામાં આવે છે તે ભાવ પ્રમાણે ફળ મળે જ છે.

ગીતામાં પણ કહ્યું છે કે: 'મૃત્યુસમયે જે ભાવને રાખી આત્મા કલેવરનો ત્યાગ કરે છે, મર્યા બાદ આત્મા તે જ ભાવોને પ્રાપ્ત કરે છે.'

જે પ્રમાણે કાચા ઘડાને આગમાં પકવ્યા બાદ જ તેમાં પાણી રહી શકે છે તે જ પ્રમાણે મૃત્યુનો તાપ સહ્યા બાદ જ આત્મા સુખ પામી શકે છે. અનેક વર્ષો સુધી તપશ્ચર્યા કર્યા બાદ જે સુખ તપસ્વી પ્રાપ્ત કરી શકે છે તે સુખ સમાધિમરણદ્વારા સહજ રીતે જ પ્રાપ્ત કરી શકાય છે,

× × ×

પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજ સંયતાત્મા—જાગ્રતાત્મા હતા. આત્મસિદ્ધિ અને જીવનશુદ્ધિ કરવા માટે તેમણે જીવનપર્યંત સંયમ-સાધના કરી હતી અને પોતાના જીવનને ધન્ય અને સફળ બનાવ્યું હતું. તેમને જીવનની અંતિમ ઘડી જણાતાં જીવનની અંતિમ સાધના કરી લેવી જરૂરી લાગી.

તેમણે લગભગ ૮૪ વર્ષ ઉપરાંતની અવસ્થાએ પહોંચેલી
ોતાની એકદમ અશક્ત અને જીર્ણશીર્ણ વૃદ્ધ કાયા જોઇને
િચાર કર્યો કે–આ જર્જરિત દેહદ્વારા સંયમ–સાધનામાં હવે
ટલા વખત સુધી સહાયતા મળી શકે એમ છે? આ કાયા હવે
ટલા દિવસ ટકવાની હતી? મૃત્યુ આવવાનુ તો છે જ, તો પછી
તે જ એને નિમંત્રણ શા માટે ન આપવું? શાસ્ત્રકારોની પણ
જ આજ્ઞા છે કે:

"लाभंतरे जीवियं वूहइत्ता,
पच्छा परिन्नाय मलावधंसी। उ० ४-७

અર્થાત્ જ્યાંસુધી શરીર સબળ છે ત્યાંસુધી તેનો ઉપયોગ
ધર્મ સાધવામાં કરી લેવો. પછી જ્યારે તે છેક અશક્ત
ઇ જાય ત્યારે માટીના ઢેફાની પેઠે તેનો સ્વેચ્છાપૂર્વક ત્યાગ
ી દેવો.

ધર્માજ્ઞાને શિરોધાર્ય કરવાનો આ શુભાવસર છે એવો
ચાર પૂજ્યશ્રીના હૃદયમાં ઉદ્‌ભવ્યો. આ વિચાર ઉદ્‌ભવતાં જાણે
ાખું ભૂતકાળનું જીવન તેમને નજર સામે તરવા લાગ્યું. સંસાર-
ાગરમાં ડૂબી રહેલ પોતાને ઉગારવા માટે પોતાનો બાહુ પકડેલા
રુદેવ રત્નસિંહજીસ્વામી તેમને યાદ આવ્યા. એ ગુરુદેવે પોતાને
ર્મનૌકામાં બેસાડી મોક્ષના માર્ગે મૂક્યો હતો. પૂજ્ય ગુરુદેવનું
મરણ થતાં પોતાનાં નવાશિ ગુરુદેવના ભાવચરણે નમી પડયાં.

આજે જે કંઇ જીવનનું ધર્મભાથું પોતે મેળવ્યું છે તે
પૂજ્ય ગુરુદેવના પ્રતાપે પ્રાપ્ત થયું છે અને સંસાર છોડ્યા પછી
કંઇ ઉપાધિ રહી છે તે આહાર તથા વસ્ત્ર–પાત્ર આદિ ઉપ-

કરણોની છે. આ ઉપકરણો* પણ સંયમ-સાધનાના સહાયકરૂપે છે, મમત્વસ્વરૂપ તો નથી,

પરંતુ હવે એટલી ઉપાધિ પણ છોડી દઉં તો હું નિરુપાધિક બની જાઉં.

આવા ઉચ્ચ ભાવ જાગૃત થતાં ગુરુદેવે પોતાના સંત-શિષ્યોને પોતાની સમીપ બોલાવી તેમને હૃદયગત ભાવ જણાવ્યા અને આજીવન અનશન-વ્રત આદરવાની ઇચ્છા દર્શાવી.

સંત-શિષ્યોએ પૂજ્યશ્રીના મનોભાવ જાણી કહ્યું કે: "ગુરુદેવ ! હજી થોડો સમય વ્યતીત થવા દો. અમને તો હજી એવું શરીર લાગતું નથી. આપ તો જ્ઞાનધ્યાનમાં જ મગ્ન છો અને અધ્યાત્મ-જ્ઞાનધ્યાનમાં તલ્લીન છો એટલે આપના પરિણામો ઉચ્ચ અને સારાં જ છે."

પૂજ્યશ્રીએ જવાબમાં કહ્યું કે: "સંતો ! તમને એમ લાગતું હશે પરંતુ મારા દેહની સ્થિતિને હું સમજી શકું તેટલો ખ્યાલ તમને ન જ આવે. આ ક્ષણભંગુર કાયાનો ભરોસો શો ? પાકા પાંદડાંને ખરી પડતાં વાર શી ?"

સંતોએ કહ્યું: "ગુરુદેવ ! એ વાત તો દીવા જેવી સ્પષ્ટ જ છે કે

---

*जंऽपि वत्थं च पायं वा, कंबलं पायपुंछणं ।
तंऽपि संजम-लज्जट्ठा, धारयन्ति परिहरन्ति य ॥
न सो परिग्गहो वुत्तो, नायपुत्तेण ताइणा ।
मुच्छा परिग्गहो वुत्तो, इइ वुत्तं महेसिणा ॥
—दश० अ० ६, २०-२१

આપને શરીરસ્થિતિનો જે ખ્યાલ આવે તે અમને ન જ આવે."

ગુરુદેવે કહ્યું: "મારી શારીરિક અવસ્થાનો ખ્યાલ કરીને જ હું અનશન વ્રત આદરવાની ઇચ્છા કરી રહ્યો છું."

સંતો બોલ્યા "જેવી ગુરુદેવની આજ્ઞા અને ઇચ્છા."

આ પ્રમાણે વાર્તાલાપ થયા પછી પૂજ્યશ્રીએ તે દિવસે શિષ્ય પરિવારને સયમ-સાધનાનો અંતિમ સંદેશ સંભળાવતા કહ્યું કે'

"પ્રિય આત્મબંધુઓ! જે સંયમની સાધના માટે, જે ધર્મના પ્રચાર માટે તથા જે સંઘ-શાસનનું શ્રેય સાધવા માટે તમે સંસારનો પરિત્યાગ કરી સાધુતાનો વેશ ધારણ કર્યો છે તેને પ્રાણના ભોગે પણ શોભાવજો સંયમસાધનામાં જાગ્રત રહેજો સંઘનું શ્રેય સાધજો. ધર્મનો પ્રચાર કરજો નવા આચાર્યની આજ્ઞાને શિરોધાર્ય કરજો પ્રત્યેક પ્રવૃત્તિમાં સંયમ-વિવેક રાખજો અને આત્મહિત સાધજો. એવી એક પણ પ્રવૃત્તિ ન કરજો કે જેથી તમારા પોતાના આત્માની અને સંઘ તથા ધર્મની શોભા ઓછી થાય ખાનપાનમાં, ઉઠવા-બેસવામાં, બોલવા-ચાલવામાં સાધુધર્મનો વિવેક રાખજો અને પાપ પ્રવૃત્તિઓથી સદા દૂર રહેજો. એ જ મારે તમને સૌને ભલામણ દેવાની છે"

આ પ્રમાણે શિષ્યપરિવારને હિતસલાહ આપી પૂજ્યશ્રીએ તે આખો દિવસ આત્મચિંતનમાં ગાળ્યો આ શુભ દિવસ વિ સં. ૧૯૭૭ ના ફાગણ શુદિ ૧૩નો હતો

ત્રણ પ્રહર રાત્રિ વ્યતીત થઇ અને પ્રતિક્રમણનો સમય થતાં પૂજ્યશ્રીએ અન્ય સંતો સાથે પ્રતિક્રમણ કર્યું અને પછી ૮૪ વર્ષ

ઉપરાંતની અવસ્થાએ પહોંચેલા આ વૃધ્ધ વીર આત્મયોદ્ધાએ સર્વ માયા-મમતા છોડી એક વીરપુરુષની અદાથી મૃત્યુને આમંત્રણ આપ્યું.

પૂજ્યશ્રીએ સંતશિષ્યોને પાસે બોલાવી કહ્યું કે: "હે સંતો! હવે હું અનશન વ્રત આદરું છું" આટલું કહી પૂજ્યશ્રી સ્વમુખે બોલવા લાગ્યા કે:

## नमस्कार मन्त्र

णमो अरिहंताणं ।
णमो सिद्धाणं ।
णमो आयरियाणं ।
णमो उवज्झायाणं ।
णमो लोए सव्व-साहूणं ।

## મંગલ

चत्तारि मंगलं ।
अरिहंता मंगलं ।
सिद्धा मंगलं ।
साहू मंगलं ।
केवलिपण्णत्तो धम्मो मंगलं ।

## શરણ

चत्तारि सरणं पवज्जामि
अरिहंते सरणं पवज्जामि
सिद्धे सरणं पवज्जामि
साहू सरणं पवज्जामि

केवलिपण्णत्त धम्म सरणं पवज्जामि
सिद्धाण णमो किच्चा संजयाण च भावओ।

અર્થાત્ સર્વપ્રથમ અરિહન્ત તથા સિદ્ધ ભગવાનને તથા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુસમૂહ—એ પંચ પરમેષ્ઠીને નમનરૂપ નમસ્કાર કર્યો. ત્યારબાદ આત્માને પવિત્ર તથા મંગલમય બનાવવાના ભાવે મંગલોચ્ચાર કર્યો અને અન્તે ચતુઃશરણ બોલી પૂજ્યશ્રીએ સંત-શિષ્યોને કહ્યું કે "હું અચિત્ત પાણીના આગારે ત્રણ આહારના પ્રત્યાખ્યાન કરી યાવજ્જીવન સાગારી સંથારો કરું છું." એમ કહી પૂજ્યશ્રીએ શાસ્ત્રવિધિ અનુસાર સાગારી અનશન વ્રત આદર્યું.

સાગારી સંથારો કરતાં પૂજ્યશ્રીએ પોતાના આચરેલા મોક્ષમાર્ગના પ્રકારોમાં કોઈ પણ દોષ લાગ્યો હોય તો તેની નીચે પ્રમાણે સમ્યગ્ આલોચના કરી હતી અને આત્માને નિઃશલ્ય તથા વિશુદ્ધ બનાવ્યો હતો.

૧. જ્ઞાનાચાર—જ્ઞાનના આઠ આચારો* સંબંધી મન, વચન તથા

---

* જ્ઞાનના ૮ આચાર

काले विणए बहुमाणे, उवहाणे तह अणिण्हवणे।
वंजण अत्थ तदुभए, अट्ठविहो नाणमायारो ॥

૧ કાલે—યથાસમયે સૂત્રનું પઠન-પાઠન કરે. काले कालं समायरे-પ્રત્યેક કાર્ય યથાકાળે કરવા

૨. વિણએ—વિનય જૈનશાસનનું મૂળ વિનય છે વિનય-ધર્મનું સમ્યક્ પાલન કરવું.

૩. બહુમાણે—બહુમાન જ્ઞાનદાતા-બહુશ્રુતીનું બહુમાન કરવું.

૪ ઉવહાણે—ઉપધાન તપ, વિધિપૂર્વક આયંબિલ આદિ તપનું સેવન કરવું.

૫ અણિણ્હવણે—અનિન્હવ, જ્ઞાનદાતા-વિદ્યાગુરુનો અપલાપ ન કરવો.

આચારમાં કોઈ પ્રકારનો દોષ લાગ્યો હોય તો તે
સંબંધી દુષ્કૃત-પાપ મિથ્યા થાઓ.

૨. દર્શનાચાર—દર્શનના આઠ* આચારો સંબંધી મન, વચન
તથા કાયાથી કોઈ પ્રકારનો દોષ લાગ્યો હોય તો
તત્સંબંધી દુષ્કૃત-પાપ મિથ્યા થાઓ.

૩. ચારિત્રાચાર—ચારિત્રમાં પાંચ મહાવ્રત અને તેની ૨૫ ભાવ-
નાઓ, છઠ્ઠું રાત્રિભોજનવિરમણરૂપ પાંચ

૬. વ્યંજન—વ્યંજન-શાસ્ત્રના વ્યંજન, સ્વર, માત્રા, અક્ષર, પદ, અનુ-
સ્વાર, વિસર્ગ, લિંગ, કાલ આદિ વ્યાકરણશાસ્ત્રના નિયમ પ્રમાણે
ઉચ્ચારણ કરવું. ન્યૂનાધિક કે વિપરીત પ્રરૂપણા કરવી નહિ.

૭. અર્થ—શાસ્ત્રના યથાતથ્ય અર્થ કરવા. મનકલ્પિત અર્થ કરવો નહિ.

૮. તદુભય—મૂળપાઠ અને અર્થ શુદ્ધ અને સત્ય ભણે-ભણાવે તથા સાંભળે-
સંભળાવે.

* દર્શનના ૮ આચાર

निस्संकिय निक्कंखिय, निव्वितिगिच्छा अमूढदिट्ठी य ।
उववूह थिरीकरणे, वच्छल्लपभावणे अट्ठ ॥

૧. નિઃશંકા—વીતરાગભાષિત સૂત્ર-સિદ્ધાન્તમાં શંકાબુદ્ધિ ન રાખવી.
૨. નિઃકાંક્ષા—અન્ય ધર્મની કાંક્ષા ન રાખવી.
૩. નિર્વિચિકિત્સા—ધર્મકરણીમાં સંદેહભાવ ન રાખવો.
૪. અમૂઢદષ્ટિ—મૂઢદૃષ્ટિ ન રાખવી, પણ જિનેન્દ્રકથિત ધર્મમાં દૃઢ શ્રદ્ધા-
ભક્તિ રાખવી.
૫. ઉપબૃંહણ વૃત્તિ—ધર્માચરણ કરનારને પ્રોત્સાહિત કરવો.
૬. સ્થિરીકરણ—ધર્મથી વિચલિત થતા લોકોને ધર્મમાં સ્થિર કરવા.
૭. વત્સલભાવ—સર્વ પ્રતી સદ્ભાવ રાખવો, વત્સલભાવ રાખવો.
૮. પ્રભાવના—જૈન ધર્મની પ્રભાવના કરવી, ધર્મ-પ્રચાર કરવો.

केवलिपण्णत्त धम्म सरण पवज्जामि
सिद्धाण णमो किच्चा संजयाण च भावओ।

અર્થાત્ સર્વપ્રથમ અરિહન્ત તથા સિદ્ધ ભગવાનને તથા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુસમૂહ—એ પચ પરમેષ્ઠીને નમનરૂપ નમસ્કાર કર્યો ત્યારબાદ આત્માને પવિત્ર તથા મગલમય બનાવવાના ભાવે મગલોચ્ચાર કર્યો અને અન્તે ચતુ શરણ બોલી પૂજ્યશ્રીએ સત-શિષ્યોને કહ્યુ કે "હુ અચિત્ત પાણીના આગારે ત્રણ આહારના પ્રત્યાખ્યાન કરી યાવજ્જીવન સાગારી સથારો કરુ છુ " એમ કહી પૂજ્યશ્રીએ શાસ્ત્રવિધિ અનુસાર સાગારી અનશન વ્રત આદર્યુ

સાગારી સથારો કરતા પૂજ્યશ્રીએ પોતાના આચરેલા મોક્ષ માર્ગના પ્રકારોમા કોઇ પણ દોષ લાગ્યો હોય તો તેની નીચે પ્રમાણે સમ્યગ્ આલોચના કરી હતી અને આત્માને નિ શલ્ય તથા વિશુદ્ધ બનાવ્યો હતો

૧ જ્ઞાનાચાર—જ્ઞાનના આઠ આચારો* સબધી મન, વચન તથા

* જ્ઞાનના ૮ આચાર

काले विणए बहुमाणे, उवहाणे तह अणिण्हवणे।
वजण अत्थ तदुभए, अट्ठविहो नाणमायारो ॥

૧ काले—યથાસમયે સૂત્રનુ પઠન-પાઠન કરે काले काल समायरे-પ્રત્યેક કાર્ય યથાકાળે કરવા

૨. विणए—વિનય જૈનશાસનનુ મૂળ વિનય છે વિનય-ધર્મનુ સમ્યક્ પાલન કરવુ

૩ बहुमाणे—બહુમાન જ્ઞાનદાતા-બહુશ્રુતીનુ બહુમાન કરવુ

૪ उवहाण—ઉપધાન તપ વિધિપૂર્વક આયબિલ આદિ તપનુ સેવન કરવુ

૫ अणिण्हवणे—અનિન્હવ, જ્ઞાનદાતા-વિદ્યાગુરુનો અપલાપ ન કરવો

તપ સંબંધી ત્રિકરણ ત્રિયોગથી કોઇ પ્રકારનો દોષ લાગ્યો હોય તો તત્સંબંધી દુષ્કૃત-પાપ મિથ્યા થાઓ.

**૫. વીર્યાચાર**—ઉલ્લિખિત જ્ઞાનના ૮, દર્શનના ૮, ચારિત્રના ૮ અને તપના ૧૨ એમ કુલ ૩૬ પ્રકારના આચારોનું પાલન કરવામાં બળ-વીર્ય-શક્તિ ફોરવતાં તેમાં ત્રિકરણ-ત્રિયોગથી કોઇ પ્રકારનો દોષ લાગ્યો હોય તો તત્સંબંધી દુષ્કૃત-પાપ મિથ્યા થાઓ.

આ પાંચે ય આત્મગુણોમાં સ્થિર કરાવનાર આચારોમાં દીક્ષાપર્યાયના પ્રારંભથી અદ્યાપિ પર્યંતના સમય દરમ્યાન (ગૌણ દ્રષ્ટિએ અનાદિ સંસારચક્રમાં પરિભ્રમણ કરતાં આજ સુધીના સંસા કાળમાં ) જે જે અપરાધો-દોષો થયાં હોય તે તે સર્વ અપરાધો-દોષોની હે સિદ્ધ ભગવાનો ! વિહરમાન તીર્થંકરો અને કેવળી ભગવાનો ! આપ બધાની સાક્ષીએ ખરા અંતઃકરણપૂર્વક ક્ષમા-યાચના કરું છું. હે કૃપાળુ દેવો ! મને ક્ષમા આપજો.

ત્યારબાદ પ્રત્યેક જીવાત્માઓ-પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિકાયિક જીવો, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય જીવો, નારકી દેવો, સમૂચ્છિંમ તિર્યંચ પંચેન્દ્રિય, સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય જીવો, સંમૂચ્છિંમ મનુષ્યો, સંજ્ઞી મનુષ્યો, આર્યો, અનાર્યો, મિથ્યાત્વીઓ, અવિરતિઓ,,સમકિતીઓ, શ્રાવકો, શ્રાવિકાઓ, સાધુઓ અને સાધ્વી-

---

**અભ્યંતર તપના છ પ્રકાર-**

૧. પ્રાયશ્ચિત્ત, ૨. વિનય, ૩. વૈયાવૃત્ય, ૪. સ્વાધ્યાય, ૫. ધ્યાન અને ૬. વ્યુત્સર્ગ.

સમિતિ તથા ત્રણ ગુપ્તિ–૧૭ પ્રકારના સંયમ સંબધી. આ પ્રમાણે ચારિત્રના મૂળ* આચારો સબધી ત્રિકરણ–ત્રિયોગથી કોઇ પ્રકારનો દોષ લાગ્યો હોય તો તત્સંબંધી દુષ્કૃત–પાપ મિથ્યા થાઓ.

૪. તપ–આચાર—બાહ્ય અને અભ્યંતર એમ બાર† પ્રકારના

---

* ચારિત્રના ૮ આચાર

पणिहाण जोगजुत्तो, पंचहि समिईहिं तिहिं गुत्तिहिं ।
एस चरित्तायारो, अट्ठविहो होइ नायव्वो ॥

અર્થાત્ પ્રણિધાન–પાંચ મહાવ્રત તેની ૨૫ ભાવનાઓ, અરાત્રિભોજનવ્રતરૂપ પાંચ સમિતિઓ તથા ત્રણ ગુપ્તિ–આ આઠ પ્રવચનમાતા એ ચારિત્રાચારના ૮ ભેદો જાણવા.

† તપના ૧૨ આચાર

सो तवो दुविहो वुत्तो, बाहिरब्भंतरो तहा ।
बाहिरो छव्विहो वुत्तो, एव मब्भंतरो तवो ॥
अणसणमुणोयरिया, भिक्खायरिया य रसपरिच्चाओ ।
कायकिलेसो संलीणया य, बज्झो तवो होइ ॥
पायच्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ ।
झाणं य विउसग्गो, एसो अब्भंतरो तवो ॥

અર્થાત્ તપના બે પ્રકાર છે ૧. અભ્યંતર તપ અને ૨ બાહ્ય તપ. આ બન્ને પ્રકારના તપના પ્રત્યેકના છ ભેદ છે.

બાહ્ય તપના છ પ્રકાર–

૧ અનશન. ૨. ઊણોદરી, ૩ ભિક્ષાચરી, ૪ રસપરિત્યાગ, ૫. કાયક્લેશ અને ૬. પ્રતિસંલીનતા

તપ સંબંધી ત્રિકરણ ત્રિયોગથી કોઇ પ્રકારનો દોષ લાગ્યો હોય તો તત્સંબંધી દુષ્કૃત-પાપ મિથ્યા થાઓ.

૫. વીર્યાચાર—ઉલ્લિખિત જ્ઞાનના ૮, દર્શનના ૮, ચારિત્રના ૮ અને તપના ૧૨ એમ કુલ ૩૬ પ્રકારના આચારોનું પાલન કરવામાં બળ-વીર્ય-શક્તિ ફેરવતાં તેમાં ત્રિકરણ-ત્રિયોગથી કોઇ પ્રકારનો દોષ લાગ્યો હોય તો તત્સંબંધી દુષ્કૃત-પાપ મિથ્યા થાઓ.

આ પાંચે ય આત્મગુણોમાં સ્થિર કરાવનાર આચારોમાં દીક્ષાપર્યાયના પ્રારંભથી અદ્યાપિ પર્યંતના સમય દરમ્યાન (ગૌણ દ્દષ્ટિએ અનાદિ સંસારચક્રમાં પરિભ્રમણ કરતાં આજ સુધીના સંસા કાળમાં ) જે જે અપરાધો-દોષો થયાં હોય તે તે સર્વ અપરાધો-દોષોની હે સિદ્ધ ભગવાનો ! વિહરમાન તીર્થંકરો અને કેવળી ભગવાનો ! આપ બધાની સાક્ષીએ ખરા અંતઃકરણપૂર્વક ક્ષમા-યાચના કરું છું. હે કૃપાળુ દેવો ! મને ક્ષમા આપજો.

ત્યારબાદ પ્રત્યેક જીવાત્માઓ-પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિકાયિક જીવો, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય જીવો, નારકી દેવો, સંમૂચ્છિંમ તિર્યંચ પંચેન્દ્રિય, સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય જીવો, સંમૂચ્છિંમ મનુષ્યો, સંજ્ઞી મનુષ્યો, આર્યો, અનાર્યો, મિથ્યાત્વીઓ, અવિરતિઓ, સમકિતીઓ, શ્રાવકો, શ્રાવિકાઓ, સાધુઓ અને સાધ્વી-

---

**અભ્યંતર તપના છ પ્રકાર-**

૧. પ્રાયશ્ચિત્ત, ૨. વિનય, ૩. વૈયાવૃત્ય, ૪. સ્વાધ્યાય, ૫. ધ્યાન અને ૬. વ્યુત્સર્ગ.

ઓ આદિ કર્મધારી અનંત આત્મમવૃંદ ! મે તમો બધા આત્માઓ સાથે આ ભવમાં અને પરભવોમા ઝેરવેરની બુદ્ધિ રાખી, વેરવૃત્તિ રાખી, મમત્વબુદ્ધિ રાખી, આસક્તિભાવ રાખી, રાગ દ્વેષ ધારણ કરી અનેક કર્મબંધનોથી મારો આત્મા બંધાયો હોય તો તે કર્મો દૂર કરવા માટે હે વિશ્વમા રહેલા અનંત આત્માઓ ! મારા તરફથી થએલી અવજ્ઞાની, ક્ષતિઓની અને ભૂલોની ઉદારભાવે ક્ષમા આપો અને મારું તમોએ કાઇ પણ અહિત કર્યું હોય તો તે બધાની તમોને હું શુદ્ધ બુદ્ધિથી અને અંતરાત્માથી ક્ષમા આપુ છું.

અને મારું અભયપદ સાંપડે અને તમે બધા મારા તરફથી અભય બનો એ જ મારા અંતરની ઇચ્છા છે. મારા અંતરમા પણ એ જ મૈત્રી ભાવના સદા સર્વદા જાગ્રત રહે કે:

> खामेमि सव्वे जीवा, सव्वे जीवा खमंतु मे ।
> मित्ती मे सव्वभूएसु, वेरं मज्झ न केणइ ॥

અર્થાત્ હું સર્વે નાના-મોટા જીવાત્માઓને ક્ષમા આપુ છુ બધા જીવાત્માઓ પણ મને ક્ષમા આપો. મારે સર્વે ભૂત-પ્રાણીઓ પ્રત્યે મૈત્રીભાવ છે: મારે કોઇની સાથે વેરભાવ નથી.

ક્ષમા આપવી અને ક્ષમા માગવી એ તો સાધુપુરુષોનુ પ્રથમ કર્તવ્ય છે. ક્ષમા માગવામાં હૃદયની નમ્રતા-મૃદુતા પ્રગટ થાય છે અને ક્ષમા આપવામા હૃદયની ઉદારતા-વિશાળતા પ્રગટ થાય છે સર્વભૂત પ્રત્યે સમભાવ પ્રગટવો અને રાગદ્વેષભાવને છોડી વિશ્વબંધુત્વ મૈત્રીભાવ પ્રગટવો એ ક્ષમા-ગુણ જીવનમાં પ્રગટ્યા વિના મુશ્કેલ છે. આત્મૈક્ય અને વિશ્વમૈત્રીના ગુણો ક્ષમાગુણમાં સમાએલાં છે શાસ્ત્રકારોએ દશ યતિધર્મોમાં એટલા જ માટે ક્ષમા-

ગુણને સર્વપ્રથમ સ્થાન આપેલ છે. ક્ષમાશીલ બની પોતે નિર્ભય બનવું અને બીજાને નિર્ભય બનાવવા એ જીવનની ઉચ્ચદશા છે. જ્યાંસુધી હૃદયમાં વેરભાવના વસેલી હોય છે ત્યાંસુધી જીવનમાં નિર્ભયતા પ્રગટી શકતી નથી. એટલા માટે ક્ષમાગુણને જીવનમાં પ્રગટાવી આત્મશુદ્ધિ સાધવી એ સાધક-પુરુષોનું કર્ત્તવ્ય છે. ક્ષમા માંગવાથી અને ક્ષમા આપવાથી શો લાભ થાય છે? એ વિષે ભગવાને ફરમાવ્યું છે કે—

खमावणयाए णं पल्हायणभावं जणयइ, पल्हायणभावमुवगए य सव्वपाणभूयजीवसत्तेसु मेत्तीभावमुप्पाएइ, मेत्तीभावमुवगए यावि जीवे भावविसोहिं काऊण निब्भए भवइ ॥

उ० २९-१७

અર્થાત્ ક્ષમા માંગવાથી ચિત્તમાં પ્રસન્નતા થાય છે અને ચિત્તમાં પ્રસન્નતા થવાથી જીવાત્મા જગતના સર્વ પ્રાણી, ભૂત, જીવ અને સત્ત્વ એ ચારે પ્રકારનાં જીવોમાં મિત્રભાવ ઉત્પન્ન કરી શકે છે અને તે મિત્રભાવને પામી પોતાના ભાવની વિશુદ્ધિ કરી આખરે નિર્ભય બને છે.

શાસ્ત્રાજ્ઞાને ધ્યાનમાં રાખી અંતિમ જીવનશુદ્ધિ કરવા માટે પૂજ્યશ્રી સર્વે જીવાત્માઓ પ્રત્યે શુદ્ધ ભાવપૂર્વક ક્ષમાયાચના કરી અને અંતરમાં રહેલા થોડા પણ શલ્યને દૂર કરી ચિત્તની શુદ્ધિ કરી આત્માને નિર્મલ બનાવ્યો.

આ પ્રમાણે આત્મશુદ્ધિ કર્યા બાદ પરમાત્મા પ્રત્યે એ મૃત્યુંજયી મહાવિજેતા પ્રાર્થના કરવા લાગ્યા કેઃ હે પરમાત્મન્! આપ સર્વજ્ઞ-સર્વદર્શી છો એટલે અત્યારે હું જે અનશન જે

ભાવે આદરું છું તે આપના જ્ઞાનમાં તો જણાયેલ જ છે તો પણ આપની સાક્ષીએ સાગારી અનશનવ્રત સ્વીકારું છું. અનશન વ્રતમાં ત્રેવીશ વસ્તુઓનો ત્યાગ કરવાનો હોય છે પરંતુ કાળની કઠિનતાને કારણે, ઔદારિક શરીરના સંઘયણની નબળાઈને કારણે તથા શાન્તિ-સમાધિ રહે તે શુભભાવે અંદરની મૂર્ચ્છા રાખ્યા વિના એક અચિત્ત પાણીનો આગાર-છૂટ રાખી અમુક સ્થાન, શય્યા, વસ્ત્ર અને વૈયા-વૃત્ય કરાવવાનો આગાર રાખું છું; અને આહાર, શરીર, ઉપકરણ, પાપસ્થાન આદિનો પ્રત્યાખ્યાન કરું છું.

**આહાર**—અનંતકાળથી અત્યારસુધી જે જે સ્થાને જે જે ભવો કર્યા તે તે ભવોમાં આહાર સંજ્ઞા નિમિત્તે એકેન્દ્રિયથી પંચેન્દ્રિય જીવોના પ્રિય પ્રાણો લૂંટી તેમનાં શરીર-ખોખાને રાંધી અગર અનેક ક્રિયાઓ કરી ભોજન તરીકે લીધા છે અને રસાસ્વાદ નિમિત્તે તેમજ વિકારપુષ્ટિ નિમિત્તે કષાયરસ રેડી અનેક કર્મો બાંધ્યાં છે તેમજ આ ચાલુ જન્મમાં અવિરતિ અવસ્થામાં અને સંયમ લીધા પછી આહારના દોષો લાગ્યા હોય અને કર્મ બંધન થયાં હોય તે કર્મોથી મુક્ત થવા માટે તથા આહારસંજ્ઞાનો ઉચ્છેદ કરી અનાહાર સ્થિતિના લક્ષ્ય બિંદુએ પહોંચવા માટે હે પરમાત્મન્! આપની સાક્ષીએ ઉપર પ્રમાણેનો આગાર રાખી યાવજ્જીવન અનશન વ્રત આદરું છું.

**શરીર**—મુખ્યત્વે ઔદારિક અને વૈક્રિય અનંત શરીર અનંત ભવોમાં ધારણ કર્યાં છે અને તે શરીરના પોષણ તેમજ રક્ષણ

કરવા માટે અદ્યાપિપર્યંત ચીકણાં કર્મો બાંધ્યાં છે અને બંધાયા હોય તે કર્મોથી મુક્ત થવા માટે તથા શરીર આશ્રિત બધી સંજ્ઞાઓનો ઉચ્છેદ કરી અશરીર-સ્થિતિના લક્ષ્યબિંદુએ પહોંચવા માટે હે પરમાત્મન્! આપની સાક્ષીએ ઉપર પ્રમાણેનો આગાર રાખી યાવજ્જીવન અનશનવ્રત આદરું છું.

**ઉપકરણ**—મનુષ્ય અને દેવાદિના ભવોમાં ઉત્પન્ન થઇ અનેક સંસારવર્ધક સાધનો મેળવ્યાં, નવાં બનાવ્યાં તથા પ્રાપ્ત થએલ સાધનોની રક્ષા કરવા નિમિત્તે અનેક ભવોમાં કષાયરસ રેડી ચીકણાં કર્મો બાંધ્યાં છે. તે કર્મોથી મુક્ત થવા માટે અને ચાલુ ભવમાં અવિરતિ-પણે તથા સંયમ ઉપકરણના મમત્વને કારણે કર્મ-બંધન થયું હોય તેથી મુક્ત થવા માટે તથા તત્સંબંધી સંજ્ઞાઓનો મૂલોચ્છેદ કરવા માટે તથા અપ-રિગ્રહીના લક્ષ્યબિંદુએ પહોંચવા માટે તે સર્વ ઉપરથી મમત્વ ઉતારી હે પરમાત્મન્! આપની સાક્ષીએ ઉપર પ્રમાણેનો આગાર રાખી યાવજ્જીવન અનશન-વ્રત આદરું છું.

**પાપસ્થાન**—એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના અનેક ભવોમાં ઉત્પન્ન થઇ અનેક સંજ્ઞાઓ નિમિત્તે અઢારે પાપ-સ્થાનકોનું સેવન કરી મહાન્ ચીકણાં કર્મો બાંધેલા છે, અને આ ભવમાં અવિરતિ-સવિરતિભાવમાં

પાપસ્થાનોની સેવનાથી કર્મબંધ થયા હોય, તે કર્મબંધનોને તોડવા માટે તથા તે સંજ્ઞાઓનો મૂલોચ્છેદ કરવા માટે તથા અપાપભાવની સ્થિતિના લક્ષ્ય-બિંદુએ પહોંચવા માટે હે પરમાત્મન્! આપની સાક્ષીએ ઉપર પ્રમાણે આગાર રાખી યાવજ્જીવન અનશન-વ્રત આદરું છું.

આ પ્રમાણે પૂજ્યશ્રીએ પરમાત્માની સાક્ષીએ અચિત્ત પાણી તથા શરીરની વૈયાવૃત્યનો આગાર રાખી તથા અમુક ઉપકરણની છૂટ રાખી ઉપકરણોની, અઢારે પાપસ્થાનકોની તથા પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયોના ત્રિકરણ-ત્રિયોગે અર્થાત્ નવ પ્રકારે સેવવું નહિ, સેવરાવવું નહિ અને સેવનારને અનુમોદન મન, વચન અને કાયાથી આપવું નહિ, એ ભાવવાળું અનશન-વ્રત અંગીકાર કર્યું.

વિ. સં. ૧૮૭૭ના ફાગણ શુક્લ ચતુર્દશીના મંગલ પ્રભાતે આ મહાપુરુષે મૃત્યુને આહ્વાહન આપી આત્મ-સાધના માટે-જીવનની અંતિમ સાધના માટે યાવજ્જીવન અનશન-વ્રત અંગીકાર કર્યું.

પૂજ્યશ્રીના આત્મલાભના કારણરૂપ અને સમાધિ-મરણના હેતુરૂપ યાવજ્જીવન અનશન-વ્રત આદર્યાના સમાચાર પ્રાતઃકાળે ગોંડલમાં વિજળી વેગે ફેલાઈ ગયા.

ગુરુદેવના દર્શન માટે શ્રાવક-શ્રાવિકાઓનાં ટોળેટોળાં ગોંડળની શેરીએ શેરીએ ઉભરાવા લાગ્યા. મહાન્ વિજેતાને છાજે તેવા પૂજ્યશ્રીના આ શૌર્યમયી—વીરત્વમયી-ધર્મસ્વરૂપ અનશન વ્રતના સમાચાર ગોંડળ સંઘે પણ સૌરાષ્ટ્ર તથા હાલાર વગેરેના અન્ય શહેરોમાં તથા ગામોમાં પહોંચાડી દીધાં.

ગોંડળના આંગણે જાણે મહાપર્વોત્સવ ઉજવાતો હોય એવું ધાર્મિક વાતાવરણ ફેલાઇ ગયું હતું. પૂજ્યશ્રીએ અંગીકાર કરેલ અનશન-વ્રતની જેમ જેમ ખબર પ્રસરતી ગઈ તેમ તેમ કાઠિયાવાડના ઘણા શહેરો તથા ગામોના તેમ જ કચ્છ-ગુજરાતના શ્રાવક શ્રાવિકાઓ ગુરુદેવના પૂનીત દર્શને આવવા લાગ્યા.

સાધુ-સંતો અને સતી સાધ્વીઓ પણ ગુરુદેવના દર્શનનો તથા તેમની સેવાનો લાભ લેવા માટે ઉગ્ર વિહાર કરી પૂજ્યશ્રીની સેવામાં આવવા લાગ્યા.

ગોંડળ ખરેખર આજે મહાધર્મકેન્દ્ર બની ગયું હતું. સાધુ-સંતો તથા શ્રાવક શ્રાવિકાઓનો જાણે ગોંડળમાં ધર્મ-મેળો ભરાયો હતો. અપૂર્વ ધર્મસમ્મેલન થયું હતું. પૂજ્યશ્રીના અનશન દરમ્યાન અનેક સંતો ગુરુદેવના ચરણે બેસી જુદી-જુદી સેવાના લાભ લઇ રહ્યા હતા. કેટલાક સંતો વારાફરતી પૂજ્યશ્રી પાસે સૂત્રોનાં સ્વાધ્યાય કરતા હતા. કેટલાક સંતો સવારે, મધ્યાહ્ને તથા સાંજના વૈરાગ્ય-પ્રેરક ધર્મવાણી સંભળાવી રહ્યા હતા. કેટલાક સંતો પૂજ્યશ્રીની સેવાશુશ્રૂષા કરી રહ્યા હતા. સાધ્વીજીઓ પૂજ્યશ્રીના દર્શનનો લાભ લેવા ઉપરાંત શ્રાવિકા સમાજને અનેક રીતે ધર્મબોધ આપી તથા સ્વાધ્યાય-સ્તવન આદિ સંભળાવી ધર્મલાભ આપતા હતા.

એક પછી એક દિવસો વ્યતીત થવા લાગ્યા. ગોંડળના તથા બહારથી આવેલા જૈનો પૂજ્યશ્રીના દર્શનનો લાભ લેતા જ હતા પરંતુ જૈનેતરો પણ એટલી જ સંખ્યામાં દર્શન-લાભ લઇ પોતાને કૃતકૃત્ય અને ધન્ય માનતા હતા. ગોંડળના નામદાર દરબારશ્રીએ તથા તેમના રાજકુટુંબે પણ પૂજ્યશ્રીના દર્શનનો લાભ લીધો હતો.

બહારથી આવેલા શ્રાવક-શ્રાવિકા તથા અન્ય અતિથિઓનો આતિથ્ય-સત્કાર ગોંડળ શ્રી સંઘ પ્રેમપૂર્વક કરતો હતો.

આ રીતે સાઠ દિવસના વહી ગયા વાચના સૂત્ર-સ્વાધ્યાય અને જ્ઞાન-ધ્યાનમાં નિમગ્ન થયેલ પૂજ્યશ્રીના અનશનવ્રતના બે માસ વ્યતીત થયા. સાઠમે દિવસે પૂજ્યશ્રીને શરીરની સ્થિતિમાં ફેરફાર જણાતા સૂર્યાસ્ત થતા આગાર રાખેલ અચિત્ત પાણીનો પણ તેમણે યાવજ્જીવન ત્યાગ કર્યો.

વાચકો ! આપણે તો માત્ર કથાનક વાચીને કે સાંભળીને આનંદિત થઈશું પરંતુ સ્વાનુભવ અને વાચનશ્રવણ બન્ને ભિન્ન વસ્તુ છે. પૂજ્યશ્રીના ત્યાગનો અનુભવ તો તેમનો આત્મા તથા જ્ઞાની પુરુષો જ જાણી શકે.

આ નિયમ ધાર્યા પછી તે રાત્રિ પણ સમાધિપૂર્વક-શાતાપૂર્વક વ્યતીત થઈ અને વિ સં. ૧૮૮૭નાં વૈશાખ શુક્લા પૂર્ણિમાનું પ્રભાત ઊગ્યુ.

પૂજ્યશ્રીના સંસાર ઉપરના અસ્તિત્વનું આ આખરી પ્રભાત હતું ! પૂજ્યશ્રી છેવટ સુધી જ્ઞાન-ધ્યાનની દશામાં તલ્લીન હતા. આત્મસાધનામાં તન્મય હતા. અંતિમ શ્વાસ સુધી તેઓ સૂત્રની વૈરાગ્યપ્રેરક વાણી સાંભળવામાં સતર્ક હતા.

શ્રી ચતુર્વિધસંઘ પૂજ્યશ્રીની સેવામાં ઉપસ્થિત હતો. સૂત્ર-સ્વાધ્યાયની ધુન લાગી હતી અને પૂજ્યશ્રીના દિવ્યાત્માએ જેમ પિંજર છોડી પંખી ચાલ્યું જાય તેમ પિંજર સમા આ ઔદારિક દેહનો અને ક્ષણભંગુર સંસારનો ત્યાગ કર્યો.

પૂજ્યશ્રીના સ્વર્ગગમનના સમાચાર પ્રસરતાં ચોતરફ ગમ-

ગીની ફેલાઇ ગઈ. આકાશમાં ગતિ કરી રહેલ સૂર્ય પણ જાણે શોકમાં ડૂબી ગયો હોય તેમ વાદળામાં થોડીવાર ડૂબી ગયો. પૃથ્વી પર જાણે ઘનઘોર અંધકારપટ પથરાઇ ગયો.

જૈન જગતનો તેજસ્વી સૂર્ય જાણે અસ્ત થયો. જ્ઞાનનો પ્રકાશવંત દીપક જાણે ઓલવાઇ ગયો.

પૂજ્યશ્રીના દેહાવસાનથી સૌના હૃદયમાં આઘાત પહોંચ્યો; ચતુર્વિધ શ્રી સંઘના મુખમંડળ ઉપર ઉદાસીનતા પથરાઇ ગઇ; પરંતુ પૂજ્યશ્રી ગુરુદેવ પાસેથી મળેલા જ્ઞાન--વૈરાગ્યમય બોધ-વચનોનું સ્મરણ કરી સૌએ પોતાના આત્માને શાન્તભાવમાં આરોપ્યો અને પૂજ્યશ્રીનો અમર આત્મા અક્ષયસુખને પ્રાપ્ત કરે એમ સૌએ ઇષ્ટદેવ પ્રત્યે પ્રાર્થના કરી, પૂજ્યશ્રીના જીવન—સાફલ્યની પ્રશંસા કરવા લાગ્યા.

जीवितान्मरणं श्रेष्ठं, परोपकृतिवर्जितात् ।
मरणं जीवितं मन्ये, यत्परोपकृतिश्रमम् ॥

×          ×          ×

सुलभाः पुरुषा लोके, साधवः साधुकारिषु ।
असाधुषु पुनः साधुर्दुर्लभः पुरुषो भुवि ॥

અર્થાત્ પરોપકાર વગરનું જીવન જીવવા કરતાં મરણ જ શ્રેષ્ઠ છે; કારણ કે પરોપકાર કરતાં કરતાં જેનું મૃત્યુ થઇ જાય તે તો મૃત નહિ જીવિત જ છે.

સજ્જનો ઉપર સજ્જનતાનો વ્યવહાર કરનારા લોકો સંસારમાં ઘણા મળી આવે છે પણ અસાધુ-દુર્જનો પ્રત્યે પણ સજ્જનતાનો વ્યવહાર કરનાર સાધુ--પુરુષો સંસારમાં કોઇ વિરલ જ હોય છે.

બહારથી આવેલા શ્રાવક-શ્રાવિકા તથા અન્ય અતિથિઓનો આતિથ્ય-સત્કાર ગોંડળ શ્રી સંઘ પ્રેમપૂર્વક કરતો હતો

આ રીતે સાઠ દિવસના વહાણા વાયા સૂત્ર-સ્વાધ્યાય અને જ્ઞાન-ધ્યાનમાં નિમગ્ન થએલ પૂજ્યશ્રીના અનશનવ્રતના બે માસ વ્યતીત થયા. સાઠમે દિવસે પૂજ્યશ્રીને શરીરની સ્થિતિમાં ફેરફાર જણાતા સુપ્રેરિત થતા આગાર રાખેલ અચિત્ત પાણીનો પણ તેમણે યાવજ્જીવન ત્યાગ કર્યો

વાચકો ! આપણે તો માત્ર કથાનક વાંચીને કે સાભળીને આનંદિત થઇશુ પરંતુ સ્વાનુભવ અને વાચનશ્રવણ બન્ને ભિન્ન વસ્તુ છે પૂજ્યશ્રીના ત્યાગનો અનુભવ તો તેમનો આત્મા તથા જ્ઞાની પુરુષો જ જાણી શકે

આ નિયમ ધાર્યા પછી તે રાત્રિ પણ સમાધિપૂર્વક-શાતા પૂર્વક વ્યતીત થઇ અને વિ સં ૧૮૮૭ના વૈશાખ શુકલા પૂર્ણિમાનું પ્રભાત ઊગ્યુ

પૂજ્યશ્રીના સંસાર ઉપરના અસ્તિત્વનુ આ આખરી પ્રભાત હતુ ! પૂજ્યશ્રી છેવટ સુધી જ્ઞાન-ધ્યાનની દશામાં તલ્લીન હતા આત્મસાધનામા તન્મય હતા અંતિમ શ્વાસ સુધી તેઓ સૂત્રની વૈરાગ્યપ્રેરક વાણી સાંભળવામા સતર્ક હતા

શ્રી ચતુર્વિધસંઘ પૂજ્યશ્રીની સેવામા ઉપસ્થિત હતો સૂત્ર-સ્વાધ્યાયની ધૂન લાગી હતી અને પૂજ્યશ્રીના દિવ્યાત્માએ જેમ પિંજર છોડી પંખી ચાલ્યુ જાય તેમ પિંજર સમા આ ઔદારિક દેહનો અને ક્ષણભંગુર સંસારનો ત્યાગ કર્યો

પૂજ્યશ્રીના સ્વર્ગગમનના સમાચાર પ્રસરતા ચોતરફ ગમ

એક તરફ વાજીંત્રના સરોદાથી ગોંડલ ગાજતું હતું બીજી તરફ ' જય જય નંદા ' કરતા લોકોના જયનાદોથી આ: જાણે પડઘા પાડતું હતું.

છેવટે મહાપ્રસ્થાનની છેલ્લી ઘડી જાણે આવી પહોંચી. પૂ શ્રીના મૃતદેહને શણગારેલી માંડવીમાં પધરાવવામાં આવ્યો : 'જય જય નંદા'ના જયનાદો સાથે અગ્નિસંસ્કારને માટે નગર બ સ્મશાનયાત્રા પહોંચી. લોકોની મહામેદની વચ્ચે ચંદનકાષ્ઠ અ દ્વારા પૂજ્યશ્રીના દેહનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

જૈનો અને જૈનેતરોની મહામેદનીએ એક વખત ફરી ' જય નંદા 'નો જયનાદ કર્યો અને પાવક અગ્નિ પૂજ્યશ્રીના દે પ્રજાળી રહ્યો. જન્મ્યું તેનો નાશ થવાનો જ છે. એનો વ સચોટ પુરાવો લોકોએ પોતાની આંખ સામે નિહાળ્યો અને દ્રશ્યે અનેકોના હૃદયમાં વૈરાગ્યભાવ પ્રગટાવ્યો.

છેવટે શરીર-શુદ્ધિ કરી શ્રાવક-સંઘ પૂજ્યશ્રી ભીમજીસ્વ વગેરે સંતો બિરાજતા હતા ત્યાં ધર્મસ્થાને આવ્યા અને નિહરણનો કાયોત્સર્ગ-વિધિ કર્યો. પછી પૂજ્યશ્રી ભીમજીસ્વા સંસારની અનિત્યતા વિષે ધર્મબોધ આપતાં કહ્યું કે:

"આપણી નજર સામે દેખાતો આ દ્રશ્યમય સંસાર ખ દુઃખમય અને અનિત્ય છે. આ મહેલાતો, આ સુખોપભો સાધનો, આ મહા ઐશ્વર્યભર્યાં ધનભંડારો, આ આપણું શ એ સૌ વસ્તુઓ અનિત્ય છે, નાશવંત છે, નામ તેનો નાશ એ વાત તો અનેક વાર આપણે સાંભળતા આવ્યા છીએ.

## પ્રકરણ ૩૧ મું : મૃત્યુ–મહોત્સવ

**'न संतसन्ति मरणन्ते सीलवन्ता बहुस्सुया'**–ઉ૦ ૫–૨૯
શીલવંત અને બહુશ્રુત સત્પુરુષો મરણ આવ્યે ત્રાસ પામતા નથી.

જેમણે મૃત્યુને જીતી લીધું છે તેમને મૃત્યુનો ત્રાસ કે ભય શો હોય? અને મૃત્યુંજયીના મરણનો શોક શો હોય? સદાચાર, સત્ય અને જીવન–સાધના એ જ જેમનું જીવનવ્રત હોય તેવા મહાપુરુષોને માટે તો મૃત્યુ પણ એક મહોત્સવરૂપ છે પૂજ્યશ્રી પોતાનું જીવન જીવી જાણ્યા હતા આવા મૃત્યુંજયી મહાપુરુષના મૃત્યુ પાછળ શોક ન હોય, ઉદ્વિગ્નતા ન હોય પણ મહોત્સવ હોય!

જાણે આ બધી વસ્તુને સમજતો હોય તેમ સૂર્ય વાદળમાંથી બહાર આવ્યો અને પૃથ્વી-પટ ઉપર ફરી ચમકી રહ્યો.

× × ×

ગોંડળની શેરીએ શેરીએ–આંગણે આંગણે પૂજ્યશ્રીના સ્વર્ગ-ગમનના સમાચાર પહોંચી વળ્યા અને લોકોનાં ટોળેટોળાં આ મહાપુરુષના ભવ્ય દેહને છેલ્લી વખત જોઈ લેવા દોડયા.

પૂજ્યશ્રીના મૃતક દેહના નિહરણ માટે ગોંડલ સંઘની પ્રતિષ્ઠાને છાજે એવી તૈયારીઓ થવા લાગી.

એક તરફ વાજીંત્રના સરોદાથી ગોંડલ ગાજતું હતું તો બીજી તરફ ' જય જય નંદા ' કરતા લોકોના જયનાદોથી આકાશ જાણે પડધા પાડતું હતું.

છેવટે મહાપ્રસ્થાનની છેલ્લી ઘડી જાણે આવી પહોંચી. પૂજ્યશ્રીના મૃતદેહને શણગારેલી માંડવીમાં પધરાવવામાં આવ્યો અને 'જય જય નંદા'ના જયનાદો સાથે અગ્નિસંસ્કારને માટે નગર બહાર સ્મશાનયાત્રા પહોંચી. લોકોની મહામેદની વચ્ચે ચંદનકાષ્ઠ આદિ દ્વારા પૂજ્યશ્રીના દેહનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

જૈનો અને જૈનેતરોની મહામેદનીએ એક વખત ફરી ' જય જય નંદા 'નો જયનાદ કર્યો અને પાવક અગ્નિ પૂજ્યશ્રીના દેહને પ્રજાળી રહ્યો. જન્મ્યું તેનો નાશ થવાનો જ છે. એનો જાણે સચોટ પુરાવો લોકોએ પોતાની આંખ સામે નિહાળ્યો અને આ દૃશ્યે અનેકોના હૃદયમાં વૈરાગ્યભાવ પ્રગટાવ્યો.

છેવટે શરીર-શુદ્ધિ કરી શ્રાવક-સંઘ પૂજ્યશ્રી ભીમજીસ્વામી વગેરે સંતો બિરાજતા હતા ત્યાં ધર્મસ્થાને આવ્યા અને ત્યાં નિહરણનો કાયોત્સર્ગ-વિધિ કર્યો. પછી પૂજ્યશ્રી ભીમજીસ્વામીએ સંસારની અનિત્યતા વિષે ધર્મબોધ આપતાં કહ્યું કે:

"આપણી નજર સામે દેખાતો આ દૃશ્યમય સંસાર ખરેખર દુઃખમય અને અનિત્ય છે. આ મહેલાતો, આ સુખોપભોગનાં સાધનો, આ મહા ઐશ્વર્યભર્યાં ધનભંડારો, આ આપણું શરીર એ સૌ વસ્તુઓ અનિત્ય છે, નાશવંત છે, નામ તેનો નાશ છે. એ વાત તો અનેક વાર આપણે સાંભળતા આવ્યા છીએ.

"છતાં ય સાંસારિક મોહ-મમતા છૂટતી નથી, એ એક આશ્ચર્ય છે. મારા આત્મ-સ્વરૂપસમા સંતો-સાધ્વીઓ અને શ્રાવક-શ્રાવિકાઓ! આ અનિત્ય અને ક્ષણભંગુર સંસારને છોડી સત્ય વસ્તુની-જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની આરાધના કરો આત્માના સત્ય સ્વરૂપને સમજો. એમાં જ જીવનની સાચી સાર્થકતા છે.

"ગુરુદેવ તો સ્થૂલ દેહે આપણી સૌની વચ્ચેથી ગયા. એમનો આપણી સૌની ઉપર અનહદ ઉપકાર છે. એ ઉપકારનો બદલો આપણે વાળી શકીએ તેમ નથી. છતાં યે આપણે જો તેમણે આપેલી હિતશિક્ષા તથા માર્ગદર્શન અનુસાર વર્તીશું તો કંઈક અંશે ઋણમુક્ત થયા ગણાઇશું અને પૂજ્યશ્રી પ્રત્યે આપણો પ્રકૃષ્ટ પૂજ્યભાવ છે અને સાચો સદ્‌ભાવ છે તેની પ્રતીતિ થશે"

પૂજ્યશ્રીનું આ સારગર્ભિત સંક્ષિપ્ત પ્રવચન સાંભળી તથા સર્વે સંતો તથા સાધ્વીઓના દર્શન કરી શ્રાવક-સંઘ પોતપોતાને સ્થાને ગયો.

## —પ્રકરણ ૩૨ મું : જીવન–સમીક્ષા—

સંસાર એક રંગમય છે. તેના ઉપર સમયચક્રના અનેક રૂપેરી પડદાઓ પડે છે અને ઉપડે છે. એનો નથી ક્યાંય આદિ કે અંત. ત્યારે જ તો એક લેખકે ઠીક જ કહ્યું છે કેઃ

'માણસો તો આવે છે અને ચાલ્યા જાય છે
પણ હું તો યુગપ્રવાહ હોવાથી નિરંતર વહ્યા જ કરું છું.'

આ યુગ-પ્રવાહના વહેણમાં પ્રત્યેક ક્ષણે, પ્રત્યેક પળે વિવિધ જાતના અનેક જીવ–જંતુઓ, પામર પ્રાણીઓ, પશુ--પક્ષીઓ અને તુચ્છ કીટાણુઓ જીવન ધારણ કરે છે અને નાશ પામે છે. એ પામર પ્રાણીઓના જન્મ–મરણની તો શી ગણતરી? પણ એ બધાથી જુદો તરી આવતો અને વિવેકશક્તિવડે આ જગતના જીવોમાં એક અનેરું સ્થાન ધરાવતો માનવ--સમુદાય પણ આ યુગપ્રવાહના વેગમાં તણાઇ જન્મ ધારણ કરે છે અને અલ્પ કાળ માટે જ આ રંગભૂમિ ઉપર પોતાનો પાઠ ભજવી, પોતાની જીવન-લીલા સંકેલી લઇ ચાલ્યો જાય છે–નહિ, નહિ, એને ચાલ્યા જવું પડે છે; કેમકે જવું કે ન જવું એ એની સત્તાની બહારની વાત

છે. આવા આથમતા માનવ-સમુદાયની સંખ્યાનો પણ કયાંય છેડો નથી.

યુગે-યુગે આવી અનેક વ્યક્તિઓ આ પૃથ્વી પર આવી ચાલી ગઇ તેમના જન્મ-મરણથી થોડા વખત માટે એક નાન કડા સમુદાયને ભલે હર્ષ-શોકનો અનુભવ થયો હોય પણ પછી સમયના વહેણમા એ સુખ-દુખના સ્મરણો ઓસરી ગયા-વિસરાઇ ગયાં અને અન્તે એમનાં નામો વિસ્મૃતિના ગર્ભમાં સદાને માટે વિલીન થઇ ગયા આવા અગણિત પામર પ્રાણીઓમાં કો'ક વિરલા જ એવા સાચા માનવ-નરપુંગવ-માનવઅર્થમાં માનવ હોય છે કે જેઓ મૃત્યુ જયી બની અમર બની જાય છે જેમનુ સ્મરણ મનુષ્યો યુગ-યુગાન્તરો સુધી કર્યાં કરે છે

પ્રત્યેક યુગે જે જે મહાપુરુષો આ પૃથ્વી-પટ ઉપર પાકયા છે તેઓ બધા આપણા જેવી વ્યક્તિઓ હતી. તેઓએ પોતાનુ જીવન કર્ત્તવ્યોના પાલનથી, સદાચારના સેવનથી, સયમધર્મની સાધનાથી અને તિતિક્ષા તથા તપશ્ચર્યા આદિ અનુષ્ઠાનોથી ઉચ્ચ અને આદર્શ બનાવ્યુ હતુ અને પોતાનો જીવન-આદર્શ જગત સમક્ષ ઉપસ્થિત કર્યો હતો

આજે તેઓને આ ભૌતિક કાયાથી છૂટા પડ્યાં શતાબ્દિઓ-સહસ્રાબ્દિઓ વીતી ગઇ છે છતા તેમનો જીવન-આદર્શ તો તેવો જ જીવન્ત અને જ્વલંત છે તે દરમ્યાન આપણા પૂર્વજોની કેટલીએ પેઢીઓની એક હારમાળા બધાઇ ગઇ છે કે જેમનુ આપણને સ્મરણ પણ નથી છતાં તે દિવ્યાત્માઓના નામો આજની ઘડી સુધી મનુષ્યની જીભને ટેરવે રહેલાં છે તેમનાં નામનુ સ્મરણ થતાં મનુષ્યો પોતાનાં

મસ્તકો નમાવી દે છે. પ્રત્યેક મંગલ-પ્રભાતમાં એ પુણ્યશ્લોક મહાપુરુષોનાં નામનો જાપ થાય છે. ત્યારે એનાથી એકદમ વિપરીત આપણા નિકટ સહવાસમાં-ખૂબ પરિચયમાં રહેલા આપણા વડવાઓ, બાપદાદાઓ તથા સગાંસ્નેહીઓનાં નામો, તેમની જન્મતિથિઓ કે મૃત્યુતિથિઓ થોડો વખત પસાર થતાં તુરત જ આપણે ભૂલી જઈએ છીએ; પણ આ વિસ્મૃતિ આવા પ્રાતઃસ્મરણીય પુણ્યશ્લોક મહાપુરુષોનાં નામો ભુલાવી શકી નથી અને ભુલાવી શકશે પણ નહિ. કારણ કે—

Lives of the great men all remined us
we can make our lives sublimed.

અર્થાત્ આવા મોક્ષાર્થી મહાપુરુષોની જીવનરેખાઓ આપણા જેવા પામર પરંતુ મુમુક્ષુ અને જિજ્ઞાસુ જીવોના અજ્ઞાન-અંધકારાચ્છાદિત જીવન માટે જ્યોતિર્ધર(torch bearer)ની માફક પથ-પ્રદર્શકરૂપ થઈ પડે છે, આપણા પ્રાણોમાં પ્રેરણા અને સત્યપ્રવૃત્તિઓનો પ્રાણવાયુ ફૂંકે છે. જીવનમાં જ્યોતિ પ્રગટાવે છે અને આત્માનો અજ્ઞાન-અંધકાર દૂર કરી સત્ય-પ્રકાશ ભણી દોરી જાય છે.

× × ×

અત્યારે ક્રાન્તિયુગમાંથી પસાર થતા આર્યાવર્તનું સમુત્થાન કરવા માટે સચ્ચારિત્ર અને સદ્જ્ઞાનના સબળ આલંબનની સવિશેષ આવશ્યકતા ઊભી થઈ છે. જડવાદી જમાનામાં ઉન્નતિના શિખર સુધી પહોંચી ન શકવાના અનેક કારણોમાં સદ્જ્ઞાનનો અભાવ તથા ચારિત્રશિથિલતા પણ એક પ્રધાન કારણ છે. આવી અવસ્થામાં

જ્ઞાન-પ્રચાર અને ચારિત્ર્યશુદ્ધિ થાય તેવાં પ્રયત્નોને પ્રથમ સ્થાન આપવું જોઇએ.

પ્રત્યેક યુગમાં જ્ઞાન-ચારિત્રનો યુગસંદેશ સંભળાવવાના કામને જ યુગનિર્માતા મહાપુરુષોએ પોતાનો જીવનોદ્દેશ માન્યો હોય છે ઉત્કૃષ્ટ જ્ઞાની-ધ્યાની ચારિત્રવાન્ તપસ્વી મહાપુરુષો જ જગતને મહાન્ આશીર્વાદરૂપ નીવડે છે; કારણ કે વાસ્તવમાં મહાપુરુષો જ શાન્તિદૂત હોય છે. તેઓ જ્યાંસુધી જીવિત હોય છે ત્યાં સુધી તેમનું ઉજ્જ્વલ ચારિત્ર-ચરિત્ર જગતને કર્તવ્યના પાઠો ભણાવે છે અને જનસમાજમાં અખૂટ ઉત્સાહ, નવજીવન, નવચેતન અને નવપ્રાણ પૂરે છે અને તેમની અનુપસ્થિતિમાં તેમના જીવન-વૃત્તાન્તો પણ જનસમાજમાં સાત્ત્વિક પ્રાણ પૂરે છે અને આડે રસ્તે ચડેલા જનસમૂહને કર્તવ્યનો માર્ગ બતાવી જગત-કલ્યાણ સાધે છે

× × ×

પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામી પણ સૌરાષ્ટ્રના એક મહાન્ સંત-મહાત્મા હતા મહાન્ વિભૂતિ હતા તેમના આદર્શ જીવનમાંથી મુમુક્ષુઓને સંયમ-સાધનાનો જીવનસંદેશ સાંપડી શકશે અને તે દ્વારા જીવન-કલ્યાણ સાધવાનો તેમનો માર્ગ સરળ બનશે એ આશાએ તેમની જીવનરેખા આપવાનો અલ્પ પ્રયાસ કરવામાં આવ્યો છે આ જીવનરેખા જનસમાજનું કલ્યાણ સાધવામાં થોડી પણ સાર્થક સિદ્ધ થય તો લેખકોનો શ્રમ સાર્થક જ છે. શુભમસ્તુ.

## —— પ્રકરણ તત્રીશમુ ::: ઉપસંહાર ——

પ્રતિદિન માનવીઓ તો કરોડો જન્મે છે, જીવે છે અને મરે છે પરંતુ મરીને પ અમર થનારા તો થોડાક જ-વિરલા નીકળે છે.

પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામી એ થોડા વિરલ મહાપુરુષોમાંનાં એક હતા. તેઓશ્રી સાધારણ કુટુંબમાં જન્મ્યા હતા, સાધારણ-સંસ્કાર-શિક્ષાથી શિક્ષિત અને સંયમ-દીક્ષાથી દીક્ષિત થયા હતા; પરંતુ અસાધારણ માનવી તરીકે તેઓશ્રી જીવી ગયા, આત્મ-કલ્યાણ સાથે લોક-કલ્યાણ સાધી ગયા અને પોતાના જીવનને અમર બનાવી ગયા.

એમનો જન્મ વિ. સં. ૧૭૯૨માં થયો હતો. તેમણે સંસાર-ત્યાગ વિ. સં. ૧૮૧૫માં કર્યો હતો. તેમને પૂજ્ય આચાર્ય-પદવી વિ. સં. ૧૮૪૫માં આપવામાં આવી હતી અને તેમનું દેહાવસાન વિ. સં. ૧૮૭૭ના વૈશાખ શુકલા ૧૫ને દિવસે થયું હતું. આ તેમની જીવનનોંધ પ્રમાણે તેમણે સર્વ આયુષ્ય ૮૪ વર્ષ ઉપરાંતનું ભોગવ્યું હતું. તેમણે ૬૨ વર્ષ, ૫ માસ અને ૨૦ દિવસ જેટલો જીવનનો સુદીર્ઘકાળ સંયમ-સાધના કરવામાં તથા જન-કલ્યાણ સાધવામાં વ્યતીત કર્યો હતો.

તેમણે પૂજ્ય આચાર્યપદે ૩૨ વર્ષ સુધી રહી ચતુર્વિધ સંઘનું સફળ નેતૃત્વ કર્યું હતું

આ ૬૨ વર્ષ ઉપરાંતની દીક્ષા–પર્યાયમા–સંયમસાધનામાં પૂજ્યશ્રીએ સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન તથા સમ્યક્ચારિત્ર–આ રત્નત્રયની સમ્યગ્ આરાધના કરી સ્વ–કલ્યાણ તો સાધ્યુ હતું પરંતુ ઉગ્ર વિહાર કરી સદ્ધર્મ–સંદેશ જનસમાજને સંભળાવી અનેક ભવ્યાત્માઓને સંયમમાર્ગે વાળી દીક્ષા આપી હતી શ્રાવક–શ્રાવિકાસંઘને જાગ્રત કરી ધર્મભાન કરાવ્યુ હતુ ઉન્માર્ગગામી આત્માઓને વ્યસનત્યાગ કરાવી સન્માર્ગે ચડવ્યા હતા અને જૈનો તેમજ જૈનેતરોમા પણ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, વ્રત પ્રત્યાખ્યાન, તપ–ત્યાગ તિતિક્ષા આદિ ધર્મગુણોનો તથા જૈનધર્મના મૌલિક ઉદાર સિદ્ધાન્તોનો પ્રચાર-પ્રસાર કરી જૈન ધર્મનો વિજય–ધ્વજ કચ્છ–કાઠિયાવાડ તથા ગુજરાતમા રોપી ફરકાવ્યો હતો

પૂજ્યશ્રી કર્મઠ, નિપુણ, શાસ્ત્રના અભ્યાસી તથા ઉગ્ર તપસ્વી હતા તેઓશ્રી બાલ–બ્રહ્મચારી, બુદ્ધિશાળી, વિનયવાન તથા વૈરાગ્યવાન હતા જીવન–સાધના કરવામા તેઓશ્રી ઉત્સાહી, ઉદ્યમી તથા સ્વ શ્રયી હતા. જનકલ્યાણ કરવામાં વિમલ–વ્યાખ્યાની, ધર્મ–પ્રચારક, પ્રભાવશાળી, પરાક્રમી તથા ઉગ્રવિહારી હતા. જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપના પરમ આરાધક, શાસનોદ્ધારક, યશસ્વી યુગપ્રધાન સાધુપુરુષ હતા. ખરેખર પૂજ્યશ્રી તે યુગના અનેક સદ્ગુણાલંકૃત સંતશિરોમણિ મહાત્મા હતા. પૂજ્યશ્રીનું યશસ્વી જાગ્રત સંયમી જીવન જોતા તો એવી પ્રતીતિ થાય છે કે તેઓ જાણે એક દેવભવ કરી, પુન·

માનવભવ પામી, સદ્ધર્મની સમ્યગ્ આરાધના કરી તે જ ભવમાં મોક્ષ મેળવનાર+ પુણ્યાત્મા કેમ ન હોય ?

હવે પછી પૂજ્યશ્રી જેવા મહાત્મા-મહારથી પાકે ત્યારે ખરા પરંતુ તેઓશ્રી પૂજ્ય ભીમજીસ્વામીને આચાર્યપદે સ્થાપી પોતાની જીવન-જ્યોત તેમને સોંપતા ગયા હતા એ ચતુર્વિધ શ્રી સંઘના સદ્ભાગ્ય હતાં.

પૂજ્યશ્રીનો સ્થૂલ દેહ અત્યારે નથી પરંતુ તેમનું અક્ષર-અક્ષય યશઃશરીર તો અત્યારે પણ વિદ્યમાન છે. જે દિવસે પૂજ્યશ્રીનો સ્થૂલ દેહ પડયો તે સ્વર્ગગમનની સ્મરણીય તિથિ આજે પણ ચતુર્વિધ સંઘમાં જીવન-પ્રેરણા પ્રેરે છે અને તે દિવસે ઉત્તરોત્તર સાધુ-સાધ્વીઓનાં ચાતુર્માસ નિયત થતાં આવે છે અને એ રીતે પૂજ્યશ્રીને શ્રદ્ધાંજલિ અર્પવામાં આવે *છે.

પૂજ્યશ્રીએ પ્રગટાવેલી ધર્મજ્યોત સદા જ્વલંત રહે એ જ શુભ ભાવના.

---

+સાંભળવા પ્રમાણે આચાર્યકૃત સિદ્ધપાહુડ ગ્રંથમાં એકવતારી બનનાર આત્માઓનાં નામ, દીક્ષાપર્યાય, આચાર્યપદ, સર્વ આયુષ્ય બતાવવામાં આવેલ છે તેમાં પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજશ્રીનું નામ પણ ગણનામાં છે.

* પૂજ્ય શ્રી. બા. બ્ર. ડુંગરસિંહજી મહારાજના ઉત્તરોત્તર પરિવારમાં થયેલ અને હાલ જે વિદ્યમાન છે તે સાધુ-સાધ્વીજીઓ ગોંડલ સંપ્રદાય તરીકે ઓળખાય છે.

# પરિશિષ્ટો

## પરિશિષ્ટ પહેલું : : પૂજ્યશ્રી ધર્મદાસજી મહારાજ

---

જન્મ : વિ. સં. ૧૭૦૧
દીક્ષા : વિ. સં. ૧૭૧૬ આસો શુદ ૧૧
દીક્ષાપર્યાય : ૪૩ વર્ષ
સ્વર્ગવાસ : વિ. સં. ૧૭૫૯ અશાડ શુદ ૫

અઢારમી શતાબ્દીના પ્રારંભમાં સ્થાનકવાસી સંપ્રદાયમાં જે ત્રણ મહાપુરુષો ક્રિયોદ્ધારક તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા તેમાં પૂજ્યશ્રી ધર્મદાસજી મહારાજશ્રી પણ એક મહાપુરુષ હતા. વિ. સં. ૧૭૦૧માં× અમદાવાદ પાસે આવેલા સરખેજ નામના ગામમાં જૈનધર્મી ભાવસાર કુટુંબમાં તેમનો શુભ જન્મ થયો હતો. તેમના પિતાશ્રીનું નામ જીવણદાસ કાળીદાસ હતું અને તેમની માતુશ્રીનું નામ ડાયબાઇ હતું.

પ્રથમ તેમને યતિવર્ગનો અને પછી એકલપાત્રી સાધુઓનો પરિચય થયો હતો, પરંતુ જ્યારે તેમને સત્ય સ્વરૂપ સમજાયું ત્યારે પૂ. ધર્મદાસજીએ ૧૫ વર્ષની ઊગતી તરુણવયમાં ૧૭* જણાઓની

---

× કોઇ ૧૭૦૩માં આસો શુદ ૧૧ના રોજ જન્મ થયાનું કહે છે.
* કોઇ ૭ જણાની સાથે દીક્ષા લીધાનું કહે છે.

સાથે વિ. સં. ૧૭૧૬માં આસો શુદિ ૧૧ના શુભ દિવસે અમદાવાદની પાદશાહની વાડીમાં પ્રબળ વૈરાગ્યપૂર્વક ચારિત્ર અંગીકાર કર્યું હતું અને ત્યારબાદ જૈનશાસનનો ઉદ્યોત કરવા માટે તથા સત્ય ધર્મનો સદેશ જનજીવોને સંભળાવવા માટે તેમણે સતત પ્રયત્ન કર્યો હતો.

પૂજ્યશ્રી ધર્મદાસજી મહારાજશ્રીએ ભિન્નભિન્ન દેશોમા વિહાર કરી જૈન–ધર્મનો પ્રચાર કરતાં ૯૯ જણાને દીક્ષિત કરી પોતાના શિષ્યો બનાવ્યા હતા. તેમણે દેશોદેશ જૈનધર્મનો મહિમા ઘણો જ વધાર્યો હતો. પૂજ્યશ્રી ધર્મદાસજી મહારાજ ૪૩ વર્ષ સુધી સંયમ–પર્યાયનુ બરાબર પાલન કરીને વિ સં. ૧૭૫૯ના અષાડ શુદ* ૫ની સાંજે પાચ વાગે કાળધર્મ પામ્યા હતા પૂજ્યશ્રી ધર્મદાસજી મહારાજશ્રી તે વખતના એક પ્રખર ધર્મસુધારક અને ક્રિયોદ્ધારક મહાત્મા–મહાપુરુષ હતા +

---

* કોઇ ૧૭૫૯ ફાગણ શુદ ૧ ને દિવસે સ્વર્ગગમન થયુ હતુ, એમ કહે છે.

+ પૂજ્યશ્રી ધર્મદાસજી મહારાજશ્રીના વિસ્તૃત જીવન-પરિચય માટે સ્વ. વા. મો. શાહકૃત 'ઐતિહાસિક નોધ' તથા પ. મુનિશ્રી મણિલાલજી મહારાજશ્રીકૃત 'જૈનધર્મનો પ્રાચીન સક્ષિપ્ત ઇતિહાસ' પૃ. ૨૧૪ જોઇ લેવુ.

# પરિશિષ્ટ બીજું : મહારથી શ્રી મૂળચંદજી મહારાજ

જન્મ : વિ. સં. ૧૭૨૨
દીક્ષા : વિ. સં. ૧૭૪૦
આચાર્યપદ : વિ. સં. ૧૭૬૪ પોષ શુદિ ૧૫
સ્વર્ગવાસ : વિ. સં. ૧૮૦૩
દીક્ષાપર્યાય ૬૩ વર્ષ

પૂજ્યશ્રી ધર્મદાસજીના ૯૯ શિષ્યો પૈકી બાવીશ મહારથી શિષ્યો બન્યા હતા અને તેમનો પરિવાર આગળ ચાલ્યો હતો. આજે વર્ત્તમાન સમયે પાંચનો પરિવાર વિદ્યમાન છે. આ બાવીશ મહારથી મુનિવર્યોમાં મૂળચંદજી મહારાજશ્રી પણ એક હતા.

વિ. સં. ૧૭૨૨ માં અમદાવાદમાં તેમનો શુભ જન્મ થયો હતો. તેઓશ્રી જ્ઞાતિએ દશાશ્રીમાલી વણિક હતા. વિ. સં. ૧૭૪૦ માં અઢાર વર્ષની ઊગતી ઉંમરે તેમણે દીક્ષા ધારણ કરી હતી અને જિનાગમોનું ઘણું જ સારું જ્ઞાન સંપાદન કર્યું હતું. આ ઉપરાંત જૈનેતર ધર્મનાં મન્તવ્યો તથા તેનાં સિદ્ધાન્તો જાણવામાં પ્રવીણતા મેળવી હતી. વિ. સં. ૧૭૬૪ માં પોષ શુદિ ૧૫ ને શુભ દિવસે અમદાવાદમાં શ્રી સંઘે આસ્ટોડીયાના ધર્મસ્થાનકમાં

આચાર્યપદ આપ્યું હતું. આચાર્યપદે પ્રતિષ્ઠિત થયા બાદ તેમણે અમદાવાદને જ ધર્મ તથા સમાજના કાર્ય માટે કેન્દ્રસ્થાન બનાવ્યું હતું. તેમણે પોતાના પ્રભાવોત્પાદક જ્ઞાન તથા વૈરાગ્યની છાપ અનેક આત્માઓ ઉપર પાડી હતી. તેમની પાસે જૈન શાસનને દીપાવે એવા સાત સુશિષ્યો થયા હતા, જેમનાં નામ આ પ્રમાણે છે :

૧ ગુલાબચંદજીસ્વામી, ૨ પંચાણજીસ્વામી, ૩ વનાજીસ્વામી, ૪ ઇન્દ્રજીસ્વામી, ૫ વણારશીજીસ્વામી, ૬ વીઠલજીસ્વામી તથા ૭ ભૂખણજીસ્વામી.

આચાર્ય મૂળચંદજીસ્વામી ઉત્તરાધિકારી તરીકે પંચાણજીસ્વામીને આચાર્યપદે સ્થાપી વિ. સં. ૧૮૦૨ માં અમદાવાદમાં સંથારો કરી ૮૧ વર્ષની વયે ૬૩ વર્ષ સુધી સંયમપર્યાયનું બરાબર પાલન કરી કાળધર્મ પામ્યા.

પૂજ્યશ્રી પંચાણજીસ્વામી પછી કાળના સંયોગો પ્રમાણે કાઠિયાવાડમાં ધર્મપ્રચારને કારણે ભિન્નભિન્ન ધર્મ તથા સમાજના કાર્યનાં કેન્દ્રસ્થાનો સ્થપાતાં હતાં.

તે પ્રમાણે પૂજ્યશ્રી પંચાણજીસ્વામીના શિષ્યરત્ન શ્રી રતનસિંહજીસ્વામીના સુશિષ્ય શ્રી ડુંગરસિંહજીસ્વામીએ ગોંડળને ધર્મ તથા સમાજના કાર્યના કેન્દ્રસ્થાનરૂપ બનાવ્યું હતું અને ત્યારથી ગોંડળ ધર્મના કેન્દ્રસ્થાન તરીકે વિશેષ પ્રસિદ્ધિ પામ્યું.

# પરિશિષ્ટ ત્રીજું : : તપસ્વી શ્રી ગણેશજીસ્વામી

દીક્ષા : વિ. સં. ૧૮૨૦ ફાગણ સુદ ૩
સ્વર્ગગમન : વિ. સં. ૧૮૯૫ પોષ સુદ ૨ બુધવાર

સૌરાષ્ટ્રમાં હાલાર પ્રાન્તની સીમા ઉપર આવેલ રાજકોટ શહેરથી ચાર ગાઉ દૂર ' ખરેડી ' નામે ગામ આવેલ છે. ત્યાં દશા-શ્રીમાલી જ્ઞાતિના સંઘરાજભાઇ શાહ નામના વણિક રહેતા હતા. તેમની પત્નીનું નામ ' ગલીબાઇ ' હતું. આ દંપતીથી બે પુત્રો જન્મ્યા હતા. મોટા પુત્રનું નામ લાલજી અને નાના પુત્રનું નામ 'ગણેશજી' હતું. આ બન્ને ભાઇઓ માતૃપિતૃભક્ત અને સેવાપરાયણ હતા. આ આખું કુટુંબ જૈનધર્મી શ્રાવક-સંખ્યામાં ગણાતું હતું પરંતુ તે કુટુંબમાં ધાર્મિક સંસ્કારો ન હોવાને કારણે ધર્મતત્ત્વથી અનભિજ્ઞ હતું.

ગણેશભાઇ તે ગામના એક સુખી સદ્‌ગૃહસ્થને ત્યાં ખેતીનું કામ કરવા મસારાથી—એટલે કે આખું વર્ષ ખાવું-પીવું, લુગડાંલત્તાં શેઠ ઉપર અને વર્ષાન્તે અમુક ઠરાવેલી રોકડી રકમ આપવી તે-સાથી તરીકે રહ્યા હતા.

આ જ ખરેડી ગામમાં ઘેલાભાઈ કે જેઓ જ્ઞાતિએ દશાશ્રીમાળી વણિક અને ધર્મે જૈનધર્મી હતા—તેમને ગોવર્દ્ધન નામનો પુત્ર હતો. આ ગોવર્દ્ધનભાઈ ધાર્મિક સંસ્કારવાળા હતા. જૈનધર્મની રીતભાત તથા કેટલીક ક્રિયાઓને જાણનાર તથા આસ્તિક વૃત્તિવાળા હતા. કોઈ પ્રસંગે મણિશંકરભાઈ ઘેલાભાઈને ઘેર આવ્યા. ઘેલાભાઈએ સપ્રેમ બેસાડ્યા અને પ્રસંગોપાત દયા–સત્ય–બ્રહ્મચર્ય આદિ ધર્મ સંબંધી વાતચીત કરી. ધર્મચર્ચા સાંભળવાથી મણિશંકરભાઈને ધર્મ પ્રત્યે અભિરુચિ પેદા થઈ ત્યારબાદ ઘેલાભાઈએ મણિશંકરભાઈને શું કામ કરો છો વગેરે કેટલીક હકીકત પૂછી, જેનો મણિશંકરભાઈએ સત્ય હકીકત કહી જવાબ વાળ્યો. આ પ્રમાણે ઘેલાભાઈ, મણિશંકરભાઈ તથા ગોવર્દ્ધનભાઈ વચ્ચે ધર્મસ્નેહ–સંબંધ બંધાયો. મણિશંકરભાઈ વધારે વારંવાર ઘેલાભાઈને ત્યાં જવા લાગ્યા અને યથાપ્રસંગે ઘેલાભાઈ ધર્મની મહત્તા મણિશંકરભાઈને સમજાવવા લાગ્યા કે—સાચું સુખ ધર્મમાં છે. ધર્મની આરાધનામાં જ આત્માનું કલ્યાણ રહેલું છે. ધર્મરંગથી મણિશંકરભાઈનું હૃદય રંગાવા લાગ્યું. ધર્મવૃત્તિનો જીવનમાં ઉદય થવાના પરિણામે તેમને એવો વિચાર ઉદ્‌ભવ્યો કે—આ સંસાર અસાર છે, કુંજરના કાન જેવો, સંધ્યાના વાન જેવો અને જળના પરપોટા જેવો અસ્થિર છે. મહાપુરુષોએ આ દુર્લભ માનવ–અવતાર મળ્યો છે માટે તેનો સદુપયોગ કરી લેવો જોઈએ. આ પ્રમાણે વિચાર કરી તેમણે પોતાના હૃદયની ભાવના ઘેલાભાઈને જણાવતાં કહ્યું કે આ સંસારમાં સાચા સુખી તો સાધુ–સંતો છે અને તેઓ જ આત્માનું કલ્યાણ સાધી રહ્યા છે, માટે મારી ઇચ્છા પણ સંસારનો મોહ છોડી, દીક્ષા લઈ સાધુ–સંતની સેવા કરવાની છે. આ વાત

ાંભળી ઘેલાભાઈએ હિતસલાહ આપતાં કહ્યું કે-તમારા હૃદયમાં
ે ભાવના છે તે અવશ્ય ફળશે પણ તે માટે તમે ઉતાવળ કરશો
હિ. ધીરે ધીરે બધું અનુકૂળ થઇ રહેશે. આ સાંભળી ગણેશભાઈએ
હ્યું કે-મને જીવનનો ભરોસો નથી માટે મારે તો તુરતમાં દીક્ષા
ેવી છે તો તે વિષે તમે યોગ્ય પ્રબંધ કરી આપો. ઘેલાભાઈએ
હ્યું કે-જો તમારે દીક્ષા લેવી જ છે તો મારા મત પ્રમાણે તમે
લીંબડી જાઓ. ત્યાં કપુરચંદજી મહારાજશ્રી બિરાજે છે. તેમની
ાસે દીક્ષા લેશો. લીંબડીમાં શામજીભાઈ વોરા છે ત્યાં ઊતરજો.
આ પ્રમાણે નક્કી કરી ગણેશભાઈએ માતા-પિતાની રજા મેળવી
લીંબડી જવાનો નિર્ણય કર્યો. ઘેલાભાઈએ શામજીભાઈ વોરા ઉપર
ચીઠ્ઠી લખી આપી. તે ચીઠ્ઠી લઇ ગણેશભાઈ લીંબડી આવ્યા અને
શામજીભાઈને ત્યાં ઊતર્યા અને ભલામણનો કાગળ તેમને આપ્યો.
કાગળ વાંચીને શામજી વોરાએ કહ્યું કે-તમે તો વૈરાગી જેવા લાગો
છો. તમારી ઇચ્છા શું દીક્ષા લેવાની છે? આ પ્રશ્નના જવાબમાં
ગણેશભાઈએ દીક્ષા લેવાનો પોતાનો મનોગત ભાવ જણાવ્યો. ત્યારબાદ
શામજી વોરા તેમને કપુરચંદજી મહારાજશ્રી પાસે લઇ ગયા. ત્યાં
ગણેશભાઈએ વંદન-નમસ્કાર કરી બધી હકીકત કહી. કપુરચંદજી
મહારાજશ્રીએ ગણેશભાઈને કેટલોક સમય ભણાવ્યા બાદ શામજી
વોરાના ઘેરથી જ વિ. સં. ૧૮૨૦ ના ફાલ્ગુન શુક્લા તૃતીયાના
શુભ વારે પૂર્વ ભાદ્રપદ નક્ષત્રના યોગે કપુરચંદજી મહારાજશ્રીની
પાસે દીક્ષા આપવામાં આવી. દીક્ષા અંગીકાર કર્યા બાદ ગણેશજી-
સ્વામી કાળજીપૂર્વક સંયમનું પાલન કરવા લાગ્યા અને ગુરુજી
પાસેથી સૂત્રજ્ઞાન સંપાદન કરવા લાગ્યા. જેમ જેમ જ્ઞાન શીખતા

ગયા તેમ તેમ ચારિત્ર-પાલનની ક્રિયામાં પણ આગળ વધવા લાગ્યા.

ગણેશજીસ્વામીના ગુરુ કપુરચંદજી મહારાજશ્રીના આચારોમાં તથા તેમની કેટલીક ક્રિયાઓમાં થોડો ફેરફાર જોવામાં આવવા છતાં ગણેશજીસ્વામી ગુરુજી તથા અન્ય મુનિઓ પ્રત્યે દ્વેષભાવ કે અણગમો જરા પણ મનમા લાવતા નહિ તેઓ તો મનમાં એવી ભાવના ભાવતા હતા કે-મારે તો મારા આત્માનુ કલ્યાણ સાધવા માટે કઠોર ક્રિયા તથા આકરી તપશ્ચર્યાઓ કરવી છે તો જો મને સાનુકૂળ સંયોગો મળે તો મારો સયમમાર્ગ સરળ બને. આ ભાવનાથી પ્રેરાઈને તેમણે ગુરુજીને પોતાની મનોભાવના પ્રગટ કરી પ્રાર્થના કરી કે-આપ મને રાજી-ખુશીથી રજા આપો તો કોઈ જ્ઞાની અને ક્રિયા-શીલ સતપુરુષની શોધ કરી તેમની પાસે જ્ઞાન-દર્શન-ચારિત્ર તથા તપ-ત્યાગની આરાધના કરવાની મારી મનોભાવના છે. આ સાભળી ગુરુજીએ વિચાર્યું કે-ગણેશજી મુનિએ દીક્ષા લીધા બાદ ચાર ચાતુર્માસ સાથે કર્યાં તેમા તેઓ ચારિત્રક્રિયાનું કડક પાલન કરવાની ધગશવાળા છે એ હું બરાબર જોઈ શક્યો છું. હવે જો હું તેમને તેમની ઇચ્છા પ્રમાણે ઉચ્ચ ચારિત્રક્રિયામા પ્રગતિશીલ બનવા માટે અટકાવીશ તો તેઓ અમારા સંજોગોમા રહી કર્મ બધાય તેવા ભવમા કે ખટપટમાં ઉતરી જશે તો તેમના આત્માનું અહિત થશે અને અસમાધિ ઘણી વધી જશે આ પ્રમાણે વિચાર કરી ગુરુજીએ કહ્યુ કે-તમારી જેમ ઇચ્છા હોય તે પ્રમાણે ખુશીથી જુદા વિચરી તેવા જ્ઞાની અને સચ્ચારિત્રશીલ સંત-મહાત્માની શોધ કરો અને તેમની આજ્ઞામા રહી આત્મકલ્યાણ કરો. પણ સાથે એટલી વાત ધ્યાનમા રાખશો કે આ પંચમ કાળ કળિકાળ

છે. તેમાં કદાચ તમને ક્યાંય શાન્તિ થાય એવું ન દેખાય તો પાછા તમે મારી પાસે આવજો. ગુરુજીની હિતસલાહને શિરોધાર્ય કરી, ગુરુ આદિ સાધુ–સંતોને વંદન–નમસ્કાર કરી તેમની અનુજ્ઞા મળવાથી જ તેઓ જુદા વિચરી ગયા અને જ્ઞાની તથા સચ્ચારિત્રશીલ સંતની શોધમાં નીકળી પડ્યા. વિ. સં. ૧૮૨૪ની સાલનું ચાતુર્માસ કોઈ સંત–મહાત્મા સાથે ચુડામાં ( રાણપુર–ચુડા ઝાલાવાડમાં ) ગાળ્યું અને ત્યાં ચાતુર્માસ પૂર્ણ કરી એકાએક વિહાર કર્યો અને આઠ માસ સુધી ઉગ્ર વિહાર કરી ઘણા સાધુ–સંત–મહાત્માઓના પરિચયમાં આવી વિ. સં. ૧૮૨૫નું ચાતુર્માસ ધોરાજી ( કોઈ સંત–મહાત્માની સાથે ) ગાળ્યું.

ધોરાજીના ચાતુર્માસમાં ગણેશજીસ્વામીએ ધોરાજીના શ્રાવકો તથા બીજા ગામોમાંથી દર્શનાર્થે આવતા શ્રાવકો પાસેથી પૂજ્ય શ્રી ડુંગરશીસ્વામી મહાજ્ઞાની, ધ્યાની, સચ્ચારિત્રશીલ તથા તપસ્વી છે, આ ઉપરાંત તેમણે નિદ્રાનો પણ સાડાપાંચ વર્ષ સુધી ત્યાગ કર્યો છે ઇત્યાદિ ગુણ–પ્રશંસા સાંભળ્યા બાદ ગણેશજીસ્વામીએ નક્કી કર્યું કે–પૂજ્યશ્રી ડુંગરશીસ્વામીને મળવું. આ પ્રમાણે મનમાં નિશ્ચય કરી ચાતુર્માસ પૂર્ણ થયા બાદ તેઓ પૂજ્યશ્રી ડુંગરશીસ્વામીને ગોંડલ આવીને મળ્યા. થોડા દિવસ સહવાસ કર્યા બાદ પોતાને ખાત્રી થતાં તેમણે પૂજ્યશ્રીને વિનંતિ કરી કે–હે દયાનિધિ ! આપ મને શિષ્ય તરીકે સ્વીકારો અને મારા આત્માનું કલ્યાણ કરો. ગણેશજીસ્વામીની આ યાચના–વિનંતિ સાંભળીને પૂજ્યશ્રીએ પ્રથમ તો તેમને કહ્યું કે–હે મુનિ ! તમે તમારા ગુરુજીથી એકલા પડ્યા અને જુદા

યર્યા તે વાત તમે વ્યાજબી કરી નથી. વળી આજે તમે મુગ
ને મૂકી દીધા અને કાલે હું તમને શિષ્ય તરીકે સ્વીકારું અને
ો મને મૂકી દે તો તે મારું કહેવાય નહિ. આ વાત સાંભળી
ુલાબજીએ પોતાની બનેલી બધી હકીકત પૂજ્યશ્રી સમક્ષ નિવેદન
 કે-હું મારા ગુરુજીની રજા મેળવી તેમના કહેવાથી જ
ો પડયો છું અને આપ ખાત્રી રાખશો કે હું આપને ગુરુ
ી બાદ આપની આજ્ઞાનું પૂર્ણ પાલન કરીશ. આ વાત
ી કર્યા બાદ પૂજ્યશ્રીએ કપુરચંદજી મહારાજશ્રીની તપાસ કરાવી
ો જવાબ મંગાવ્યો અને તેમના તરફથી સંતોષકારક જવાબ
વ્યા બાદ સુરતી રીત પ્રમાણે ગણેશજીને શિષ્ય તરીકે સ્વીકાર્યા.

પૂજ્યશ્રીની સેવામાં શિષ્યપણે રહી ગણેશજી મુનિ હવે જ્ઞાન-
ન અને તપક્રિયામાં વૃદ્ધિ કરવા લાગ્યા. તપશ્ચર્યામાં તેઓ
ણા તલ્લીન રહેતા. તપ-સાધના કરવા માટે તેઓ એકાંતર
ાસ કરવા લાગ્યા. પારણાના દિવસે પણ ઘણી વાર આયંબિલ
 અને કોઈ વાર પારણાના દિવસે જુદી જુદી જાતના અભિ-
 પણ ધારણ કરતા. તેઓ અનતાં સુધી પારણાના દિવસે પણ
ાસવાળો આહાર પ્રાયઃ લેતા નહિ તેમણે પોરબંદરમાં એક વાર
હિનાના ઉપવાસ કર્યા હતા. આ ઉપરાંત તેઓ ઘણા લાંબા
 સુધી એકાંતર ઉપવાસના પારણે છાશ અને સૂંઠ ઉપર
 હતા. આ ઉપરાંત તેમણે છટ્ઠ, અઠ્ઠમ અને આઠ, પંદર
દિ ઉપવાસના થોક સંખ્યાબંધ કર્યા હતા.

આમ અનુક્રમે સમય જતા સંવત ૧૯૬૦ની સાલમાં શરીરમાં
ક્તિ ઘણી થવાથી તેમજ તપશ્ચરણથી કાયા ગોવાઈ જવાથી

વિહાર કરી શકાય એવી શરીર-શક્તિ નહિ જણાતાં આત્મબળથી વિહાર કરી ૧૮૬૦ની સાલમાં ગોંડળ પધાર્યા અને તે ચાતુર્માસ ગોંડલમાં જ ગાળ્યું. પૂજ્યશ્રી ડુંગરશીસ્વામીની અનુજ્ઞા લઇ કાયમ સ્થિરવાસ તરીકે ગોંડલ રહેવાનું નક્કી કર્યું. શારીરિક સ્થિતિ સારી ન હોવા છતાં તેઓ કાયમ એકાંતર ઉપવાસ તો કર્યે જ જતા હતા. વચ્ચમાં તેમણે ૨૧ ઉપવાસો પણ કર્યા હતા. કેટલીક વાર પારણાના દિવસે છાશમાં જરા થોડો લાકડાનો વેર નાંખીને પી જતા. કોઇ વાર લોટને છાશમાં ઘોળવી પી જતા. કોઇ વાર કેરીનું અથાણું છાશમાં ધોળી પી જતા અને કેટલીક વાર સ્થિરવાસ દરમ્યાન જુદા જુદા અભિગ્રહો પણ ધારણ કરતા હતા. આ અભિગ્રહ સંબંધી બે દાખલાઓ નીચે મુજબ છેઃ-

એક સમયે ગણેશજીસ્વામીએ એવો અભિગ્રહ ધારણ કર્યો કે-અમુક ખોજો ( ભાંડભુજીયો ) દાળીયા બનાવી વેચે છે તે ખોજો જો મને દાળીયાના ફોતરાં વહોરાવે તો મારે લેવાં અને ત્યારબાદ છાશની સાથે પારણું કરવું. આવો અભિગ્રહ ધારણ કરી પારણા-દિનથી હંમેશાં મુનિશ્રી તે ખોજાની દુકાને જઇને ઊભા રહે. ખોજો મુનિશ્રીને દાળીયા-મમરા-ધાણી વગેરે લેવાનો આગ્રહ કરે પણ અભિગ્રહ અનુસાર ન મળતાં પાછા વળે. આમ અમુક દિવસ વ્યતીત થયાં પણ જોગ ન બન્યો. તેટલા દિવસ સળંગ ઉપવાસ કર્યા. વળી અભિગ્રહની સિદ્ધિ અર્થે ત્યાં ગયા. તે દિવસે ખોજો ક્રોધે ભરાયો કે-હું દરેક વસ્તુ માટે મુનિશ્રીને આગ્રહ કરું છું પણ તેઓ કાંઇ લેતા નથી તો આજે દાળીયાનાં ફોતરાં જ આપું કે જેથી અહીં આવતાં જ ભૂલી જાય. આ પ્રમાણે વિચાર કરી

તેણે મુનિશ્રીને દાળીયા-મમરા આદિનો આગ્રહ કર્યો પણ જ્યારે તેમણે તેની ના પાડી ત્યારે તેણે કહ્યું કે-કાંઈ નથી લેતા તો લ્યો આ દાળીયાના ફોતરા. આ પ્રમાણે તેણે દાળીયાના ફોતરા દેવા માટે લીધા અને મુનિશ્રીએ અભિગ્રહ અનુસાર વસ્તુ મળતાં પોતાનું પાત્રુ આગળ કર્યું અને થોડા ફોતરાં તેમણે વહોરાવ્યાં યથાસ્થાને આવી મુનિશ્રીએ ફોતરાનો ભુક્કો છાશમાં મેળવી પારણું કર્યું.

બીજા કોઈ સમયે તેમણે એવો કષ્ટસાધ્ય અભિગ્રહ ધારણ કર્યો કે-હાથી સૂંઢમાં ગોળ લઈ પાત્રામાં મૂકે અને ગોળનો ધણી તે ગોળ લેવાની રજા આપે તો છાશની સાથે તેનું પારણું કરવું. આવો કઠોર અભિગ્રહ તેમણે શરૂ કર્યો. તે સમયે ગોંડળમાં હાથીખાતું નાગજીના ડેલામાં હતું ત્યાંથી મહીડા ખવરાવવા હાથીને રોજ દરબારગઢમાં લઈ જવામાં આવતો. ત્યાં રસ્તામાં ગણેશજીસ્વામી પારણાના દિવસથી ઊભા રહેવા લાગ્યા. હાથી ગયા પછી મુનિશ્રી પાછા યથાસ્થાને આવે એમ કરતા કેટલાક દિવસોને અંતરે વચલી શેરીના નાકે ગોળનું ગાડું લઈ કોઈ વ્યાપારી ગોળ વેચવા ત્યાં બેઠેલ. તેની નજીક ગણેશજીસ્વામી આવીને ઊભા હતા. તે વખતે ત્યાંથી હાથી નીકળ્યો તેણે પોતાની સૂંઢથી ગાડામાંથી ગોળના ભીલામાંથી જુદો પડેલો એક ટૂકડો પડ્યો હતો તે ઉપાડ્યો અને સાધુ તરફ મુખ વાળ્યું. ત્યાં સાધુજીએ પોતાનું પાત્ર હેઠે મૂક્યું. હાથીએ તે ગોળનો ટુકડો પાત્રામાં મૂક્યો ને ચાલતો થયો. પછી ગાડાવાળાની પાસે ગોળની આજ્ઞા માંગી. તે ધણીએ રજા આપી એટલે તે લઈને ઉપાશ્રયે આવ્યા અને ગોળનું પારણું કર્યું.

આ પ્રમાણે બીજાં પણ છૂટક છૂટક અભિગ્રહો તેમણે ધારણ કર્યાં હતાં. એમ કરતાં વિક્રમ સંવત ૧૮૬૪ની સાલ આવી. સાધુ–સાધ્વીઓનાં ચાતુર્માસ નિયત થયાં. તેમાં પૂજ્યશ્રી ડુંગરશીસ્વામીનું ચાતુર્માસ પોરબંદર નિશ્ચિત થયું અને ગણેશજીસ્વામી, ગાંગજી-સ્વામી તથા ધર્મસિંહજી મુનિ ઠા. ૩ તથા અમુક આર્યાજીઓનું ચોમાસું ગોંડલમાં નક્કી થયું. પૂજ્યશ્રીએ જ્યારે પોરબંદર જવા માટે વિહાર કર્યો તે વખતે ગણેશજીસ્વામીએ નમ્રભાવે કહ્યું કે–હે પૂજ્ય ગુરુદેવ ! આપના શિષ્ય બન્યા પછી આજ દિવસ સુધી જ્ઞાન–દર્શન–ચારિત્ર વગેરેની આરાધના આપની આજ્ઞાનુસાર કરી છે. હવે આપની રજા મેળવવા ઇચ્છું છું કે–આ શરીર એકદમ કૃશ થઈ ગયું છે, હવે શરીર વિશેષ લાંબું ચાલી શકે તેમ નથી. આયુષ્ય હશે તો જ પુનઃ આપનાં દર્શન થશે એવી સ્થિતિ છે. એટલા માટે આપશ્રી આજ્ઞા આપો તો સમય જણાતાં અનશન વ્રત આદરવાની અંતરેચ્છા છે. આ સાંભળી ગુરુદેવે ત્રણે ઠાણાને હાજર રાખી કહ્યું કે–ગણેશજીની અનશનવ્રતની ઇચ્છા છે તો તમે તેમને સમય અને સંયોગ જોઇ મદદરૂપ બનજો. પછી ગણેશ-જીને સંબોધીને પૂજ્યશ્રીએ ફરમાવ્યું કે–તમે પણ સમય અને સંયોગ વિચારી યોગ્ય લાગે તેમ કરજો. ઇત્યાદિ ભલામણ કરી પૂજ્યશ્રી પોરબંદર ચાતુર્માસ કરવા પધાર્યા.

અત્રે ગોંડલમાં ગણેશજીસ્વામી આદિ ઠા. ત્રણ ચાતુર્માસાર્થે સ્થિત છે. ચાતુર્માસનાં દિવસો વ્યતીત થતાં એકાંતર ઉપવાસના ક્રમ પ્રમાણે આસો વદ ચોથનો દિવસ ઉપવાસનો હતો. તે દિવસે ગણેશજી મુનિએ ચઉવિહારો ઉપવાસ કર્યો અને પંચમીએ એકલી

છાશથી પારણું કર્યું. છઠ્ઠનો ચઉવિહારો ઉપવાસ અને સાતમનું પારણું પણ એકલી છાશથી કર્યું. અને આઠમનો ઉપવાસ ચઉવિહારો કર્યો અને નવમીએ ન ના સાકરના ટુકડાથી પારણું કર્યું. દશમી, એકાદશી એમ બન્ને દિવસે ચઉવિહારા ઉપવાસ કર્યા. બારસને દિવસે બીજા મુનિઓએ પારણું કરવા વિષે આગ્રહ કર્યો પણ તેમણે જણાવ્યું કે-હાલમાં મારો પારણું કરવાનો ભાવ નથી. જ્યારે મને શ્રદ્ધા જણાશે ત્યારે જોઇશું. આમ કરતાં ચાર ચઉવિહાર ઉપવાસ થયા. ત્યારપછી ગણેશજીસ્વામીએ પોતાની સાથે રહેલા સંતોને પાસે બોલાવ્યા અને માગજી મુનિને કહ્યું કે-આયુષ્યનું અસ્થિરપણું છે, વળી દેહનો કાંઇ ભરોસો નથી માટે મારી ઇચ્છા યાવજ્જીવન અનશન-વ્રત આદરવાની છે તો તમે મને યાવજ્જીવન અનશન-વ્રતના પ્રત્યાખ્યાન આપો આ સાંભળી બન્ને મુનિઓએ સંઘના મુખ્ય વિવેકશીલ શ્રાવકોને બોલાવી ગણેશજી મુનિનો અનશન આદરવાનો નિર્ણય જણાવ્યો. તે વખતે ત્યાં ચાતુર્માસ રહેલા આર્યાજી પણ પધાર્યાં. ચારે તીર્થ મળી ગણેશજી-સ્વામીને કહેવા લાગ્યા કે-આ પંચમકાળમાં શારીરિક સંઘયણની નબળાઇ છે અને તેમાં આકરું અનશન-વ્રત આદરવું અતિ કષ્ટ-સાધ્ય છે માટે સંથારાનો વિચાર આપ માંડી વાળો એ પ્રષ્ટ છે. શરીરે નિર્બળ પણ આત્મબળે બળવાન એવા ગણેશજીસ્વામીએ જવાબ આપ્યો કે-મારો આત્મા બળવાન છે એટલે મને વીત-રાગદેવ અને ગુરુદેવના પ્રતાપથી જરા પણ હરકત આવશે નહિ. મેં આ માગજી મુનિને કહ્યું છે કે-મને અનશન-વ્રતના પ્રત્યા-ખ્યાન આપો પણ તેઓ આપતા નથી તો હવે ગુરુદેવની તો મેં આજ્ઞા પ્રથમથી જ મેળવી છે તો તમે બધા કહો તો હું મારી

જાતે અનશન-વ્રતના પ્રત્યાખ્યાન લઉં. આ સાંભળી શ્રી ચતુર્વિધ સંઘે તપસ્વી મુનિને પ્રાર્થના કરી કે-આપ એક એક ઉપવાસ ખુશીથી મેળવો પણ યાવજ્જીવન અનશન-વ્રતના પ્રત્યાખ્યાન ઉતાવળથી કરો નહિ. શ્રી ચતુર્વિધ સંઘની વિનંતિને માન્ય રાખી કારતક શુદ એકમ સુધીના બીજા ત્રણ ઉપવાસ મેળવ્યા. આ ત્રણ ઉપવાસ પૂર્ણ થતાં તેમણે પુનઃ અનશન-વ્રત ગ્રહણ કરવાની અંતરેચ્છા જણાવતાં કારતક શુદ બીજને રવિવારે અનુરાધા નક્ષત્રે છ મુહૂર્ત્ત દિવસ ચડ્યા પછી શ્રી ચતુર્વિધ સંઘની સાક્ષીએ મુનિશ્રી ગાંગજીસ્વામીએ ગણેશજીસ્વામીની અતિ જિજ્ઞાસાથી તેમની આજ્ઞા અનુસાર યાવજ્જીવન અનશન-વ્રતનું પાણીના આગારે પ્રત્યાખ્યાન કરાવ્યું.

ગણેશજી મુનિની બન્ને સન્તો શાન્તિ તથા સમાધિ ઉપજે એ રીતે આત્મભાવે સેવાશુશ્રૂષા કરવા લાગ્યા. ગણેશજી મુનિએ અનશન-વ્રતના પ્રત્યાખ્યાન કર્યાના સમાચાર દેશના ખૂણે-ખૂણે ફરી વળ્યા. પૂજ્ય ગુરુદેવ ડુંગરશી મહારાજશ્રીને પણ પોરબંદર એ વિષેનો સંદેશ મળ્યો. સંથારાના સમાચાર સાંભળી અનેક ગામના માનવીઓ તપસ્વીના દર્શનાર્થે આવવા લાગ્યા.

તે વખતે ગોમંડળમાં નામદાર દરબારશ્રી દેવાજી દરબાર રાજ્ય કરતા હતા. દરબારશ્રીને આ સમાચાર મળતાં તપસ્વી મહાપુરુષના દર્શને તેઓશ્રી પધાર્યા હતા. તેમજ દેવાજી દરબારના ભાભી અદીબા તથા તેમના પત્ની કસીબા વગેરે પણ દર્શનાર્થે આવ્યા હતા. તપસ્વી મહારાજશ્રીના તપપ્રભાવમાં વધારો કરવા અર્થે

(ગોમંડળના) શ્રાવકો તરફથી અંબાડ તથા જીવદયાનાં અનેક શુભ કાર્યો વિશેષ રૂપે કરવામાં આવ્યાં હતાં. આ ઉપરાંત પોરબંદરથી આવેલ અનેક ભાવિક શ્રાવકો પૈકીના જીવનભાઇ માણેકભાઇ નામના શ્રાવક પણ કુટુંબ સહિત દર્શનાર્થે આવેલ અને તેમણે પણ ઉદારતાપૂર્વક દ્રવ્યનો સદ્વ્યય કરેલ હતો.

આ પ્રમાણે અનશન-વ્રત ગ્રહણ કર્યાના દિવસો શાન્તિ તથા સમાધિપૂર્વક વ્યતીત થતાં કારતક શુદ ૧૫ આવી. ચાતુર્માસનો સમય પૂર્ણ થતાં પૂજ્યશ્રી ગુરુદેવ ડુંગરશીસ્વામી પોરબંદરથી ઉગ્ર વિહાર કરી થોડા સમયમાં ગોંડળ પધાર્યા અને ગણેશજીસ્વામીને દર્શન આપીને તથા જ્ઞાન-ધ્યાનની આરાધના કરાવી તેમના અનશન-વ્રતને શોભાવ્યું હતું. પૂજ્યશ્રીની ઉપસ્થિતિથી ગણેશજી સ્વામીના આત્માને અપૂર્વ સંતોષ થયો હતો. આ ઉપરથી પૂજ્યશ્રીને પોતાના અધિકારનું, પોતાના કર્તવ્યનું તથા પોતાની જવાબદારીનું કેટલું બધું ભાન હતું તે સ્પષ્ટ જણાઇ આવે છે. વાસ્તવમાં સ્વ-પર આત્માને તારે એ જ તરણતારણ મહાપુરુષોનું કર્તવ્ય હોય છે.

તપસ્વી ગણેશજીસ્વામી ચડતે પરિણામે અનશન-વ્રતનું સમ્યક્ પ્રકારે આરાધન કરતાં દિવસો વ્યતીત કરી રહ્યા છે. આ પ્રમાણે દિવસો વ્યતીત થતાં પોષ શુદ બીજ ને બુધવારને દિવસે એક મુહૂર્ત જતાં તપસ્વી મુનિએ આ વિનશ્વર દેહનો ત્યાગ કર્યો. તેમનું અનશન-વ્રત ૬૦ દિવસ સુધી ચાલ્યું હતું ( કારતક શુદ ૨ ને રવિથી પ્રારંભ થતાં પોષ શુદ ૨ ને બુધવાર દરમ્યાન એક તિથિ ઘટતાં ૬૦ દિવસ થયા ), બાકી તો અનશન-વ્રત અંગીકાર કર્યાં પહેલાંના ૭ દિવસો ઉપવાસ જેવા જ હતા.

તપસ્વી ગણેશજીસ્વામીનું સ્વર્ગગમન થયા પછી શ્રાવક-સમાજે તેમના મૃતદેહ માટે ૩૩ ખાનાની માંડવી કરી વાજીંત્રના સરોદા સાથે તે મૃતક દેહનું નિહરણ કર્યું હતું. આ પ્રમાણે તપસ્વી ગણેશજીસ્વામીના સ્થૂલ દેહનો વિલય થયો પરંતુ તેમનું અક્ષર યશસ્વી જીવન તો અમર જ થઇ ગયું. આ પ્રમાણે તપસ્વી મહા-પુરુષનું યશસ્વી જીવન સફળ થયું.*

---

* આ મહાપુરુષની જૂના સમયની પદ્ધતિ પ્રમાણે ઢાળો પણ રચાયેલ છે.

જન્મ વિ. સં. ૧૮૧૨
દીક્ષા વિ. સં. ૧૮૩૨
સ્વર્ગગમન વિ સં. ૧૮૮૦ ચૈત્ર સુદ ૭ સોમવાર

પૂજ્યશ્રી કુંવરજીસ્વામી મુનિ-મંડળ સહિત ગામાનુગામ વિચરી રહેલ હતા. તે દરમ્યાન પૂજ્યશ્રીના સત્સંગ તથા સદુપદેશથી વીરજીભાઈ નામના એક દશાશ્રીમાળી વણિકને ૨૦ વર્ષની ઉંમરે પ્રબળ વૈરાગ્ય પેદા થયો અને થોડો સમય પૂજ્યશ્રીની સેવામાં રહી સંયમમાર્ગનું સામાન્ય જ્ઞાન તથા ચારિત્રના નિયમોનું જાણપણું મેળવી વિ. સં. ૧૮૩૨માં [illegible] તેમણે પૂજ્યશ્રીની પાસે સર્વવિરતિ ચારિત્ર અર્થાત્ દીક્ષા ધારણ કરી. આ મુનિશ્રીને સિદ્ધાન્તજ્ઞાન વિશેષ પ્રમાણમાં ન હતું, પણ ગુરુદેવની કૃપાથી તથા પોતાના ક્ષયોપશમથી સંયમરક્ષાના નિયમોનું સામાન્ય જ્ઞાન મેળવ્યું હતું. તેમનો ત્યાગ અને વૈરાગ્ય ઉચ્ચ કોટીનો હતો. તેઓ પોતાની પાસે વસ્ત્ર, પુસ્તક આદિ ઉપકરણો અતિ-અલ્પ પ્રમાણમાં રાખતા હતા. તેઓ ગુરુદેવની સાથે કે કોઈ વાર અન્ય મુનિવરો

સાથે જ્યાં જ્યાં વિચરતા ત્યાં ત્યાં જનસમાજને પોતાની શક્તિ તથા મતિઅનુસાર સામાન્ય બોધ કરતા અને ધર્મનીતિ સમજાવતા. આ લોકમાં કરેલાં સત્કાર્યો અને દુષ્કાર્યો બન્નેનાં આ લોક તથા પરલોકમાં કેવાં સારાં-નરસાં ફળો મળે છે તે વસ્તુતત્ત્વ સમજાવવા માટે મુનિશ્રી પોતાની પાસે નારકીના દુઃખ-દશ્યના ચિત્રો રાખતા અને તે લોકોને બતાવીને સ્વરૂપ સમજાવતા. સામાન્ય નાના ગામડામાં હોય તો ચોરે બેસીને અથવા જ્યાં લોકોનું આવાગમન વિશેષ થતું હોય ત્યાં સાધુમાર્ગની રીત પ્રમાણે અનુજ્ઞા લઇ મધ્યસ્થળે બિરાજી લોકોને ધર્મનીતિનો બોધ આપતા. અને દયા-સત્ય-અચૌર્ય-બ્રહ્મચર્ય અને તૃષ્ણાને તોડી સંતોષવૃત્તિ ધારણ કરવાની લોકોને પ્રેરણા આપતા. આ રીતે તેમણે ધર્મોપદેશ આપી કોળી-ખાંટ-વાઘરી-મુસલમાન આદિ અજ્ઞાની કોમના સંખ્યાબંધ લોકોને દારુ-માંસ-શિકાર આદિ વ્યસનોનો પરિત્યાગ કરાવ્યો હતો. આ ઉપરાંત ખેડૂતવર્ગને પણ ધર્મનીતિનો બોધપાઠ સમજાવી અગિયારસ-અમાવાસ્યા આદિ તિથિઓના દિવસે બળદો ઉપર ધોંસરું ન નાંખવાના ખેડૂતવર્ગ પાસે નિયમો કરાવ્યાં હતાં.

એક દિવસ વીરજીસ્વામી અન્ય મુનિવરો સાથે ગ્રામાનુગ્રામ વિહાર કરતાં જુનાગઢ પધાર્યા. ત્યાં દીવાનને ધર્મનીતિનો બોધ આપી ધર્મના માર્ગે વાળ્યા હતા તેથી દીવાન તેમને ગુરુજી તરીકે બહુમાન આપતા હતા અને તેઓશ્રીની વાતને માન્ય પણ રાખતા હતા. એક વાર દયાના કાર્ય માટે મુનિશ્રીએ દીવાનને કહ્યું કે-મારે તમારા નવાબને મળવું છે. આ સાંભળી દીવાને જવાબ આપ્યો કે-સમય આવ્યે નવાબની સાથે આપનો મેળાપ કરાવી આપીશ.

એક વાર સમય જોઈને દીવાને નવાબને વાત કરી કે-ખુદાવિંદ! એક જૈન મહાત્મા આપને મળવા ચાહે છે. નવાબે પૂછ્યું કે-ક્યા વો પૂજ્ય લોગ હમારે પાસ કુછ કોરી રખતે હૈં? દીવાને જવાબ આપ્યો કે એ સંતમહાત્મા પોતાની પાસે કોરી કે કોડી દુનિયાની માયા રાખતા નથી કારણ કે તેઓ તો મોહભરેલા પદાર્થોના ત્યાગી હોય છે. આ સાંભળી નવાબે એમ કહી મળવાની ના કહી કે-જહાં કુછ નહીં હૈ વહાં ક્યા જાના! આ વાત સાંભળી દીવાન ત્યાં મૌન રહ્યા અને ગુરુજી પાસે યથાવસરે આવી બધી હકીકત કહી. આ કથન સાંભળી શ્રી ઇરસ્વામીએ દિવાનને કહ્યું કે-કોઈ વાર નવાબ ફરવા નીકળે અને તમો આ બાજુ નીકળો તો હું તે વખતે તેમને મળીશ.

ત્યાર બાદ કેટલાક દિવસો પછી નવાબ દીવાનની સાથે બે ઘોડાની ગાડીમાં બેસીને ફરવા નીકળ્યા અને ચોકમાં થઈને ગાડી પસાર થઈ. આ વખતે શ્રાવકોને ધર્મધ્યાન કરવાનું સ્થાન સ્થાનક ચોકમાં હતું અને ત્યાં શ્રી ઇરસ્વામી આદિ મુનિઓ ઉતર્યા હતા. તે ધર્મસ્થાન પાસેથી ઘોડાગાડી નીકળતી જોઈ શ્રી ઇરસ્વામી પોતે ઉપકરણ ઓછા રાખતા હોવાથી માથા હેઠે મૂકવા ઓસીકું બનાવ્યું હતું તેમાં રાખ ભરી હતી તે ઓસીકું લઈ બહાર ગાડી જવાના રસ્તા ઉપર આવીને ઊભા. એટલે નવાબના કહેવાથી ગાડીવાને ગાડી ઊભી રાખી અને નવાબ પાસે આવીને મુનિશ્રી બોલ્યા કે ક્યા આપ કોરી ચાહતે હૈં? આ પ્રમાણે કહી પેલી રાખની થેલી ઓસીકારૂપે બનાવી હતી તે નવાબને બતાવી (કોરી એટલે રાખ. જૂની ભાષામાં રાખને કોરી કહેવાય છે) અને કહ્યું કે-હમારે પાસ તો યેહી કોરી હૈ! આ

સાંભળી જાણે નવાબમાં સદ્દબુદ્ધિ પેદા થઇ હોય તેમ નવાબ બહુ-માનપૂર્વક ગાડીથી હેઠા ઊતર્યા અને દીવાનને સાથે લઇ વીરજીસ્વામી સાથે ધર્મસ્થાનકમાં આવીને બેઠા ત્યારે વીરજીસ્વામીએ નવાબને 'ફકીર' કોણ કહેવાય એ વાત સંક્ષેપમાં સમજાવી કે દુનિયાની માયા અને લક્ષ્મી–સ્ત્રી–પુત્ર–રાજ્ય આદિની જરા પણ સંપત્તિ જેમની પાસે નથી અને જેમણે ફીકરની ફાકી કરી લીધી છે તે જ સાચા ફકીર છે.

ફકીરની આ વ્યાખ્યા સાંભળી નવાબ ખૂબ ખુશ થઇ દીવાનને કહેવા લાગ્યા કે ऐसे फकीर तो यह संत ही है, ऐसे संतको कुच्छ दिया जाना चाहिए। નવાબની આ વાત સાંભળી મુનિએ કહ્યું કે–आप मुझे देना चाहते हैं तो मैं कुछ मांग लूं। નવાબે જવાબ આપ્યો કે–सांइ बापु मांग लो। ત્યારે મુનિએ કહ્યું કે–आपके सारे राज्यमें अगीयारस और अमावास्या का अगता पाला जाय और बैलों को बिश्राम दिया जाय। આ વાતની નવાબે રાજીખુશીથી કબૂલાત આપી અને આખા રાજ્યમાં એ બે દિવસ અગતો પળાય તેવી ભલામણ કરી અને સંતપુરુષને નમન કરી ત્યાંથી ગયા. ત્યારબાદ દીવાને આખા રાજ્યમાં તે બન્ને દિવસોનો અગતો પળાવવાનો અમલ કરાવ્યો.

એકદા પૂજ્યશ્રી ડુંગરશીસ્વામીએ વીરજી મુનિને કહ્યું કે–હે મુનિ! તમારી વૃદ્ધાવસ્થા થઇ છે અને તમે આજ દિવસ સુધી પુસ્તક–પાનાં રાખ્યાં નથી તો તમારા નામ ઉપર હું એકાદ સારું સૂત્ર ચડાવું કે જે તમારી સેવા કરે તે સાધુજીને તમે આપી શકો. એમ કહી સારામાં સારું એટલે સુંદર અક્ષરોથી લખાયેલું

ભગવતીસૂત્ર વીરજીસ્વામીના નામે ચડાવી દીધું. આ ઘટના બન્યા બાદ તે જ દિવસે રાત્રિના સમયે તેમને વિચાર આવ્યો કે– જે ઉપાધિ મેં અત્યાર સુધી રાખી નથી તે ઉપાધિ ઊભી થઈ અને તે ઉપર મારું નામ પણ ચડાવવામાં આવ્યું. વળી તે સૂત્ર મારી સેવા કોઈ કરે એ બહાનાથી રાખવું અને સેવા કરનારને તે બાબતની લાલચમાં નાખવો અને જે સેવાથી સત્ય લાભ પ્રાપ્ત થાય છે તે ગુમાવી દેવો આ વાત મારા ગળે ઉતરતી નથી. આ વિચારમાં ને વિચારમાં તેમને આખી રાત ઊંઘ ન આવી. પ્રાતઃકાળે પ્રતિક્રમણ કર્યા પછી પૂજ્યશ્રી પાસે વીરજીસ્વામી આવી નમ્રતાપૂર્વક કહેવા લાગ્યા કે–ગુરુદેવ, મારા નામે આપે હિતબુદ્ધિએ ભગવતીસૂત્ર ચડાવ્યું છે તેથી મારું મન ખિન્ન થયું છે અને તેથી મને ગઈ રાત્રે નિદ્રા પણ આવી નહિ. મેં બધાનો ત્યાગ કર્યો છે પણ આપે ભગવતીસૂત્ર મારા નામે ચડાવી મને એક ઉપાધિ વળગાડી છે. મને કોઈ વસ્તુ પ્રત્યે મમતા પેદા થાય એવી વસ્તુ જોઈતી નથી માટે મને એ ઉપાધિમાંથી મુક્ત કરો તો મારા આત્માને શાન્તિ પ્રાપ્ત થાય. પૂજ્ય ગુરુદેવે વીરજી મુનિની આ વાત માન્ય રાખી અને ભગવતી સૂત્ર ઉપરથી તેમનું નામ કઢાવી નાખી તેમના આત્માને શાન્તિ આપી. વીરજી મુનિ આવા નિષ્પરિગ્રહી, નિર્લોભી અને નિર્મોહી હતા.

પૂજ્યશ્રી ડુંગરશીસ્વામી પાસે નાથાભાઈ નામની એક વ્યક્તિએ દીક્ષા લીધી હતી. પૂજ્યશ્રીએ શ્રીમુખે તેમને દીક્ષા આપી હતી અને તેમને વીરજી મુનિના નામના શિષ્ય બનાવ્યા હતા. નાથાભાઈને દીક્ષાના દિવસે જ સ્વાભાવિક રીતે જ એવો વિચાર

મનમાં ઉદ્‌ભવ્યો કે આ દેહ સાડાત્રણ વર્ષ ટકી શકશે એટલે આ સમય દરમ્યાન આત્માની જેટલી શુદ્ધિ થાય અને સુખ-શાન્તિ પ્રાપ્ત થાય તેટલી કરી લેવી જોઇએ. આ પ્રમાણે વિચાર કરી તેમણે અનેક પ્રકારની તપશ્ચર્યાઓ કરી આત્મ-સાધના કરી હતી. જ્યારે સમયનો પરિપાક થયો અર્થાત્ સવાત્રણ વર્ષ અને બે માસ લગભગ વ્યતીત થયાં ત્યારે તેમના શરીરમાં અશક્તિ ઘણી જ વધી જવાથી ગુરુદેવની આજ્ઞા મેળવી તેમની પાસે અનશન-વ્રતના પ્રત્યાખ્યાન લીધાં અને એક મહિના સુધી અનશન-વ્રત પૂર્ણ થતાં ઔદારિક દેહનો ત્યાગ કરી તેઓ સ્વર્ગવાસી બન્યા.

વીરજીસ્વામીએ વિ. સં. ૧૮૩૨ ની સાલમાં સંયમમાર્ગ લીધો હતો અને વિ. સં. ૧૮૮૦ ની સાલમાં જ્ઞાન-ધ્યાન-તપ-ત્યાગ આદિની સમ્યક્‌પ્રકારે આરાધના કરતા ગોંડલમાં બિરાજતા હતા ત્યારે શરીરમાં રોગ-વ્યાધિ ઉત્પન્ન થતાં શરીર ખૂબ જ કૃશ બની જવાને કારણે અનશન-વ્રત આદરવાનો સમય અને સંયોગ જોતાં તેમણે સાગારી સંથારો આદર્યો. આ વખતે પૂજ્ય ગુરુદેવ ડુંગરશીસ્વામીનો સ્વર્ગવાસ થઇ ગએલ હોવાથી તેઓશ્રી ન હતા.

છેવટ વિ. સં. ૧૮૮૦ ના ચૈત્ર શુદ ૭ ને સોમવારે વીરજી-સ્વામીએ ૪૮ વર્ષ ઉપરાંતનું ચારિત્ર સમ્યક્ પ્રકારે પાળી આ વિનશ્વર દેહનો પરિત્યાગ કર્યો.

## પરિશિષ્ટ પાંચમું : મોટા નેણશીસ્વામી-ડાયાદ સ્વામીના શિષ્ય

---

દીક્ષા વિ. સં ૧૮૪૦

આ મહાત્મા પૂજ્યશ્રી કૃષ્ણ જી મહારાજશ્રીના સહવાસમ આવી શાસ્ત્રાભ્યાસી તથા સિદ્ધાન્તના પારગામી બન્યા હતા તેઓશ્રી બહુશ્રુતી તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા તેઓ દરેકના સહવાસમાં આવી ગુણોને ગ્રહણ કરનાર-ગુણાનુરાગી હતા તેમણે શાસ્ત્રાભ્યાસ ઉપરાંત સંસ્કૃત વ્યાકરણ-કાવ્યાદિનો પણ અભ્યાસ કર્યો હતો અને તેથી સિદ્ધાન્ત-સૂત્રોની ટીકા, વૃત્તિ, ચૂર્ણી, નિર્યુક્તિ આદિમાં દક્ષતા પ્રાપ્ત કરી હતી તથા સિદ્ધાન્તોનાં રહસ્યોના જાણકાર બન્યા હતા સિદ્ધાન્તોની ચર્ચા કરવામાં તેઓશ્રી પ્રવીણ હતા પોતાના જ્ઞાન-પ્રભાવથી તેમણે અનેક ભવ્ય-જીવોના હૃદયમાં ધર્મ-સંસ્કારો રેડી તેમને સંસ્કારી બનાવ્યા હતા તેમને નીચે લખેલા ૭ શિષ્યો થયા હતા-

૧ ધર્મસિંહજી મુનિ (મોટા), ૨ નાગજી મુનિ, ૩ ભાગાજી મુનિ, ૪ નળજી મુનિ, ૫ ધર્મસિંહજી મુનિ (નાના), ૬ મેઘજી મુનિ

આ ૭ શિષ્યો પૈકી મોટા ધર્મસિંહજી મુનિને તથા આંબાજી મુનિને પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજે શ્રીમુખે દીક્ષા આપી નેણશી મુનિના શિષ્યો બનાવ્યા હતા અને બાકીના શિષ્યોને નેણશી-સ્વામીએ પૂજ્યશ્રીની આજ્ઞા મેળવી દીક્ષા આપી હતી. તેમાં મોટા ધર્મસિંહજી મુનિ મહા વિદ્વાન્, પંડિત, વ્યાખ્યાની અને સમયજ્ઞ બની ગુરુદેવની આજ્ઞાના ધારક બન્યા હતા.

૭ શિષ્યોનો શિષ્યપરિવાર નીચે પ્રમાણે ચાલ્યો હતો.

મોટા ધર્મસિંહજી મુનિને ૧ વાલજીસ્વામી અને ૨ જીવરાજ-જીસ્વામી એમ બે શિષ્યો થયા હતા.

નાગજીસ્વામીને શામજીસ્વામી નામના એક શિષ્ય થયા હતા.

આંબાજીસ્વામીને ૧ પૂ૦ ભીમજીસ્વામી અને ૨. હેમચંદ્રજી-સ્વામી. (એમનો પરિવાર વિદ્યમાન છે.)

હેમચંદજીસ્વામીને વર્દ્ધમાનજીસ્વામી, જેસંગજીસ્વામી અને તેજસિંહસ્વામી નામે શિષ્યો હતા. તેજસિંહસ્વામી વિષે પરિશિષ્ટ ૧૧ મું જુઓ.

મૂળજીસ્વામીને ૧. પુંજાજીસ્વામી, ૨ ડોસાજીસ્વામી અને ૩. કચરાજીસ્વામી એમ ત્રણ શિષ્યો થયા હતા.

પુંજાજીસ્વામીનો પરિવાર પણ હાલ વિદ્યમાન છે.

# પરિશિષ્ટ છઠ્ઠું : : તપસ્વી શ્રી પુંજાજીસ્વામી.

---

દીક્ષા : વિ સં. ૧૮૪૪
સ્વર્ગગમન વિ સ ૧૮૫૦ આસો સુદ ૮

ધ્રાંગધ્રામા દશાઓમાસી વણિક જ્ઞાતિમા શ્રી રવાભાઇ નામન
એક શ્રાવક રહેતા હતા તેમની ધર્મપત્નિનુ નામ વેણીબાઈ હતુ.
તેમની કુક્ષીએ એક પુત્રનો જન્મ થયો અને તેમનુ નામ પુંજાભાઇ
રાખવામા આવ્યુ કાળક્રમે પુંજાભાઇએ યૌવનવયમાં પૂજ્યશ્રી ડુંગર
સિંહજીસ્વામીના સમાગમમાં આવતાં ( વિ સ ૧૮૪૩નું ચાતુર્માસ
પૂ ડુંગરસિંહજીસ્વામીનુ ધ્રાંગધ્રામા હતુ ) તેમનો ધર્મબોધ સાભળ્યો
અને પરિણામે તેમને વૈરાગભાવ પેદા થતા વિ. સં. ૧૮૪૪ની
સાલમા તેમણે પૂજ્યશ્રીની પાસે ધ્રાંગધ્રામા દીક્ષા લીધી પૂજ્યશ્રીએ
તેમને મેધરાજજી મહારાજશ્રીના શિષ્ય બનાવ્યા પુંજાજી મહારાજશ્રીને
શાસ્ત્રીય જ્ઞાન સામાન્ય હતુ પરન્તુ તપશ્ચર્યામાં તેઓ ખૂબ જ તલ્લીન
રહેતા તેઓ થોડો સમય એકાંતર ઉપવાસ કર્યાં બાદ છઠ્ઠ છઠ્ઠના
પારણા કરવા લાગ્યા તત્પશ્ચાત્ અઠ્ઠમ અઠ્ઠમના પારણા કર્યા બાદ
ચાર ચાર ઉપવાસે પારણા કરવા લાગ્યા તેમણે વચમા માસખમણ

તપ પણ કર્યું હતું. સંવત ૧૮૪૪માં તેમણે મેઘરાજજીસ્વામી સાથે વાંકાનેર ચાતુર્માસ કર્યું હતું. ત્યાં પણ અનેક વિચિત્ર તપ કર્યાં હતાં. વચમાં બે માસના ઉપવાસ એક સાથે કર્યા હતા. ત્યારબાદ સંવત ૧૮૪૫માં પૂજ્યશ્રી ડુંગરશીસ્વામીની સાથે ગોંડલ ચાતુર્માસ કર્યું હતું. ત્યાં પણ અનેક પ્રકારની તપશ્ચર્યા કર્યા ઉપરાંત અઢી માસના ઉપવાસ કર્યા હતા. આ પ્રમાણે તપશ્ચરણ કરતાં સંવત ૧૮૫૦ની સાલમાં તેમણે ધ્રાંગધ્રા ચાતુર્માસ કર્યું હતું. ત્યાં તેમણે અષાડ વદિ ૫થી માસખમણના પ્રત્યાખ્યાન કર્યાં. તે માસખમણના પારણાને દિવસે પારણું નહિ કરતાં બીજું માસખમણ ભેળવ્યું. ત્યારબાદ સંથારાના ભાવ ઉત્પન્ન થવાથી તેમણે આલોચી–પડિક્કમી–નિંદી–નિઃશલ્ય થઇ સંથારાના–અનશન–વ્રતના પ્રત્યાખ્યાન કર્યા. આ સંથારો બે માસખમણ ઉપરાંત ૧૮ દિવસ સુધી ચાલ્યો હતો. એકંદરે તેઓ ૭૮મા ઉપવાસે ઔદારિક દેહ છોડી સ્વર્ગવાસી બન્યા હતા. તેમણે લગભગ ૭ વર્ષનો દીક્ષાપર્યાય પાળ્યો હતો તે દરમ્યાન તેમણે એક ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમ, ચોલાં સંખ્યાબંધ કર્યાં હતાં અને ૧૨ માસખમણ કર્યાં હતાં. બે માસના એક વાર અને અઢી માસના એક વાર અને છેવટે ૭૮ દિવસ એમ એ મહાપુરુષે અનેકવિધ તપશ્ચરણ કર્યું હતું.

## પરિશિષ્ટ સાતમુ : : પૂજ્યશ્રી ભીમજીસ્વામી

જન્મ વિ. સં ૧૮૪૨
દીક્ષા વિ સ ૧૮૬૦
આચાર્યપદ વિ સ. ૧૮૭૭
સ્વર્ગગમન વિ સ. ૧૯૧૫ પોષ શુ. ૫ શનિવાર
દીક્ષાપર્યાય ૫૫ વર્ષ

ધોરાજીમાં પ્રસિદ્ધ કામદાર કુટુબમાં ચાપશીભાઈ જાદવજી નામે શ્રાવક રહેતા હતા તેમની પત્નીનુ નામ ઝમકુબાઈ હતું. આ દંપતીને ત્યા વિ સ. ૧૮૪૨ની સાતમા આ મહાપુરુષનો જન્મ થયો હતો બાલ્યવયથી જ ભીમજીભાઈને ધર્મ પ્રત્યે ખૂબ જ અભિરુચિ હતી પણ જ્યારે તેઓ તરુણવયના થયા અને વિ સ. ૧૮૫૯ની સાલમા પૂજ્યશ્રી ડુગરશીસ્વામીના સસર્ગમાં આવ્યા ત્યારે સસાર પ્રત્યે ઉદાસીનતા પેદા થવાથી વૈરાગ્યભાવ પેદા થયો અને સત-સમાગમમા રહી પૂજ્યશ્રીની પાસે ધાર્મિક અભ્યાસ કરવાની સાથે સાધુજીવનના આચાર-વિચાર સબંધી માહિતી અને તાલીમ મેળવવા લાગ્યા.

વિ સ. ૧૮૬૦ પૂજ્યશ્રી ગ્રામાનુગ્રામ વિહાર કરતા અમુક

સંતશિષ્યો સાથે માંગરોળ પધાર્યા અને ભીમજીભાઈને ત્યાંના ભાવિક શ્રાવકોના અત્યાગ્રહથી પૂજ્યશ્રીએ સ્વમુખે તેમને ત્યાં દીક્ષા આપી અને આંબાજીસ્વામીના શિષ્ય બનાવ્યા.

ભીમજી મુનિની પ્રજ્ઞા ઘણી જ તેજસ્વિની હતી. સૂત્ર-સિદ્ધાંત જાણવાની તેમની પ્રબળ જિજ્ઞાસા જોઈ પૂજ્યશ્રીએ ઘણો સમય પોતાની સાથે રાખી તેમને સૂત્રજ્ઞાન સમર્પ્યું. અને તેમણે પણ વિનય અને ખંતપૂર્વક શાસ્ત્રનાં રહસ્યો પૂજ્યશ્રી પાસેથી શીખી લીધાં. આ પ્રમાણે પૂજ્યશ્રી પાસેથી સિદ્ધાંતવાણીને સાપેક્ષાપૂર્વક નય-નિક્ષેપ આદિથી સારી રીતે જાણી શક્યા હતા અને પરિણામે સ્વસમય તથા પરસમયના જ્ઞાતા બની શક્યા હતા. જ્ઞાનની આ પ્રમાણે આરાધના કરવાની સાથે ઇન્દ્રિયો ઉપર વિજય પ્રાપ્ત કરવા માટે આહારાદિમાં પણ રૂક્ષવૃત્તિ રાખતા હતા. ઉપરાંત તેઓએ વિનય-ક્ષમા-ઉદારતા-વિશાળતા-ગંભીરતા આદિ ગુણોને સારી રીતે કેળવ્યા હતા.

ભીમજી મુનિએ દેશ-વિદેશમાં વિચરી અનેક ભવ્ય જીવોને પોતાના અગાધ જ્ઞાનનો ખૂબ લાભ આપી ધર્મનીતિના માર્ગે વાળ્યા હતા અને તેમના જીવનનો સુધાર કર્યો હતો. તેમણે લગ-લગ ૪૧ વર્ષો સુધી પૂજ્યશ્રી સાથે, ગુરુભાઈઓ સાથે કે બીજા પોતાના શિષ્યસંતો સાથે જુદા જુદા સ્થાને વિહાર કરી ખૂબ જ ધર્મ-પ્રચાર કર્યો હતો.

પૂજ્યશ્રી ડુંગરશીસ્વામીએ પોતાની હાજરીમાં જ તેઓની યોગ્ય લાયકાત જોઇ જ્ઞાન-ચારિત્રની પ્રતિભાથી પ્રભાવિત બનેલા નીહાળી તેમને પૂજ્યપદવી સુપ્રત કરી હતી.

વિ. સં. ૧૯૦૧ ની સાલમાં પૂજ્યશ્રી ભીમજીસ્વામી પોરબંદર પધાર્યાં અને ત્યાંના ધર્મપ્રેમી શ્રાવકોએ પૂજ્યશ્રીને વિહાર કરવામાં ઘણી તકલીફ છે એની જાણ થતાં સ્થિરવાસ રહેવા માટે અતિ આગ્રહભરી વિનંતિ કરી. સંઘની આ વિનંતિને માન્ય રાખી પૂજ્યશ્રી ભીમજીસ્વામી ત્યાં સ્થિરવાસ રહ્યા અને તેમના સ્થિરવાસ દરમ્યાન તેમની સેવામાં પ્રાયઃ તેમના શિષ્ય નેણસીસ્વામી વગેરે સંતો અને ઉપાધ્યાય પદને પ્રાપ્ત થએલા પંડિત કાનજીસ્વામી વગેરે સંતો રહી પૂજ્યશ્રીના જ્ઞાનનો અપૂર્વ લાભ લેતા હતા. પૂજ્યશ્રી ભીમજીસ્વામીએ પોતાના પછી પૂજ્ય–પદવી શોભાવી શકે એવા સુશિષ્ય નેણસીસ્વામીને સાધુ–સાધ્વી વગેરેને લગતું કાર્ય સોંપ્યું હતું.

પૂજ્યશ્રીએ પોરબંદરમાં અનુક્રમે ચૌદ ચાતુર્માસ સુખશાન્તિપૂર્વક ગાળ્યા અને આ દીર્ઘકાળ દરમ્યાન તેમણે પોતાના ઉચ્ચ જ્ઞાનનો લાભ ત્યાંના શ્રાવક સંઘને આપ્યો અને તેને જ્ઞાનવાન, શ્રદ્ધાવાન અને ચારિત્રવાન બનાવ્યો. આ બાજુ પૂજ્યશ્રીના શિષ્યરત્ન નેણસીસ્વામી પણ ભવ્ય જીવોને ધર્મબોધ આપી ભાવિત કરતા હતા. નેણસીસ્વામીને દરેક રીતે સુયોગ્ય સમજી પૂજ્યશ્રીએ પોતાના પછી પૂજ્ય–પદવી તેમને આપવાની પણ સૂચના આગળથી કરી દીધી હતી.

સમય જતાં વિ. સં. ૧૯૧૫ ના કારતક વદિ ૧ ના દિવસે રાત્રિના લગભગ બે વાગે પૂજ્યશ્રીને છાતીમાં એવો સખ્ત દુઃખાવો ઉપડ્યો કે જાણે શરીરમાં જીવ હવે ટકશે જ નહિ. શરીરની આવી ભયંકર સ્થિતિ જાણતાં પૂજ્યશ્રીએ વિચાર્યું કે આ શુભ

અવસર આત્માના લાભનો છે તો અનશન-વ્રતના પ્રત્યાખ્યાન કરી લેવા એ જ મારા આત્માની શુદ્ધિ અર્થે યોગ્ય છે એમ જાણી તેમણે યાવજ્જીવન અનશન-વ્રતના પાણીના આગારે પ્રત્યાખ્યાન કરી લીધા. (ત્યારે રાત્રિનો સમય હતો એટલે સાધુ-સાધ્વીઓને ચારે આહારોના પ્રત્યાખ્યાન હોય છે પણ કદાચ રાત્રિના દેહ ન પડે તો બાકી જેટલો સમય દેહ ટકે તેમાં દિવસના ભાગમાં પાણી લેવાનો આગાર રાખ્યો હતો.) પૂજ્યશ્રીને ત્યારે છાતીનો દુઃખાવો ઘણો હોવા છતાં સંતો સૂતા હોવાથી કોઇને જગાડ્યા ન હતા. થોડો સમય છાતીમાં બહુ વેદના રહી પણ પછી તે વેદના ધીરે ધીરે ઓછી થતી ગઈ અને પ્રાતઃકાળમાં પ્રતિક્રમણનો સમય થતાં સુધીમાં તો પીડા શાન્ત થઇ ગઈ. સાધુ-સંતોએ પ્રાતઃકાલીન પ્રતિક્રમણ કર્યા બાદ પૂજ્યશ્રીએ રાત્રિસમયે બનેલી સ્થિતિ તથા પોતે યાવજ્જીવન અનશન-વ્રત અંગીકાર કર્યાના સમાચાર સંતોને આપ્યા. આ વાત સાંભળી સંતોએ વિનયભાવે કહ્યું કેઃ-ગુરુદેવ ! અમને જગાડવા તો હતા. અમને સેવાનો લાભ આપ્યો હોત તો સારું થાત. ગુરુદેવે જવાબ આપ્યો કે-હું તમને જગાડી શકું એવી સ્થિતિમાં ન હતો. ત્યારે મરણાંત કષ્ટ ઉપસ્થિત થયું હતું. સંતોએ પૂજ્યશ્રીએ ગ્રહણ કરેલા અનશન-વ્રતની વાત શ્રાવકસંઘને કહી બતાવી અને પૂજ્યશ્રીના અનશન-વ્રતની વાત કારતક શુદ બીજને રવિવારે પ્રકાશમાં આવી.

પૂજ્યશ્રી પોતાના અનશન-વ્રતને ઉચ્ચ પરિણામે જ્ઞાનાદિકની આરાધના-સાધના કરવાની સાથે સમતાપૂર્વક આદરી રહ્યા હતા.

પોરબંદર શ્રી સંઘે રાજકોટ, ગોંડલ, વેરાવળ, માંગરોળ, જુનાગઢ, જેતપુર, જામનગર આદિ અનેક સ્થળોએ પૂજ્યશ્રીના અનશન-વ્રતના સમાચાર મોકલવા માટે ખાસ સંદેશવાહકો મોકલ્યા. આ અનશન-વ્રતના સમાચાર સાંભળી પૂજ્યશ્રીની આજ્ઞામાં રહેલા સંતો અને સાધ્વીઓ ઉગ્ર વિહાર કરી પોરબંદરના આંગણે પૂજ્યશ્રીની સેવામાં ઉપસ્થિત થવા લાગ્યા.

તે વખતે પોરબંદરમાં જાણે સાધુ-સંમેલન થયું હોય તેમ નેણશીસ્વામી, જેસંગજીસ્વામી, દેવજીસ્વામી, પુંજાજીસ્વામી, ખોડાજીસ્વામી, હીરાચંદજીસ્વામી, દેવાજીસ્વામી, વર્દ્ધમાનજીસ્વામી, દેવશીસ્વામી, હેમચંદજીસ્વામી આદિ સાધુ-સાધ્વીજીના ૩૮ ઠાણા વિહાર કરી પધાર્યા હતા અને ઉપાધ્યાય કાનજીસ્વામી તથા કાળાજીસ્વામી ઠા. ૨ તો પૂજ્યશ્રીની હાજરીમાં પ્રથમથી જ હતા એટલે કુલ ૪૦ ઠાણાની સંખ્યા હતી. આ બધા સાધુ-સાધ્વીઓ પૂજ્યશ્રીના દર્શનનો લાભ લેવા ઉપરાંત જ્ઞાન-ધ્યાન તપ-ત્યાગનો જાણે પોરબંદરમાં ધર્મયજ્ઞ આરંભ્યો હોય એમ જણાતું હતું

પૂજ્યશ્રીના અંતિમ દર્શનાર્થે અનેક ગામના સંખ્યાબંધ શ્રાવક શ્રાવિકાઓ પણ આવેલ હતા. તે બધાનું પોરબંદર શ્રી સંઘે વિવેકભર્યું માન-સન્માન સાચવ્યું અને આવનાર વ્યક્તિઓએ પણ તન-મન-ધનથી સારી રીતે પોરબંદરના આગણે લાભ લીધો હતો

પૂજ્યશ્રીના અનશન-વ્રત દરમ્યાન સ્થાનિક બ્રાહ્મણો-વૈષ્ણવો, રાજ્યના અમલદારો પણ પૂજ્યશ્રીના દર્શનનો અવારનવાર લાભ લેતા હતા અને જૈનેતરો પણ પૂજ્યશ્રીનાં ગુણોનું માન ભાષનથી-કાવ્યથી અને સંસ્કૃત શ્લોકો બનાવી ગાઈ રહ્યા હતા પોરબંદરના ખુદ

મહારાણા સાહેબ પણ પૂજ્યશ્રીના અનશન-વ્રતની બીના સાંભળી, આશ્ચર્ય પામી ઉત્સાહ અને ધર્મલાગણીપૂર્વક પૂજ્યશ્રીના દર્શને આવ્યા હતા અને દર્શન કરી પોતાને કૃતકૃત્ય અને ધન્ય માનતા હતા.

પૂજ્યશ્રીના દર્શનાર્થે કચ્છ દેશના સાધુજી કરમચંદજીસ્વામી તથા હેમચંદજીસ્વામી આદિ ઠા. ૪ જેઓ ધોરાજીમાં ચાતુર્માસાર્થે સ્થિત હતા તેઓ પણ ચાતુર્માસ પૂર્ણ થતાં વિહારમાં આ વાત સાંભળી દર્શનનો લાભ લેવા માટે પોરબંદર આવ્યા હતા. કર્મચંદ્રજી મહારાજશ્રીએ તો પૂ૦ ભીમજીસ્વામીની લાવણી પણ બનાવેલ છે.

અનશન-વ્રત ગ્રહણ કર્યે અનુક્રમે જ્ઞાન-ધ્યાનમાં મગ્ન શાન્તિ-સમાધિવંત પૂજ્યશ્રીને ૪૮ દિવસો વ્યતીત થયાં. અને ઓગણપચાસમે દિવસે શરીર ચાલી શકે એમ નહિ જણાતાં પૂજ્યશ્રીએ પાણીનો પણ ત્યાગ કરી ચારે આહારના ત્યાગરૂપ અનશન-વ્રત આદર્યું. આ જ દિવસે પૂજ્યશ્રીનો અમર આત્મા આ વિનશ્વર દેહનો પરિત્યાગ કરી, સમાધિ-મરણ પામી સ્વર્ગગામી થયો. આ પ્રમાણે પૂજ્યશ્રીનું અનશન-વ્રત ૪૯ દિવસ સુધી ચાલ્યું અને વિ. સં. ૧૯૧૫ના પોષ શુદ ૫ ને શનિવારને દિવસે સ્વર્ગગમન થયું.

પૂજ્યશ્રીએ ૫૫ વર્ષનો દીક્ષાપર્યાય પાળ્યો હતો અને કુલ આયુષ્ય ૭૩ વર્ષનું ભોગવ્યું હતું. તેઓ પૂજ્યશ્રી ડુંગરશીસ્વામી બાદ આચાર્ય-પૂજ્યપદવી ઉપર બીજે નંબરે આવ્યા હતા. તેમણે પોતાની પૂજ્ય-પદવી યથાયોગ્ય શોભાવી હતી. તેમજ પૂ૦ ડુંગરશી મહારાજશ્રીએ ફેલાવેલી કીર્તિમાં વિશેષ વૃદ્ધિ કરી હતી. પોતાની પૂજ્ય-પદવી દરમ્યાન અનેક સાધુ-સાધ્વીઓ દીક્ષિત થયા હતા.

જ્યારે પૂજ્ય ભીમજીસ્વામી કાળધર્મ પામ્યા ત્યારે તેમના દેહની અંતિમ ક્રિયા પોરબંદર શ્રાવક સંઘ અને અન્ય ગામના શ્રાવક સંઘોએ મળી ઘણી જ ઉત્તમ પ્રકારે કરી હતી. તે જ વખતે શ્રી ચતુર્વિધ સંઘે મળી પૂજ્ય ભીમજીસ્વામીની આજ્ઞાનુસાર આચાર્ય પૂજ્ય–પદવી નેણશીસ્વામીને આપી. ત્યારથી પૂજ્ય નેણશીસ્વામી ચતુર્વિધ સંઘના નેતારૂપ ગણાયા હતા.

પૂજ્ય ભીમજીસ્વામીને પોતાના ૭ શિષ્યો નીચે પ્રમાણે હતા —

૧. દેવરાજજીસ્વામી, ૨. ડાયાજીસ્વામી. ( આ બન્ને પિતા–પુત્ર હતા. ) ૩. નેણશીસ્વામી. ૪. કાનજીસ્વામી. ( આ બન્ને સગા ભાઈઓ હતા. ) ૫. રાઘવજીસ્વામી. ૬ ખીમાજીસ્વામી અને ૭. દેવચંદજી તપસ્વી.

નોટ :—ખીમાજીસ્વામી પૂજ્ય ભીમજીસ્વામીના સંસારી કામદાર કુટુંબના હતા તેઓ પૂ૦ ભીમજીસ્વામીના ભત્રીજા થતા હતા. દેવચંદજીસ્વામીના વૃત્તાંત વિષે પરિશિષ્ટ ૧૦ જુઓ.

## પરિશિષ્ટ આઠમું : પૂજ્યશ્રી નેણશીસ્વામી તથા ઉપાધ્યાયશ્રી કાનજીસ્વામી

પૂજ્ય નેણશીસ્વામી જન્મ...વિ. સં. ૧૮૪૯
દીક્ષા...વિ. સં. ૧૮૬૯ માગશર શુ. ૧૩
આચાર્યપદ....વિ. સં. ૧૯૧૫ પોષ શુ. ૧૫
સ્વર્ગગમન....વિ.સં.૧૯૨૨ કારતક શુ. ૧૫
દીક્ષાપર્યાય...૫૨ વર્ષ ઉપરાંત

ઉપાધ્યાય કાનજીસ્વામી જન્મ...વિ. સં. ૧૮૫૧
દીક્ષા...વિ. સં. ૧૮૬૯ માગ. શુ. ૧૩
ઉપાધ્યાયપદ...વિ.સં.૧૯૧૫ પોષ શુ.૧૫
સ્વર્ગગમન...વિ. સં. ૧૯૧૮ જેઠ શુ. ૨
દીક્ષાપર્યાય...૪૯ વર્ષ ઉપરાંત

ગોમંડળની પૂર્વ દિશામાં ચાર ગાઉના અંતરે ગોંડળ દરબારોની રાજગાદીરૂપ ગણાતા અરડોઇ નામના ગામમાં દશાશ્રીમાળી વણિક જ્ઞાતિમાં શ્રી નેણશીભાઇનો જન્મ વિ. સં. ૧૮૪૯ ની સાલમાં અને શ્રી કાનજીભાઇનો જન્મ વિ. સં. ૧૮૫૧ ની

સાથમાં રહેતા હતા. આ બન્ધુ-બેલડીના પિતાશ્રી ભાઈજી અને ભાઈજીના કાકાઓ ધીરધારનો ધંધો કરતા હતા. ભાઈઓમાં ઠેઠનું કુટુંબ કુલીન અને આનંદમંગળ મજાનું હતું. વિ. સં. ૧૯૧૭ માં વર્ષા નહિ થવાથી તે ૧૯૧૮ ના વર્ષનો ભયંકર દુકાળ પડ્યો. તે કારણે ધીરધારમાં ધીરેલું નાણું ગયું ખોટું થઈ ગયું અને બીજી બાજુ ભાગીદાર પેઢી તેમાં પણ મોટી નુકસાની ગઈ. આમ બન્ને બાજુએથી વિકટ સંકટ ઉપસ્થિત થતાં તથા ભાઈશ્રી મનમાં મોહ-રાગની અલ્પતર સ્થિતિ પેદા થતાં તેઓ ભાઈજી આપને ખેલાં નમસ્કાર કરી મોરબી રહેવા આવ્યા.

આ વર્ષ (વિ. સં. ૧૯૧૮માં) મોરબીમાં ચાતુર્માસ પૂજ્યશ્રી ડુંગરશી મહારાજશ્રીની આજ્ઞાનુસાર મહાપુરુષ શ્રીમદ્દસ્વામીએ કરેલ હતું. તેઓ વીતરાગવાણીના સૂત્ર સિદ્ધાન્તોમાંથી સારતત્ત્વ ખેંચી કાઢી પોતાના અનુભવો સાથે અનેક લાભ આપનારી વાણી મોરબી શ્રાવક સંઘ તથા જૈનેતર સમાજને સંભળાવી રહ્યા હતા. આ ભવતારિણી ભગવદ્‌વાણીનું અમૃતપાન કરવા માટે શ્રી નેણશીભાઈ તથા શ્રી કાનજીભાઈ પ્રતિદિન આવતા હતા અને ધર્મધ્યાનનો સારો લાભ લેતા હતા. આ પ્રભાવે મહારાજશ્રી શ્રીમદ્દસ્વામીના સત્સમાગમમાં વધારે સમય ગાળવાથી તેમના હૃદયમાં વૈરાગ્યભાવ જાગ્રત થયો અને સંસાર પ્રત્યે ઉદાસીનતા પેદા થવાને કારણે દીક્ષા લેવાનો ભાવ પેદા થયો. તે બન્ને ભાઈઓએ પિતાશ્રીને પોતાનો હૃદયગત ભાવ જણાવ્યો અને તેમની પાસેથી રાજીખુશીથી દીક્ષા લેવા માટે આજ્ઞા-અનુમતિ પણ મેળવી.

મહાપુરુષ શ્રીમદ્દસ્વામીએ પણ આ દીક્ષાર્થી બન્ને ભાઈઓને

દીક્ષા આપવા વિષેની આજ્ઞા પૂજ્યશ્રી ડુંગરશી મહારાજશ્રી પાસેથી મંગાવી અને પૂજ્યશ્રીની આજ્ઞા મળતાં જ તે બંને ભાઇઓને ગોંડળ શ્રી સંઘના સહકારથી વિ. સં. ૧૮૬૯ ના માગશર શુદ ૧૩ ને શુભ દિવસે મહારાજશ્રી ભીમજીસ્વામીએ ઉત્સાહપૂર્વક દીક્ષા આપી. તે બન્ને ભાઇઓ જેમ સંસારમાં ભાઇઓ હતા તેમ સંન્યાસ-અવસ્થામાં પણ પૂજ્ય ભીમજીસ્વામી જેવા ગુરુદેવની છત્રછાયામાં ગુરુ-ભાઇઓ તરીકે દીક્ષિત થયા.

દીક્ષા ગ્રહણ કર્યા બાદ નેણશીસ્વામી તથા કાનજીસ્વામી ગુરુદેવની પાસે વિનયપૂર્વક શાસ્ત્રાભ્યાસ કરવા લાગ્યા. તેમજ કેટલોક સમય પૂજ્યશ્રી ડુંગરશી મહારાજશ્રીની સેવામાં રહીને પણ અતિ ઉમંગ અને ઉલ્લાસપૂર્વક વિશેષ શાસ્ત્રાભ્યાસ કર્યો. ત્યારબાદ શાસ્ત્રજ્ઞાનનો વિશેષ અનુભવ પ્રાપ્ત થાય તેમજ અનેક જ્ઞાની-ધ્યાની તપસ્વી-યોગી મહાત્માઓના સંસર્ગમાં આવી શકાય અને તેમનાં પણ દર્શન-જ્ઞાન તથા ચારિત્ર આદિનો અપૂર્વ લાભ પ્રાપ્ત થાય એ દૃષ્ટિએ પૂજ્યશ્રી ભીમજીસ્વામીની આજ્ઞા લઇ તેઓ મારવાડમાં પણ થોડો સમય પધાર્યા હતા અને ત્યાંથી સારો અનુભવ મેળવી પાછા ગુરુદેવની સેવામાં હાજર થયા હતા. ત્યારબાદ કેટલાક સમય પછી કચ્છ-કાઠિયાવાડ તથા ગુજરાતમાં પણ ગુરુની આજ્ઞા લઇ વિચર્યા હતા. આ પ્રમાણે દૂર-દૂર પ્રાન્તોમાં વિહાર કરી તેમણે રત્નત્રયની આરાધના સારી કરી હતી.

પૂ. નેણશીસ્વામીનું સિદ્ધાન્ત-જ્ઞાન ઉચ્ચ પ્રકારનું હતું. તેમની કંઠકળા પણ સારી હતી. તેઓ સ્વભાવે શાન્ત-દાન્ત-ગંભીર અને સરલ હૃદયના હતા.

સ્વર્ગવાસ પછી અનુક્રમે વિ. સં. ૧૯૧૮ ની સાલમાં પૂજ્યશ્રી નેણશીસ્વામી વગેરે સંત–સાધ્વીઓ ગોંડળ એકત્રિત થયા અને ત્યાં બધાના ચાતુર્માસ નિયત થયાં તેમાં પૂજ્ય નેણશીસ્વામીનું ચાતુર્માસ ગોંડલ નક્કી થયું અને પંડિત ઉપાધ્યાય શ્રી કાનજી-સ્વામીનું ચાતુર્માસ ધારી નક્કી થયું. પંડિત કાનજીસ્વામી ઠા. ૨ ધારી તરફ ચાતુર્માસ કરવા વિહાર કર્યો અને બગસરા સુધી પહોંચ્યા ત્યાં પંડિત શ્રી કાનજીસ્વામીને અચાનક માંદગી થઈ ગઈ અને ત્યાં સં. ૧૯૧૮ ના જેઠ શુદ ૨ ને દિવસે સાગારી સંથારો કરી તેઓશ્રી સ્વર્ગવાસી થયા,

વિ. સં. ૧૯૧૮ નું ચાતુર્માસ પૂર્ણ થતાં પૂજ્યશ્રી નેણશી-સ્વામી વૃદ્ધાવસ્થાને લીધે ચાલી શકે એવી તેની શારીરિક સ્થિતિ ન જણાતાં શ્રી ગોંડળ શ્રાવક સંઘે સ્થિરવાસ માટે પૂજ્યશ્રીને વિનંતિ કરી અને પૂજ્યશ્રી તે વિનંતિનો સ્વીકાર કરી સ્થિરવાસ તરીકે ગોંડળમાં બિરાજ્યા. સ્થિરવાસ દરમ્યાન પૂજ્યશ્રીએ પોતાના જ્ઞાનાદિનો અપૂર્વ લાભ ઘણા જ સારા પ્રમાણમાં ગોંડળ શ્રાવક સંઘને આપ્યો હતો અને ધર્મશાસનની શોભા અને ધર્મોદ્યોતમાં વૃદ્ધિ કરી હતી અને ગોંડળના શ્રી સંઘે પણ પૂજ્યશ્રીની સેવાનો અલભ્ય લાભ લીધો હતો.

વિ. સં. ૧૯૨૧ ના વૈશાખ શુદિ ૧૧ ને દિવસે પૂજ્યશ્રી નેણશીસ્વામીએ પોતાના પરિવારના સાધુ–સાધ્વીઓમાં સમાધિભરેલું શાન્ત વાતાવરણ રહે તેટલા ખાતર પોતાના ગુરુદેવ પૂજ્યશ્રી ભીમજીસ્વામીની સૂચનાનુસાર શાન્તિપ્રદ રોજકામ કરવામાં આવ્યું હતું કે જે સંઘને સુખસમાધિરૂપ બન્યું હતું.

પૂજ્યશ્રી નેણશીસ્વામીનું શરીરસ્વાસ્થ્ય વિ. સં. ૧૯૨૧ ના વર્ષાન્તે લથડવા પામ્યુ હતું. તે વખતે પૂજ્યશ્રીએ પોતાના પછી આચાર્યપદે જેસંગજીસ્વામીને સ્થાપિત કરવાની ભલામણ શ્રી ચતુર્વિધ સંઘને આપી દીધી હતી. પૂજ્યશ્રીની તબીયત વિશેષ લથડતાં તેમણે વિ. સ. ૧૯૨૨ ના કારતક શુદ ૧૫ ને દિવસે આલોચી, પડિક્કમી, નિંદી, નિઃશલ્ય બની સાગારી સંથારો કર્યો અને તે જ દિવસે સ્વર્ગવાસી બન્યા.

પૂજ્ય નેણશીસ્વામીએ કુલ આયુષ્ય ૭૩ વર્ષનું ભોગવ્યુ. તેમનો જન્મ ૧૮૪૯ મા, દીક્ષા ૧૮૬૯ મા અને કાળધર્મ ૧૯૨૨ મા થયો. પંડિત કાનજીસ્વામીએ કુલ આયુષ્ય ૬૭ વર્ષનું ભોગવ્યુ. તેમનો જન્મ ૧૮૫૧ માં, દીક્ષા ૧૮૬૯ માં અને કાળધર્મ ૧૯૧૮ માં થયો

પૂજ્ય નેણશીસ્વામીએ પોતાની પૂજ્ય–પદવી દરમ્યાન અનેક સાધુ–સાધ્વીઓને સ્વમુખે દીક્ષા આપી હતી અને તેમની આજ્ઞાથી અન્ય સંત–સાધ્વીજીઓને દીક્ષા પણ આપવામાં આવી હતી. પૂજ્ય નેણશીસ્વામીને નીચેના પોતાના ૪ શિષ્યો થયા હતા. ૧. પૂજ્ય દેવજીસ્વામી, ૨. નારણજીસ્વામી, ૩. મોહનજીસ્વામી અને ૪ હેમચંદજીસ્વામી

પંડિત શ્રી કાનજીસ્વામીને કાળાજીસ્વામી નામે એક જ શિષ્ય થયા હતા

## પરિશિષ્ટ નવમું :: પૂજ્યશ્રી જેસંગજીસ્વામી.

જન્મ...
દીક્ષા...વિ. સં. ૧૮૬૯
આચાર્યપદ...વિ. સં. ૧૯૨૨
સ્વર્ગગમન...૧૯૩૫ના અષાડ વદિ ૧૦
દીક્ષાપર્યાય...૬૬ વર્ષ

પૂજ્યશ્રી જેસંગજીસ્વામી સંસારાવસ્થામાં રતલામ શહેરના નિવાસી હતા. જ્ઞાતિએ રાજપુત હતા. તેમના પિતાશ્રીનું નામ વર્ધમાનસંગ હતું, અને તેના પોતાના બીજા એક ભાઇ હતા તેમનું નામ ભગવતીદાસ હતું. ભગવતીદાસે માળવામાં દીક્ષા લીધી હતી. આ બન્ને પિતા-પુત્રને પૂજ્ય ભીમજીસ્વામીના ગુરુ ભાઇશ્રી હેમચંદજી મહારાજશ્રીનો જોગ થતાં વૈરાગ્યભાવ પેદા થતાં પૂજ્યશ્રી કુંઅરશી મહારાજની આજ્ઞા મેળવી તેમને બન્નેને વિ સં. ૧૮૬૯માં દીક્ષા આપવામાં આવી હતી.

જેસંગજીસ્વામી ઘણા જ સરળ સ્વભાવી અને શાન્ત પ્રકૃતિના હતા. તેમનું શાસ્ત્રીય જ્ઞાન સામાન્ય હોવા છતાં તેઓ સમયજ્ઞ અને ધર્મવ્યવહારમાં કુશળ હતા. તેમના પ્રતિ સાધુ-સાધ્વીઓ બહુમાનની દૃષ્ટિએ જોતા અને શ્રાવકસંઘમાં પણ તેમનું ઘણું

સન્માન હતું. તેઓ તપસ્વી પણ હતા. એકાંતર ઉપવાસો કરવા ઉપરાંત વચ્ચમાં છઠ્ઠ-અઠ્ઠમ આદિ પણ કરતા. પારણામાં નીરસ આહાર લેતા. ઘણીવાર પારણામાં થોડી છાશમાં થોડો ઝીણો લાકડાનો વેર ઉપયોગમાં લેતા અને કેટલીક વાર છાશમાં બાજરાનો લોટ ભેળવી પી જતા.

વિ. સં. ૧૯૨૨માં પૂજ્યશ્રી નેણશીસ્વામીનો દેહોત્સર્ગ થયા બાદ પૂજ્યશ્રીની આજ્ઞાનુસાર જેસંગજીસ્વામીને પૂજ્ય-પદવી આપવામાં આવી હતી. પોતે પૂજ્ય બનવા છતાં પદવીના ભારથી તેઓ આંતરિક ભાવે પૃથક્ રહેવાનું જ પસંદ કરતા હોવાથી પોતાના અધિકારનું બધું કાર્ય તેઓ પૂજ્ય નેણશીસ્વામીના વિનીત, વિવેકી, શાસ્ત્રજ્ઞાની મહાપુરુષ દેવજીસ્વામી મારફત જ કરાવતા. તેમને કોઈ સાધુ-સાધ્વી કે શ્રાવક-શ્રાવિકા કોઈ પણ ધર્મકાર્ય વગેરે સંબંધી પ્રશ્ન પૂછતાં તો તેઓ એમ કહેતા કે એ વિષે દેવજી મુનિને પૂછો. તે મારાવતી તમોને બધો જવાબ આપશે. અને પૂજ્યશ્રી જે વાત કહેવી હોય તે વાતની સૂચના દેવજીસ્વામીને આપતા. આવો ગુરુ-શિષ્ય-સંબંધ તેમના વચ્ચે હતો. મહાપુરુષ દેવજીસ્વામી પૂજ્ય જેસંગજીસ્વામીને ગુરુ તુલ્ય માનતા અને તેમની આજ્ઞા પ્રમાણે તેઓશ્રી વર્તતા.

પૂજ્યશ્રી જેસંગજીસ્વામી માલવામાં રતલામ સુધી વિચર્યા હતા ત્યારે પાછા ફરતાં મુનિશ્રી ભગવતીદાસજી પણ તેમની સાથે કાઠિયાવાડમાં આવ્યા હતા અને પૂજ્યશ્રી ભીમજીસ્વામીની આજ્ઞાનુસાર જિંદગીપર્યંત સાથે રહ્યા હતા. છેવટે તે ભગવતીદાસજી મુનિ માંગરોળમાં અનશન-વ્રત આદરી સ્વર્ગવાસી થયા હતા.

પૂજ્ય જેસંગજીસ્વામીને અનેક શિષ્યો થયા હતા. પૂજ્ય જેસં-ગજીસ્વામી વૃદ્ધાવસ્થાને કારણે પોરબંદરમાં સ્થિરવાસ રહ્યા હતા. છેવટે માંદગી પેદા થતાં બે દિવસનું અનશન-વ્રત આદરી વિ. સં. ૧૯૩૫ના અષાડ વદિ ૧૦ના દિવસે પોરબંદરમાં સ્વર્ગવાસી થયા.

આ પૂજ્ય જેસંગજીસ્વામીને એક તેજસિંહ નામના ગુરુભાઇ હતા. તે સંબંધમાં પરિશિષ્ટ ૧૧મું જુઓ.

સન્માન હતું. તેઓ તપસ્વી પણ હતા. એકાંતર ઉપવાસો કરવા ઉપરાંત વચ્ચમાં છઠ્ઠ-અઠ્ઠમ આદિ પણ કરતા પારણામાં નીરસ આહાર લેતા ઘણીવાર પારણામા થોડી છાશમા થોડો ઝીણો લાકડાનો વેર ઉપયોગમા લેતા અને કેટલીક વાર છાશમાં બાજરાનો લોટ ભેળવી પી જતા

વિ સ. ૧૯૨૨મા પૂજ્યશ્રી નેણશીસ્વામીનો દેહોત્સર્ગ થયા બાદ પૂજ્યશ્રીની આજ્ઞાનુસાર જેસંગજીસ્વામીને પૂજ્ય-પદવી આપવામા આવી હતી પોતે પૂજ્ય બનવા છતા પદવીના ભારથી તેઓ આંતરિક ભાવે પૃથક્ રહેવાનુ જ પસંદ કરતા હોવાથી પોતાના અધિકારનુ બધુ કાર્ય તેઓ પૂજ્ય નેણશીસ્વામીના વિનીત, વિવેકી, શાસ્ત્રજ્ઞાની મહાપુરુષ દેવજીસ્વામી મારફત જ કરાવતા તેમને કોઈ સાધુ-સાધ્વી કે શ્રાવક-શ્રાવિકા કોઈ પણ ધર્મકાર્ય વગેરે સબધી પ્રશ્ન પૂછતા તો તેઓ એમ કહેતા કે એ વિષે દેવજી મુનિને પૂછો તે મારાવતી તમોને બધો જવાબ આપશે અને પૂજ્યશ્રી જે વાત કહેવી હોય તે વાતની સૂચના દેવજીસ્વામીને આપતા. આવો ગુરુ-શિષ્ય-સબંધ તેમના વચ્ચે હતો મહાપુરુષ દેવજીસ્વામી પૂજ્ય જેસંગજીસ્વામીને ગુરુ તુલ્ય માનતા અને તેમની આજ્ઞા પ્રમાણે તેઓશ્રી વર્તતા

પૂજ્યશ્રી જેસંગજીસ્વામી માલવામા રતલામ સુધી વિચર્યા હતા ત્યારે પાછા ફરતા મુનિશ્રી ભગવતીદાસજી પણ તેમની સાથે કાઠિયાવાડમા આવ્યા હતા અને પૂજ્યશ્રી ભીમજીસ્વામીની આજ્ઞાનુસાર જિંદગીપર્યંત સાથે રહ્યા હતા છેવટે તે ભગવતીદાસજી મુનિ માંગરોળમા અનશન વ્રત આદરી સ્વર્ગવાસી થયા હતા

આદર્યું. તે બન્ને ધર્માત્માઓ અનેક પ્રકારનાં વ્રત–નિયમ–ઉપવાસ–પૌષધ આદિ અનેક ધાર્મિક ક્રિયાઓ કરવા લાગ્યા.

દેવચંદભાઇ તો અનેક ઉપવાસો–પોષધો કરતા હતા. તેમાં તેમણે એક આસને ૧૧ પૌષધો કર્યા હતા. તેઓ હમેશાં શ્રાવકના ત્રણ મનોરથો ચિંતવતા હતા. તેમની ઇચ્છા વૈરાગ્ય માર્ગે જવાની બહુ જ હતી પરંતુ ચારિત્રને આવરણ કરનાર હેતુઓ ઊભાં થતાં તે ભાવના સફળ થઇ શકી નહિ. એમ વર્ષો જતાં જ્યારે તેમની ઉંમર ૬૦ વર્ષની થઇ ત્યારે વૈરાગ્યભાવના તીવ્ર થઇ અને પ્રયત્નપૂર્વક કુટુંબીજનોની રજા મેળવી જામનગરથી નીકળ્યા. તે સમયે પૂજ્યશ્રી ભીમજીસ્વામી પ્રભાસપાટણમાં બિરાજતા હતા. ત્યાં આવી તેમણે વિ. સં. ૧૮૯૦માં પૂજ્યશ્રી પાસે દીક્ષા લીધી.

દીક્ષા ગ્રહણ કર્યા બાદ તેમણે ગુરુદેવ પાસે એવો નિયમ કર્યો કે–મારું જીવન ટકે ત્યાંસુધી મારે કોઇ જાતની સુખડી ખાવી નહિ, ફરસાણ–સેવ–ગાંઠીયા આદિ તળેલી ચીજો પણ ખાવી નહિ. અને જે દિવસે ભોજન કરવું તે દિવસે કેવળ એક જ વખત જમવું. આ પ્રકારના નિયમ તેમણે ધારણ કર્યા.

આ ઉપરાંત તેમણે એક ઉપવાસથી માંડી અનેક ઉપવાસોની તપશ્ચર્યા કરી હતી. આ પ્રમાણે સમય જતાં સં. ૧૮૯૯ ની સાલમાં પૂજ્ય ભીમજીસ્વામી, તપસ્વી શ્રી દેવચંદ્રસ્વામી આદિ ઠા. ગોંડલ પધાર્યા. તે વખતે ફાગણ માસ ચાલતો હતો. તે મહિનાની ચૌદશે તેમણે વિગય સહિત આહાર કર્યો અને મનમાં નિશ્ચય કર્યો કે હવે શારીરિક સ્થિતિ ઘણી નબળી થઇ ગઇ છે માટે ગુરુદેવની આજ્ઞા મેળવી અનશન–વ્રત આદરવું યોગ્ય છે.

## પરિશિષ્ટ દશમું : : તપસ્વી મુનિશ્રી દેવચંદ્રજીસ્વામી

જન્મ...વિ. સં. ૧૮૩૦
દીક્ષા . વિ. સ. ૧૮૯૦
સ્વર્ગગમન વિ સં ૧૮૯૯ ફાગણ વદ ૫ ગુરુવાર.

હાલાર પ્રાન્તમા જામનગર શહેરમા વીશાશ્રીમાલી જ્ઞાતિમાં દેવજીભાઇ અને તેમના ધર્મપત્ની જેતુબાઇની કુક્ષીએ વિ સં ૧૮૩૦મા પુત્રનો જન્મ થયો હતો, જેનુ નામ દેવચંદ પાડવામાં આવ્યુ હતું. બાલ્યવયથી જ તેમના જીવનમા ધાર્મિક સંસ્કારો ઉતર્યા હતા તેમના જીવનમાં વૈરાગ્યની ભાવના જાગી હતી લગ્ન કરવાની તેમની ઇચ્છા ન હોવા છતા માતાપિતાના સ્નેહ તેમજ અત્યાગ્રહને વશ થઇ તેમને લગ્ન કરવુ પડયું હતું. યુવાવસ્થામા તેઓ બાર વ્રતધારી બન્યા હતા. જ્યારે તેમની ઉમર ૩૨ વર્ષની થઇ ત્યારે સજોડે સર્વથા પ્રકારે બ્રહ્મચર્ય-વ્રત આદરવાની બન્નેને ઇચ્છા થઇ હતી. તે અરસામા મહાન્ ભાગ્યશાળી પૂજ્યશ્રી ડુંગરશીસ્વામી શિષ્યપરિવાર સહિત ત્યા પધાર્યા પૂજ્યશ્રીની વૈરાગ્યપ્રેરક ધર્મદેશના સાંભળી તે બને આત્માઓના વિચાર ઘણા જ સુદૃઢ થયા અને પૂજ્યશ્રીની પાસેથી યાવજ્જીવન બ્રહ્મચર્ય વ્રત

## પરિશિષ્ટ અગિયારમું : મુનિશ્રી તેજસિંહસ્વામી

**દીક્ષા વિ. સં. ૧૮૯૯**

**સ્વર્ગવાસ વિ. સં. ૧૯૧૨ જેઠ શુદ ૭ મંગળવાર**

ગોંડલમાં દશાશ્રીમાળી જ્ઞાતિમાં કોઠારી કુટુંબમાં રવજીભાઇ નામના એક શ્રાવક રહેતા હતા. તેમને તેજસિંહ નામનો એક પુત્ર હતો. આ તેજસિંહભાઈ સંગદોષથી અનેક જાતના વ્યસની બન્યા હતા. કેટલાક કાળ પછી તેઓ સાધુ–મહાત્માઓના સહવાસમાં આવ્યા અને ધર્મ પામ્યા. કહેવત છે કે 'અતિ બગડી ગએલ માનવ સુધરે તો ખૂબ જ સુધરે' તેજસિંહભાઈ વિષે આ કહેવત ચરિતાર્થ થઇ. અનુક્રમે તેમણે વિ. સં. ૧૮૯૯ માં પૂજ્ય ભીમજીસ્વામીના ગુરુભાઇ હેમચંદ્રજીસ્વામી પાસે પૂ. ભીમજીસ્વામીની અનુજ્ઞાથી દીક્ષા લીધી અને દીક્ષા ગ્રહણ કર્યો બાદ અનેક જાતની જ્ઞાનધ્યાનને લગતી પ્રવૃતિઓ કરવા લાગ્યા.

વિ. સં. ૧૯૧૨ ની સાલમાં મહાત્માશ્રી જેસંગજીસ્વામી સાથે ગ્રામાનુગ્રામ વિહાર કરતાં માંગરોળ બંદર પધાર્યા. ત્યાં પોતાના

આ પ્રમાણે મનમા નિરધાર કરી પ્રથમ ગુરુદેવની આજ્ઞાપૂર્વક ચા ઉપવાસો કર્યા અને પારણાના દિવસે ગુરુદેવ પાસે જઈ વિનતિ કરી કે-મને પારણું કરવાની ઇચ્છા નથી પણ યાવજ્જીવન અનશન-વ્રત આદરવું છે. તે વખતે ગુરુદેવે તથા બીજા સતો અને શ્રાવકોએ અનશન-વ્રતની કઠીનતા સમજાવી, પરતુ તપસ્વી મુનિ તો પ્રતિદિન એક-એક ઉપવાસ ઉમેરવા લાગ્યા. એમ કરતા ફાગણ વદિ ૭ ને દિવસે ગુરુદેવની આજ્ઞા મળતા ગુરુદેવની પાસે અચેત પાણીના આગારે અનશન-વ્રત આદર્યું તેમણે સાત વસ્ત્રો, એક પાટ અને તેને ફરતી બે બે હાથની જગ્યા મોકળી રાખી હતી આ અનશન-વ્રત દરમીયાન ઉગ્ર તપશ્ચર્યા જોઈ વૈરાગ્યભાવથી પ્રેરાઈ ત્રણ શ્રાવક દપતીઓએ યાવજ્જીવન સજોડે બ્રહ્મચર્યવ્રત આદર્યું હતુ. આ સિવાય લોકોએ જુદા જુદા નિયમો ગ્રહણ કર્યા હતા

સંથારાના સમયે પૂજ્યશ્રી ભીમજીસ્વામી, નેણશીસ્વામી, કાનજીસ્વામી, પુજાજીસ્વામી, જેસંગસ્વામી તથા ડોસાજીસ્વામી વગેરે સતો ઉપસ્થિત હતા

આ અનશન-વ્રત સવત્ ૧૮૯૯ ના ફાગણ શુદ ૧૫ બુધવાર થી વૈશાખ વદ ૫ ને ગુરુવાર સુધી ૬૬ દિવસ સુધી ચાલ્યુ હતુ. વચમા એક તિથિનો ક્ષય થતા ૬૫ દિવસો થયા હતા એટલે વૈશાખ વદ ૫ ને દિવસે તેમણે સ્થૂલ દેહનો ઉત્સર્ગ કર્યો.[૧]

* આ મહાપુરુષના સબધમા જૂની પદ્ધતિ પ્રમાણે ઢાળો રચાયેલ છે

શરીરની કૃશતા જોઇ તેમને અનશનના ભાવ પેદા થયા તેમણે પ્રથમ તો મ્હારાજશ્રી જેસંગજીસ્વામી પાસે તેર ઉપવાસો મહણ કર્યો અને તે દરમ્યાન પૂજ્યશ્રી ભીમજીસ્વામીની આજ્ઞા પોરબંદરથી મંગાવી પૂજ્યશ્રીએ પ્રસંગ જોઇ કાર્ય કરવું એવી આજ્ઞા આવતાં તેર ઉપવાસમાં બીજા ૩૮ ઉપવાસો મેળવવામાં આવ્યા.

તે સમય દરમ્યાન નેણશીસ્વામી તથા કાનજીસ્વામી વગેરે પણ ત્યાં પધાર્યા. મુનિશ્રી તેજસિંહે ૫૧ ઉપવાસ બાદ યાવજ્જીવનનું અનશન-વ્રત આદર્યું. તે પાંચ દિવસ ચાલ્યું અને કુલ ૫૬ દિવસ થયા એટલે ચૈત્ર શુદ ૧૧ ને બુધવારને દિવસે અનશન વ્રતના ભાવે ઉપવાસો આદર્યો અને સં. ૧૯૧૨ ના જેઠ શુદ ૭ ને મંગળવારે તેમનું ઐહિક જીવન સમાપ્ત થયું શ્રાવકોએ મૃતક દેહનો નિહરણ મહોત્સવ સારો કર્યો હતો નવ દિવસ સુધી માછલાની જાળ બંધ રખાઇ અને અંબાડ પાળવામાં આવ્યો હતો.

તેઓશ્રીનો ૧૭ વર્ષનો દીક્ષાપર્યાય હતો તે દરમ્યાન તેમણે એકાન્તર ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમ આદિ ઉપવાસો ઉપરાંત ૨૧ ઉપવાસ, અનેક માસખમણુ, ૩૮ દિવસના ઉપવાસ, ૪૨ ઉપવાસ અને ૪૬ ઉપવાસ સુધીની કઠોર તપશ્ચર્યા કરી હતી.

# પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામી

# ગુણ-ગાથા

[ રચનાકાળ-વિ. સંવત ૧૮૬૬ જેઠ વદી ૧૩ ]

રચનાર-આર્યાજી કસરબાઈ મહાસતીજી

રાગ-સુજ વાતલડી હિતકારક તું ધ્યાન દઈને ધારજે.

પૂજ્ય ડુંગરસિંહજી વંદના લેજો પ્રેમ ધરીને મારી-એ ટેક.

શ્રી ગુરુ પદ-પંકજ નામી, ગુણ ગાઉં મન આનંદ પામી;<br>
શુભ-મતિ વચન દીઓ સ્વામી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના લેજો મારી. ૧

એ તો સોરઠ દેશતણા વાસી, મંગલાપુરી શુભ સુંદર જાસી;<br>
ક્રય-વિક્રય દીવબંદર લારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના લેજો મારી. ૨

ગિરિસિંહ મન ઉદાસ ભયો, સંયમ લેવા ઉજમાળ થયો;<br>
સંઘજી અનુજ શોભે ભારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના લેજો મારી. ૩

[illegible]તા કસ[illegible] ગુણખાણી, માતા હીર કહે મધુરી વાણી;<br>
[illegible]વ્રત ધારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના લેજો મારી. ૪

તારન તુમ સ્વામી પ્રત્યક્ષ ભયો, એક જીભે કરી ગુણ અલ્પ કહ્યો;
તુમ હીર કુંખે ધન્ય અવતારી, પૂજ્ય ડુંગરસિંહજી—વંદના લેજો મારી. ૧૬

ભાણેજી તુમ સંયમ ધારી, માનકુંવરબાઇ બાલબ્રહ્મચારી;
જૈન મારગ જેણે અજવાળી, પૂજ્ય ડુંગરસિંહજી—વંદના લેજો મારી. ૧૭

પુત્રી સાથે વૈરાગ્ય ભીની, વેલબાઇ પણ સંજમ લીની;
સંથારો કરી ગયા ગતિ સારી, પૂજ્ય ડુંગરસિંહજી—વંદના લેજો મારી. ૧૮

તુમ દર્શન મુજ લાગે પ્યારો, આ અરજ સુણી મુજને તારો;
તુમ રટના અહોનિશ છે પ્યારી, પૂજ્ય ડુંગરસિંહજી—વંદના લેજો મારી. ૧૯

પંચાનન શરણુ ગ્રહ્યો જ્યારે, જંબુકતણો ભય નહિ ત્યારે;
તેમ તુમ શરણુ છે મમ ભારી, પૂજ્ય ડુંગરસિંહજી—વંદના લેજો મારી. ૨૦

ઇત્યાદિક સમર્થાઇ સાંઇ, લઘુતાઇ ધારીને કહું કાંઇ;
દિન દિન છે એ વિનતિ મારી, પૂજ્ય ડુંગરસિંહજી—વંદના લેજો મારી. ૨૧

સુખ દેન કમર સમર્થ સ્વામી, વારવાર કહું તુમ શિર નામી;
અરજ સુણી લીયો સુધિ સારી, પૂજ્ય ડુંગરસિંહજી—વંદના લેજો મારી. ૨૨

બાસઠ જયેષ્ઠ તેરસ સારી, પક્ષ શ્યામ ગોંડલ શુભ વાર લહી;
મેં તો ગુણ ગાયા ઉલટ ધારી, પૂજ્ય ડુંગરસિંહજી—વંદના લેજો મારી. ૨૩

[ ૨ ]

ગોંડળમાં પૂજ્યશ્રીને સ્થિરવાસની વિનંતિ કરતી વખતે
વિ. સં. ૧૮૭૧ ચૈત્ર શુદ ૧૩ ને દિવસે બનાવેલ
[ રચયિતા—માંગરોળનિવાસી ગોશળીયા રવજી નારણુજી ]

માત સુણી વચ્છતણી વાણી, સંસાર દુઃખમ-દુઃખમ જાણી,
રાચે નહિ મન સંસારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના હોજો મારી
ભગની વિચારે ગુણવંતી, ભગનીધુધાની શુભ મતિ,
માનકુંવર બાળબ્રહ્મચારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના હોજો મારી
જન સર્વે વિચાર કીધો, ઉદાર પ્રણામી દિન ભલો,
દીક્ષાંગે ઉચ્ચ મતિ સારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના હોજો મારી
અઢાર પંદર કાર્તિક વદમાં, દશમી શુભ વાર બપોર સમે
ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર ભારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના હોજો મારી
દીવબંદરમાં સંજમ લીધો, નિજ આતમ કારજ સિદ્ધ કીધો,
ઉત્તમ એહ કાજ કિયો ભારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના હોજો મારી ૯
મુનિ સમતા ગુણરસના દરિયા, પંચ સમિતિ ગુપ્તિ ગુણ ભરિયા,
એ તો બાલપણેથી બ્રહ્મચારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના હોજો મારી ૧૦
મુનિ પાંચ વર્ષ નિદ્રાને તજી, શય્યાએ પાસો દીધો વરજી,
બેઠા જાગે અહર્નિશ સારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના હોજો મારી ૧૧
તપસ્યામાં કઠણાઈ અતિ, ગુણ ભદ્રિક ને વળી સરલ મતિ,
તુમ ગુણરી જાઉં બલિહારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના હોજો મારી ૧૨
રત્નસિંહજી ગુરુવર મળીયા, મનચિંતિત મનોરથ ફળીયા;
જેણે માયા સંસારની વિસારી પૂજ્ય ડુંગરસિંહજી-વંદના હોજો મારી ૧૩
સાધુમે શશિવત્ સોહે, દેખંતા સુર નર મન મોહે,
નેત્ર નિપુણ સરખા શિષ્ય તારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના હોજો મારી ૧૪
મુનિ ગણેશજી જેવા ચેલા, તપસ્યાએ દિનદિન વધતા વેલા,
સંથારો કરી ગયા અતિ સારી, પૂજ્ય ડુંગરસિંહજી-વંદના હોજો મારી ૧૫

( રચયિતા—માંગરોળનિવાસી ગોશળીયા રવજી નારણજી )

તેજવંત તમે તપકે પૂરે, ડુંગરશીસ્વામી ગુણવંત;
મુલક–મુલક મેં છાપ તુમારી, ઐસે ધર્મી હે દયાવંત. ૧
ચાલાકી ચતુરાઈ તુમારી, સબસે સુખ–પ્રરખુક જતી;
શ્રી પ્રભુજી કી મ્હેર તુમ પર, દુલ્લા હોવે સાધ જતી. ૨
શોભા અપરંપાર આપકી, આત્મ–ભાવી હે અવધૂત;
સંતમાંહી સવાઈ તુમચી, જગ જીવો કમળશી કે સુત. ૩
સંજમ–પાલક જ્ઞાની ધ્યાની, જીવો ગિરિસિંહજી શ્રીકાર;
શિષ્ય હુવા સુઘડ તુમારા, દિન દિન રાખો ઉનસે પ્યાર. ૪
વીર–સ્વામી કી બાત વિચારો, એ બાતનમેં નાહિ ફેરફાર;
જીવદયાનું કાર્ય જ્યાં દેખે, બજાવે હૃદયે લાવી મ્હેર. ૫
માનકુંવર હે મન કે મીઠે, હુવે અક્કલ કે અવતાર;
અવિચળ રહો ગુણ ઋદ્ધિ આપકી, તેજભર છે આપ દીદાર. ૬
દેખી માનવ વશ હુએ તુમારે, તપ તુમારા અતિ ભારી;
તુરત પધારો નવાગઢ મેં, અલબેલા હુવા અવતારી. ૭
નવાગઢમાં નયને નીરખું, શ્રાવક–જનકું દેવી સાજ;
સજ્જન સહુને સંતોષીને, જૈન–શાસન કી રાખો લાજ. ૮
ચાર તીર્થમાં આપ બિરાજો, તખ્ત પર શોભે શ્રીકાર;
નામ આપનું અમર બનાવો, જ્યાં સુધી રહે જગ–વ્યવહાર. ૯
તેજ તમારા અવિચલ તપજો, જ્ઞાન દર્શને ચારિત્ર યતિ !
અમ હૃદયની એ જ આશ છે, સત્ય–ધર્મની કરો પ્રગતિ. ૧૦

[ રાગ-પ્રભાત ]

સરસ્વતી શુભ માતકું સમરુ, અવિચળ હો તુમારો રાજ,
પૂજ્ય કુંવરજી તમારી ઉંમર, દીર્ઘ બને કરો શુભ કાજ ૧

સુત કમળશી કે કુળમેં સોહે, હીરબાઈ તુમારી માત,
લઘુ વયે ઇને દયા આઈ મન, સંયમ લઈને સારે કાજ ૨

સદ્‌ગુરુ સાચે સૂત્ર હી વાચે, જ્યું વરસે અસાડી ગાજ,
વીર સરીખા શિષ્ય આપના, કર્મ કાપે જેમ તેતર-બાજ ૩

ભાણેજીએ સંજમ લઈને, સંસાર-સમુદ્રે બાંધી પાજ;
માનકુંવર-વાણી અમૃત સુણી, સમણીમાંહે એ શિરતાજ. ૪

તસ્ય શિષ્યણી નંદુ ડાં'ઈ, દરશન ચાહું છું દિલ આજ;
સેવક શરણે આયો ચરણે, અબ રાખો લ્યો અમારી લાજ ૫

ગોંડળ-ગામ કહે સ્થિરવાસ રહે, સુખ દેને કુ મોરી હે સાજ,
સંવત અઢાર બોંતેર ને, ચૈત્ર માસે કરુ નિવાજ. ૬

તિથિ તેરસ ને શુકલ પક્ષધર, જુગ જુગ જીવો તુમે મહારાજ;
મંગલ-પુરમેં શ્રાવક-કુળમેં રવજી કહે અહો મોરી બાજ. ૭

[ ૩ ]

વિ. સં. ૧૮૭૨ મા પૂજ્યશ્રી ગોમટા પધાર્યા ત્યારે ત્યાં અનેક ગામના શ્રી સંઘો વિનતિ કરવા આવેલ. ગોંડળના શ્રાવકો પણ પૂજ્યશ્રીને પાછા ગોંડળ આગ્રહપૂર્વક લઈ જવા માટે વિનંતિ કરવા આવેલ તે પ્રસંગે બનાવેલ

( રચયિતા–માંગરોળનિવાસી ગોશળીયા રવજી નારણજી )

તેજવંત તમે તપકે પૂરે, ડુંગરશીસ્વામી ગુણવંત;
મુલક-મુલક મેં છાપ તુમારી, ઐસે ધર્મી હે દયાવંત. ૧

ચાલાકી ચતુરાઇ તુમારી, સબસે સુખ-ઇચ્છુક જતી;
શ્રી પ્રભુજી કી મ્હેર તુમ પર, દુલ્હા હોવે સાધ જતી. ૨

શોભા અપરંપાર આપકી, આત્મ-ભાવી હે અવધૂત;
સંતમાંહી સવાઈ તુમચી, જગ જીવો કમળશી કે સુત. ૩

સંજમ-પાલક જ્ઞાની ધ્યાની, જીવો ગિરિસિંહજી શ્રીકાર;
શિષ્ય હુવા સુઘડ તુમારા, દિન દિન રાખો ઉનસે પ્યાર. ૪

વીર-સ્વામી કી બાત વિચારો, એ બાતનમેં નાહિ ફેરફાર;
જીવદયાનું કાર્ય જ્યાં દેખે, બજાવે હૃદયે લાવી મ્હેર. ૫

માનકુંવર હે મન કે મીઠે, હુવે અક્કલ કે અવતાર;
અવિચળ રહો ગુણ ઋદ્ધિ આપકી, તેજભર છે આપ દીદાર. ૬

દેખી માનવ વશ હુએ તુમારે, તપ તુમારા અતિ ભારી;
તુરત પધારો નવાગઢ મેં, અલબેલા હુવા અવતારી. ૭

નવાગઢમાં નયને નીરખું, શ્રાવક-જનકું દેવી સાજ;
સજ્જન સહુને સંતોષીને, જૈન-શાસન કી રાખો લાજ. ૮

ચાર તીર્થમાં આપ બિરાજો, તખ્ત પર શોભે શ્રીકાર;
નામ આપનું અમર બનાવો, જ્યાં સુધી રહે જગ-વ્યવહાર. ૯

તેજ તમારા અવિચલ તપજો, જ્ઞાન દર્શને ચારિત્ર યતિ!
અમ હૃદયની એ જ આશ છે, સત્ય-ધર્મની કરો પ્રગતિ. ૧૦

ગોમટામા રમ રવજી આવે, જ્યું તારનમે શોભે ચદ,
યુ' અમએલા આપ બિરાજે, આદી પર શોભે સતવત. ११

[ ४ ]

[ વિ સ ૧૮૭૪ ના આશ્વિન માસમા બનાવેલી સજ્ઝાય ]

જનક-સુતા હું નામ ધરાઉં—એ દેશી

પ્રથમ જિનેશ્વર જગ-ગુરુ વદી, પ્રણમી સદ્દગુરુ રાજ,
મન હરખ ધરી ચિત્ત ચાવે કરી, ગાશુ મુનિ મહારાજ

પડિત ગુરુ વદો.

વ દો વદો વ દો પડિત ગુરુ વદો એ આકણી
નાની વયમા વૈરાગ્ય પામી, સસાર છે ડી દીધો,
ધણ-કણ-કચન-માયા છોડી, સજમ મારગ લીધો પડિત० ૧

તપ-તેજે કરી અધિકા દીપે, જેમ રવિ તેજ અપાર,
સસિને પેરે શીતનકારી, તેમ સમતાએ શ્રીકાર પડિત० ૨

દેશ-વિદેશમા કીરતિ અધિકી, આચારમા વળી પુરા,
નામ તમારુ સહુ જન ચાહે, સજમમા થયા શુરા પડિત० ૩

વાણી તુમારી મીઠી સાકર, સ્વાદ ઉપજે સાંભળતાં,
દિનદિન તુમારા દર્શન દેખ્યા, પાપ જાય તેમ ટળતા. પડિત० ४

પુન્યજી આપ છો સુરતરુ સરીખા, શોભો તારામા જેમ ચાદ,
તેમ સાધુમાહિ શોભો તમે, જ્યુ દેવનમે ઈદ પડિત० ५

ગંભીર ગુણે કરી ગુણવતા, છો મોટા મુનિરાજ,
રત્ન-ચિંતામણિ સરીખા સોહે, કીધા ઉતમ કાજ પડિત० ६

એહ અરજ સુણજોને સ્વામી, સેવકની અરદાસ;
ડુંગરશીસ્વામી ગુણ ગાયાં, પામી હરખ ઉલ્લાસ. પંડિત૦ ૭
સંવત અષ્ટગજના વરસે, સાલ ચુમોતેર સાર;
આસુ માસે ગોંડળ ગામે, કરી સજ્ઝાય હિતકાર. પંડિત૦ ૮

[ ૫ ]

[ વિ. સં. ૧૮૭૪ના પહેલા શ્રાવણ શુદ ૫ મે આ સજ્ઝાય બનાવેલ ]
રાગ—ફૂલવાડી અતિ ભલી મન ભમરા રે—એ દેશી

પારસનાથ પ્રણમી કરી, વંદી ગુરુ ગુણધાર;
પૂજ્ય ડુંગરશીસ્વામીનાં, ગુણ ગાશું ગુણ-ઉદાર.
પૂજ્ય ગુણ-ગીરુઆ રે.

પૂજ્યના ગુણ અનેક છે, કેમ કહું જીભડી એક ?
અંશ માત્ર ગુણ કહું હવે, સાંભળજો સુવિવેક.
પૂજ્ય ગુણ-ગીરુઆ રે. ૧

સોરઠ—દેશમાં દીપતા, દીવબંદર સુખકાર;
કમળશી નામે વસે, હીરબાઇ તસ નાર.
પૂજ્ય ગુણ-ગીરુઆ રે. ૨

તસ સુત ગિરિસિંહ દીપતા, પુણ્યવંત જીવ ઉદાર;
ત્રેવીશ વર્ષમાં આદર્યો, શુદ્ધ સંજમ-ભાર.
પૂજ્ય ગુણ-ગીરુઆ રે. ૩

પંચ મહાવ્રત આદર્યાં, પાળે પંચ આચાર;
પાંચ સમિતિ કરી દીપતા, ત્રણ ગુપ્તિ ગુણધાર.
પૂજ્ય ગુણ-ગીરુઆ રે. ૪

ધરવીર સુસંયમી, છકાયના પરમ દયાળ,
સાત ભય જેણે તજ્યા, આઠ મદ દીયા ટાળ.
પૂજ્ય ગુણ-ગીરુઆ રે. ૫

ગંભીર ગુણે કરી દીપતા, સમતાદિક ગુણ-ધાર;
જેને સેવ્યાથી પામીએ, જ્ઞાનાદિક અપાર
પૂજ્ય ગુણ-ગીરુઆ રે. ૬

શીતળ વદન સોહામણા, ચંદ્ર પરે સુખદાય,
જેહનાં દર્શન દેખતાં, દુખ દારિદ્ર જાય
પૂજ્ય ગુણ-ગીરુઆ રે. ૭

પંચમ આરે જાણીએ, મહા મોટા મુનિરાજ,
ચોથા આરાની વાનગી, સારે આતમ-કાજ.
પૂજ્ય ગુણ-ગીરુઆ રે. ૮

તસ શિષ્ય મોટા દીપતા, વીરજીસ્વામી ગુણવંત,
બાઈજી અતિ દીપતી, માનકુંવર મતિવંત.
પૂજ્ય ગુણ-ગીરુઆ રે ૯

નાની વયમા આદર્યો, શુદ્ધ સંયમ ભાર,
માનકુંવર સુરતરુ સમ, શોભે પૂનમચંદ
પૂજ્ય ગુણ-ગીરુઆ રે ૧૦

તેમ સમણીમાહે દીપતી, જ્યું દેવનમેં ઇંદ.
તસ ચેલી દીપે ઘણું, કાંઈઆદિ સતી-વૃંદ
પૂજ્ય ગુણ-ગીરુઆ રે. ૧૧

બ્રાહ્મીની પરે આદર્યો, શુદ્ધ શીલ–આચાર;
સેવક ભરતક્ષેત્ર વસે, ગોંડળ–ગ્રામ મોઝાર.
પૂજ્ય ગુણ–ગીરુઆ રે. ૧૨

સંવત અઢાર ચમોત્તરે, પેલો શ્રાવણ માસ;
પંચમ તિથિ સોહે ભલી, કીધી મન ઉલ્લાસ.
પૂજ્ય ગુણ–ગીરુઆ રે. ૧૩

પૂજ્ય ડુંગરસિંહ પસાયથી, કીધી એહ સજઝાય;
કર જોડી કવિ એમ કહે, ગુણ ગાતાં સુખ થાય.
પૂજ્ય ગુણ–ગીરુઆ રે. ૧૪

[ ૬ ]

રાગ–જીવે હો જીવે વીરો વાલહો–એ દેશી

વંદું હો વંદું મહારા સદ્‌ગુરુ રે, ડુંગરસિંહ અણગાર જો;
નામે હો નામે નવ નિધિ સંપજે જી, લહીએ ભવ–જળ પાર જો.
વંદું હો૦ ૧

માતા હો માતા હીરબાઇ જાણીએ જી, કમળશી પિતા કુળચંદ જો;
સાધુ હો સાધુ–શિરોમણિ જાણીએ જી, સોહે મુનિગણવૃંદ જો.
વંદું હો૦ ૨

સંજમ હો સંજમ લીધો શોભીતો જી, લઘુ વયે ગુણવંત જો;
માતા હો માતા પણ સંયમ લીયો જી, સતી ગુણે સોહંત જો.
વંદું હો૦ ૩

જાતજ હો જાત ગોત્ર કરી દીપતા જી, વળી ગુણતણા ભંડાર જો;
સંજમ હો સંજમ–રસ ઝીલે સદા જી, પંચાયણ અણગાર જો.
વંદું હો૦ ૪

તાસ હો તાસ પટોધર શોભતા જી, સંજમ-રસ લય-લીન જો,
રત્નસિંહ હો રત્નગુરુ ગણ આગાર જી, દર્શનથી સુખ-ચેન જો.
વંદું હો૦ ૫

તેહની હો તેહ સમીપે જેમ આદર્યો જી, દીવ ગામ મોઝાર જો,
સંજમ હો સંજમ ગુણે સુપ્રેમી છે જી, પાળે પંચ આચાર જો.
વંદું હો૦ ૬

પાંચે હો પંચ મહાવ્રતે અનુસરે જી, પાળે પ્રવચન-માત જો,
નામે હો નામે નવનિધ સંપજે જી, પાતક દૂર પળાય જો.
વંદું હો૦ ૭

બુદ્ધિ હો બુદ્ધિ ગુણે કરી આગળા જી, ભણ્યા સૂત્ર સિદ્ધાન્ત જો;
જિનમત હો શાસન કળશ ચડાવીઓ જી, ગુણ પાવન બહુમાન જો.
વંદું હો૦ ૮

મહીતળ હો મહીતળ મુનિવર મોટકા જી, ધીરજવંત ગંભીર જો,
દુષ્કર હો દુષ્કર ક્રિયા આદરી જી, મહિમાવંત વડ વીર જો.
વંદું હો૦ ૯

દેશ જ હો દેશ-વિદેશે વિચર્યા જી, કચ્છ અને ગુજરાત જો;
સોરઠ હો સોરઠ ઝાલાવાડમાંય જી, કાઠિયાવાડ વિખ્યાત જો.
વંદું હો૦ ૧૦

ધર્મ જ હો ધર્મ દીપાવે જિનતણો રે, સાધે શિવપુર ક્ષેમ જો,
જીતે હો જીતે પાખંડ પંથને જી, અજવાળે ભવ એમ જો.
વંદું હો૦ ૧૧

એવા હો એવા મુનિ ગુણ ગાવતાં જી, જાવે પૂર્વનાં પાપ જો;
સુખ જ હો સુખ-શાતા પામે ઘણી જી, નવિ પામે સંતાપ જો.
વંદું હો૦ ૧૨

[ ૭ ]

## પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામીનું ચોઢાળીયું

( રચનાર-બેચરભાઇ શ્રાવક )

### ઢાળ ૧ લી : રાગ ઝકડી

સાધુ ગીરુઆ ગુણવંતા રાયજી, પ્રેમથી પ્રણમું રે સરસ્વતી માયજી;
મહેર કરીને મુજ બુદ્ધિ આપો માયજી, મહીતળ મોટો મુનિવરનો મહિમાયજી.

ઉથલો—

મુનિતણો મહિમાય મોટો, અધિક પૃથ્વીતલ વિસ્તર્યો,
સંયુક્ત સોહે ગુણ સત્યાવીશ, અમર વિશ્વમાં ઉદ્ધર્યો;
મુજને મળીયા રે મહંત મુનિવરા, પ્રાયશ્ચિત્તના ઠોર પૂર્વના પરા,
પર ઉપકારી રે સાધુ પારખ્યા, સદ્‌ગુરુ સાચા ગૌતમ સરીખા.

સદ્‌ગુરુ ગોતમ સારીખા, ભરપૂર ગુણ ભંડાર;
દરિયાવ મુનિવર ભર્યો દીસે, સાધ એહ સંસાર.
સાધુ એહ સંસારમાં, ભજવે સંયમ ભાર;
જ્ઞાન-સરોવરમાં ગુરુ, અહોનિશ રહે ઉદાર

## ઢાળ ૨૭

જીવ રે તુ શીલતણો કર સંગ—એ દેશી

દ્વાદશ અંગ સરોવર સાધુ, નિશદિન રહેત નિવાસ;
સમતા રસ-જળ ભર્યોજી, પૂરણ પુણ્ય-પ્રકાશ.
ઉપકારી એસા દીસે, શ્રી ડુંગરસિંહજી દયાળ ૧
સંયમ ધારી એણે સરોવરીએ, મળીયા સુહંસ મુનીન્દ રે;
નિત્ય આત્મને નવણ કરાવે, ફેડે ભવનો ફન્દ રે
ઉપકારી એસા દીસે, શ્રી ડુંગરસિંહજી દયાળ. ૨
પંચમ આરે પેખીયાજી, સાધુ-શિરોમણિ સાર,
પોતાના પરિવારસુ જી, ભજવે સંજમ-ભાર.
ઉપકારી એસા દીસે, શ્રી ડુંગરસિંહજી દયાળ. ૩
ભગવતી જ્ઞાતા-સૂત્રની સાખે, રાખે શ્રી જિનની રીત,
સાધુ—સાધ્વીજી સત્સંગે, શુદ્ધ કરે સમકિત.
ઉપકારી એસા દીસે, શ્રી ડુંગરસિંહજી દયાળ. ૪
ભવિજન ભાવે ભાવનાજી, શ્રાવક એણે સંસાર;
સદ્દગુરુ વચને ચાલશેજી, તે પામશે ભવનો પાર.
ઉપકારી એસા દીસે, શ્રી ડુંગરસિંહજી દયાળ. ૫
ધર્મ પ્રભુનો ઢૂંઢીયો જી, સૂત્ર બત્રીશની શાખ,
જો સુખ વછો જીવને જી, તો દયા-દયા-ને દાખ.
ઉપકારી એસા દીસે, શ્રી ડુંગરસિંહજી દયાળ. ૬
સદ્દગુરુ ડુંગરસિંહજી સંગે, જે ધરશે મન ધીર,
પંચ મહાવ્રત પાળશેજી, લેશે ભવજળ તીર.
ઉપકારી એસા દીસે, શ્રી ડુંગરસિંહજી દયાળ. ૭

દોહરો

વળી વળી મુનિવર વંદીએ, સદ્ગુરુ સાધ જગીશ;
અડસઠ તીર્થથકી અધિક, નમીએ એહ નિશદિશ.

## ઢાળ ત્રીજી

નાથ કૈસે ગજકો બંધ છુડાયો—એ દેશી

ગઢ ગિરનાર જાત્રા જગ જાવે, અરસ–ફરસ કરી આવે;
જીવદયા જિન–ધર્મ વિના નર, પરમ ગતિ કેમ પાવે?
મુનિવર દયા–ધર્મ દીપાવે–એ ટેક. ૧

જે કોઈ જાતા શત્રુંજય જાવે, કાશી—ક્ષેત્ર કેદારા;
જીવ અજીવના ભેદ જાણ્યા વિના, પામે કેમ ભવ–પારા?
મુનિવર દયા–ધર્મ દીપાવે. ૨

વ્રજ બનરાવન શરીર જ ચરચે, નિત્ય જમનાજીમેં નાવે;
દાન–શીલ–તપ–ભાવભક્તિ બીન, અભયપદ કેમ પાવે?
મુનિવર દયા–ધર્મ દીપાવે. ૩

બદ્રીનાથ જળગંગા દ્વારપુરી, જાત્રા કરે જગન્નાથ;
અડસઠ તીર્થથી જે અધિકાઇ, સદ્ગુરુ સાચો સાધ.
મુનિવર દયા–ધર્મ દીપાવે. ૪

ભૂલ્યા નર ભ્રાન્તિના ભરીયા, ધર્મ ચોરાશીના ધરિયા;
વીર–પ્રભુના વચણ જાણ્યા વિણ, તૃપ્તિ ન પામી નવ તરિયા.
મુનિવર દયા–ધર્મ દીપાવે. ૫

શ્રી અરિહંત અનંત અભય-સુખ, ભાવ-સિદ્ધાન્તે ભાસે,
સદ્‌ગુરુ સૂત્ર બત્રીશ શ્રીમુખે, પરિષદ્‌માંહી પ્રકાશે.
મુનિવર દયા-ધર્મ દીપાવે. ૬

શ્રવણે વયણ સુણીને સાધુના, ધર્મ-દયા મન ધરશે,
સંજમ-વ્રત-પચ્ચખાણ સંજોગે, તે ભવસાગર તરશે.
મુનિવર દયા-ધર્મ દીપાવે. ૭

દોહરો

એહવા મુનિવર પેખીયા, મોટા શ્રી મહન્ત,
પર-ઉપકારી જ્ઞાની છે, ઉત્તમ ને ભાગ્યવંત

ઢાળ ચોથી

આદર જીવ ક્ષમા-ગુણ આદર—એ દેશી

ધન્ય ધન્ય સાધુ સંજમ-વ્રતધારી, એહ જગમે ઉપકારી રે,
આપ તરે ભવ ઔરકું તારે, છે એહવા હિતકારી રે ધન્ય૦ ૧
ભવિજન ભાવશું વંદન આવે, પૂજ્યશ્રીના દર્શન પાવે રે,
ભક્ત-વચ્છલ ભગવંતનો ભાસે, તેહ ધર્મ બતાવે રે ધન્ય૦ ૨
આતમ ઉજ્વળે સૂત્ર નભગે જ્ઞાને કરી મન ગાજે રે,
પૂજ્યજી નિત્ય ચડે તે પરિણામે, પંચ મહાવ્રત પાળે રે ધન્ય૦ ૩
શિષ્યો પણ ગુરુજીની પાસે, શિક્ષા દીક્ષા અવધારે રે
સદ્‌ગુરુ કુંભ સિંહની સેવા, કરે વિનય અનુસારે. ધન્ય૦ ૪
સતી માનકુંવરના મુખથી, વારુ ના સુણી વાણી રે,
તે નર આ ભવ શું અવતર્યો, જન્મ નિષ્ફળ જાણી રે ધન્ય૦ ૫

સંવત અઢારે છોંતેર વરસે, વર્ણવ્યા ગહ્વામત ધારી રે;
અચલ શ્રી જિન-ધર્મ આરાધો, સંઘ સકળ સુખકારી રે. ધન્ય૦ ૬
નિરુપમ નામે ગોંડળ ગામે, સંઘ વસે સંપે ભારી રે;
એહ સંસારે ગુરુ ઉપકારી, ખેચર તસ બલિહારી રે. ધન્ય૦ ૭

[ ૮ ]

## વીરજીસ્વામીની સજ્ઝાય

[ રચનાર—જુઠાભાઇ શ્રાવક ]

દોહરા

સમરું ગૌતમસ્વામીને, લાગું સદ્‌ગુરુ પાય;
ગુણ ગાશું વીર મુનિતણા, હર્ષ ધરી હૈયામાંય. ૧
પૂજ્ય ડુંગરશીસ્વામીતણા, શિષ્ય વડા એ વીર;
સકળ ગુણે કરી શોભતા, ગરવા ને ગંભીર. ૨
ભવિજન તુમે સાંભળો, ચિત્ત રાખીને ઠાય;
એહના ગુણ ગાતાં થકાં, કર્મ તે ખેરુ થાય. ૩

( સજ્ઝાય-આદિ જિણંદ મયા કરો-એ રાગ )

ભવિજન વાંદો વીર મુનિને, પ્રણમો એહના પાય રે;
પર ઉપકારી દયાવંત સાધુ, કરુણાસાગર કહ્યા રે. ભ૦ ૧
ગુણવંત ધીરજવંત કહીએ, પ્રભાવંત કૃપાળુ રે;
ઘણા જીવોના ઉપકારી જાણો, એવા મુનિ દયાળુ રે. ભ૦ ૨
દેશ-પરદેશ ને ગામડે-શહેરે, અગિયારશ અમાસ પળાવી રે;
ધોરી પરે ધુંસર ન મેલે, દયાની રીત કરાવી રે. ભ૦ ૩

કથની કોઇની નવિ કથે, મનજ્ઞાન-ધ્યાનશું રાખે રે;
પ્રશ્ન પુછે જે માનવી, તેને ઉત્તર ભાખે રે. ભ૦ ૪
ભદ્રિક પરિણામી જીવ એ, સર્વ પ્રાણીના હેતુ રે;
વૈર-વિરોધ ન કોઇથી, એક તત્વમાત્ર જોતુ રે. ભ૦ ૫
નામ સાભળે એહનું, હર્ષ હૈયામાં આવે રે;
શોક સંતાપ દૂરે ટળે, દર્શને પાતક જાવે રે. ભ૦ ૬
સાધારણ જે માનવી, તેને પ્રતિબોધ દીધા રે;
મદિરા માસ છોડાવીયા, શ્રાવક સરીખા કીધા રે. ભ૦ ૭
પૂજ્ય કુંઅરશીસ્વામીના, પ્રથમ શિષ્ય જાણો રે;
વીર મુનિજી દીપતા, અનેક ગુણની ખાણો રે. ભ૦ ૮
સમાગમે હસમુખા દીસે, બોલે વચન રસાળ રે;
મુખે શ્યામતા નવ દીઠી, ઝલકે સુંદર ભાલ રે. ભ૦ ૯
બાલબ્રહ્મચારી સંયમ લીધો, કરણી કરે અદ્ભુત રે;
ધન્ય માતા તારી કુખને, જન્મ્યા એવા સુત રે. ભ૦ ૧૦
શરીરે રોગ ઉપન્યા પછી, ખમત-ખામણાં કીધ રે;
ચારે તીર્થની શાખ શું, સાગારી અનશન લીધ રે. ભ૦ ૧૧
વીસમે વરસે સંયમ લીધો, વર્ષ અડતાલીશ પાળ્યો રે;
અડસઠ વર્ષનું આઉખું, સંયમ શુદ્ધ આળ્યો રે. ભ૦ ૧૨
કીર્તિ વિસ્તરી જાણીએ, સોરઠ ને ગુજરાતો રે;
ઝાલાવાડ પણ સાથ છે, કચ્છ દેશ વિખ્યાતો રે. ભ૦ ૧૩
સારો નિર્વાણ મોચ્છવ, કીધો છે મળી સંઘે રે,
ગોંડળ શહેરમાં જાણજો, આવક જર્યા ઉછરંગે રે. ભ૦ ૧૪

સંવત અઢાર વરસ એંસીએ, સુદ સાતમ સોમવારો રે;
ચૈત્ર માસમાં મુનિવર, દેવ થયા એહ ધારો રે. ભ૦ ૧૫
જુઠો કહે ધન્ય સાધુજી, જેણે આત્મકાર્ય સુધાર્યો રે;
તરણ-તારણ ગુરુજી હતા, તેણે અનેક જીવ ઉદ્ધાર્યો રે.ભ૦ ૧૬

[ ૯ ]

## સન્ત-શિરોમણિ

[ રચયિતા-ગોંડલનિવાસી. શ્રી બાવા મકનજી ગોડા,
રચનાકાલ વિ. સં. ૧૯૫૪ ]

દોહરો

પ્રથમ નમું જિણંદને, પ્રેમે લાગું પાય;
ગુરુતણાં ગુણ વર્ણવું, હરખ ધરી મનમાંય.

[ મનહર છંદ ]

દીહામણા દીવવાસી, જાતિ વણિકની ખાસી,
તાત તો કમળશી ને, માત હીરબાઇ છે;
શશિ સમ બાળું સણી, પ્રખ્યાતિ પારસમણિ,
જગ જવાહિર તણી, જનમ-વધાઈ છે;
અઢાર પંદર સાલે, એક દિન એક વાસે,
ગુરુ રત્નસિંહ પાસે, દીક્ષા તો લેવાય છે;
ભાણેજી-ભાણેજ-બેન, જનેતા ને ગિરિસિંહ,
એક એક સંખ્યા લેતાં, પાંચ તણી થાય છે. ૧

સંજમમાં રણધીર, જ્ઞાનવંત શિરસિહ,
મહાવીરસ્વામી તણો, ભેખ તો ભજાવે છે,
શાસ્ત્ર ને સિદ્ધાન્ત તણા, પારગામી પૂરા ખરા,
ગુણવંત જ્ઞાન ગંગ, બોધિત બુઝાવે છે
પંડિતમા સર્વોપરી, ધર્મનો સવાદ કરી,
મહાન્ વિદ્વાન વળી, ગાન તો ગુંજાવે છે,
અન્યમતી જિનમતી, અજ્ઞાની ને મિથ્યાત્વીના,
વર્ગ વચ્ચે જૈન જય-પતાકા ચડાવે છે. ૨

વખાણતણી તો વાણી, ઇક્ષુરસ સમ જાણી,
શબ્દતણો માર જાણે, ' રામબાણ ' મારે છે,
ગણુગણુ મુખમાંથી, ઝણુણુણ શબ્દ ઝરે,
ધણુણુણ ધર્મ તત્ત્વ, હૃદયે બેસાડે છે,
ધરમધુરંધરાવ, સમકિત બીજ-વાવ,
તરણ તારણી નાવ, ભવિજન તારે છે:
સુવિચારી ભાગ્યશાળી, સંજમ પ્રીતેથી પાળી,
તપ-જપ-ધ્યાન ધારી, કાયાને તો ગાળે છે ૩

શાસનના શણગાર, સઘાડાના સરદાર,
સંઘતણા શિરતાજે, સુકીર્તિ ગજાવી છે,
વૈરાગી વૈરાગ્યવંત, શુભ શિરામણિ સન્ત,
દીદારમણા દયાવંત, દીક્ષાને દીપાવી છે,
સંઘ ને ગોંડળતણી, સઘાડાની કીર્તિ ઘણી,
પ્રતાપી પુરુષે દેશો-દેશમાં ફેલાવી છે:

ડુંગરશીસ્વામી મહા-પ્રતાપી પુરુષ ખરા,
　　યોગી કહે ધર્મ ભક્તિ-બુદ્ધિથી બજાવી છે. ૪

# સ્મરણીય-તિથિઓ

## ૧. પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામી

જન્મ........વિ. સં. ૧૭૯૨
દીક્ષા........વિ. સં. ૧૮૧૫ કારતક વદી ૧૦
આચાર્યપદ....વિ. સં. ૧૮૪૫
સ્વર્ગગમન....વિ. સં. ૧૮૭૭ વૈશાખ સુદ ૧૫

## ૨. પૂજ્યશ્રી ભીમજીસ્વામી

જન્મ........વિ. સં. ૧૮૪૨
દીક્ષા........વિ. સં. ૧૮૬૦
આચાર્યપદ...વિ. સં. ૧૮૭૭
સ્વર્ગગમન...વિ. સં. ૧૯૧૫ પોષ સુદ ૫ શનિવાર

## ૩. પૂજ્યશ્રી નેણશીસ્વામી

જન્મ........વિ. સં. ૧૮૪૯
દીક્ષા........વિ. સં. ૧૮૬૯
આચાર્યપદ...વિ. સં. ૧૯૧૫
સ્વર્ગગમન...વિ. સં. ૧૯૨૨ કારતક સુદ ૧૫

## ૪. પૂજ્યશ્રી જેસંગજીસ્વામી

દીક્ષા........વિ. સં. ૧૮૬૯

આચાર્યપદ...વિ. સં. ૧૯૨૨
સ્વર્ગગમન...વિ. સં. ૧૯૩૫ના અષાડ વદી ૧૦

### ૫. પૂજ્યશ્રી દેવજીસ્વામી

જન્મ.. ......વિ. સં. ૧૮૮૪ અષાડ સુ. ૯ સોમવાર
દીક્ષા.........વિ. સં. ૧૮૯૯ મહા વદ ૮ ગુરુવાર
આચાર્યપદ...વિ. સં. ૧૯૩૬
સ્વર્ગગમન...વિ સં. ૧૯૫૪ મા. સુ. ૧૩ સોમવાર

[ ૧ ]

## પૂજ્યશ્રી ડુંગરસિંહજીસ્વામી આદિ આચાર્યોનું

## ચોઢાળીયું

[ રચયિતા-મેંગણીનિવાસી કવિ અમરચંદ ભવાન
રચનાકાળ વિ. સં. ૧૯૫૪ ]

દોહરા

ડુંગરસિંહ સ્વામીતણો, પરિવાર શુભ જેહ;
ધર્મકેન્દ્ર ગોંડળ થયું, સુણો હકીકત જેહ. ૧
કરમી કુંભાજીતણું, ધર્મધુરંધર રાજ;
શ્રાવક સદ્‌ગુણી વસે, કરે ધરમના કાજ. ૨
કુંદન સમ ગોંડલપુરી, રત્ન-ધર્મ વખણાય
કારીગર ગુરુજી મળ્યા, ઘાટ સરસ ઘડાય. ૩
સુજ સમ શોભા પામતા, જગમાં સરસ ગણાય;
નંગ અને કુંદન મળ્યા, વીંટી એક જ થાય. ૪

## ઢાલ પહેલી

### રાગ–નિંદરડી નાહ નિવારીએ

ગોંડળ સંઘની ગાદીએ, થયા પંડિત હો વીરપુરુષ જેહ કે;
વર્ણવું તે વિગતે કરી, કેમ પામ્યા ગુણ–જ્ઞાન જ તેહ કે ? ગોં૦૧

આદિ ગિરિસિંહ ગુણનિધિ, જ્ઞાતે જાણો દશાશ્રીમાલી વૈસ્ય કે;
માત હિર પિતા કમળસિંહ, દીવપુરના હો મુનિ તેહ રહીશ કે. ગોં૦૨

સંવત સતર ને બાણુંમાં, ગુણનિધિ હો જન્મ્યા ગુરુદેવ કે;
છોટી વયેથી પરાક્રમી, ધર્મતણી હો ધુરથી કરી સેવ કે. ગોં૦૩

ભરયુવાનીમાં ભાવથી, ત્રેવીશ વર્ષે હો લીધી દીક્ષા ઉમંગ કે;
સ્વામી રત્નસિંહ આગળે, પામ્યા જ્ઞાન હો પાંચે જન સંગ કે. ગોં૦૪

માત ભગિની દોહિત્ર ને, તસ પુત્રી હો પોતે મળી પંચ કે;
સંવત અઢાર ને પંદરે, ગ્રહી દીક્ષા હો જાણી જગ અસહાય કે. ગોં૦૫

પંડિત ને પરમાર્થી, બહુશ્રુતી હો એવા બુદ્ધિવંત કે;
વિદ્યાવંત વિવેકી ને, પ્રતાપી હો પામ્યા પદ મહન્ત કે. ગોં૦૬

સંવત અઢારને જુગ શર (૧૮ ૪ ૫), કેન્દ્ર સ્થાપ્યું હો આવી ગોંડળપુર કે;
નૌતમ ક્ષેત્ર સુધારીને, ગિરિસિંહે હો સિંહ સમ થઈ શૂર કે. ગોં૦૭

અમૃત સરખી વાણીએ, બોધે બૂઝયા હો જગજીવ અપાર કે;
ડુંગરસિંહજીના નામથી, સારો દીપે હો શિષ્ય–પરિવાર કે. ગોં૦૮

દિનકર સમ પ્રકાશીને, સારાં ક્ષેત્રો હો સુધારીને સ્વામ કે;
પાંચ વરસ છ માસની, તજી નિદ્રા હો હૈયે ધારી હામ કે. ગોં૦૯

વર્ષ ચોરાશીનું આઉખું, બાસઠ વર્ષ હો પાળી દીક્ષા મહંત કે;
સ્થિરવાસ પુર ગોંડળે, દીપાવ્યું હો જીવન ધરી ખંત કે. ગો૦૧૦

સંવત અઢાર સતોત્તરે, વૈશાખ હો શુદ પૂનમ સાર કે;
આ લોકથી આલોચીને, પહોંચ્યા પોતે હો સ્વર્ગપુરી મોઝાર કે. ગો૦૧૧

પ્રથમ પટોધર એ હુઆ, ગિરિસિંહ હો ગુણકેરા ભંડાર કે;
સુર-ઇન્દુ કહે સ્નેહથી, હવે સુણો હો આગળ અધિકાર કે ગો૦૧૨

## પૂજ્યશ્રી ભીમજીસ્વામી

### દોહરા

પોરબંદર ને મંગળા, વેરાવળ પરભાસ,
નૌતમપુર ને જોડીયા, જેતપુર પણ ખાસ. ૧
રાજકોટ કાલાવડે, દીવબંદર સુખકાર;
ગોંડળ કેન્દ્રના નીચે, વર્ત્તાવ્યો જયકાર. ૨
મેંદરડા અમરેલી ને, ધોરાજી શુભ ધામ,
બગસરા ને બીલખા, સુધાર્યા ધરી હામ ૩
એ આદિ પુર-ગામમાં, જાણપણું જઇ કીધ,
ધર્મ પમાડ્યો પ્રેમથી, જશ લાખેણો લીધ. ૪
સંતોષી પરમારથી, દયાતણા દરીયાવ,
પ્રીત કરી પરમારથે, લીધો રૂડો શુભ લાવ. ૫

### ઢાળ બીજી

રાગ—આધા આમ પધારો પૂજ્ય અમ ઘેર વ્હોરણ વેળા
તેની પાટે હુવા પટોધર, ભીમજીસ્વામી ભાણુ રે,

લાયક રૂડી કીર્તિ લીધી, ચાલાક ચતુર સુજાણ.
સ્નેહે સુણજો રાજ, વાત પરોપકારી—એ આંકણી.

માતા ઝમકુ પિતા ચાંપસિંહ, જ્ઞાતે વૈશ્ય વખાણું રે;
સંવત અઢાર બેંતાળીશ સાલે, જન્મ્યા તે ગુરુ જાણું. સ્નેહે૦ ૧

પુરાણ[૧૮] વરસની છોટી વયમાં, દીક્ષા ધારણ કીધી રે;
પૂજ્ય ડુંગરસિંહસ્વામી પાસે, મંગળાપુરે લીધી. સ્નેહે૦ ૨

સંવત અઢાર ને સાઠની સાલે, ચારિત્ર શુભ લીધું રે:
પંડિત અને પ્રતાપી થઇને, અતિ ઓપાવી દીધું. સ્નેહે૦ ૩

દેશ-વિદેશે ફરતાં ફરતાં, ક્ષેત્ર રૂડાં સુધારી રે;
પરિવારને સરસ દીપાવ્યો, લાયક લાજ વધારી. સ્નેહે૦ ૪

ઓગણીશે એક ઉપર કહીએ, સાલ મધ્યે મહારાજા રે;
સ્થિરવાસ પોરબંદર પુરે, તે સમયે બિરાજ્યા. સ્નેહે૦ ૫

બોધ કરીને બહુ બુઝાવ્યા, ધર્મ દીપાવી દીધો રે;
ઓગણીશે પંદરના કાર્તિકે, સંથારો ત્યાં કીધો. સ્નેહે૦ ૬

ચાળીશ ઉપર નવ દિન, સંથારો સુહાવ્યો રે;
ભાગ્યશાળી જન ભાવે આવી, લીધો પુરો લ્હાવો. સ્નેહે૦ ૭

ઓગણીસે પંદરના પોષે, સુદ પાંચમ કહું સારી રે;
ત્રેપન અબ્દ દીક્ષા પાળી, ગયા સુર-પુર મોઝારી. સ્નેહે૦ ૮

બહોંતેર સંવત્સર પોતે, આયુષ્ય સર્વ ગુજાર્યું રે;
પોરબંદરમાં કીર્તિ પામી, નિજતણું સુધાર્યું. સ્નેહે૦ ૯

ગુરુ-કીર્તિ વિશેષ દીપાવી, પ્રસરી દેશ-વિદેશે રે,
પવિત્ર કાર્ય કર્યાથી તેનુ, નામ અવિચળ રહેશે સ્નેહે૦ ૧૦
ભાગ્યશાળી ને ભાવિક પૂરા, લાવ જનોએ લીધો રે,
સુર-ચન્દ્ર ગુરુની સમીપે, ધર્મ દીપાવી દીધો સ્નેહે૦ ૧૧

## પૂજ્યશ્રી નેણશીસ્વામી

દોહરા

પોતે દેશ કહાળને, ગજવી જ્ઞાની કીધ,
પરિવાર દીપાવીને, લાયક કીર્તિ લીધ ૧
બહુ જનોને બુઝવ્યા, હૈયે ધારી હામ
દયા ઉતારી દિલમા, રાખ્યુ અવિચળ નામ ૨
જાણુ કર્યા અજાણુને, કરી પરમારથ કામ;
જંગલ ત્યા મંગલ કરી, ધીંગા કીધા કામ ૩
ધન્ય ગુરુની વાણીને, ધન્ય ગુરુનુ જ્ઞાન,
દયા ધર્મ દીપાવીયો, તજી ઉરથી અભિમાન. ૪

### ઢાળ ત્રીજી

રામ-લમણ રે ભાખો એહજી

ભીમજીસ્વામી હુવા પછી નેત્રસિંહસ્વામી સુજાણ,
જ્ઞાતે દશાશ્રીમાળી તે, વૈશ્ય જાતિ ગુણ-ખાણ
વાત સુણો વિગતે કરી, પરોપર પ્રખ્યાત સ્નેહી૦ ૧
અરડોઇ ગામથી આવીયા, ગોડળ થયા સનાથ,
સંવત અઢાર ઓગણોતરે, લઘુ બાંધવ લઇ સાથ સ્નેહી૦ ૨

ભડવાર સ્વામી ભીમજી, ધીંગા ધાર્યા ગુરુ તેહ;
માગશર શુદ ત્રયોદશી, અણગાર બનીગા એહ. સ્નેહી૦ ૩

અનુક્રમે અભ્યાસથી, પંડિત હુવા પ્રસિદ્ધ;
બહુ જનોને બુઝાવીયા, સંત વધારો કીધ. સ્નેહી૦ ૪

સંચરીને મરુદેશમાં, ઉત્તમ કીધ અભ્યાસ;
ઉત્તમ પદવી પામીયા, કરતા જ્ઞાન-પ્રકાશ. સ્નેહી૦ ૫

કચ્છદેશ ને કંઠાળમાં, કીધો યશનો કોટ;
દશવિધ ધર્મ દીપાવીયો, જીત્યા પરિષહ ચોર. સ્નેહી૦ ૬

ગાનકળામાં ગુણી ગુરૂ, શ્રેષ્ઠ ગણાયા સુજાણ;
ઉત્તમ તપસ્યા આદરે, ગુરૂજી જ્ઞાનની ખાણ. સ્નેહી૦ ૭

પાકી વયે પૂજ્યજી રહ્યા, ગોંડળ-પુર સ્થિરવાસ;
સંવત ઓગણીશેં અઢારમાં, શ્રાવણ-માસ ઉલાસ. સ્નેહી૦ ૮

ગોંડળ-પુર અજાવીયું, કુંભાજીકેરું રાજ;
દીપાવી ગાદી ગુરુતણી, લાખેણી વધારી લાજ. સ્નેહી૦ ૯

જ્યોત વધારી જૈનની, કરી ધર્મનાં કાજ;
ચતુર્વિધ શ્રી સંઘમાં, બન્યા આપ શિરતાજ. સ્નેહી૦ ૧૦

સંવત ઓગણીશ બાવીશના, કારતક પૂનમ સાર;
આલોચીને એ તો ગયા, સુર-પુરી મોઝાર. સ્નેહી૦ ૧૧

સુર-નરને સોહામણા, સંઘતણા સરદાર;
સુર-ઇન્દ્ર પછી હુવા, તે કહું છું આ વાર. સ્નેહી૦ ૧૨

## પૂજ્યશ્રી જેસંગજીસ્વામી

તથા

## પૂજ્યશ્રી દેવજીસ્વામી

### દોહરા

તેહ પછી અનુક્રમે થયા, જેસીંગજી મહારાજ;
સરલ સ્વભાવી ને વળી, ભદ્રિક તે કહેવાય. ૧
પોરબંદર પોતે રહ્યા, સ્થિરવાસ તેહ ઠામ;
લાયક જાણીને લખ્યુ, આપે ગોડળ ગામ. ૨
શિષ્ય નયનમિદરસ્વામીના, ગુણી ગણાયે આજ;
દીપંતા મુનિ દેવજી, ભાગ્યવંત જેમ રાજ. ૩
ગાદીપતિએ સોપીયું, આચાર્યપદનું કાજ;
આજ્ઞા શિર ચડાવી ત્યાં, શાસન સારી જહાજ. ૪
જ્ઞાની ગુણી ગુરુદેવજી, થયા જગત પ્રસિદ્ધ,
કહું હકીકત તેહની, નામથકી નવનિધ. ૫

### ઢાળ ચોથી

[ રાગ-લાલ સોભાગી હે ]

મુહાજા જ્ઞાતિમાં જનમીયા સોભાગી હે,
લાયક વજ્રાબુવંત કે લાલ સોભાગી હે,
અષાડ શુકલ નેમ સોમને સોભાગી હે,
અઢાર ચોગણી સંવત કે લાલ સોભાગી હે.

પિતાંબર તેહના, ધનબાઇ જેહની માત કે;
રસ્વામી તે કુળમાં, જન્મ્યા પુરુષ પ્રખ્યાત કે. લાલ સોભાગી હે.
પણાથી શાણા ઘણા, દેખાવથી દરસાય કે;
ાક ને ચતુર ખરા, પાલણેથી પરખાય કે. લાલ સોભાગી હે.
ત સાધુ-જનતણી, ઉર લાગ્યો ઉપદેશ કે;
(૧૫) વરસની ઉંમરે, લીધું ચારિત્ર વિશેષ કે. લાલ સોભાગી હે.
વદ આઠમને દિને, ગુરુવારે શુભ જોગ કે;
ત અઢાર નવાણુંમાં, ત્યાગ્યા સંસારના ભોગ કે. લાલ સોભાગી હે.
ાદિ ગુણે કરી, સંતોષ્યા ગુરુરાજ કે;
સિદ્ધાન્ત ભણી-ગણી, સાર્યાં આત્મકાજ કે. લાલ સોભાગી હે.
વડ ગુરુજીની કરી, સેવા-ભક્તિ શુભ રીત કે;
ણીશ છત્રીશ સાલમાં, થયા સ્વતંત્ર વિનીત કે. લાલ સોભાગી હે.
વિદેશે વિચરી, પૂરો કીધો પ્રકાશ કે;
નોને બોધતા, ગુરુજી ગુણની રાશ કે. લાલ સોભાગી હે.
નગરને જોડીયા, મોરબી ને માંગરોળ કે;
ંદર ને પાટણે, કરતા વેરાવળ કિલ્લોલ કે. લાલ સોભાગી હે.
ુર ધોરાજી ગોંડળ, રાજકોટ ને ધ્રોળ કે;
-પ્રશિષ્ય સંતો હુવા, મીઠાશે જેમ ગોળ કે. લાલ સોભાગી હે.
ન ને જયચંદ્રજી, માણેકચંદ્રજી ક્ષેમ કે;
ણ ને દેવચંદ્રજી, જાદવજી પણ તેમ કે. લાલ સોભાગી હે.
ો ને બુદ્ધિવંતજી, શિષ્યાનુશિષ્ય સુજાણ કે;
વંત ગોંડળ-પુરમાં, સ્થિરવાસ વસ્યા ગુણખાણ કે. લાલ સોભાગી હે.

ઉમમથી દૂર દેશના, આવે સઘ અનેક કે,
ખરચે ધન ખ તે કરી, દીપાવે ધર્મ વિવેક કે લાલ સોભાગી હે
સુર-ઇન્દુના સ્વામી છે, દેવજીસ્વામી ગુરુદેવ કે,
દસ્ત પકડજો માહરો, તારવાને તતખેવ કે લાલ સોભાગી હે

દોહરા

એ રીતે આવે અતિ, દરશન કરવા કાજ,
પૂરી પરિષદ્ દીપતા, ગુણવતા ગુરુરાજ ૧
ગુણી ગોડલ-પુરના, શ્રાવક વિનીત સુજાણ,
સતોષી એ સર્વને, લીયે વળી શુભ લા ણ ૨
ઇન્દ્ર સમ ઓપે સદા, આદીશ્વર ગુરુદેવ,
સુર-સમા શિષ્યો મળી, કરે સદાયે સેવ ૩
ગંધ-હસ્તિ સમ ગાજતા, ધર્મ દીપાવ્યો વિશેષ
ગુરુ-શિષ્ય મળી જ્ઞાનની, કરતા ગોષ્ઠી હમેશ ૪
સવત ઓગણીશ ચોપને માગશર માસે જાણ,
શુકલ-પક્ષ ત્રયોદશી, ગુરુદેવ અવસાન ૫
ગોડળ કેન્દ્રસ્થાનના, પૂજ્ય પટોધર એહ,
પતિત-પાવન પાય એ, જ્ઞાની-ધ્યાની તેહ. ૬
સવત ઓગણી ચોપને, રચી છે સુદર ઢાળ,
સુર-ઇન્દુએ સ્નેહથી, સુણજો બાળગોપાળ ૭
મોવણીમાં નિવાસ છે, ભવાન-સુતનો જાણ,
અમરચદ તસ નામ છે,સુર-ઇન્દુ અવર પ્રમાણ ૮

पूज्यपाद-श्रीडूंगरसिंहजित्स्वामिनश्चरित्रात्मकं

भक्तामर-स्तोत्र-पादपूर्त्तिरूपं

# सद्गुरु-स्तोत्रम्।



પૂજ્યપાદ શ્રી ડુંગરસિંહજીસ્વામીનું ચરિત્રાત્મક

ભક્તામર-સ્તોત્રનું પાદપૂર્તિરૂપ

# સદ્ગુરુ-સ્તોત્ર

पूज्यपाद–श्रीडूंगरसिंहजित्स्वामिनश्चारित्रात्मकं

भक्तामर–स्तोत्र–पादपूर्तिरूपं

# सद्गुरु-स्तोत्रम्

मङ्गलम्—

श्लोकद्वयेन मंगलमाचरति—

वसंततिलका

मोहादिभीमजलजन्तुभिरावृतानाम्
मिथ्यात्वलोलतमवीचिविकम्पितानाम् ।
वीरोऽस्तु तत्परमधामपरीप्सुकाना–
मालम्बनं भवजले पततां जनानाम् ॥ १ ॥

धीराः कुशाग्रधिषणाप्तविपश्चितश्च
यं व्यक्तवर्णपदवाक्सुमनोभिरार्चन् ।
विघ्नाभिघातपटुमीप्सितग्रन्थपूर्त्यै–
स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेन्द्रम् ॥ २ ॥

श्लोकचतुष्टयेन कविः स्वाहङ्कारं परिहरति—

विद्वज्जनाङ्घ्रियुगपङ्कजचञ्चरीको
ज्ञानं विनैव नवकाव्यमिदं चिकीर्षुः ।
हस्तेन तत्तमनल नु विहाय बाल—
मन्यः क इच्छति जनः सहसा गृहीतुम् ॥ ३ ॥

आसीदनल्पगुणराशिरयम्मुनीशो
यस्याहमद्य वरवर्णनमायतिष्ये ।
यास्याम्यवश्यमनिविज्ञजनोपहास्यं
को वा तरीतुमलमम्बुनिधिं भुजाभ्याम् ॥ ४ ॥

ब्रूमस्तथापि श्रुतिमार्गगतैर्गुणौघैः
संचोदितश्चपलतां सुधियः क्षमन्ताम् ।
वन्यद्विपः परिवृतोऽपि स्वयं मृगेन्द्रे—
मभ्येति किं निजशिशोः परिपालनार्थम् ॥ ५ ॥

मन्दोऽप्यमन्दमतिवत्प्रतिवक्तुकामो
यत्तन्मुनीशचरितस्य महत्त्वमस्ति ।
तारस्वरं यदभिगुञ्जति चञ्चरीक—
स्तच्चाम्रचारुकलिकानिकरैकहेतुः ॥ ६ ॥

वंशपरिचयः—

सौराष्ट्रराज्यमखिले जगतीतलेऽस्मि—
न्भाभाति रूपगुणग्रामवर्णैर्मुनीन्द्रैः— ।

यं भारतीयजनजाड्यतमो निरस्तं
सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम् ॥ ७ ॥

तत्रास्त्यमेयपरिभोग्यश्रियाभिजुष्टा
कान्ता सुखप्रदमहेन्द्रपुरी विशिष्टा ।
चेतो हराकमलिनीदलसंस्थितश्च
मुक्ताफलद्युतिमुपैति ननूदबिन्दुः ॥ ८ ॥

दूरस्थिताप्यमलकीर्तिवहामकार्षीत्
स्वैरात्मजैस्त्रिविधक्षेत्रगतैर्धरित्रीम् ।
किन्नैव सा दिनमणेः कुरुते प्रभैव
पद्माकरेषु जलजानि विकासभाञ्जि ॥ ९ ॥

श्रीमानमन्दमतिरार्त्तजनैकबन्धुः
तस्याऽभवत् कमलसिंहजिदर्थसिन्धुः ।
सम्पत्तिमत्परिजनो ननु तेन किं वा
भृत्याश्रितं य इह नात्मसमं करोति ॥ १० ॥

तस्यैव षट्सु शुभसन्ततिष्वात्मबोधो
दीक्षामभक्त किल डुंगरसिंहनामा ।
ज्ञानात्मकं मधुरगाङ्गपयो निपीय
क्षारं जलं जलनिधेरशितुं क इच्छेत् ॥ ११ ॥

गृहात्प्रयान्तं पुत्रं प्रति मातुः प्रेमाधिक्यं वर्णयति—

आप्तान् विहाय प्रियबन्धुजनांश्च यासि
योगक्षेमं न हि शरीरमिदं तवाऽस्ति ।

पुत्रेति तन्मयतया जननी जगाद
यत्ते समानमपर न हि रूपमस्ति ॥ १२ ॥

निष्क्रमणं वर्णयति—

प्रेम्णा जित प्रणयिनां प्रथित-प्रबोध-
स्सद्धर्ममर्ममहसा विजितोष्णरश्मि-
र्वैराग्यरञ्जितमुखाशुजितो हिमांशु-
र्यद् वासरे भवति पाण्डुपलाशकल्पम् ॥ १३ ॥

सवारितोऽपि बहुशः स्वजनैरशेषै-
र्यः प्राव्रजज्जगदसारतरं विचार्य ।
येऽन्यारमहद्धृ स्मरस्त्रोकितमुक्तिरवाः
कस्तान्निवारयति सञ्चरतो यथेष्टम् ॥ १४ ॥

दत्कम्पितेऽस्य जननीं जनकं स्वकं य-
श्शैलेन्द्रवत्स पवमानअवैश्रकल्पे ।
झंझानिलेन परिमेड्खितपादपेन
किं मन्दराद्रिशिखरं चलितं कदाचित् ॥ १५ ॥

सद्गुरुस्मरणमभिधत्ते—

श्रीरत्नसिंहसुगुरो शरणं प्रपद्य
तत्संस्तवं व्यरचयत् समुदारवाभि-
र्जातोऽहमद्य भवतैव यथान्धकूपा-
दुद्दीपोऽपरस्त्वमसि नाथ ! जगत्प्रकाशः ॥ १६ ॥

उद्बोधयत्यमृतदिग्धवचस्त्वदीयं
सम्मोहसंकुचितहृत्कमलं प्रसह्य ।
सन्तापदापशमनेऽप्यहतप्रभावः
सूर्यातिशायि महिमाऽसि मुनीन्द्र ! लोके ॥ १७ ॥

सुज्ञान-दर्शन-चरित्रपवित्रचित्तः
क्लिष्टाष्टकर्मभयमोचनसिद्धहस्तः ।
विभ्राजसे सदुपदेश-सुधासमिद्धः
विद्योतयज्जगदपूर्वशशाङ्कबिम्बम् ॥ १८ ॥

त्वत्तेजसा विगलिते भुवनान्धकारे
रात्रौ शशी न दिवसेऽपि रविश्चकास्ति ।
याते तव प्रवचनाप्लुत-जीवलोके
कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ॥ १९ ॥

एवं स्तुतः सबहुमानमयं मुनीशो
दीक्षां ददेऽभिमतपात्रमिमं विलोक्य ।
रत्ने प्रकाशरहितेऽपि यथादरोऽस्ति
नैवं तु काचशकले किरणाकुलेऽपि ॥ २० ॥

चेतो निगृह्य तपसा नियतेन्द्रियस्त्वम्
भोगेषु कष्टसुलभेषु निरादरोऽभूः ।
दृष्टं स्वरूपममलं किल येन तस्य
कश्चिन्मनो हरति नाथ ! भवान्तरेऽपि ॥ २१ ॥

हीराभिधां स्वजननीमपि माननीयाम्
प्राव्राजयत्समुपदिश्य सुधर्मतत्त्वम् ।
विद्योतयंस्तमनिशं निजमातृभालम् ।
प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम् ॥ २२ ॥

प्राप्तो जयो यदि त्वया सकलेन्द्रियेषु
स्वाध्याययोगनिरतेन किमत्र चित्रम् ।
नृभ्यो भवाब्धितरणाय समुत्सुकेभ्यो
नान्यः शिवः शिवपदस्य मुनीन्द्र पन्थाः ॥ २३ ॥

अत परम् मुनिं विशिनष्टि—

मुक्तिप्रदां त्वदुपदेशसुधां निपीय
मूकोऽपि यत्सपदि वाक्पटुतामुपैति ।
दिव्यानघप्रवचनोऽसि मुने ! यतस्त्वां
ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥ २४ ॥

मर्त्यास्त्वदङ्घ्रिरजसा परिदिग्धदेहा
मृत्युं विजित्य सहसाऽमरतामयन्ते ।
मुक्तिं व्रजन्ति भवदीयवचो निशम्य
व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि ॥ २५ ॥

पूज्याय पूज्य-चरणाय नरोत्तमाय
भव्यप्रियाय मुनि-धर्मधुरन्धराय ।
सौख्यप्रदाय कलिकल्मषनाशनाय
तुभ्यं नमो जिन ! भवाब्धिशोषणाय ॥२६ ॥

ज्ञात्वा परं तदुपमं यतिनं शिवं त्वाम्
ध्यानस्थितं सुभगमञ्जुलकान्तिपुञ्जम् ।
त्रस्तेन कुद्रभवदग्ध-मनोभवेन
स्वप्नान्तरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥ २७ ॥

कृत्वा विहारमपि यत्र गतो मुनीश-
स्तत्रैव मुग्ध-मनुजास्तरसा प्रयाताः ।
तिष्ठन् स्वभक्तजनमध्यगतो बभासे
बिम्बं रवेरिव पयोधर-पार्श्वजात ॥ २८ ॥

उच्चासनस्थितमनिन्दितमस्य रूपं
गुर्वीषु श्रोतृपरिषत्सु विराजते स्म ।
प्रद्योतिताशमभितस्सुचिताविम्बं
तुङ्गोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥ २९ ॥

इन्द्रः सुरेषु द्विविषत्सु भुजङ्गमेषु
शेषो यथा वनमृगेषु हरिस्तथैव ।
विभ्राजसे त्वमपि तीर्थचतुष्टयेऽस्मि—
न्नुच्चैस्तटं सुरगिरेरिव शातकौम्भम् ॥ ३० ॥

तं तवैव शुभसंयमधारणेन
दोवाभिधं पुरवरं नगरं रराजे ।
अद्यापि भाति बहुश्रेष्ठिसमाश्रितं तत्
प्रख्यापयत् यत्त्रिजगतः परमेश्वरत्वम् ॥ ३१ ॥

बिद्गुद्वरस्य महनीयतपोधनस्य
कारुण्यपूर्णहृदयस्य मुनीश्वरस्य ।
पापान्धकारदलने तु प्रभाकरस्य
से दुन्दुभिर्ध्वनति ते यशसः प्रवादी ॥ ३२ ॥

सञ्जीवयस्यमितशक्तिमयैः प्रभावै—
र्मायावुलिप्तमनुकम्पितजीवलोकं ।
धाराप्रवाहमविताममृतवृष्टिरेषा
दिव्या दिवः पतति ते वचसां ततिर्वा ॥ ३३ ॥

मन्दायते न हि कदापि प्रकृष्टशान्ति—
र्बुद्धिप्रभावपरिबृद्ध-मनोज्ञकान्ति— ।
स्तेजोऽभिभूततपनार्चित ते मुखश्री—
र्दीप्त्या जयत्यपि निशामपि सोमसौम्या ॥ ३४ ॥

सुप्तिङ्पदेष्वपि न यत्र व्यतिक्रमोऽस्ति
सद्धर्ममण्डनपरः प्रतिभा-परीतः ।
संश्रूयते सुखकरो मधुर-ध्वनिस्ते
भाषास्वभावपरिणामगुणैः प्रयोज्यः ॥ ३५ ॥

भक्तस्त्वमेष मुनिराज ! जिनेश्वराणां
योऽतिश्रमैर्जिनमतं विशदीकरोषि ।
धत्ते पदानि चरणौ भुवि यत्र येषाम्
पद्मानि तत्र विबुधा परिकल्पयन्ति ॥ ३६ ॥

दीप्तिस्तवेयमभिवन्द्य यथा चकास्ति
नैवं तथान्यमतसाधुजनस्य कस्य ।
यादृक् प्रदीप्तिरिह चान्द्रमसीप्रभाया-
स्तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ॥ ३७ ॥

पाणिगृहीतविविधाकृतिशस्त्रजालं
कण्ठार्पितातिपृथुशृङ्खलव्यालमालं ।
घोरास्यमुन्नतनसं पुरुषं यमाभं
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥ ३८ ॥

मत्तेभकुम्भदलने प्रथितप्रभावो
दंष्ट्राकरालवदनाक्रमणस्वभावः ।
पादाहतः परमकुद्धमृगाधिपोऽपि
नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३९ ॥

संव्याकुलीकृतजगत्त्रयभूतवृन्दं
शक्त्याभिभूतमनुजेन्द्रसुरासुरेन्द्रं ।
योगीन्द्रदर्पदलनोद्यतकामवह्निं
त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥ ४० ॥

उद्यत्फणं प्रखरदीप्तिमणिं दधानं
क्रोधोद्धतं सततमाक्रमणोद्यतञ्च ।
कण्ठस्रजं स विदधाति जनः फणीन्द्रं
त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥ ४१ ॥

हिंसाप्रवृत्तिरतिगर्हितचौर्यवृत्ति-
र्धर्मेऽरति परधनाहरणे मतिश्च ।
अब्रह्मचर्यमघद रविरश्मिविद्धं
त्वत्कीर्तनात्तम इवाशु भिदामुपैति ॥ ४२ ॥

यद्याप्नुवन्ति परिभोगनिवृत्तिवित्तै-
र्योगैरनर्हविहितैरपि कायक्लेशै-
र्भक्त्यैव ते मुनिवरेण्य ! भवाद् विमुक्तिं
त्वत्पादपङ्कजघनाश्रयिणो लभन्ते ॥ ४३ ॥

व्यालावृता विजनकाननमध्ययाता
दृष्ट्वा द्विपेन्द्रमभित्यक्तजीविताशा ।
सद्य समाधिगतध्यानजिनेश्वरस्य
त्रास विहाय भवत स्मरणाद् व्रजन्ति ॥ ४४ ॥

धिक् त सुमेरुगिरिमश्चितस्वर्णशृङ्ग
य स्वाश्रितान् हि सुवर्णसमान् करोति ।
धन्यौ त्वदीयचरणौ तु यदाश्रयेण
मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपा ॥ ४५ ॥

उत्कृष्टमङ्गलमिद यतिनोपदिष्ट
हिंसानिवृत्तिमपराति विशुद्धवृत्ति- ।
माराधयन्ति भुवि ये भविनाऽनवद्या
सद्यः स्वय विगतकल्मषका भवन्ति ॥ ४६ ॥

लक्ष्मीस्तमेव भजते लभते यशोऽपि
पापं निकृन्तति मनः कुरुते विशुद्धं ।
भीतिं न याति स कदापि मृगेन्द्रवृन्दात्
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४७ ॥

भक्तिं करोतु मनुजो यदि शुद्धचेताः
नित्यं तव स्तवमिमं पठतूर्ध्वरेताः ।
प्रख्यापयत्वमलजैनमतं जगत्यां
तं मानतुङ्गमवशा समुपैति लक्ष्मीः ॥ ४८ ॥



પૂજ્યપાદ શ્રી ડુંગરસિંહજીસ્વામીનું ચારિત્રાત્મક

ભક્તામર સ્તોત્રના પાદપૂર્તિરૂપ

# સદ્ગુરુ-સ્તોત્ર

## મંગલાચરણ

[૧]

ભાવાર્થ—જે લોકો લોભ, ક્રોધ આદિ ષડ્‌રિપુરૂપી ભયંકર જલ-જંતુઓથી ઘેરાએલા છે, મિથ્યાત્વ, અજ્ઞાન આદિ ચંચલ તરંગોથી જેઓ કંપાયમાન છે અને સંસારરૂપી સાગરમાં જેઓ ગોથાં ખાઈ રહ્યા છે છતાં જેઓ મોક્ષમાર્ગે જવાની ઇચ્છા રાખે છે તેવા લોકોને માટે મહાવીર ભગવાન આધારભૂત-સહાયક બનો.

[૨]

તીક્ષ્ણ બુદ્ધિવાળા મહાન ગંભીર વિદ્વાનોએ પણ સ્પષ્ટ વર્ણ, પદ, વાક્યથી યુક્ત વાણીરૂપ પુષ્પોદ્વારા જેમની પૂજા કરી છે અર્થાત્ સ્તુતિ કરેલ છે તે વિઘ્ન-વિનાશ કરવામાં નિપુણ એવા

આદિનાથ ભગવાન-પ્રથમ જિનેન્દ્ર ઋષભદેવ ભગવાનની, પ્રસ્તુત ગ્રન્થની નિર્વિઘ્ન સમાપ્તિ નિમિત્તે, હું પણ સ્તુતિ કરું છું.

### લઘુતા-પ્રદર્શન

[૩]

હું તો કેવળ વિદ્વાન્ પુરુષોનો ચરણ-સેવક છું અને જ્ઞાનના અભાવમાં પણ આ નવીન કાવ્ય રચવાનું બાલસુલભ દુસ્સાહસ કરી રહ્યો છું. ખરેખર, બાળક સિવાય બળતી અગ્નિને હાથથી પકડવાનું સાહસ બીજું કોણ કરે?

[૪]

જે મુનિરાજનું હું સુંદર ચરિત્ર-વર્ણન કરવા ચાહું છું તેઓશ્રી ખરેખર ગુણોના ભંડાર હતા. આવા મહાપુરુષનું ગુણ-વર્ણન કરવા હું તત્પર થયો છું એ જાણી વિદ્વજ્જનો મારી અવશ્ય મશ્કરી કરશે; કારણ કે મારો આ પ્રયત્ન ભુજાઓદ્વારા સમુદ્રને તરવા જેવો છે.

### ચરિત્ર-લેખનની-પ્રતિજ્ઞા

(૫)

આમ છતાં, ગુરુદેવનાં સાંભળેલાં ગુણોથી પ્રેરાઈને હું તેમના જીવનસંબંધી અવશ્ય કાંઈ ને કાંઈ કહીશ. મારી આ ચપળતા માટે વિદ્વાન પુરુષો મને ક્ષમા આપે. જે પ્રમાણે સિંહથી ઘેરાએલો, આત્મરક્ષા કરવામાં પણ અસમર્થ એવો જંગલી હાથી મોહવશ પોતાના બચ્ચાની રક્ષા કરવા માટે તે સિંહનો પણ સામનો કરે જ છે. ( તે પ્રમાણે હું પણ ગુરુદેવના ગુણોથી પ્રેરાઈને ચરિત્ર-

લેખનનો યથાશક્તિ-યથામતિ પ્રયત્ન કરું છું.)

### ગ્રંથ-પ્રયોજન

[६]

અલ્પ જ્ઞાની હોવા છતાં પણ હું જ્ઞાની પુરુષોની માફક ગુણ-વર્ણન કરવાની જે ઇચ્છા કરી રહ્યો છું તેનું પ્રધાન કારણ ગુરુદેવના ઉદાત્ત જીવન-ચરિત્રનો પ્રભાવ છે. વસન્ત ઋતુમાં નાનકડો ભ્રમર ઉચ્ચ સ્વરે જે ગુંજારવ કરે છે તેનું કારણ આંબાની મનોહર મંજરીઓ જ છે.

### સૌરાષ્ટ્ર દેશની ખ્યાતિ

[७]

'યત્રાઽઽકૃતિઃ તત્ર ગુણાઃ'-એ લોકોક્તિને ચરિતાર્થ કરનાર, સોરઠમાં વિચરતા રૂપવાન્, ગુણવાન્ તથા જ્ઞાનવાન્ મુનિવરોએ સૌરાષ્ટ્ર દેશને સમસ્ત ભૂમંડળમાં પ્રખ્યાત કરી દીધો છે. આ મુનિવરોએ ભારતીય જનોના અજ્ઞાન-અંધકારને જે પ્રમાણે સૂર્યના કિરણોદ્વારા રાત્રિનો સંપૂર્ણ અંધકાર દૂર થઇ જાય છે તે પ્રમાણે જ્ઞાનપ્રકાશદ્વારા વિદારી નાંખ્યો છે.

### મેંદરડા-જન્મભૂમિ

[८]

આ જ સૌરાષ્ટ્ર દેશમાં સુખપ્રદ, સુંદર અને અખૂટ ધન-સંપત્તિથી યુક્ત મહેન્દ્રપુરી નામની એક સામાન્ય નગરી હતી. કેમ ન હોય? આવા પવિત્ર દેશમાં આવી નગરી શોભા આપે

એ સ્વાભાવિક જ છે. કમળપત્ર ઉપર પડેલું જલબિન્દુ પણ મોતીની શોભા ધારણ કરે છે.

[ ૯ ]

## મેંદરડાની જગતને ભેટ

આ નગરોએ, અનેક ક્ષેત્રોમાં ખ્યાતિ પ્રાપ્ત કરનાર પોતાના સુપુત્રોદ્વારા સકળ પૃથ્વીને એવી કીર્તિમતી તથા પવિત્ર કરી દીધેલ છે-જે પ્રમાણે સૂર્ય પોતાનાં કિરણોદ્વારા જ જલાશયોમાં ઊગેલાં કમળોને દૂરથી જ વિકસિત કરી નાખે છે.

[ ૧૦ ]

## વંશ-પરિચય

આ પવિત્ર નગરમાં શ્રીમાન્ કમળસિંહ નામના એક શ્રાવક રહેતા હતા. તેઓ પોતે શ્રીસંપન્ન હોવા છતાં ગૌરવાન્વિત હતા, ગરીબોના સહાયક અને હિતચિંતક હતા. તેમનો સમસ્ત પરિવાર સુખી હતો. ખરેખર પુણ્યશાળી પુરુષ તે જ છે કે જેઓ પોતાના આશ્રિત જનોને પણ પોતાની માફક સુખી અને સંપન્ન બનાવી દે છે.

[ ૧૧ ]

## સંસાર-વિરક્તિ

આ જ ભાગ્યશાળી કમળસિંહજીને ૭ સંતાનો હતાં. તેમાંથી બે ભાઈઓમાં મોટા ભાઈશ્રી ડુંગરસિંહજીએ સંસારથી જ્ઞાનપૂર્વક

વિરક્ત થઈ ભાગવતી દીક્ષા ધારણ કરી હતી જેમણે જ્ઞાનામૃતનું જલપાન કર્યું હોય તેમને સંસારરૂપી સમુદ્રનું ખારું પાણી પીવાની ઇચ્છા કેમ થાય? ન જ થાય એ સ્વાભાવિક છે.

## [ ૧૨ ]

## માતૃપ્રેમ-સ્નેહબંધન

સંસારનો પરિત્યાગ કરી દીક્ષા લેવા ઉદ્યત થએલા શ્રી ડુંગરસિંહજીને તેમના માતુશ્રી અત્યંત પ્રેમપૂર્વક સમજાવતાં કહેવા લાગ્યા કે-હે પુત્ર! પોતાના આપ્તજનોને તથા પ્રિય ભાઈ-બહેનોને છોડીને તું ક્યાં જાય છે? તારું આ સુકુમાર શરીર દીક્ષા લેવાને યોગ્ય નથી માટે તું અમને છોડીને ક્યાંય જા નહિ, કારણ કે તારાથી વિશેષ પ્રાણ-પ્રિય અમારા માટે બીજી કોઈ વસ્તુ નથી.

## [ ૧૩ ]

## વૈરાગ્ય-વિજય

માતુશ્રીએ આ પ્રમાણે સમજાવ્યું છતાં વૈરાગ્યવાસિત ડુંગરસિંહજી પોતાના આપ્તજનોને સમજાવીને દીક્ષા લેવા માટે તત્પર થયા. તે વખતે વૈરાગ્ય-રંગથી રંગાએલા તેમના મુખ-મંડલના પ્રકાશ આગળ ચન્દ્રમાનો પ્રકાશ પણ નિસ્તેજ જણાતો હતો અને તેથી જ ચન્દ્રમા દિવસે પીળા પતાશ( ખાપરા )ની માફક તેજોહીન જોવામાં આવે છે.

[૧૪]

## અભિનિષ્ક્રમણ

સમસ્ત આત્મીય જનોદ્વારા. સંસારમાં રહી જવાનો અત્યાગ્રહ કરાવા છતાં શ્રીમાન્ ડુંગરસિંહજીએ સંસારને અસાર જાણી પાંચ ભવ્યાત્માઓની સાથે ગૃહાભિનિષ્ક્રમણ કર્યું. ખરેખર જેમણે અધ્યાત્મદષ્ટિએ મુક્તિરૂપ તત્ત્વનું સમ્યગ્ અવલોકન કર્યું છે તેમને પોતાની ઇચ્છાનુસાર વિચરતાં કોણ અટકાવી શકે ?

[૧૫]

## સંયમમાર્ગે પ્રયાણ

પોતાના માતા-પિતાને છોડીને ગૃહાભિનિષ્ક્રમણ કરતાં તેમને સ્વજનો તથા પરિવારજનોએ સંસારમાં રહી જવા માટે પ્રેમપૂર્વક અત્યાગ્રહ કર્યો તથા અનેક પ્રલોભનો પણ આપ્યાં, પરંતુ સંયમમાર્ગનો આ પથિક—ડુંગરસિંહજી પોતાના દૃઢ નિશ્ચયથી, જે પ્રમાણે વાયુના વેગથી પર્વત વિચલિત થતો નથી તેમ, જરા પણ વિચલિત ન થયા; કારણ કે વૃક્ષોને જડમૂળથી ઉખાડી ફેંકી દેનાર વાયુથી પણ શું મન્દરાચલ પર્વત થોડો જ વિચલિત થઇ શકે છે ?

[૧૬]

## ગુરુચરણે

આ પ્રમાણે ઘરથી નીકળી તેઓશ્રી પોતાના ગુરુદેવ રત્નસિંહજી મહારાજની પાસે ગયા અને ઉદાર શબ્દોમાં તેમની સ્તુતિ

રતાં અત્યંત નમ્રતાપૂર્વક બોલવા લાગ્યા કે-'હે ગુરુદેવ ! આપે જ
ને સંસારરૂપી અંધ-કૂપમાં પડતાં બચાવ્યો છે. હે નાથ ! આપ
કળ વિશ્વને પ્રકાશમાન્ કરનાર અપૂર્વ જ્ઞાનદીપક છો.

## [૧૭]

## ગુરુ-ગુણગૌરવ

' હે સ્વામિન્ ! સમ્મોહથી સંકુચિત થએલ હૃદયરૂપી કમલને,
મૃતથી સીંચાયેલી આપની અવતારિણી વાણી વિકસિત કરી દે
હે ગુરુદેવ ! સંતાપને દૂર કરવામાં પણ આપનો પ્રભાવ કોઇ
છો નથી. એટલા જ માટે હે પ્રભો ! આપનો મહિમા સૂર્યથી
અધિક છે; કારણ કે સૂર્ય તો પોતે સંતાપકારી છે અને
સંતાપહારી છો.

## [૧૮]

## 'રત્નત્રય'માં સિદ્ધહસ્ત

' હે ગુરુવર્ય ! સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન તથા સમ્યક્ચારિત્ર એ
ત્રયની આરાધનાથી આપનું હૃદય અત્યંત પવિત્ર અને વિશુદ્ધ
થયું છે અને ક્લિષ્ટ આઠ કર્મોના બંધથી મુક્ત કરવામાં
સિદ્ધહસ્ત હોવાથી આપશ્રી ખરેખર, સદુપદેશરૂપી અમૃતથી
પૂર્ણ, જગતને પ્રકાશિત કરનાર એક અપૂર્વ ચન્દ્રબિંબ છો.

## [૧૯]

## જ્ઞાન-તપસ્વી

' હે નાથ ! સંસારના અજ્ઞાન-અંધકારને દૂર કરનાર આપના

જ્ઞાન-તેજ તથા તપસ્તેજની આગળ નિસ્તેજ બની જવાને કારણે રાત્રે ચન્દ્રમા અને દિવસે સૂર્ય બિલકુલ શોભા આપતા નથી. આ જ પ્રમાણે આપના પ્રવચનરૂપી પિયૂષ-જલમાં જ આ જીવલોક આકંઠ મગ્ન થઈ ગયો છે—એવી દશામાં જલના ભારથી વિનમ્ર બનેલા આ મેઘોની પણ હવે શી આવશ્યકતા છે ?'

## [૨૦]

## સદ્ગુરુશરણ

આ પ્રમાણે શ્રી ડુંગરસિંહજીએ હૃદયપૂર્વક ગુણ-સ્તુતિ કર્યા બાદ ગુરુદેવ શ્રી રત્નસિંહજીએ આ શિષ્યરત્નને સુપાત્ર સમજી ભાગવતી દીક્ષા આપી. રત્નત્રયના ધારણ કરનાર પૂજ્યશ્રી રત્નસિંહજીએ શિષ્ય-રત્નની બરાબર કીંમત આંકી; કારણ કે પ્રકાશ ઓછો હોવા છતાં જેટલો આદર રત્ન પ્રત્યે હોય છે તેટલો આદર અત્યંત પ્રકાશમય કાચના ટુકડામાં હોઈ ન શકે એ સ્વાભાવિક છે.

## [૨૧]

## મનોનિગ્રહ

હે મુનિવર્ય ડુંગરસિંહજી મહારાજ ! આ પ્રમાણે આપે ભાગવતી મુનિ-દીક્ષા અંગીકાર કરી મન-મર્કટને વશ કરવા માટે કષ્ટદાયક કામભોગોથી પરાઙ્મુખ બની તપશ્ચર્યાનો માર્ગ ગ્રહણ કર્યો, કારણ કે જેમણે આત્મસ્વરૂપ બરાબર સમજી લીધું છે તેમનું મન જન્માંતરમાં પણ ભોગાદિ વિષયો બીજે ક્યાંય હરી શકે નહિ.

[૨૨]

**ધર્મપ્રેરણા : એક સાથે પાંચ દીક્ષા**

હે મુનિશ્રેષ્ઠ ! આપે ધર્મતત્ત્વ સમજી દીક્ષા લીધી. એટલું જ નહિ પણ આપની પૂજ્ય સાંસારિક માતુશ્રી હીરાદેવીએ, વેસ-બાઇ નામની બહેને, માનકુંવરબાઇ નામની ભાણેજે તથા હીરાચંદ નામના ભાણેજે આપની ધર્મપ્રેરણાથી પ્રેરાઇને એક જ દિવસે અને એક જ સ્થાને ભાગવતી દીક્ષા અંગીકાર કરી. ખરેખર જે પ્રમાણે ઉદીયમાન સૂર્ય સ્વયં પ્રકાશિત થવાની સાથે જ પોતાની જનની પ્રાચી દિશાના મુખને પણ સમુજ્જ્વલ કરે છે તે જ પ્રમાણે હે ગુરુદેવ ! આપે ધર્મ-દીપને પ્રકાશિત કરી આખા કુળને પણ દીપાવ્યું.

[ ૨૩ ]

**સંયમ-સાધનાદ્વારા જીવનકલ્યાણ**

હે મુનીન્દ્ર ! આપે સ્વાધ્યાય-તપ, યમ-નિયમ, જ્ઞાન-ધ્યાન, સમિતિ-ગુપ્તિ આદિના નિરતિચારપાલનદ્વારા સંપૂર્ણ ઇન્દ્રિયોને વશમાં કરી લીધી છે તો એમાં આશ્ચર્ય શું છે ! કારણ કે સંસાર-રૂપી સમુદ્રને પાર કરવા માટે એથી અધિક કલ્યાણકારી બીજો કોઇ માર્ગ જ નથી.

[ ૨૪ ]

**ઉપદેશામૃત**

હે મુનિસત્તમ ! આપના મુક્તિપ્રદ ઉપદેશામૃતનું પાન કરી

મૂઢ મનુષ્ય પણ તત્ક્ષણ વાગ્મી-વાક્‌પટુ બની જાય છે એવી આપની પ્રતિભાશાલિની વ્યાખ્યાનવાણી છે. એટલા માટે હે ગુરુદેવ! આપનાં દિવ્ય વચનો ખરેખર કાલુષ્યરહિત અને પવિત્ર છે; કારણ કે સન્તપુરુષો પણ આપને જ્ઞાન-સ્વરૂપ તથા અતીવ નિર્મલ-પવિત્રાત્મા તરીકે ઓળખે છે.

[ ૨૫ ]

## પુરુષોત્તમ-પદ

હે સાધુ-શિરોમણિ! આપના પવિત્ર ચરણયુગલમાં વિનયાવનત થઇ સંસારી પુરુષો મૃત્યુંજય બની અમરત્વને પામે છે અને આપની દિવ્યવાણીનું શ્રવણ કરી તેઓ ભવ-બંધનથી મુક્ત થઇ જાય છે, એટલા માટે હે મુનિરાજ! તમે પુરુષોત્તમ છો એ વાત બીલકુલ સ્પષ્ટ જ છે.

[ ૨૬ ]

## વંદન-નમસ્કાર હો!

પૂજ્યપાદ, પુરુષોત્તમ, ભવ્યોના પ્રિય, મુનિ-ધર્મના ધુરંધર, ભવ્ય-જીવોને સુખ આપનાર, કલિ-કલ્મષને નષ્ટ કરનાર, સંસાર-રૂપી સમુદ્રનું શોષણ કરનાર તથા રાગદ્વેષને જિતનાર હે ગુરુદેવ! આપને નમસ્કાર હો!

[ ૨૭ ]

## કામવિજેતા

જ્ઞાન-ધ્યાનાદિ યતિ-ધર્મના સતત પાલનથી પ્રાપ્ત કરેલી

શક્તિ-વિશેષથી કામવિકારોને મંદ કરવા માટે ધ્યાનસ્થિત આપને સાક્ષાત્ 'શંકર-કલ્યાણકર' સમજીને કામદેવ-જે એક વાર શંકરના ક્રોધાનલમાં ભસ્મસાત્ થઇ ગયો છે તે-ભયનો માર્યો આપની તરફ સ્વપ્નમાં પણ દૃષ્ટિપાત કરતો નથી. અર્થાત્ હે ગુરુદેવ ! આપે યતિધર્મની સતત જાગૃતિ તથા સમ્યગ્ આરાધનાથી કામદેવને પણ જીતી લીધો હતો.

[૨૮]

## ધર્મોપદેશનો પ્રભાવ

પરમ પૂજ્ય મુનિરાજ શ્રી ડુંગરસિંહજી મહારાજ જ્યાં જ્યાં વિહાર કરીને જતા હતા ત્યાં ત્યાં તેમનાં દર્શન તથા ઉપદેશ-શ્રવણનો લાભ લેવા માટે મુગ્ધ માનવ-મેદની ઉભરાતી હતી. ભવ્ય-જનોની વચ્ચે બેસી જ્યારે આપશ્રી ધર્મોપદેશ આપતા હતા ત્યારે મેઘોની વચ્ચે જે પ્રમાણે તેજસ્વી સૂર્યકિરણ સુશોભિત લાગે તેમ શોભતા હતા.

[૨૯]

## શ્રોતા-પરિષદ

શ્રોતાઓની બૃહત્ પરિષદ્‌માં ઉચ્ચ આસન ઉપર બિરાજમાન પૂજ્યશ્રીનું સ્વરૂપ એવું દેદીપ્યમાન અને શોભાયમાન જણાતું કે જાણે ઉદયાચલના શિખર પર ઊગેલ તથા ચારે દિશાઓને પ્રકાશિત કરનાર સૂર્યનું બિંબ ચમકતું હોય !

[૩૦]

## સાધુ-શિરોમણિ

જે પ્રમાણે દેવોમાં ઈન્દ્ર, ભુજંગમોમાં શેષ તથા વન્ય પશુ-ઓમાં સિંહની પ્રધાનતા હોય છે તે જ પ્રમાણે ચારે તીર્થોમાં આપ પણ પ્રધાન-શિરોમણિ હોવાથી, સુમેરુપર્વતના ઉચ્ચ શિખરની માફક શોભતા હતા.

[૩૧]

## દીક્ષાધામ-દીવ

આપે જ્યાં સંયમ ધારણ કર્યો હતો અને એ કારણે જે દીવનગર પરમ પવિત્ર સ્થાન તે વખતે બની ગયું હતું તે નગર આજે ધનાઢ્યો તથા ધર્માઢ્યોથી યુક્ત બની ત્રિલોકમાં-વિશ્વમાં પોતાનું શ્રેષ્ઠ ઐશ્વર્ય પ્રગટ કરી રહ્યું છે.

[૩૨]

## નિર્મલ યશકીર્તિ

હે વિદ્વદ્વર્ય ! શ્રેષ્ઠ તપોધની, કરુણાનિધાન, ઉદારચેતા, મુની-શ્વર, પાપરૂપી અંધકારને દૂર કરવા માટે પરમ તેજસ્વી જ્ઞાનભાનુ ! આપના નિર્મલ યશની દુંદુભી આકાશમાં પણ વાગી રહી છે.

[૩૩]

## દિવ્ય-વાણી

હે ગુરુદેવ ! આપના પુણ્ય-પ્રભાવથી, માયા-જાળમાં ફસા-

થેલા તથા દયાપાત્ર બનેલા આ જીવ-લોકને પ્રાણ-શક્તિ આપનારી આ ધારાવાહિક અમૃત વૃષ્ટિ આકાશમાંથી વરસી રહી છે કે તે આપની દિવ્ય-વાણીની વ્યાખ્યાનધારા વરસી રહી છે ?

[૩૪]

તપસ્તેજ

જેમના મુખ-મંડળ ઉપર તરવરતી ઉત્કૃષ્ટ શાન્તિ કોઈ દિવસ ઓછી થઈ નથી, પરંતુ જેમની પ્રખર બુદ્ધિ-પ્રતિભાથી મુખ-કાન્તિ વિશેષ વૃદ્ધિંગત થઈ છે અને જેમણે પોતાના તપ-સ્તેજથી સૂર્યની તેજસ્વિતાને પણ ઝાંખી કરી નાંખેલ છે એવી હે ગુરુદેવ ! આપની મુખશ્રી-કે જે ચન્દ્રમાના જેવી સૌમ્ય છે તે-સૌમ્ય મુખશ્રીએ ખરેખર ચન્દ્રની શોભાને પણ હરી લીધી છે.

[૩૫]

મધુર સંભાષણ

હે પૂજ્ય ! આપનું સંભાષણ ખરેખર સુમધુર છે, કારણ કે તેમાં સુબન્તતિઙન્તાદિ ( વ્યાકરણથી શુદ્ધ ) પદોમાં કાંઈ પણ ફેર-ફાર (વ્યતિક્રમ) ન હોવાને કારણે લાલિત્ય છે, સદ્ધર્મનું મંડન કરવામાં સાર્થક છે, પ્રતિભાથી યુક્ત છે, કાનોને સુખપ્રદ હોવાથી કર્ણપ્રિય છે અને ભાષાસૌષ્ઠવથી પરિપૂર્ણ છે એવી આપની મધુર ધ્વનિ છે.

[૩૬]

સદ્ધર્મ-પ્રચાર

હે મુનિરાજ ! જિનેશ્વરના આપ એક સાચા ભક્ત છો.

એ જ કારણ છે કે જૈન ધર્મનો પ્રચાર તથા પ્રસાર કરવા માટે આપે ઘણો જ પરિશ્રમ સેવ્યો છે, જે જિનેશ્વર ભગવાનનાં પદ-ચિહ્નોને દેવો કમળની કલ્પના કરે છે તે ભગવાનદ્વારા પ્રરૂપિત ધર્મનો ઉદ્યોત કરવામાં આપે અતુલ પરિશ્રમ સેવ્યો છે.

[૩૭]

## બ્રહ્મચર્યનો પ્રભાવ

હે પ્રાતઃસ્મરણીય! બ્રહ્મચર્ય—સંયમ આદિના પ્રભાવથી આપના મુખમંડલ ઉપર જેવી અદ્‌ભુત કાન્તિ જોવામાં આવે છે તેવી કાન્તિ મન્દ મુનિઓના મુખ ઉપર જોવામાં ન આવે એ સ્વાભાવિક છે: કારણ કે ચન્દ્રમા જેવી જ્યોત્સ્ના નક્ષત્ર—ગણમાં આવી જ કેમ શકે?

[ ૩૮ ]

## સંયમ—પ્રભાવ

અનેક પ્રકારનાં શસ્ત્રોને હાથમાં ધારણ કરનાર, ગળામાં લોઢાની મોટી સાંકળી જેવી સર્પની માળા પહેરનાર તથા ભયાનક મુખ અને લાંબું નાક ધારણ કરનાર યમરાજ જેવા બિભત્સ પુરુષને જોઇને પણ આપના ચરણ—શરણે આવેલા ભવ્ય—જીવોને જરા પણ ભય પેદા થાય નહિ એવો આપનો સંયમ—પ્રભાવ છે.

[ ૩૯ ]

મહાન્ મદોન્મત્ત ગજરાજના કુંભસ્થલોને એક ઝપાટામાં ફાડી

નાખે એવી તીક્ષ્ણ દાઢ ધારણ કરનાર, ભયંકર મુખાકૃતિવાળ
આક્રમણ કરવામાં તત્પર, પાદાઘાતથી પ્રચંડ ક્રોધને ધારણ કરના
એવો મૃગાધિપ-સિંહ પણ હે ગુરુદેવ! આપના શરણે આવેલ
ભવ્ય-જીવો ઉપર આક્રમણ કરી ન શકે એવો આપનો સંયમ-પ્રભાવ છે

[૪૦]

હે પૂજ્ય! વિશ્વમાં સંપૂર્ણ પ્રાણીઓને આકુલ-વ્યાકુલ કરી
દેનાર, નરેન્દ્ર, અસુરેન્દ્ર અને સુરેન્દ્રોની શક્તિઓને પણ પરાસ્
કરી દેનાર અને મહાન્ યોગીઓના અભિમાનને પણ ગાળી દેના
એવી કામાગ્નિને આપના નામકીર્તનરૂપી જલ સંપૂર્ણ રીતે શાન્
કરી નાંખે છે. એવો આપનો સંયમ-પ્રભાવ છે.

[૪૧]

હે ગુરુદેવ! જે મનુષ્યના હૃદયમાં આપના નામરૂપી સર્પ-
વિષદન્ત્રી જડીબુટ્ટી રહેલી છે તે મનુષ્યને કદાચિત્ ભયંકર ફણિ-
ધર, ક્રોધાન્ધ મણિધર-વિષધર આક્રમણ કરવા તૈયાર થયો હોય
તો પણ આપના નામ-જાપથી તે સર્પ કંઠમાળ બની જાય એવો
આપનો સંયમ-પ્રભાવ છે.

[૪૨]

હે મુનિવર્ય! હિંસાની દૂષિત પ્રવૃત્તિ, અતિનિન્દિત ચૌર્ય-
વૃત્તિ, ધર્મમાં અરુચિ, પરધનાપહરણની રુચિ તથા અબ્રહ્મચર્ય આદિ

છે તેમ આપના નામોચ્ચારણ માત્રથી નષ્ટ થઇ જાય છે, એવો આપનો સંયમપ્રભાવ છે.

[૪૩]

હે મુનિશ્રેષ્ઠ ! ભોગોપભોગોથી ચિત્તને પરાઙ્મુખ બનાવી દેહ-દમનની યોગ–પ્રક્રિયાઓ દ્વારા યોગીજનો જે મુક્તિ ( આત્મિક ) સુખનો લાભ પ્રાપ્ત કરી શકતા નથી તે આત્મિક સુખની પ્રાપ્તિ આપના ચરણની સેવા કરનાર ભવ્યાત્માઓ સહજરૂપે કરી શકે છે, એવો આપનો અપૂર્વ સંયમ–પ્રભાવ છે.

[૪૪]

હે ગુરુદેવ ! ભયંકર અટવીમાં ગએલા અને હિંસક પશુઓથી ઘેરાયેલા લોકો કે જેઓ ભયંકર જંગલી હાથીઓને જોઇ ભય પામેલા છે અને જીવનની આશા છોડી બેઠેલ છે તેઓ સમાધિમાં સ્થિત પરમાત્માનું એકનિષ્ઠાપૂર્વક ધ્યાન કરનાર આપનું નામ–સ્મરણ કે ધ્યાન કરતાં જ નિર્ભય બની પોતાના નિર્દિષ્ટ સ્થાને પહોંચી જાય છે, એવો આપનો સંયમ–પ્રભાવ છે.

[૪૫]

સ્વર્ણ શિખરવાળા તે સુમેરુ પર્વતને ધિક્કાર છે જે પોતાના પ્રશ્રયમાં રહેનારને સુવર્ણમય બનાવી દેતો નથી. હે ગુરુદેવ ! ધન્ય છે આપના ચરણયુગલને કે જેનું શરણ લેવાથી ભવ્ય–જીવો દિવ્ય આત્મ–સ્વરૂપને પામી શકે છે, એવો આપનો સંયમ–પ્રભાવ છે.

[४६]

हे गुरुदेव! आपद्वारा उपदिष्ट अहिंसा-वृत्ति तथा हृदय-शुद्धिरूप उत्कृष्ट मंगलनु जे संसारी पुरुषो आराधन करे छे तेओ तत्क्षण कर्मबन्धना भयथी विमुक्त बनी जाय छे, एवो आपनो संयमप्रभाव छे.

[४७]

जे बुद्धिमान् मनुष्यो गुरुदेवना आ पवित्र स्तोत्रनो श्रद्धा-पूर्वक नित्यपाठ करे छे ते भव्य जीवोनी लक्ष्मी स्वयमेव सेवा करे छे, तेमने ज सुयश प्राप्त थाय छे, तेओ पापवृत्तिथी पराङ्मुख बनी पोताना मनने पुण्योपार्जन करवामां प्रवृत्त करे छे अने भयानक सिंहोथी भयभीत न थाय एवी निर्भयवृत्ति केळवे छे. हे गुरुदेव! आ बधो प्रताप तथा प्रभाव आपना संयमनो छे.

[४८]

हे गुरुदेव! जे मनुष्यो शुद्ध हृदयपूर्वक आपनी सेवाभक्ति करे, ब्रह्मचर्यनुं निरतिचार पालन करी जेओ सद्गुरु-स्तोत्ररूपी आ नित्यपाठनो नियमित स्वाध्याय करे तथा जयशील जैन धर्मना महिमानो समस्त संसारमां प्रसार तथा प्रचार करे ते आत्मा-भिमानथी उन्नत मस्तकवाळा मनुष्योनी पासे बाह्य तेमज आंतरिक लक्ष्मी विवश थईने आवे ए स्वाभाविक छे.

# गुरुवर्य्याष्टकम्

[ छंद–द्रुतविलम्बितम् ]

गिरिहरिं सुगुरुं प्रणमाम्यहम् ।

પ્રણમું સદા સુગુરુ ડુંગરસ્વામીને

[१]

श्रुतविभूषणार्यमरिन्दमम्
प्रखरदीप्तिधरं यमिनां वरम् ।
भयदसंसृतिमोहनिकन्दनम्
गिरिहरिं सुगुरुं प्रणमाम्यहम् ।

**ભાવાર્થ**—શ્રુત–શાસ્ત્રજ્ઞાન જ જેમનું ભૂષણ છે અર્થાત્ શાસ્ત્રજ્ઞાનના પ્રભાવક, આર્ય–શ્રેષ્ઠપુરુષ, અરિંદમ–કામ ક્રોધ માન માયા લોભ આદિ રિપુઓનું દમન કરનાર, પ્રખર દીપ્તિ–તેજસ્વિતાને ધારણ કરનાર, સંયમી–સાધુપુરુષોમાં શ્રેષ્ઠ, ભયંકર સંસારના કારણભૂત–મોહને નષ્ટ કરવામાં તત્પર એવા ગિરિ–ડુંગર હરિ–સિંહ નામના શ્રી ડુંગરસિંહજીસ્વામી સદ્ગુરુને હું વિનમ્રભાવે પ્રણામ કરું છું.

[૨]

मदनसूदनमुग्रतपोनिधिम्
विपुलपापपयोधिविशोषकम् ।
प्रणतभव्यजनार्तिहरं परम्
गिरिहरिं सुगुरुं प्रणमाम्यहम् ॥

ભાવાર્થ–મદન(કામદેવ)ને કાબૂમાં લાવનાર, ઉગ્ર-દીર્ઘ-તપસ્વી, વિસ્તીર્ણ પાપસાગરનુ શોષણ કરનાર, ભવ્યજનોના દુઃખ હરનાર એવા સમર્થ ગિરિહરિ—શ્રી ડુંગરસિંહજીસ્વામી સદ્‌ગુરુને હું વિનમ્રભાવે પ્રણામ કરું છુ

[3]

सदयमर्च्यतमं विपरिग्रहम्
सुकृतवन्तमनन्तगुणाकरम् ।
मितभुजं शरणागतवत्सलम्
गिरिहरिं सुगुरु प्रणमाम्यहम् ॥

ભાવાર્થ–દયાવંત, પૂજ્ય, પરિગ્રહ રહિત, પુણ્યશાળી, અનંત ગુણોને ધારણ કરનાર, મિતભોજી, શરણાગતના સ્નેહાસ્પદ એવા સદ્‌ગુરુ શ્રી ગિરિહરિ—ડુંગરસિંહજીસ્વામીને હું વિનમ્રભાવે પ્રણામ કરું છું.

[૪]

सितपटं सुललाटमहिंसकम्
सुविषमग्निविभं शशिसन्निभ ।

वितमसं मुनिसङ्घविशोभितम्
गिरिहरिं सुगुरुं प्रणमाम्यहम् ॥

**ભાવાર્થ**—શ્વેત વસ્ત્રને ધારણ કરનાર, વિશાળ લલાટવાળા, પરમ અહિંસક, વિવેકબુદ્ધિને ધારણ કરનાર, અગ્નિ જેવી પ્રતિભાવાળા, ચન્દ્ર સમાન સૌમ્ય પ્રકૃતિવાળા, અજ્ઞાન–અંધકારને દૂર કરનાર, મુનિસંઘની શોભા વધારનાર એવા સદ્‌ગુરુ ગિરિહરિ–શ્રી ડુંગરસિંહજીસ્વામીને હું વિનમ્રભાવે પ્રણામ કરું છું.

(૫)

नयगुणोपचितं नियतेन्द्रियम्
मृदुगिरं प्रगतेः परिपोषकम् ।
स्वमतसारप्रसारविचक्षणम्
गिरिहरिं सुगुरुं प्रणमाम्यहम् ॥

**ભાવાર્થ**—નય-વિનય આદિ ગુણોથી યુક્ત, સંયતેન્દ્રિય, મૃદુભાષી, પ્રગતિમાર્ગના પોષક તથા સમર્થક, જૈનધર્મના સારનો પ્રસાર કરવામાં વિચક્ષણ એવા સદ્‌ગુરુ ગિરિહરિ–શ્રી ડુંગરસિંહજી-સ્વામીને હું વિનમ્રભાવે પ્રણામ કરું છું.

(૬)

वदनदेशनिवेशितवक्त्रकम्
श्रुतिसुखप्रदभाषणगीतकम् ।
विजितमन्मथुरयं प्रगटोदयम्
गिरिहरिं सुगुरुं प्रणमाम्यहम् ॥

**ભાવાર્થ**—મુખમડળ ઉપર મુખવસ્ત્રિકા ધારણ કરનાર, શ્રુતિ–કર્ણને સુખપ્રદ એવુ મધુર સભાષણ કરનાર, કામ–ક્રોધના વેગને જીતનાર, પ્રગતિના માર્ગમાં અગ્રેસર થનાર એવા સદ્‌ગુરુ શ્રી ડુંગરસિંહજીસ્વામીને હુ વિનમ્રભાવે પ્રણામ કરુ છુ.

(૭)

स्वतपसश्च प्रभावमगापयत्
निखिलसाधुजनान् नतश्रावकान् ।
निपुणमुद्यतदम्भनिवारणे
गिरिहरिं सुगुरुं प्रणमाम्यहम् ॥

**ભાવાર્થ**—સમસ્ત સાધુગણે તથા નમ્ર શ્રાવકોએ પણ જેમના તપશ્ચરણનો ગુણ–મહિમા ગાયો છે તથા દંભાદિનુ નિવારણ કરવામાં ખૂબ નિપુણતા પ્રાપ્ત કરનાર એવા સદ્‌ગુરુ શ્રી ડુંગરસિંહજીસ્વામીને હુ વિનમ્રભાવે પ્રણામ કરુ છુ.

(૮)

कमलनन्दनमार्तिनिकृन्दनम्
विमदमुत्तमशीलतपोधनम् ।
जिनकथाऽवसरेऽमृतवर्षिणम्
गिरिहरिं सुगुरुं प्रणमाम्यहम् ॥

**ભાવાર્થ**—જનસમાજના દુ:ખને નષ્ટ કરનાર, મદ–માત્સર્યને દૂર કરનાર, ઉત્તમ શીલ–સદાચારને ધારણ કરનાર, તપોધની, તથા જિન ભગવાનની કથા કહેતી વખતે ધર્મામૃતની વર્ષા કરનાર એવા કમલસિંહના નદન–કમલની માફક આનદ આપનાર–સદ્‌ગુરુ શ્રી ડુંગરસિંહજીસ્વામીને હુ વિનમ્રભાવે પ્રણામ કરુ છુ

# અગાઉથી ગ્રાહક થનારની

# નામસૂચિ

| | | |
|---|---|---|
| ૧૦૬ | રા. રા. | શામજી વેલજી વીરાણી |
| ૫૧ | ,, | ચુનીલાલ નાગજી વોરા |
| ૫૧ | ,, | રાઘવજી ગોવીંદજી સંઘરાજકા |
| ૫૧ | ,, | હરિલાલ અમૃતલાલ પારેખ |
| ૨૫ | ,, | કપુરચંદ પાનાચંદ મહેતા |
| ૨૫ | ,, | દેવકરણ હંસરાજ |
| ૨૫ | ,, | મદનજી જેઠાભાઇ |
| ૨૫ | ,, | કેશવલાલ તલકચંદ શેઠ |
| ૧૫ | ,, | પ્રભુદાસ મૂળજી દોશી |
| ૧૧ | ,, | ઝીરચંદ કચરા મકાણી |
| ૧૧ | ,, | અંદરજી ધેલાભાઇ પટેલ |
| ૧૧ | ,, | કાનજી પાનાચંદ ઓમાણી |
| ૧૧ | ,, | ભાનુભાઇ રામજી કોઠારી |
| ૧૧ | ,, | વલભજી વનમાળી |
| ૧૦ | ,, | ગુલાબચંદ પાનાચંદ મહેતા |

૧૦ દીવાળીબેન છોટાલાલ
૧૦ રા. રા. જેમંતભાઈ પાનાચંદ પ્રોજવાળા
૧૦ ,, મોહનલાલ દામોદર મહેતા
૫ ,, રેવાશંકર ભાઈચંદ શેઠ
૫ ,, સૌભાગ્યચંદ મોતીચંદ દોશી
૫ ,, પાનાચંદ ચત્રભુજ દોશી
૫ ,, મથુરાદાસ પોપટભાઈ
૫ ,, કપુરચંદ રણછોડ મહેતા
૫ ,, સોમચંદ નાગજી મહેતા
૫ ,, મોરારજી વછરાજ
૫ ,, ગુલાબચંદ જેઠાભાઈ
૫ ,, માનસંગ કપરાભાઈ
૫ ,, મગનલાલ ગોકળદાસ
૫ ,, આણંદજી રાયચંદ
૫ ,, જમનાદાસ માણેકચંદ મોદી
૫ ,, ત્રિભોવન વાલજી મહેતા
૫ ,, ગોપાળજી ભીમજી પારેખ
૩ ,, પ્રાણજીવન નારણજી પારેખ
૩ ,, મણિલાલ વનમાળી શાહ
૩ ,, પાનાચંદ ત્રિભોવન પારેખ
૩ ,, કેશવલાલ હીરાશંકર ધોળાણી
૩ ,, રતિલાલ ભાણજી
૨ ,, અંબાવીદાસ ચત્રભુજ બાવીશી
૨ ,, છોટાલાલ કેશવલાલ કામદાર

૨ રા. રા. ચંદુલાલ નરેન્દ્ર કોઠારી
૨ મણીબેન ઉદાણી
૨ રા. રા. પોપટલાલ ખેતશીભાઈ
૨ બહેન હેમકુંવર દેવચંદ માધવજી.
૨ રા. રા. જગજીવન જુઠાભાઇ કોઠારી
૨ ,, ફુલચંદ લીલાધર
૨ ,, જેઠાલાલ મલુકચંદ
૨ ,, વીકમશી કાળીદાસ
૨ ,, આણંદજી પ્રાગજી
૨ ,, રૂપચંદ અભેચંદ
૨ ,, માણેકચંદ પોપટભાઇ
૨ ,, ઘેલાભાઇ નીમચંદ
૨ ,, હંસરાજ કાળીદાસ
૨ ,, અભેચંદ જુઠાભાઇ
૧ ,, અમરચંદ ગિરધર
૧ ,, મણિલાલ ઝવેરચંદ
૧ ,, દેવશી માણેકચંદ દામાણી
૧ ,, છગનલાલ વર્ધમાન મોદી
૧ ,, હરજીવન રૂગનાથ દેસાઇ
૧ ,, જયંતિલાલ રેવાશંકર દોશી
૧ ,, છોટાલાલ માનસંગ
૧ ચોટીલાવાળા ચતુરાબાઇ
૧ રા. રા. મગનલાલ લાડેમચંદ

૧ બ્હેન ઝમકુંવર ચત્રભુજ
૧ રા. રા. ધીરજલાલ કાનજી
૧ „ કાનજી જુઠાભાઈ
૧ મણિબેન વેરાવળવાળા
૧ રા. રા. ઓકમજી પ્રાગજી
૧ „ રેવાશંકર અનુપચંદ
૧ „ સોમચંદ નાગજી મહેતા
૧ „ છબીલદાસ વજેશંકર
૧ „ અમૃતલાલ ગધવજી
૧ „ જેઠાલાલ પોપટલાલ
૧ „ પ્રજારામ વરાણશી
૧ „ કાનજી પરસોતમ
૧ „ સાકરચંદ જેચંદ
૧ „ ફુલચંદ વનમાળી
૧ „ લક્ષ્મીચંદ જુઠાભાઈ
૧ „ પ્રાણજીવન કાળીદાસ
૧ „ લાલજી કાનજી
૧ „ જેચંદ અજરામર કોઠારી
૧ „ મુળચંદ જેઠાભાઈ
૧ „ મણિલાલ જેસંગભાઈ
૧ „ ઢપુલાલ ભગવાનજી
૧ „ સુંદરજી વીરજી વારીઆ
૧ „ અમૃતલાલ હંસરાજ

૧ રા. રા. વલભજી રતનશી
૧ ,, છોટાલાલ વાઘજી
૧ ,, મોનજી દેવચંદ

૬૨૧)